॥ ભગવાન કરુણાસાગરો વિજયતે ॥

# કૈવલજ્ઞાન ભાનુ



ભગવાન કરુણાસાગરનું પ્રાગટ્ય


પ્રકાશક અને સટીક ભાષાંતર કરનાર

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી

ડુંભાલ પાટીયા, સુરત



પરમગુરુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક
પૂ. શ્રી નરવેદસાગર ઉર્ફે નારણદાસજી મહારાજ

॥ ભગવાન કરૂણાસાગરો વિજયતે ॥

# કૈવલજ્ઞાન ભાનુ

: સ્વરચિત :

પરમદયાળુ ભગવાન કરૂણાસાગર

: સંયોજક :

પરમહંસસુખાનંદજી - વડોદરા

: પ્રકાશક અને સટીક ભાષાંતર :

મહંતશ્રી સરજ્યુદાસજી, ગુરૂશ્રી મોહનદાસજી, સુરત

: પ્રકાશન :

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

સંત શ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી

ભગવાન કરૂણાસાગરનું મંદિર,

કરૂણેશનગર સોસાયટી, કુંભાલ પાટીયા, સુરત

અં. કિંમત : અમૂલ્ય

વે. કિંમત : ૭૫-૦૦ રૂ.

(પોસ્ટ ખર્ચ અલગ)

પુસ્તકોનું પ્રાપ્તિસ્થાન :

(૧) મંહત શ્રી સરજ્યુદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી
ભગવાન કરૂણાસાગરનું મંદિર, ડુંભાલ પાટીયા, સુરત

(૨) કૈવલ વિજ્ઞાન પ્રસાર મંડળ
શ્રી નાનજીભાઈ પુનમચંદ લુહાર
મારવાડીની ચાલી, કિરણનગર પાસે,
શાહપુર દરવાજા બહાર, અમદાવાદ-૪.
મો. ૯૯૨૫૭ ૫૬૯૩૮

ત્રીજી આવૃતિ : સંવત ૨૦૬૪

(ગુરુવર્ય મહંતશ્રી મોહનદાસજી
ગુરુશ્રી લક્ષ્મણદાસજીનાં કૈવલધામ નિવાસ નિમિત્તે)

પ્રત : ૧૦૦૦ સને ૨૦૦૮

મુદ્રક : સાધના પ્રિન્ટરી,
મો. ૯૮૨૫૪ ૯૧૨૮૧



श्री महान तपस्वी रघुरामजी गुरु श्री कुवेर स्वामीजी

# સમર્પણ



## સહાદર સમર્પણ પ્રેમપુષ્પ

હમારા ગુરુવર્ય મહાન સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના પ્રાજ્ઞ
અનુભવી અને પ્રખર તત્વજ્ઞાની શ્રી મોહનદાસજી
મહારાજના આશીર્વાદથી પ્રાપ્ત થયેલું,
અગાધ અનુભવ વૃક્ષનું એક ગ્રંથરૂપી
પ્રેમ પુષ્પ અનેકવાર નમસ્કાર
કરીને તેમના પરમ પવિત્ર
ચરણ કમળમાં
સમર્પણ
કરું છું.

લિ.

આપના ચરણરજના અભિલાષી

**મહંત શ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**

**સંત શ્રી નિર્મળદાસજી ગુરૂશ્રી મોહનદાસજી**

ભગવાન કરૂણાસાગરનું મંદિર, કુંભાલ પાટીયા, સુરત

*મહાન સમર્થ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને મારી અતિ નમ્રતાપૂર્વક વિજ્ઞપ્તિ કે તેઓ સંસારભરના સર્વ અંશોને સત્ય જ્ઞાન આપે.*

ભગવાન કરૂણાસાગરો વિજયતે ।

# પ્રકાશકના બે બોલ

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગરે જગત જીવોના પરમ કલ્યાણ અર્થે પોતાના સ્વમુખે પ્રાર્થના, સ્તુતિઓ, પ્રભાતપદ, મંગળપદ, મંગલાઆરતી વિગેરેમાં વર્ણન કરી સામાન્ય, વિશેષ સર્વે અંશોને ચેતાવી નિજ સ્વરૂપમાં જાગૃત કરવા આપનપુ અને નિજપતિની એકતાનું લક્ષજ્ઞાન દર્શાવવામાં આવ્યું છે.

આ કૈવલજ્ઞાનભાનુની પ્રથમ આવૃત્તિ સને ૧૯૮૧માં છપાવી પ્રસિદ્ધ કરેલી. તે વખતે ૩૦૦૦ પ્રતો છપાવેલી તે અત્યાર સુધીમાં પુરી થઈ ગઈ છે. જેથી જ્ઞાન સંપ્રદાયના ભાવિક ભક્તજનો પરમગુરૂના પરમ પ્રેમાળુઓની જ્ઞાન જીજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી ઘણા જીજ્ઞાસુ જનોની માગણી હોવાના કારણને લઈ ત્રીજી આવૃત્તિ છપાવવાની ફરજ પડી છે. તેમાં શબ્દાર્થ અને અક્ષરદોષ તપાસીને તૈયાર કરવામાં અમદાવાદથી શ્રી નાનજીભાઈ પી. લુહાર તેમજ શ્રી લાલજીભાઈ ધનજીભાઈ માળવિયા ગામ-પીપળવા, જી. અમરેલી અને શ્રી દિલિપભાઈ વી. વેકરીયા(ખાખરા, હડમતીયાવાળા)એ પરમગુરૂજ્ઞાન પ્રચારના આ ભગીરથ કાર્યમાં અંતરના ઉમંગપૂર્વક તેમના કિંમતિ સમયનો અને તન, મનનો ભોગ આપી ધર્મ જીજ્ઞાસુજનો સરળતાથી સમજી શકે એવા હેતુથી હૃદયના શુદ્ધ ભાવે પુરૂષાર્થ કર્યો છે. તેથી ભગવાન કરૂણાસાગર કૃપાવંત થઈને તેમના હૃદયમાં વસી તેમના કૈવલપદ પામવાના મનોરથ પુરણ કરે એજ અમારા અંતર હૃદયની પ્રાર્થના.

સત્ કૈવલ સાહેબ

લી. પ્રકાશક

# નિવેદન

આ જગતના વિષે સકર્તાપતિના સામાન્ય તેમજ વિશેષ, સર્વઅંશો માયાના વિલાસમાં પડવાથી પોતાના સ્વરૂપની શુદ્ધ જાણ ગુમાવી બેઠા. ત્યારે વિશેષ અંશો વિભુતિવાળા દેવી, દેવ, દસ અવતારો તથા બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર સુધીની ઉપાસનામાં રોકાયા. તે કારણને લઈ શુભાશુભ કર્મના બંધનમાં બંધાવાથી તેના ફળ ભોગવવા આ લોક તેમજ પરલોકમાં ફરતા ફરતા ઘણા યુગ વીતી ગયા. છતાં નિજ કર્તાના ધામમાં કોઈ અંશ જઈ શક્યા નહિ. જેથી નિજકર્તાએ નજર પસારીને જોયું, ત્યારે અનેક મતપંથના ધર્માચાર્યોએ જપ તપ તીર્થ વ્રતની આઘ લઈ બિછાવેલી જડ ઉપાસનાની જાળમાં ફસાયેલા જોયા.

**તબ તેહી જીવ મુક્તાવન, પાવન કરન જહાંન;**

**આયેહું તન ધર જબી હમ, ધરી ભવ ભેખ મહાન.**

ઉપર જણાવ્યા પ્રમાણે કરૂણેશ પતિએ જગતભરના જીવોને કર્મના બંધનમાંથી છોડાવવા અને પાપરહિત કરવા માટે અકળ વિભૂતિનો મહાન દિવ્ય મનુષ્યદેહ રૂપી ભેખ લઈને આ ભવના વિષે પધાર્યા છે..

તે ભગવાન કરૂણાસાગર નિરંજન અને શક્તિથી લઈ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર વગેરે ચૌદ લોકને આપનપુ અને પતિપદનો અલૌકિક લક્ષ જણાવતા જણાવતા આ પૃથ્વી ઉપર પધારીને છ દ્વિપના નિવાસીજનોને કૈવલ લક્ષ બક્ષિસ આપ્યો. ત્યારબાદ સાતમાં જંબુ દ્વીપમાં ભરતખંડના વિષે ગુજરાત દેશમાં સંવત ૧૮૨૯-મહા સુદ ૨ના પવિત્ર શુભદિવસે દિવ્ય સ્વરૂપ ધારણ કરીને સ્વામી શ્રીમંત કુવેરના નામે પ્રસિદ્ધ થયા છે. તે મહાન સમર્થ પરમગુરૂ અને પરમપતિ વસ્તુ સ્થિતિએ એક જ છે. પરંતુ પોતાના સ્વજાતિ અંશોને ચેતાવવા માટે અદ્વૈત સ્વરૂપમાંથી દ્વૈતરૂપે પરમગુરૂ પ્રગટ થયા છે. તેઓ પ્રગટ ન થાય તો જગતમાં સર્વે અંશોને સકર્તા પતિનો લક્ષ જણાવનાર બીજો કોઈ છે જ નહિ.

**કૈવલ અકળ અરૂપ અદૅષ્ટ, કારજ દ્વારે વેતા શ્રેષ્ઠ;**

**મહા અગ્નિ નભમે નિજરૂપે, પ્રગટ્યો તેથી સુર સરૂપે.**

કૈવલપતિ અકળ અને અરૂપ હોવાથી ચર્મદષ્ટિમાં આવતા નથી. તેમજ કૈવલપતિના મુળ અવ્યક્ત સ્વરૂપમાંથી કાર્યરૂપે કૈવલની અલૌકિક જાણને જણાવનાર પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમગુરૂ પ્રગટ થયા છે. દષ્ટાંતે જેમ આકાશમાં મહદ અગ્નિ સહેજ સ્વભાવે સમ દમ રહેલો છે. તે પ્રકાશ આપીને અંધકારને દૂર કરી શકતો નથી. પરંતુ તેજ મહાદ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલો સૂર્ય ત્રણે લોકના અંધકારને દૂર કરી શકે છે. **એ દ્રષ્ટાંતના ન્યાયે કૈવલકર્તા અંશોનું અજ્ઞાન મટાડી કલ્યાણ કરી શકતા નથી. પરંતુ પરમગુરૂ સૂર્ય સ્વરૂપે હોવાથી અંશોનું અજ્ઞાન મટાડીને કૈવલ મોક્ષ પમાડે છે.** એવા જે પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરે અમાપ અનુભવનો પ્રકાશ પાડીને ન્યાય સહિત સગુણ-નિર્ગુણ સર્વે સિદ્ધાંતોનો અંત લાવી એક સકર્તા સિદ્ધાંત સ્થાપીને જગતમાં જાહેર કરી જણાવ્યો છે. જેનું સર્વોત્તમ જ્ઞાન અંશ-અંશીપદની એકતા કરાવવાવાળુ હોઈ. કોઈ જીજ્ઞાસુ અધિકારી જન ગ્રહણ કરે તો સદેહે જીવન મુક્ત થઈ શકે છે. તેનો પ્રત્યક્ષ અનુભવ કરવો હોય તો ભગવાન કરૂણાસાગરના સ્વરચિત અઢાર ગ્રંથોનું અતિ સૂક્ષ્મ દષ્ટિએ અવલોકન કરવું. જ્યારે પરમગુરૂ પ્રગટ થયા તે સમયના સંજોગો જોઈને જગત જીવો હિતાર્થે સહેલાઈથી સમજી શકે એવા હેતુથી ગુરૂમુખી ભાષામાં ગદ્ય વિભાગ તેમજ પદ્ય વિભાગની રચના કરી છે.

પદ્ય વિભાગ પૈકી પ્રભાત, મંગળ, મંગલાઆરતી, શણગાર આરતી, પરિક્રમા, ગુરૂઅષ્ટક અને ગુરૂમહિમા તેમજ અવિનાશી પદ, ગોડીપદ, સંધ્યા સાખી અને સંધ્યા આરતી વિગેરેનો ટીકા સહિત આ કૈવલજ્ઞાન ભાનુ ગ્રંથમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

તે કૈવલજ્ઞાન ભાનુનો પ્રકાશ જે આરતવાન નર-નારીના હૃદયમાં થશે. તેમનો અજ્ઞાનરૂપી અંધકાર સદંતર નાશ પામશે. જેથી હું કોણ ? અને મારો નિજ કર્તા કોણ ? તે યથાર્થ જાણી શકાશે. તદ્ઉપરાંત વર્તમાન સમાજમાં ઉંડા મૂળ ઘાલી ઘર કરી રહેલા **અંધશ્રદ્ધા, વહેમ, નિંદા, રાગદ્વેષ, વ્યસન વગેરેમાંથી મુક્તિ મેળવી પોતાના નિજસ્વરૂપને જાણી પરમપદ દાતા પરમગુરૂ તરફ ગતિ કરશે.** એજ પરમગુરૂ પ્રત્યે અંતઃકરણની પ્રાર્થના.

(અપૂર્ણ)

**લી. પ્રકાશક**

# પ્રસ્તાવના

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, મહાનસમર્થ ભગવાન કરૂણાસાગરની અસીમ કૃપાથી "કૈવલજ્ઞાન ભાનુ" ગ્રંથની પ્રસ્તાવના લખવાનો ઉત્તમ પ્રસંગ અમારા અહોભાગ્યે પ્રાપ્ત થયો છે. માટે 'કૈવલજ્ઞાન ભાનુ" ગ્રંથની પ્રસ્તાવના લખવાનો પ્રારંભ કરૂ છું. આ ગ્રંથનું નામ "કૈવલજ્ઞાન ભાનુ" રાખવાનો હેતુ અગણિત યુગોથી નિજ સ્વરૂપને ભૂલેલા સર્વ અંશોનો અજ્ઞાનરૂપી અંધકાર નાશ કરવા કૈવલ રૂપી મહાદ અગ્નિમાંથી જ્ઞાન સૂર્ય સ્વરૂપે મહાન સમર્થ પરમગુરૂ પ્રગટ થયા છે. તે કારણને અનુલક્ષી ઉપર પ્રમાણે ગ્રંથનું નામ આપવામાં આવ્યું છે.

આ ગ્રંથમાં પ્રથમ ભગવાન કરૂણાસાગરના સ્વમુખે રચેલા "અગાધબોધ ગ્રંથનું" મંગલાચરણ મૂકવામાં આવ્યું છે. તેના વિશે સકર્તાપતિની અલૌકિક અતિ અદ્ભુત મહત્તા દર્શાવવામાં આવી છે. તે અતિ સૂક્ષ્મદષ્ટિથી જોનાર અધિકારીજન હશે. એજ સમજી શકશે. તદ્ઉપરાંત મંગલાચરણનો અર્થ પણ બુદ્ધિ અનુસાર સમજાવવામાં આવ્યો છે. તેમજ ઉમંગ છંદ, વિનંતીહુલાસ છંદ, ઢાળફેર સ્તુતિ, પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ રચિત પ્રાર્થનાઓ અને ભગવાન કરૂણાસાગર રચિત પ્રભાતપદ મૂકવામાં આવ્યા છે.

મંગળ એટલે પરમગુરૂના પરમપ્રભાવનું અને તેમની મહત્તાનું અજોડ વર્ણન કરી જણાવવામાં આવ્યું છે. તેમજ ચરણ ગ્રહણ કરનારજનોને ક્યા ફળની પ્રાપ્તિ થાય છે તે જણાવવામાં આવ્યું છે. એવા પરમગુરૂ અલગના અલગ સલંગના સલંગ હોવા છતાં પંચ વિશેષણો દ્વારા સર્જનહારનો અનુભવ કરાવે છે. તે અલૌકિક વિશેષણોની મહત્તા દર્શાવવામાં આવી છે. તથા કૈવલપતિ કરૂણેશ હોઈ સર્વ દેવોને એક એક કરૂણાનો અધિકાર આપવામાં આવ્યો છે. તેનું વર્ણન કરી બતાવ્યું છે. તેમજ પોતાના સજાતીય અંશોને નકલી કર્તાઓ અને તેની સત્ય હકીકત જણાવવામાં આવી છે. સર્વ અંશોને નકલી કર્તાને વશ પડેલા જોઈ સકર્તાપતિ પરમગુરૂનું સ્વરૂપ ધારણ કરીને જગતમાં પ્રગટ થયા છે. તેમજ મંગલાઆરતી, શણગાર આરતી, પરિક્રમા, ગુરુઅષ્ટક, અવિનાશીપદ, ગોડીપદ, ઉપવિતવિધી અને અમરમંત્રના ગુપ્ત આશયનું વર્ણન કરી લક્ષ ભજન કરવાની રીત તેમજ હંગે હંગની એકતાનું અનુસંધાન સમજાવવામાં આવ્યું છે. છતાં ભગવાન કરૂણાસાગરના અલૌકિક દિવ્યવચનોનો અતિ ગુપ્ત આશય પ્રકાશમાં લાવવો. એ લેખક

તેમજ પ્રકાશકની કલમ બહારનો વિષય છે.

"કૈવલજ્ઞાન ભાનુ"ની ઈસવીસન ૧૯૮૧માં બહાર પડેલ પ્રથમ આવૃત્તિમાં વિસ્તૃત રીતે પ્રસ્તાવના આપેલી છે. તેનો ટુંકસાર લઈ અત્રે મુકેલ છે. "કૈવલજ્ઞાન ભાનુ"ની ત્રીજી આવૃત્તિના પ્રકાશન કાર્યમાં જેમણે પ્રગટ કે ગુપ્ત રીતે તન, મન અને ધનથી સહાયતા કરી છે. તે સર્વેનુ ભગવાન કરૂણાસાગર કલ્યાણ કરો. એવા સર્વજ્ઞ મહાદ સુજાણ જાણ ભગવાન કરૂણાસાગરને અંતઃકરણપૂર્વક પ્રાર્થના.

અંતમાં મારા કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના સંત સજ્જનોને સુધારીને વાંચવા વિનંતી. પરમકૃપાનિધિ પરમગુરૂની અસીમકૃપાથી ઉપાસના પદવિભાગની ટીકાનો બનતો પ્રયાસ કર્યો છે. પરંતુ હું કંઈ વિદ્વાન કે વ્યાકરણી નથી તેમજ તત્ત્વવેત્તા કે જ્ઞાની તરીકેનો દાવો પણ કરતો નથી. પરમ વિશેષ પરમશ્રેષ્ઠ, પરમદયાળુ, ભગવાન કરૂણાસાગરની પરમ પ્રેરણાથી મારી અલ્પબુદ્ધિ અનુસાર કાયમ સમાજના સંત સજ્જનો આગળ વાંચવા વિચારવા અને અનુસરવા "કૈવલજ્ઞાન ભાનુ" ગ્રંથની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના રજૂ કરું છું. ગ્રંથના વિષે કોઈપણ ચોપાઈનો અર્થ સમજફેર થયો હોય તો લખી જણાવવા મારી હાર્દિક પ્રાર્થના.

સાધના પ્રિન્ટીંગ પ્રેસવાળા શ્રી અશોકભાઈ તથા શ્રી કાન્તિભાઈએ ખંતપૂર્વક કાર્ય કરી યોગ્ય સમયે ગ્રંથનું છાપકામ કરી આપ્યું છે. એથી ભગવાન કરૂણાસાગર તેમના ઉપર મહેર કરે.

વેદ કતેબ ન જાનહી, વા ઘરકો અભિપ્રાય;
ગુનતિનુ સુર લોક લ્યો, મૂનિજન મરમ ન પાય.
મહામત જ્ઞાન અગાધ હે, જાકો આદ્ય ના અંત;
કહેં કુવેર ગતિ લહત હે, કોઈ કોઈ વિરલા સંત.

લી. પ્રકાશક

મહંત શ્રી સરજ્યુદાસજી ગુરૂશ્રી મોહનદાસજી



# કાયમપંથ જ્ઞાન સંપ્રદાયના
# મહાન અને પ્રખર વિદ્વાન કૈવલ વેત્તા
# પરમહંસ સુખાનંદજી મહારાજનો ટૂંકો પરિચય

આપણા કાયમ સમાજમાં કૈવલજ્ઞાન જ્યોતિર્ધર પરમહંસ સુખાનંદજી મહારાજ ઘણા પ્રખર વિદ્વાન થઈ ગયા. તેમને આખા સમાજમાં કોઈ વ્યક્તિ ભાગ્યે જ ન ઓળખતી હોય. તેમનો જન્મ ગુજરાતના ખેડા જિલ્લાના પેટલાદ તાલુકાના ચાંગા ગામમાં સંવત ૧૯૪૬ના શ્રાવણ વદી ત્રીજ તા. ૨૯-૩-૧૮૯૦ મધ્યમ વર્ગના સંસ્કારી કુટુંબમાં થયો હતો. તેજ દિવસે પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કૈવલધામ નિવાસી થયાનો પ્રસંગ બન્યો હતો જે સંબંધની યાદ તાજી કરતો આ નોંધપાત્ર બનાવ હતો. આશરે ૧૬ વર્ષની ઉંમરે તેમણે મુકામ રૂપિયાપુરા ગામે મહંતશ્રી દામોદરદાસજી પાસે જઈ 'સંત દીક્ષા' લીધી હતી.

ત્યાર બાદ, મહંતશ્રી દામોદરદાસજી પાસે ત્રણ વર્ષ રહ્યા પછી સારસા ગયા; અને સારસા આવીને ઘણી જ સારી સેવા કરી હતી. છતાં ગ્રંથોનો વધુ અભ્યાસ કરવાની ઉત્કંઠા જાગ્રત થયેલી હોવાથી સંસ્કૃત ભાષાનો વધુ અભ્યાસ કરવાનો વિચાર વારંવાર થયા કરતો. જેથી તેઓ ત્યાંથી નીકળીને ગામ સુરકુવા, જી. ખેડા આવ્યા. મહારાજશ્રી ઓદ્ધવદાસજી તેમજ ગં. સ્વ. છીતાબાની સહાયથી સંસ્કૃતનો અભ્યાસ કરવા કાશી ગયા. આ પ્રમાણે પાંચ વર્ષ હરિદ્વાર ઋષિકેશમાં રહી સંસ્કૃત ભાષાનો અભ્યાસ સંપૂર્ણ કર્યા બાદ સંચાલકની આજ્ઞા મેળવીને પોતે ગુજરાતમાં આવ્યા.

અને ત્યારબાદ ઉમરા ગામે ગયા હતા, અને ત્યાંથી વ્યારા, જિલ્લા-સુરતમાં ભાવસાર મગનલાલ ભગવાનદાસને ત્યાં રહી 'કૈવલજ્ઞાનોદય' નામનું માસિક ૧૬ પેજી ફર્માનું જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ સુરતમાં છપાવવાનું શરૂ કર્યું હતું અને એક વર્ષ સુધી છાપવાનું ચાલુ રાખ્યું હતું. ત્યારબાદ સકર્તા ભાષ્ય નામે એક ગ્રંથ હતો તેનું ઉપનામ "કૈવલ પ્રકાશ" આપી તેની આવૃત્તિ પહેલી વડોદરાના લક્ષ્મી વિજય પ્રેસમાં જે સંવત ૧૯૭૪માં છપાવી પ્રસિદ્ધ કર્યો હતો. ફરી ઉમરા ગામે આવ્યા અને ગામના ભાવિક જનોએ મહારાજશ્રી માટે એક નાનુ પર્ણકુટિ જેવું સુંદર મંદિર નદીના કિનારે બંધાવી આપ્યું, ત્યાં "પંચમ શ્વસમ

વેદ'' નામના ગ્રંથની પહેલી આવૃત્તિ ૧૬ પેજી ફર્માવાળું સુરત જૈનાનંદ પ્રિન્ટીંગ પ્રેસમાં સંવત ૧૯૭૬માં છપાવ્યું. ત્યારબાદ સૂક્ષ્મવેદ ઉપનિષદ ગ્રંથ ''અચરત સાગર'' આવૃત્તી પહેલી ''ધી ડાયમંડ જ્યુબીલી'' પ્રિન્ટીંગ પ્રેસ, અમદાવાદમાં સંવત ૧૯૫૬માં છપાવ્યો. ત્યારબાદ પાખંડનો પરાજય (અનુભવોદય કૃત) પંચમ શ્વસમ વેદ નિરૂપણ જૈન વિજય પ્રિન્ટીંગ પ્રેસ સુરતમાં સંવત ૧૯૭૭માં છાપ્યું. ઉપરના નામવાળાં ત્રણે પુસ્તકોનું પ્રકાશન ઉમરા મંદિરમાં રહી કર્યું હતું. ત્યારબાદ વડોદરા ગયા હતા. ત્યાં તેઓશ્રીને એક મંદિર બક્ષિસ મળ્યું હતું, જે ગોયા દરવાજા બહાર આવેલું છે. તે દરમ્યાન જ્ઞાન સંપ્રદાયના અનુયાયીઓની પુસ્તકોની માંગણી વધી જવાથી સંવત ૧૯૭૯માં 'કૈવલ પ્રકાશ'' ગ્રંથની બીજી આવૃત્તિ છપાવી બહાર પાડી. ત્યારબાદ સંવત ૧૯૮૪માં 'કૈવલ પ્રકાશ''ની ત્રીજી આવૃત્તિ છપાવી પ્રસિદ્ધ કરી, પછીથી ભગવાન કરૂણાસાગરના સ્વહસ્તે લખાયેલ સ્વાચાર પત્રિકા નામના ગ્રંથનું ઉપનામ શિક્ષાપત્રી રાખી તે ધી લક્ષ્મી ઈલેકટ્રીક પ્રિન્ટીંગ પ્રેસમાં તા. ૧૨-૧૧-૨૫ના રોજ છપાવી પ્રસિદ્ધ કર્યો. તે આ સંપ્રદાયના ઘણા ખરા મંદિરોમાં હસ્ત લેખિત મોજૂદ છે. ત્યારબાદ ભગવાન કરૂણાસાગરનો જીવન પ્રભાવ સંવત ૧૯૮૬માં ધી આર્ય સુધારક પ્રેસ વડોદરામાં છપાવી પ્રસિદ્ધ કર્યો અને પોતાની વિદ્વત્તાથી અને ધર્મની ધગશથી ભાવિક હરિભક્તોને અમૃત સમાન જ્ઞાનની લ્હાણીની ભેટ આપી હતી.

તે સિવાય જ્ઞાન સંપ્રદાયમાં તેઓશ્રીએ છપાવેલા સર્વ પ્રથમ ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

| | | | |
|---|---|---|---|
| ૧. | વિશ્વભ્રમ વિધ્વંશનિધિ ગ્રંથ | આવૃત્તિ-૧ | સંવત ૧૯૮૭ |
| ૨. | ભવતિમિરભાસ્કર ગ્રંથ | આવૃત્તિ-૧ | સંવત ૧૯૮૯ |
| ૩. | ભગવાન કરૂણાસાગરની અગાધ ગતિ | આવૃત્તિ-૧ | સંવત ૧૯૯૧ |
| ૪. | પંચમ શ્વસમવેદ ગ્રંથ | આવૃત્તિ-૨ | સંવત ૧૯૯૫ |
| ૫. | સકર્તા ભાષ્ય | આવૃત્તિ-૪ | સંવત ૧૯૯૮ |
| ૬. | સકર્તા ભાષ્ય (હિન્દી અનુવાદ) | આવૃત્તિ ૧ | સંવત ૨૦૦૦ |

ઉપર દર્શાવેલા તમામ ગ્રંથોના સર્વ પ્રથમ પ્રકાશક પોતે જ હતા. આ અગાઉ તેમના પહેલા સંપ્રદાયમાં કોઈ સાધુ, સંતો કે મહંતો એ કોઈ પણ ગ્રંથને પ્રકાશમાં લાવી શક્યા



## શ્રી પરમહંસ સુખાનંદજી મહારાજ

જન્મ તારીખ : ૩-૮-૧૮૯૦ ● કૈવલ ધામનિવાસ : તા. ૨૯-૩-૧૯૪૮

ન હતા. તેમજ સંપ્રદાયમાં પારાયણની પણ સર્વ પ્રથમ શરૂઆત કરનાર તેઓશ્રી પોતે જ હતા. તે બદલ આખો કાયમ સમાજ તેઓનો ઋણી છે. એવા વિરલ અને સભાજીત પુરુષને મારા અનેક વાર ધન્યવાદ.

પ્રતાપ છે પરમગુરુનો, જગ વિખ્યાત આજે ઘણો;
પણ અંધી દુનિયાં સું લહે, ઈન્સાન એક કેવલ તણો.
ભાવી ગયું ભૂતળ વિશે, જ્ઞાતા ગયા પરલોકમાં;
ધીરજ ગઈ ધરણી મહી, અબપુરી ફજેતી હાલમાં,
સુખીઆ થયા જગ ગુરુઓ, દુઃખ કોઈ ચાહતું નથી;
પણ ખબર નથી એ અંધને, દુઃખ વિણ સુખ આતુ નથી.
જ્ઞાતા બની જગ ગુરુઓ, દેશ વિદેશ બહુ અથડાય છે;
પણ શિષ્ય વર્ગ પૂછે મમ કલ્યાણનું, તો પૂરી ફજેતી થાય છે.
દિલગીર થજો ઉપદેશક તમો, અને માનો કહ્યું માહેરૂં;
પ્રગટ પરમગુરૂ દયાળ છે, શરણ ગ્રહો નર તે તણું.

**પરમહંસ સુખાનંદજી**



## મહારાજ મોહનદાસજી પરત્વે કેટલીક વાતચીતના અહેવાલ નીચે પ્રમાણે છે.

(૧) મારા કાયમપંથમાં જ્ઞાનસંપ્રદાય સંબંધી મુખ્ય પુસ્તક સ્વમવેદ છે અને એ જ આ પંથનો મુખ્ય આધાર છે. તેને લગતા મારા વિચારો પ્રદિપ્ત કરું છું. તે ધ્યાનપૂર્વક સાંભળો.

(૨) પોતાના નિર્વાહને માટે ચિંતા અગર પ્રપંચ કરતો નથી એજ ભગવતીજન પરમગુરુમાં. ખરો વિશ્વાસુ છે. વળી મદાંધપણાના અહમભાવને છોડી દઈ વિપત્તીને પણ સંપતી માનજો.

(૩) મહાનગુરૂના વાક્યો જે છે તેજ સાક્ષાત કૈવલકર્તાના વચનો માનજો.

(૪) એક ધનવાન પુરૂષનો નાશ થતા હજારો ગરીબોની જીવીકાનો નાશ થાય છે. તેવી જ રીતે એક વિદ્વાન અનુભવી મહાપુરુષનો નાશ થતા જ્ઞાન, વૈરાગ અને ભક્તિનો નાશ થાય છે.

(૫) જેની આંખો સર્વજ્ઞ પરમગુરૂના જ્ઞાનમાં તથા તેમને તાબે થવા ઈચ્છા રાખતી નથી તે આંખો અંધ હોત તો ઘણુ જ સારૂં હતું. જે જીભગુરૂના ગુણ ગાવામાં. રોકાતી નથી ને જીભ મુંગી રેવામાં જ સારૃ છે. જેના કાન સાચુ સાંભળતા નથી. તો તેમણે બહેરા રહેવું વધારે સારું છે. જેનો દેહ ગુરુસેવામાં જોડાતો નથી. તે દેહવાળાનું મરણ વધારે સારું છે.

(૬) જે માણસ સર્વજ્ઞ પરમગુરૂના પરમજ્ઞાનમાં પ્રાણ સુદ્ધા ન આપી શક્યા તો માની લેજો કે તેના દિલમાં પ્રેમની જાગૃતિ થઈ જ નથી.

(૭) જગતભરના સર્વ પદાર્થને સ્થૂળરૂપે ન જોતા તેના વાસ્તવિક મૂળ સ્વરૂપના જે તત્ત્વો છે. તે જોવા એ જ ખરો અનુભવ છે.

(૮) ગયો સમય પાછો સાંપડતો નથી. આ કારણને લીધે આ સમય જેટલી બીજી કોઈ વસ્તુ પ્રિય નથી.

(૯) અંતઃકરણમાં એક જાણનો ભંડાર છે. તે ભંડારમાં એક રત્ન છે. આજ રત્નનું નામ સર્વજ્ઞ પરમગુરૂના જ્ઞાનનો પરમપ્રેમ છે. આ રત્નરૂપ જે પ્રેમ છે. તેને મેળવી શકે એજ સર્વજ્ઞ પરમગુરૂનો વેતા છે.

(૧૦) અભિમાનપૂર્વક જે જે તપશ્ચર્યાઓ કરી છે તેના કરતા પાપના માટે ઉંડી લાગણીપૂર્વક એક જ પશ્ચાત્તાપ શ્રેષ્ટ છે.

(૧૧) સર્વજ્ઞ પરમગુરૂનો દાસ જ્યારથી સંસારી અવગુણોથી વિંટાવા લાગ્યો ત્યારથી ગુરુ અને તેમની ઉપાસનાથી છુટો થતો જાય છે.

(૧૨) સંપૂર્ણ સર્વજ્ઞ પરમગુરૂમાં જે ભગવતીજનનો વિશ્વાસ છે, તે સર્વજ્ઞ પરમગુરને ઓળખશે.

(૧૩) સમસ્ત જગત સર્વજ્ઞ પરમગુરુ છે. એટલે કે સર્વજ્ઞ પરમગુરૂની ઈચ્છા એજ જગત અને સંકીર્ણ એજ જગતનો વિનાશ.

(૧૪) સર્વજ્ઞ પરમગુરૂનો સ્વીકાર એજ સકર્તા પતિનો સ્વીકાર છે. સર્વજ્ઞ પરમગુરૂ સંબંધી ભજન, ધ્યાન કે ધારણા જે જે કઈ કરો તે તે સઘળી ક્રિયા સકર્તાપતિને પહોંચે છે. પણ અંતઃકરણની આદ્ય લઈ સઘળી આંકાક્ષાઓને ઉલટીવાળીને જોશો ત્યારે જ દેખાશે.

(૧૫) પુસ્તક વાંચતા વાંચતા અને અગાધજ્ઞાનનો વિચાર કરતા કરતા તલ્લીન થઈ જવું એજ પરમ તપ છે. આ સિવાય બીજું કોઈ તપ નથી.

(૧૬) જગતમાત્ર કાયમપંથી છે. પણ આ જાણના આપનારના અભાવે વાસ્તવિક દેખાતું નથી. એ ખામી ઉપદેશ કરનારાઓની છે.

# મહંત શ્રી મોહનદાસજી ગુરૂ શ્રી લક્ષ્મણદાસજી



સંધી મેળવી સ્વરૂપકી, અરૂપ હતી જેહી વાત;
ગુરુ ગમ વાળા સમઝશે, પ્રત્યક્ષ પ્રમાણ સાક્ષાત

સુક્ષ્મ દ્રષ્ટિ પસારતાં, જ્ઞાની સમઝે ભેદ;
અણ સમજુને અજાણ છે, કરે શબ્દ ઉછેદ

મોહન મરમસમજી ગયો. લહ્યો ગુરુ ગમસાર;
ગુરુ લક્ષ્મણ લક્ષે કરી, ઉતરવા ભવ પાર

# ઉપસંહાર

## પરમગુરુ પરત્વે વિરહી અંશની પ્રાર્થના

હે કૃપાનિધિ ! અમારા કયા અવગુણે આપ અમોને છોડીને ચાલ્યા ગયા છો ? અમો શું કરીએ કે આપને પામી શકાય ? શું અન્નજળનો ત્યાગ કરીએ તો આપ મળશો. અગર આંખો બંધ કરી ગગનમાં પ્રવેશ કરીએ તો આપ મળશો ! આપના પદ પ્રાપ્તિના વિરહમાં, સર્વ જ્ઞાનને વિસરી શુદ્ધ બુદ્ધને ભૂલી જઈ ચિત્તભ્રમ થઈ જાઉં તો આપ મને મળશો ? મન અચેત કરી દઉં, શ્વાસને બ્રહ્મરંધ્રમાં ચડાવી દઉં, સર્વ નાડીને સંકીર્ણ કરી દઉં તો મને આપ મળશો ! અરે ! ઓ ! દિનાનાથ ! હું કર્તા કહીને આપનો પોકાર કરું છું. તો પણ ક્યાં અવગુણે મને આપનો મેળાપ થતો નથી ! હે પતિતપાવન ! પારાવાર પસ્તાવો થાય છે. અહો હે ગુરુદેવ ! હું આપને કેવી રીતે પામી શકું ? હે અધમ ઉદ્ધારક ! મારું હૃદય રડે છે. આંખ રડે છે, અંતઃકરણ રડે છે, અને રોમે રોમ રડી રહ્યા છે. અને આપ દિનબંધુની શોધ પાછળ સર્વાંગ શરીર તરફડે છે, આપ જેવા સમર્થ સદ્‌ગુરુ મળવા છતાં અમૂલ્ય મુદ્દો પ્રાપ્ત ન કર્યો, તેથી મનમાં અધિકાધિક અપાર પશ્ચાત્તાપ થાય છે. અરે ! આપની મહત્તા ઓળખી નહિ. હવે અમારો ક્યા રસ્તે ઉદ્ધાર થશે ! હે પતિતપાવન ગરીબનવાજ ! અમારા અઘોર પાપનો નાશ કરી સદાય આપના પવિત્ર ચરણકમળમાં આશ્રય મળે એવી સદ્‌બુદ્ધિ આપો ! હે દયાના સાગર ! આપ કર્તા હોય અવિકારી, અવિગતગતીવાળા છો. પરંતુ અમારી મંદમતીને લીધે જ અમે આપની પરમગતિને ઓળખી શક્યા નહી ? હે સ્વામી અમારી અલ્પમતી ટાળો અને કરૂણા કરીને શરણમાં રાખો ! હે પરમ દયાળુ ! અમો મલિન મતિના અવગુણથી ભરેલા, પામર અને નિષિદ્ધ વાસનાથી ભરેલા છીએ, છતાં હે ગુરૂદેવ ! અમારા અવગુણ તરફ જોશો નહિ, પણ આ દાસને શરણે રાખી સુમતિનું સિંચન કરો ? આપ સદ્‌ગુરુ છો, દાતાર છો, કર્તા છો અને ચૌદલોકને ઉપજાવનાર તેમજ સંહારનાર છો. એમ અનુભવપૂર્વક જાણી સમજીને આપને શરણે આવ્યો છું. તો આપના ચરણકમળમાં આશ્રય આપી અભયદાન આપો.

## પરમગુરુનો જવાબ

હે મારા સંત સજ્જન તથા ભગવતીજનો ! જો તમારે મને પાસે ને પાસે રાખવો હોય તો મેં જે સ્વાચાર પત્રિકા ગ્રંથમાં જે વચનામૃતો કહ્યા છે. તે મુજબ ચાલશો, અને તદ્‌અનુસાર વર્તન કરશો ! તો તમારા સઘળા મનવાંછિત કાર્યો પાર પાડીશ. અને તમારા હૃદયમાં કેવલજ્ઞાનનો ઉદય થશે, તેથી તમારું કલ્યાણ થતા વાર લાગશે નહિ. હું નિજ સકર્તા સત્‌કૈવલનો પરમવિશેષ અંશ છું. જેથી જ ઉપર પ્રમાણેની બીના કહી છે. મારા શરણમાં આવનાર સંત ભગવતીજનોએ જપ, તપ, તીરથ, વ્રત અને અન્ય કોઈ પણ પ્રકારના કર્મ કરવાની જરૂરિયાત રહેશે નહિં. કારણ કે ઉપર જણાવેલી બાબતે સજ્જનો ગુરુવચનોનું પાલન કરશે. તો તેને મારા મૂળ સ્વરૂપનો અનુભવ થશે અને ભવ પારંગત થતા વાર લાગશે નહિ. એજ પરમગુરુનો હુકમ છે.

લી.

સકર્તા અદ્વૈત લક્ષ સિદ્ધાંતના હિમાયતી પ્રખર

તત્ત્વવેત્તા, મહંતશ્રી મોહનદાસજી ગુરુશ્રી લક્ષ્મણદાસજી

# સકર્તા અદ્વૈતલક્ષ સિદ્ધાંતના અનુભવી અને પ્રખર તત્ત્વવેત્તા

# મહંતશ્રી મોહનદાસજીની જીવન જ્યોત

હમારા ગુરુવર્ય સદ્‌ગુરુ શ્રી મોહનદાસજી મહારાજ તીવ્ર વૈરાગી જ્ઞાની અને પરમગુરૂની અનિન ભક્તિમાં પ્રવિણ હતા. તેઓ ભગવાન કરૂણાસાગરના ૧૮ ધર્મ ગ્રંથોની બારીક ખોજ કરીને સૂક્ષ્મ દૃષ્ટિએ અંદર રહેલું પરમ રહસ્ય સમજીને અંતરલક્ષના હિમાયતી થયા હતા. તેમની અલૌકિક વિચારધારા અહોનિશ પરમગુરૂના દિવ્ય વચનોમાં રમણ કરતી હોવાથી સારાસાર ને નિત્યાનિત્યનો પરમ વિવેક કરી સ્વરૂપ સ્થિતિમાં રહી જીવનમુક્તદશા ભોગવતા જેથી તેમની નિજ દૃષ્ટિનો અનુરાગ અંશીપદ સાથે જોડાયેલો રહેતો. તેથી પરમગુરૂને ક્ષણ વાર પણ ભૂલતા ન હતા. તેમજ પરમગુરૂના વચન અનુસાર રહેણીકરણીમાં ભરપુર રહીને જ્ઞાન વિભૂતિના પ્રભાવથી કાયમપંથના સેવક સમાજને આકર્ષી લીધું હતું. એવી જ રીતે તેમના નેણ, વેણ, અતિ નિર્મળ હોવાથી જ્યાં જ્યાં કથા કરવા જતા ત્યાં પરમગુરૂના અદ્‌ભુત વચનોનો પ્રકાશ પાડી શ્રોતાજનોનાં મનને ગરક કરી દેતા હતા. મહારાજશ્રી મોહનદાસજીને ઘણી વખત કથા કરતાં કરતાં લક્ષ લાગી જતો. જેથી ઘણાક પ્રેમી ભક્તો આશ્ચર્યચકિત થઈ જતા. કોઈ પણ પ્રકારનો પ્રશ્ન મહારાજશ્રીને પૂછવામાં આવે તો જ્ઞાન સંપ્રદાયના વિશે ઉત્તર આપવામાં તેઓનો નંબર પહેલો હતો. તે ઉપરાંત કોઈ પણ ધર્મનો ઉપદેશક વિદ્વાન કે પંડિત હોય તેની સાથે શબ્દાર્થ તેમજ શાસ્ત્રાર્થ કે આધ્યાત્મિક દૃષ્ટિએ સંવાદ કરવામાં નિપૂણ હતા. તેઓનું શરીર વિદ્યમાન રહ્યું ત્યાં સુધી કોઈ પણ પ્રતિવાદીના પ્રશ્નોનો જવાબ ન આપ્યો હોય એવું જાણવા મળ્યું નથી. ભગવાન કરૂણાસાગર તેમના હૃદયકમળમાં બિરાજેલા હોવાથી તેઓ વચનસિદ્ધ હતા. જેથી કાયમ સમાજના કોઈ કોઈ ભક્તજન સંતતિ કે સંપતિના દુઃખનાં પ્રશ્ન રજૂ કરતા ત્યારે મહારાજશ્રી તે ભક્તોના સામું દૃષ્ટિ કરીને કહેતા કે ભગવાન કરૂણાસાગર તમારી મનોઈચ્છા પૂર્ણ કરશે. આવી રીતે ઘણા ભક્તોનું કામ થયેલું. તેનું પ્રમાણ અમદાવાદ, પંચમહાલ, મહેસાણા, વડોદરા, અને ભરૂચ જિલ્લામાં કોઈ કોઈ ભક્તરાજ દ્વારા જાણવા મળે છે. તેઓશ્રી ગંભીર ધૈર્યવાન તેમજ દિલના દયાળુ અને ઉદાર હતા. તેઓ શીલવાન અને અતિ સંતોષી હોવાથી ભૌતિક પદાર્થની લેશમાત્ર ઈચ્છા રાખતા નહિ. જ્યારે ભાવિક ભક્તજનો મહારાજશ્રીની પધરામણી કરાવતા ત્યારે તે ભક્તજનની આર્થિક પરિસ્થિતિને જાણી લેતા. અને તે પ્રમાણે જ યોગ્ય વ્યવસ્થા કરાવતા. જ્યારે ભક્તજનો ભાવથી ભેટ ધરતા તે ભેટ જરૂર જેટલી સ્વીકારીને બીજી પાછી આપી દેતા. આવી રીતે મહંતશ્રી મોહનદાસજી મહારાજનું પવિત્ર જીવન વૃત્તાંત ખરેખર સત્ય જાણવા મળ્યું છે. તેટલું જ અત્રે દર્શાવ્યું છે. વિશેષ હકીકત લખી નથી.

પરમ પૂજ્ય ગુરૂવર્ય શ્રી મોહનદાસજી મહારાજના ચરણકમળનો અનિન દાસ.

**મહંતશ્રી સરજ્યુદાસજી**

**સંત શ્રી નિર્મળદાસજીના સત્કૈવલ સાહેબ.**



# પરમપૂજ્ય શ્રી કૃષ્ણસ્વામી મહારાજ

ગામઃ ઓડ તા : આણંદ જી. ખેડા (ગુજરાત)

# વિજ્ઞપ્તિ

આ ગ્રંથમાં જે જે દાતાઓએ પોતાથી બની શકે તેટલી શક્તિ પ્રમાણે પ્રેમના પુષ્પોરૂપે દાન અર્પણ કરી મહાભાગ્યશાળી બન્યા છે. તેઓના હૃદયકમળને ભગવાન કરૂણાસાગર વિક્ષિત કરે અને સદાને માટે આવા ઉત્તમ પ્રકારના પરોપકારી કામમાં મદદ કરતા રહે તેવી પ્રેરણા આપે અને તેમને ભૌતિક તેમજ આધ્યાત્મિક સુખ શાંતિ અર્પે એજ પ્રાર્થના.

## ભગવાન કરૂણાસાગરો વિજયતે

'કૈવલજ્ઞાન ભાનુ' ગ્રંથની ત્રીજી આવૃત્તિમાં જેણે તનમનધન થી સહકાર આપ્યો છે તેમનો શ્રીમંત ભગવાન કરૂણાસાગર કલ્યાણ કરો એજ ખરા અંતઃકરણપૂર્વકની ભાવના

લી. પ્રકાશક

મંહત શ્રી સરજ્યુદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી

સંત શ્રી નિમર્ળદાસજી ગુરૂ શ્રી મોહનદાસજી



# અનુક્રમણિકા

મહદ સર્વજ્ઞ સજાણ જાણ સકર્તા સર્જનહારને અંગિકત

પ્રગટ મહામંત્ર

# ૐ આદ્ય, સક્રત, સ્વરાજ, કરુણેશ, કૈવલ, નમામી

## સ્તુતિ

**કૈવલં દિવ્ય દ્રગ સાક્ષી, આદિ ક્ર્તારં કૃપાનિધે;**
**પ્રણત કલેશ નાશાય, અનંતાય નમો નમઃ (૧)**

અર્થ :- અહો ! હે કૈવલ ! દિવ્ય દગરૂપ એટલે મહાદ સર્વજ્ઞ સુજાણ જાણ સ્વરૂપે આપ પોતે જ છો. જેથી અંશ અનેક ઉપજાવ્યા, તે પિંડ પિંડ પ્રત્યે ભિન્ન ભિન્ન સાક્ષી છે; તે સર્વ અંશના સાક્ષી સર્વજ્ઞ અમાપ પોતે હોઈ સર્વના અનાદિ ધામરૂપ છો. હે સકર્તા ! આપ સર્વના સર્જનહાર બાપ છો. કૃપાનિધે કહેતાં પરમગુરૂનું શ્રેષ્ઠ સ્વરૂપ તે અને આપ પોતે કર્તા, એ બન્ને એક ગતિરૂપ કૈવલ જ છો; માટે હે પરમગુરૂદેવ તમારા ચરણારવિંદે પ્રણત એટલે હું અનન્ય અંશ અંકુર સજાણવૃત્તિએ તમારા શરણને વિશે નમસ્કાર કરું છું. હવે અમારા કલેશનું નિવારણ કરનાર એક અવિનાશી આપ છો. હે પરમ ગુરુદેવ ! અમોને કલેશ તે ક્યા પ્રકારના થાય છે. તે વિશેનું નિવેદન કરું છું. તમોએ જે તત્ત્વોના વિભાગવાળા દેહ કરીને આપ્યા છે તેની પ્રવૃત્તિ અમારા અનુભવમાં સંપૂર્ણ ઉત્તમ રીતે આવતી નથી. તે સંપૂર્ણ પ્રતીતિ આવે તો સારું, એવી ચિંતા વારંવાર ઉપજે છે. અને તે જ વાતની અંતરમાં તાલાવેલી થયા કરે છે. તેનો લક્ષ જ્યારે પ્રાપ્ત થઈ અનુભવ થશે, ત્યારે જ અખિલ કલેશ નાશ પામશે. હે ગુરુદેવ ! આપ તો અનંત અપાર છો; અને અખંડ અમર સદોદિત છો. તમારી પરમગતિનો પાર કોઈને પણ જડે નહિ એવા પરમગુરુ અને કૈવલકર્તા એકમેક અદ્વૈત સકર્તા આદિ દેવ દિવ્ય અમર હોઈ અક્ષય વૈભવ તથા રૂપ અરૂપથી રહિત એવા સ્વરૂપે આપ છો. આ પ્રકારના તમો અનંત ગતિવંત હોઈ સાક્ષાત અવ્યયધામ રૂપ આપના દિવ્ય પદનો નમો નમસ્તે આમ અનંતવાર નમસ્કાર કરું છું.

આ પ્રકારની સ્તુતિ કલેશ નિવારણના અર્થે સર્વે સામાન્ય વિશેષ અંશ કરે છે. તે જ પ્રકારે આપણે પણ અખંડિત વિનંતી કરીને તેમનું ભજન કરવું. આ તો સર્વની ઉપરાંત

વરિષ્ટ પ્રકાર કહ્યો તે સત્ય છે. હવે બીજું આથી વધારે બોલવાનું શું રહ્યું ? આ ગ્રંથનો અભ્યાસ જે નરનારી સર્વ જીવ વારંવાર કરશે અને નીતિએ વર્તશે તો તેના પ્રતાપે અવિનાશી પદ પ્રાપ્ત થશે. અને તેનો પરમ ભાગ્યોદય થઈને અનંત જન્મના કલેશનું પૂર્ણ નિવારણ આ એક જ જન્મમાં થઈ જશે. વળી જો આદિ, મધ્યાંત ગ્રંથને વિશે ઉપાસના વૈરાગ્ય અને જ્ઞાન જે કહ્યું છે તે પ્રમાણે ન્યાય જાણીને વૃત્તિ ઠરે તો કૃતાર્થ થતાં વાર લાગશે નહિ. માટે એ વિષે નિજભાવના હેતુ રાખીને સમર્થ કરુણેશને વિનવીએ છીએ કે હે કૃપાનિધિ ! તમારા પદપદ્મને વિશે આ અનાથ દાસને અખંડ રાખજો. એ જ અરજ સર્વજ્ઞ પરમગુરૂ સત્‌કૈવલ પ્રત્યે અભંગ નમસ્કાર !



પરમદયાળુ ભગવાન કરુણાસાગર અને પરમજ્ઞાની અચરત બા



અચરત બાને સ્વસંવેદ સમજાવતા ભગવાન કરુણાસાગર

મહાન સમર્થ પરમવિશેષ

# પરમગુરૂ ભગવાન કરુણાસાગર

વિરચિત

# અગાધ બોધ ગ્રંથ

## મંગલા ચરણ (છપૈયા છંદ રાગ)

ૐ પ્રથમ પ્રણામ ધામ, જીનું સકલ પરાપર;
સરલ જાકી શકત વ્યક્ત, બ્રહ્માંડ સકલ ધર. ૧

પરમવિશેષ પરમશ્રેષ્ઠ પરમદયાળુ મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે જે શુદ્ધ ૐકારની પાર મારું જે ચૈતનચિદ્ રૂપ સોહંગ સ્વરૂપ આવેલું છે. તેને સક્રિય ગતિવાળું કરનાર મારું મહદ્ સુજાણ-જાણ સર્વજ્ઞહંગ રહેલું છે. તેમાં અતિ આરત ભરીને પ્રથમ આદ્ય સકર્તા સતકૈવલને નમસ્કાર કરું છું. તે સકર્તાપતિનું કૈવલધામ દશ્ય અદશ્ય સર્વ રચનાથી, તેમજ રચનાના કારણરૂપ પરાપર એટલે પરબ્રહ્મથી પણ પર હોઈ ન્યારૂં રહેલું છે. તે નિજ કર્તાની અલૌકિક અવ્યક્ત સરળ ચૈતન શક્તિથી અનેક વ્યક્ત બ્રહ્માંડો કોઈપણ પ્રકારના શ્રમ વિના ધારણ કરી રાખ્યા છે. એવા હે સકર્તાપતિ આપને હું નમસ્કાર કરું છું.

જય જય કૈવલનાથ, સનાતન સર્વ કર્તારન;
અખિલાનંદ અવિનાશ, વિલાસક વિવિધી વધારન. ૨

હે સકર્તાપતિ ! આપ જગતની અનંત ઉપાધિથી અલગ હોય અખંડ દિગ્વિજય જયરૂપ હોવાથી આપ સકર્તાપતિએ સોહમ્‌રૂપ નાથ વડે સામાન્ય વિશેષ સર્વે અંશોને નાથી મજબૂત ગ્રંથી બાંધીને આપની દૃષ્ટિ સમીપ રાખ્યા છે. તે અંશોના સનાતન સ્વામી

તેમજ સમસ્ત રચનાના કિરતાર પણ આપ પોતે જ છો. અખિલાનંદ એટલે અસંખ્ય લોકનો સદ્ચિદ્ દ્વારા જડ બીજગોમાં ઉમંગ રંગ ભરીને દ્વૈતાનંદનો પસારો કર્યો છે. તેમજ આપે અવિનાશી હોવા છતાં શુદ્ધ સંકલ્પથી વ્યષ્ટિ-સમષ્ટિના નાશવંત માપક ઘાટોનું; સર્જન કરીને વિવિધી વધારન કહેતા અનેક પ્રકારની લીલાનો વિસ્તાર કર્યો છે.

લોક ચતુરદશ દ્વંદ, ફંદ ફના કરન સધારન;
વિવિધી ભાત ગુણ ગ્રંદ વ્રંદ, વિદ અલગ ઉદારન. ૩

હે કરૂણેશ પતિ ! ઉપર દર્શાવ્યા પ્રમાણે આપની સ્વેચ્છાથી ઉત્પન્ન થયેલો દ્વંદ એટલે અજ્ઞાનરૂપી અંધકારમય અતિ દુર્ગમ કોઈને સુઝ સમજ ન પડે એવો અનેરો જે ચૌદલોકરૂપી માયાનો ફંદ, તેને આપ ફના કરો છો, તેમજ ફરીથી તેનું સર્જન કરી સધારન એટલે આપ પોતેજ ધારણ કરી રાખો છો.

તથા વિવિધી ભાત એટલે અનેક પ્રકારના ઘાટોની ભાત તેની રીતો જુદી જુદી હોઈ, ગ્રંદ કહેતાં ગુણોની ગ્રંથીના બંધનથી બંધાયેલો, વૃંદ એટલે તત્ત્વોના જુથ જે જેના દેહની રચના પ્રમાણે તે તેના અહંમેવો પણ ભિન્ન ભિન્ન છે, તે સર્વ અટપટી રચનાને કરનાર તેમજ યથાર્થ જાણનાર અતિ ઉદાર તેમજ વિશાળ ભાવવાળા હોઈ, અલગ રહેલા સકર્તા પતિ આપને હું નમસ્કાર કરું છું.

અગણિત ઈંડ કટાક્ષ, પાક્ષ, વસુતમ પદ પરમ;
અલગ સલંગ એકતાસ, આસ કોહુ જાને ન મરમ. ૪

અહો હે કૈવલપતિ ! આપની અંતર બાજવૃત્તિની ઐક્યતાના કટાક્ષથી એટલે પ્રેમ ઉમંગના આકર્ષણથી અગણિત ઈંડ પાક્ષ કહેતાં (લોહચુંબકના ન્યાયે) પકડાયેલા હોવા છતાં આપ સદા સદોદિત વસુતમ કહેતા નિજ પરમ પદમાં વસો છો તથા આપ નિજ સ્વરૂપે અલગના અલગ અને સોહંગ લહેર દ્વારા ગતિએ સલંગના સલંગ હોય તાસ એટલે તે સોહંમ તાર ઘટોઘટના વિષે વ્યાપક રહેલો છે, તેનાથી આપ નિજ સ્વરૂપે સર્વથી ન્યારા રહ્યા છો. આ આશયનો મર્મ અત્યાર સુધી કોઈ યથાર્થ જાણી શકયા નથી. એ સોહંમ તારના પ્રેરક પરમપતિ આપને હું નમસ્કાર કરું છું.

હંસ નિવાસન ધામ ધણી, તુમ પુરુષ પુરાતન;
નમો નમો નિરવાણ, પ્રાણપતિ સચર સમાસન. ૫

હે કરૂણેશ પતિ ! આપના સજાતીય સર્વ અંશોને અખંડ નિવાસ કરવાનું જે કૈવલધામ છે, તે ધામના તમો સ્વયં ધણી હોઈ અનાદિના પુરાતન પરમ પુરુષ છો. તથા સ્થાવર જંગમ સમસ્ત ઘાટોના વિષે ઓહંગ સોહંગ રેચક પ્રેરક થઈ રહ્યા છે, તે પ્રણવ જીવનના કારણરૂપ જે નિર્વાણ બ્રહ્મ છે, તે બ્રહ્મ પ્રકાશના તમો પ્રકાશક હોવાથી હે સકર્તાપતિ ! આપને હું વારંવાર નમસ્કાર કરું છું.

પ્રકૃતિ બિનુ ધન્ય, પુરુષ પલકમે ખલક ઉપાસક;
આંન્ય ધામ પતિદેવ, જુગલ શક્તિ તન આશક. ૬

હે સકર્તા પતિ ! આપે પ્રકૃતિ વિના અંતર બાજવૃત્તિના દ્વૈત ઉમંગથી એક પલકમાં ખલક એટલે સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે. એવા અનંત વિભૂતિવાન પરમ પુરુષ આપને અનેક વાર ધન્ય હો. હે નિજપતિ ! આપ પ્રકૃતિના દ્વૈત વિલાસથી રહિત અદ્વૈત સ્વરૂપે રહેલા છો. આપ સિવાયના બીજા અનેક દેવોના ધામ (શક્તિ અને નિરંજન સુધી) જુગલ એટલે નરનારીની જોડીવાળા પ્રકૃતિ વિલાસના અનુરાગી હોવાથી, પરસ્પર નરમાદાના શરીરોની આસક્તિમાં બંધાયેલા છે. તેથી હું કોણ ? અને મારો કર્તા કોણ ? તે યથાર્થ જાણી શકતા નથી. એવી અકળ કળાના કરનાર આપને હું વારંવાર નમસ્કાર કરું છું.

તબ દેવન કે દેવ સકલ, શીર હો તુમ કૈવલ;
સાક્ષીવંત સુત સલંગ પ્રૌઢ, પદ પુરુષ એકલમલ. ૭

હે કૈવલ પતિ ! આપે ઉત્પન્ન કરેલા સર્વ દેવોના આપ દેવાધિદેવ હોઈ સર્વના શિર ઉપર તમો પરમશ્રેષ્ઠ કોઈ પણ પ્રકારના વળ વિના અતિ નિર્મળ સ્વરૂપે રહેલા છો. તથા સર્વ અંશોના સાક્ષી હોય આપની ચૈતન સોહંગ લહેર સલંગ સૂત્રવત સર્વવ્યાપક છે. તેમજ આપનું પ્રૌઢ એટલે અતિ વિશાળ પદ હોવાથી તે પરમપદમાં આપ એકલા કાયમ પુરુષ અચળ હોઈ અખંડ બિરાજો છો. એવા પરમપુરુષ હું આપને વારંવાર નમસ્કાર કરું છું.

જય કરુણા મય કંથ, અંત મધ્ય આદ્ય પરાપર;
હંસ રૂપ સ્તુતિ કુવેર, નિજ ગ્રંથ કરન સ્વર. ૮

હે કરૂણામય કરુણેશ ! આપ અનેક કરુણાઓના અધિપતિ હોઈ, અસંખ્ય લોકમાં આપનો જય એટલે દિગ્વિજય છે. તેમજ તમો આદ્ય, અંત અને મધ્યથી રહિત પરાની પાર એટલે નિર્ગુણ બ્રહ્મથી પણ પર રહેલા છો. મહાન સમર્થ સ્વામી શ્રીમંત કુવેર સાહેબ ભગવાન કરૂણાસાગર કહે છે કે હે કૈવલપતિ ! હું આપની સાથે મહાદ મૂળ હંસ એટલે સોહંગ સ્વરૂપે રહી આપના સ્વ સ્વરૂપમાં એકમેકપણે સ્તુતિ એટલે અંતરહંગના અગાધ અનુભવથી ગ્રંથ રચવાની શરૂઆત કરું છું.




મંગલા ચરન પ્રથમ એહી, ધરન સજ્જન ઉર ધ્યાન;
અબ ગ્રંથન પ્રારંભહું, સુનહો સંત સુજાન. ૧

મંગલાચરણ એટલે પ્રથમ સર્વ જીવોનાં પરમ કલ્યાણનું જે સાચું સોહંગ ચરણ છે, તેનો નિશ્ચય અનુભવ કરાવી સંત સજ્જનોને હૃદયમાં ધ્યાન ધરવા સમજાવ્યું છે. તે ધ્યાન ધરવાથી અંશ અંશીપદનો પ્રત્યક્ષ અનુભવ થઈ શકે એવા હેતુથી અગાધ બોધ ગ્રંથનો પ્રારંભ કરું છું. માટે હે સજાણવૃત્તિના સંત સજ્જનો ! અતિ સાવધ થઈને સાંભળો !

લોક અસંખ્ય ઉત્પન્ન ગતિ, સપ્તદ્વિપ સુરધામ;
સો સબ ગ્રંથમે ભાખહુ, વિવિધી ભાત ગુણ ગ્રામ. ૨

અસંખ્ય લોક જે ગતિમાંથી એટલે પ્રકાશ બ્રહ્મ વૃત્તિમાંથી કર્તાના શુદ્ધ સંકલ્પ દ્વારા ઉત્પન્ન થયા છે, તેની રચના સાત દ્વિપની આદ્ય લઈ સુર કહેતાં અતંરિક્ષમાં રહેલા અલગ અલગ દેવોનાં ધામો, સો એટલે તે સર્વ જુદી જુદી ભાતોવાળા હોવાથી ગુણ ગ્રામ એટલે તેઓના ગુણોનું વર્ણન કરીને ગ્રંથના વિષે યથાર્થ જણાવીશ.

સકલ અંગ ભિન્ન ભિન્ન ગતિ, અર્થ બોધ શુભ સાર;
કહેં કુવેર કરકે કહું, સંશે હરન ભવપાર. ૩

અગાધ બોધ ગ્રંથના વિષે રચાયેલા સર્વ અંગોની ગતિ જુદી જુદી હોઈ તેમાં જણાવેલો યથાર્થ બોધ અતિ શુદ્ધ સાર રૂપે રહેલો છે, તે લક્ષબોધ રૂપી મારા હાથ વડે ભગવાન કરૂણાસાગર કહે છે, કે અનેક પ્રકારના સંશયોને હણી લઈને મુક્ત કરું છું. એ લક્ષબોધરૂપી હાથ પકડનાર જે જન હશે તે ભવપાર થઈ સકર્તાપતિને મળી શકશે.

સંશે હરનમતિ શુદ્ધ કરન, દહન દીર્ઘ ભવરોગ;
કૃપા સિંધુ કેવલતણો, દેઈ ગયે લક્ષ અમોઘ. ૪

હે ઉપાસક સંત સજ્જનો ! પરમગુરુના સ્વમુખથી ઉચ્ચારેલા દિવ્ય વચનોમાં જે નિજ જ્ઞાન લક્ષબોધ સમાયેલો છે, તેનું પ્રીતિપૂર્વક શ્રવણ મનન કરવાથી સર્વ પ્રકારના સંશયોનો નાશ થશે. તદ્ઉપરાંત તમારી બુદ્ધિ અતિ શુદ્ધ થશે તેથી તમો સારાસારનો નિર્ણય કરી શકશો, ત્યારે કેવલજ્ઞાનના પ્રકાશથી જન્મ મરણના મહાન ભવરોગની મૂળ વાસના બળી જશે. તે અમોઘ એટલે અમૂલ્ય પરમ જ્ઞાનની ગતિથી ભરેલો કેવલ લક્ષ કરૂણા કરીને ભગવાન કરૂણાસાગર અતિ ગુપ્ત અંતર આશયને જાહેર કરી બક્ષિસ આપી ગયા છે.

ભ્રાંતિ ભંજ અનુભવ જીનું, સુનેહું સૂઝ હી પદ પુંજ;
પુરણ પદ પરમાત્મા, મીલહી બાલ ગતિ કુંજ. ૫

ઉપર દર્શાવ્યા પ્રમાણે અંશ-અંશીની એકતાના અતિ ઉગ્ર અનુભવથી અનેક પ્રકારની જડ ભ્રાંતિઓ ભાગી જાય છે, અને સજાણ જાણ સ્વરૂપ પુંજ એટલે પ્રકાશી રહેલું, પુરણ પરમાત્મા પદ કહેતા સર્વવ્યાપી રહેલા કરુણામય પરમગુરુના સોહંગ સ્વરૂપનો મેળાપ થાય છે. દૃષ્ટાંતે જેમ કુંજ નામનું પક્ષી દરિયાકાંઠે રહે છે, તે ઈંડા મૂકી ચારો ચરવા દૂર ચાલ્યું જાય છે, છતાં તેની બાહ્ય દૃષ્ટિ ઈંડા ઉપર રહેતી હોવાને કારણે ઈંડા સેવાઈને બચ્ચાં બહાર આવે છે. તે બચ્ચાં બાહ્યદૃષ્ટિની એકતાએ પોતાની માતાને જઈને મળે છે. એ દૃષ્ટાંતના ન્યાયે વ્યાપક બ્રહ્મરૂપી સમુદ્રના કિનારે નિજકર્તાના સર્વ અંશો જડ ચૈતન સંયુક્ત હિરણ્યગર્ભમાં રહેલા હોય નિજકર્તાની અલૌકિક બાજ દૃષ્ટિ અંશો ઉપર પડેલી છે. તે દૃષ્ટિની એકતાના સેવનથી એટલે પ્રણવ લક્ષના અભ્યાસે ઊર્ધ્વ દૃષ્ટિએ આરત કરે તો સ્વજાતીય માતારૂપ પરમગુરુને સદેહે મળી શકે છે.

અકલ પંથ અદ્ભુત મત, કઢેહું કઠણ કલિમાંય;
જેહી જેહી જીવ શરણાગત, ભયે તેહુ ને ભયે નાંય. ૬

સકર્તાપતિને મળવાનો અલૌકિક પંથ એટલે ગુરુગમનો રસ્તો અકળ કહેતાં ઈન્દ્રિયો કે અંતઃકરણથી જાણી શકાય નહિ એવો અતિ અદ્ભૂત કૈવલ લક્ષજ્ઞાનનો મત હોઈ તે અગમ પંથને સુગમ રીતે સમજાવવા ભગવાન કરૂણાસાગર મહાનકૃપા કરીને કઠિન કળિકાળના વિશે પ્રગટ કરીને પ્રત્યક્ષ બતાવે છે. જે જે કોઈ આરતવાન જીવ પરમગુરુના સજાણ શરણમાં સ્થિર થશે તેને કાળમાયાનો ભય લેશ માત્ર રહી શકશે નહિ.

નિગમ ચતુર ખટ મત વટી, કથે જ્ઞાન અતિ ગૂઢ;
પરમ મોક્ષ સમજે નહિ, જીવ મંદ મતિ મુઢ. ૭

નિગમ એટલે ચાર વેદ, ખટમત એટલે છ દર્શી અને છ શાસ્ત્રોના મતને વટી એટલે તેની પારનું અતિ ગૂઢ કહેતાં અતિ ગુપ્ત કૈવલજ્ઞાન કથીને મેં જગતમાં જાહેર કરી જણાવ્યું, છતાં ભગવાન કરૂણાસાગર કહે છે કે મંદમતિના મૂઢ એટલે જડ બુદ્ધિના અજ્ઞાની જીવો મારા પરમ કૈવલ મોક્ષના અલૌકિક આશયને સમજીને ગ્રહણ કરી શકયા નથી.

પર ઉપકાર પરમપદ, કહે હુ કાહુ નહિ ચીન;
કહો સતગુરુ તબ કયા કરે, ભવકી ટલે ન ભિન્ન. ૮

પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર પરમપદ પ્રાપ્ત કરાવવા પર ઉપકારના પરમ હેતુથી પરમ લક્ષ લઈ જગતમાં પધાર્યા છે. તે નિજલક્ષ, પરમગુરુ જાહેર પોકાર કરીને જણાવે છે. છતાં ચિન એટલે ઓળખવા કોઈ પણ આરતવાન થતા નથી, તો સતગુરુ કહી કહીને શું કરે ? હે જગતના જીવો ! તમારી વૃત્તિ ભવના ભોગોમાં પચી ગયેલી હોવાથી ભિન્ન એટલે ભવથી અલગ થઈ શકતી નથી.

ભક્તિ જ્ઞાન વૈરાગ કે, સકલ શાસ્ત્ર ફલ ટેર;
સહુ સંપત સુખ પાઈએ, ભેટત સાહેબ કુવેર. ૯

ભક્તિ એટલે પ્રથમ સદ્ગુરુના ચરણકમળમાં પ્રીતિ જોડીને અડગ નિષ્ઠાથી પૂરણ વિશ્વાસ લાવી પ્રેમનેમ સહિત સેવા પૂજા, સ્મરણ, ધ્યાન તેમજ સતગુરુની અંતર

ઉપાસના અતિ સાવધ થઈને કરવી એ ભક્તિનું સ્વરૂપ છે. જ્ઞાન એટલે હું કોણ ? મારો નિજ કર્તા કોણ ? એને યથાર્થ જાણવા સંત-સમાગમ, સતસંગ અને પરમગુરૂના વચનોને ન્યાય સહિત વિચારી ભાગ ત્યાગની લક્ષણાએ જડ ચૈતનનો વિવેક કરવો તેને જ્ઞાન કહે છે. વૈરાગ કહેતાં અશુભ, અસાર ઉપર અભાવ ધરી શુભ સાર વસ્તુને ગ્રહણ કરવી તેમજ સ્વજાતીય પદ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી રહેણીકહેણી અનુસાર ઉજાગ્રત વૃત્તિ રાખી અખંડ અભ્યાસ કરવો તેનું નામ વૈરાગ. ઉપર દર્શાવેલા ભક્તિ, જ્ઞાન અને વૈરાગનું શાસ્ત્રકારોએ, સર્વ શાસ્ત્રને વિષે વર્ણન કરી મોક્ષફળ માટે ટેર એટલે નેતિ પોકારી છે. તે નેતિ પરનું સહુ સંપત કહેતા અનેક દિવ્ય સંપત્તિઓનું મૂળ કારણ પરમાનંદનું સુખ જે કૈવલ પદ, નિજ લક્ષ દ્વારા ભગવાન કરૂણાસાગરનો મેળાપ કરવાથી તુર્ત જ પ્રાપ્ત થાય છે.

ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન શાંત;
આયેહુ જુગ દરશાવવા, ઘટઘટ કૈવલ ક્રાંત. ૧૦

સકર્તાપતિની અલૌકિક દિવ્ય બાજ દૃષ્ટિના પ્રકાશની મધ્યે નિજકર્તાની સર્વજ્ઞ સજાણ અંતરવૃત્તિનો ભાસ પડતાં ચિદાનંદ સોહંગ બ્રહ્મનો ઉદય થયો. તે સર્વના જીવન રૂપે સર્વ વ્યાપક હોઈએ વ્યાપક અમલના અમલી ચકવેપતિ મહાન સમર્થ પરમગુરુ પોતે છે. તેઓ અનંત દયાળુ હોઈ સર્વ જીવો ઉપર દયા કરીને નિજલક્ષ દ્વારા ગતિકરન એટલે મન-અંતઃકરણના બાહ્ય વેગને સમાવી જગતના મનુષ્યને ઘટોઘટના વિષે ક્રાંત એટલે અલગ રહેલા ચૈતન અંશને દર્શાવવા ભગવાન કરૂણાસાગર પધાર્યા છે.

રોમ રોમ રજ રજ ગતિ, મતિ મનોહર જ્ઞાન;
દિવ્ય દેશ વિવિધી વિધ, કરી ગયે સકલ પહેચાન. ૧૧

ભગવાન કરૂણાસાગર પુરુષ પ્રકૃતિ તથા સ્થાવર જંગમની આદ્ય લઈ રોમે રોમ અને રજે રજની ગતિને સંપૂર્ણ જાણે છે, તેથી શુન્યમાં રહેલા દિવ્ય દેશ એટલે દેવલોકના ધામો વિવિધી વિધ કહેતાં જુદા જુદા પ્રકારના અલગ અલગ રહેલા છે, તેઓને મતિ મનોહર એટલે અંતર દૃષ્ટિનું સર્વોત્તમ કૈવલ જ્ઞાન જણાવી, ચેતાવતા ચેતાવતા ભૂમંડળમાં પધારી પૃથ્વી ઉપર સાત દ્વીપના નિવાસીજનોને નિજલક્ષનો ઉપદેશ આપી સર્વને અંશઅંશીની ઓળખાણ કરાવી ગયા છે.

ઉચરે ગ્રંથ અગાધહી, કલિમલ હર અજ્ઞાન;
નાથ કરનકુ દેઈ ગયે, સજ્જનકુ પયપાન. ૧૨

પરમવિશેષ પરમશ્રેષ્ઠ ભગવાન કરૂણાસાગરે ગ્રંથના વિષે અગાધ એટલે મહાગંભીર અને અતિગેહરો કોઈની ગતિ મતિ પહોંચિ ના શકે એવો અલૌકિક જ્ઞાનબોધ પોતાની દિવ્ય વાણી દ્વારા ઉચ્ચાર કરીને, કઠણ કળિકાળના મનુષ્યોને સત્ય સમજાવી તેઓના અંતઃકરણમાં અજ્ઞાન સહિત વિકારોરૂપી પાપનો મેલ જામેલ હતો તેને હણી લઈ નિર્મળ કરવા સર્વના નિજનાથ મહાન સમર્થ પરમગુરૂ સંત સજ્જનોને દિવ્ય ગતિવાળા કરવાના હેતુથી પય કહેતાં કેવલજ્ઞાન રૂપી અતિ ઉત્તમ દૂધનું પાન કરવા આપી ગયા છે.

ગુરુ મેરા ચૈતન ચિદ્દ, આયેહુ મનુ તન ધાર;
જન્મ મરણ ભયે ભવ તણો, સંશે દીયો નિવાર. ૧૩

સર્વ અંશોના શિરછત્ર પરમશ્રેષ્ઠ મહાન સમર્થ પરમગુરૂનું ચૈતન ચિદ્દ એટલે સોહંગ સ્વરૂપ સર્વ વ્યાપક હોઈ, સમસ્ત લોકના કારણરૂપે રહેલું છે. તે અભય પદના દાતા જીવમાત્ર ઉપર કરૂણા કરીને મનુષ્યનો દિવ્ય દેહ ધરી આપનપુ અને પતિપદનું અલૌકિક જ્ઞાન આપવા જગતમાં પધાર્યા છે. તે પ્રભુના શરણમાં જે જે જિજ્ઞાસુજન આવ્યા. તેઓનો જન્મ અને મરણનો દુઃખ રૂપી ભવનો મહાન ભય ભાંગી અંશ ક્યાંથી આવ્યો ? અને ક્યાં જવાનો ? તે સંશય મટાડીને ગુરુગમ આપી નિજઘેર પહોંચાડ્યા છે.

ભવતારણ કે કારણે, કર્તા ભયે સકાય;
કુવેર અનુભવ જ્ઞાનસે, દીના અલખ લખાય. ૧૪

ભવતારણ એટલે સંસાર રૂપી સમુદ્રમાં ડૂબતા સર્વ જીવોને તારવાના હેતુથી નિજ સકર્તાપતિએ સ્વજાતીય અંશો ઉપર કરૂણાદષ્ટિ પસારીને સ્વેચ્છાએ સકાય એટલે અવ્યક્ત વિભૂતિનો દિવ્ય દેહ ધારણ કરીને સ્વામી શ્રીમંત કુવેર સાહેબના નામે પ્રગટ થયા છે. તેઓ ભૂલેલા સ્વજાતીય અંશોને અંશ અંશી પદની એકતાનું અનુભવ જ્ઞાન આપી

બાવન અક્ષરના લેખમાં આવી શકતા નથી એવા અલખ સકર્તા પતિને અંતરલક્ષ દ્વારા લખાવી પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવે છે.

અલખ લખાવન જે લખે, જીનું ગતિ ઉગ્ર અસલ;
બિનુ પ્રેહેતન પદ પાઈયે પરમ મોક્ષ કેવલ. ૧૫

લેખ રહિત સકર્તાપતિ અલખ હોવા છતાં લખાવન એટલે પોતાને ઓળખાવવાના આશયથી બીજું દેખાવ માત્ર રૂપ ધરી અવિગત લક્ષ લખાવે છે. તે લક્ષ ઓળખી જે અંતરમાં સ્થિર થશે તેને નિજપતિની અસલ સજાણ ગતિનો ઉગ્ર અનુભવ પ્રગટ થશે. એવા અમાપ અનુભવના પ્રકાશથી કોઈપણ પ્રકારની મહેનત વિના સરળતાથી પરમમોક્ષ કેવલપદ પ્રાપ્ત કરી શકશે.

**ઈતિ શ્રી મંગલાચરણ સંપૂર્ણ**




કેવલં ચિદેનં અવ્યેનાં વયનં દ્રીઘંનં, લઘુયં અમોહં અમસ્તું. ૧
નીરાલંબ નારાયણં અહં ન વ્રણેયં, નયેતિ નર્ણેયં પ્રણાયં પરંતુ. ૨

હે સકર્તા સત કૈવલ ! આપ ચિદેનં કહેતાં વ્યાપક બ્રહ્મ પ્રકાશના પ્રકાશક હોઈ આપ પોતે બ્રહ્મ પ્રકાશની પાર રહેલા છો, તથા આપનું અલૌકિક સ્વરૂપ અવ્યેનાં વયનં કહેતાં રૂપ અરૂપથી રહિત છે. તેથી આપને અવધિકાળ લાગી શકતો નથી. તથા આપનું અચલ અવિગત સ્વરૂપ-લઘુ-દીર્ઘ કહેતાં નાનું કે મોટું કહી ન શકાય એવું વારપાર વિનાનું અમાપ હોઈ અમોહં કહેતાં કોઈ પણ જાતનો ભૌતિક મોહ સ્પર્શી શકે નહીં તેવું આશ્ચર્યચકિત કરી નાંખે તેવું છે. અમસ્તું એટલે સહેજાસહેજ દશામાં સજાણ જાણ સ્વરૂપે જેમ છે તેમ એક સરખા પ્રમાણમાં યથાર્થ હંમેશને માટે સર્વ અંશોના સાક્ષી રૂપે રહેલા છો. નિરાલંબ કહેતાં સકર્તાપતિ આપ કોઈ પણ પ્રકારના આધાર વિના આપોઆપ સ્વતંત્રપણે રહેલા હોઈ તે આપના સ્વરૂપને જાણવા માટે નારાયણં એટલે નિરંજને ગત શુન્યના અંતે સ્થિર થઈને જોયું ત્યારે તેમની ગતિમતિ નહિ પહોંચી શકવાને કારણે નેતિ પોકારીને કહે છે કે અહંનં વ્રણેયં એટલે જે સકર્તાપતિનું હું

નિશ્ચયપૂર્વક વર્ણન કરી શકતો નથી તે નિજકર્તા પ્રણાયં પરંતુ કહેતા સોહંગ પ્રણવની પાર આવેલા છે.

**જપેનં જપાયં કાયં ન મયાયં, મનાતીત મગોયં સ્વયં તમં સમસ્તુઃ ૩**
**જાંહાંનં ધ્યાતા ધ્યેયં નં વિછદં, વિનય જે કરોતી વિવર્જિત વસ્તુ. ૪**

હે સકર્તા સ્વામી ! આપ કોઈ પણ પ્રકારના મંત્રોના જાપથી જપી કે જપાવી શકાય તેવા નથી તેમજ આપ કાયારૂપ આકૃતિ વિના માયાના આવરણથી હંમેશા અલગ રહેલા છો. આપની ગતિ મનાતિત એટલે મન વાણી જ્યાં પહોંચી નહી શકવાથી મગોયં એટલે આપને પામવાનો માર્ગ કોઈ જાણી શકયું નથી. એવા આપ સ્વયં સાક્ષાત્ તમો સમસ્ત લોકના કારણ રૂપ છેવટે ન્યારા રહેલા છો. હે પરમપતિ ! આપના પરમપદમાં ધ્યાતા એટલે ધ્યાન ધરનાર સુરતા, તેમજ ધ્યે કહેતાં ધ્યાન ધરવાની વસ્તુ રૂપ ઈશ્વર એટલે પ્રણવ પણ નથી તથા આપના પરમ પદમાં વિછંદં એટલે વિભાગ પડી શકતા નથી. અને જે જે કંઈ વિનય કરવામાં આવે છે, તેનાથી આપ વિવર્જિત કહેતાં વસ્તુ સ્થિતિએ વાણીના વર્ણનથી અલગના અલગ રહેલા છો.

**વિધિ વૈ વેદંતં અચંતે નચંતં, સુનાતિ સનાતં જે નાથં અનંતુઃ ૫**
**અગાધં બોધં લહેજન મહાદં, કુવેરં તેયં મમ નમામિ નમસ્તુ. ૬**

વિધિ કહેતાં બ્રહ્માજી નેતિપદને જાણવાને માટે વેદ દ્વારા ભાગ ત્યાગની લક્ષણાએ સૂક્ષ્મ ખોજના અંતે પ્રાર્થના કરતાં કરતાં અચંત થઈ ગયા તે અચંતપણું નચિંત દશાનું હોઈ તે નચિંત દશા પરમ કારણદેહમાં આવેલી છે તે પરમ કારણદેહ બ્રહ્મના અંતરપટમાં રહેલો હોઈ તે યથાર્થ નહિ જાણી શકવાથી બ્રહ્માજી વિરામ પામીને આગળ કહી શકયા નથી. તે નેતિ ઉપર પરનેતિ, નિજકર્તાનું પદ સુનાતિ એટલે શૂન્યના જેવું સ્વયં સનાતન અજન્મા અપાર અને અનંત છે, તે કૈવલ સર્વના નાથ હોઈ, તેમનો અગાધ બોધ એટલે અમાપ અનુભવના ગંભીર અને ગેહરાપણાનો પાર પામી શકાય તેમ નથી. તે વ્યાપક બોધને લહી શકે એવો પૂર્ણ ભાગ્યશાળી જન મહદ્ પરમગુરુના સજાણ શરણમાં સ્થિર થયો હોય તે જ પામી શકે છે. મહાન સમર્થ શ્રીમંત કુવેરસ્વામી ભગવાન કરૂણાસાગર કહે છે કે ઉપર દર્શાવ્યા પ્રમાણે ગુરુગમ ગતિવાળા સંત તે મારા સર્વાતીત સર્વજ્ઞ સજાણ સ્વરૂપને વારંવાર નમસ્કાર કરે છે.

# અથ વિનંતિ હુલાસ છંદ

અહોનાથં નાહં જાનામિ જાનામિ, મંદ મમ મતિયં તમો સદ ગતિયં;
હો હુ આપકુ સર્વ પહેચાનં દિવ્યાનં, તનુ તત્ત્વે તાયં રતિયં રતિયં. ૧

અહો હે પરમ દયાળુ સર્વે અંશોના ધણી ! આપની સદ્‌ગતિ એટલે મહદ્ સજાણ જાણને મારી ક્ષીણ થયેલી નિર્બળ બુદ્ધિથી જાનામિ એટલે હું લેશમાત્ર જાણી શકતો નથી. હે પરમશ્રેષ્ઠ પ્રભુ ! આપની અલૌકિક દિવ્ય દૃષ્ટિ દ્વારા સર્વને સ્પષ્ટપણે નિહાળીને યથાર્થ ઓળખી શકો છો તેમજ આપ સ્થાવર જંગમ ઘાટોના તત્ત્વોની થતી અંતર બાહ્ય ક્રિયાના સંપૂર્ણ વેત્તા હોઈ રજતજની આદ્ય લઈ રતિએ રતિના જાણકાર છો.

અહોનાથ નાથં નિરવાણં નિરાલં, ત્રિકાલં નિહાલં વિકાલં નયેતિ;
સ સ્વં સર્વ ભુતાનં સપ્રાણં સતત્રં, વિત્રેણં, વ્રતાણં ક્તારં સખેતિ. ૨

હે પરમ કૃપાનિધિ ! વ્યષ્ટિ સમષ્ટિ સમસ્ત લોકને પ્રણવરૂપ નાથથી નાથનાર તે નાથના નાથેશ્વર આપ પોતે છો. તથા આપનું નિર્વાણ પરમપદ મન વાણીથી પર આવેલું હોઈ વાણીના વર્ણનમાં આવી શકતું નથી. તેમજ નિરાલંબ એટલે દૃશ્ય અદૃશ્ય કોઈ પણ તત્ત્વોના આધાર વિના આપ ન્યારા સ્વયમ્ પ્રકાશી રહેલા છો. ત્રિકાલં કહેતાં હે અનંત દયાળુ ! આપ સર્વના પ્રકાશક દૃષ્ટા હોઈ જગતના આદ્ય, મધ્ય તેમજ અંતને આપ એકદેશી હોવા છતાં તાદૃશ્યપણે જોઈને યથાર્થ જાણી શકો છો. એવા જે આપના સર્વજ્ઞ સ્વરૂપને આપની કરુણાએ કોઈ અંશ લક્ષ દ્વારા કિંચિતમાત્ર જાણી શકે તો નિહાલં એટલે આપના પરમ સુખને પામી શકે છે. એવું જે આપનું વિકાલં એટલે આશ્ચર્યચકિત કરી નાંખે એવા મહાન ભવ્ય સ્વરૂપના કોઈ અંતર દશાનો હિમાયતી અંશ આપની કૃપાથી દર્શન કરતાંની સાથે મુગ્ધ બની દિગ્મૂઢ થઈ અંજાઈ જાય છે. એવું આપનું અતિ વિશાળપદ નેતિ પરનું હોઈ આપના પરમ પ્રભાવને નહિ કહી શકવાથી મૌન સેવે છે. હે પરમ વંદનીય પ્રભુ ! સ સ્વ કહેતાં આપ સ્વ સ્વરૂપે રહી સર્વભુતાનં એટલે સર્વ તત્ત્વોને સપ્રાણં કહેતા સોહંગ પ્રણવરૂપ સજીવન ગતિ પ્રેરક કરીને તત્ત્વોને ચૈતનતાવાળા ચલિત કર્યા છે. છતાં તે સોહંગ પ્રણવદોરી સ્વતંત્રપણે પોતાને હસ્તક રાખી છે. આપે સ્વયં સત્તાએ ઈચ્છા પ્રમાણે જગતનો ખેલ ચલાવવાના હેતુથી વિત્રેણં કહેતાં આપની જે પ્રકાશબ્રહ્મ બાજ વૃત્તિના ત્રણ મહાદતત્ત્વો

જે અવિકાસ, વિકાસ ને કુંભસ્થ એ ત્રણેના વિશે સક્રિય વિત્ત ચૈતન ગતિનો વેગ ભરીને વ્રતાણં એટલે ચર અચર ઘાટોને વર્તાવવા સારૂ ક્રતારં એટલે નિજકર્તાએ સખેતી કહેતાં ભવરૂપ ખેતી બ્રહ્મક્ષેત્રના વિશે સદ્‌ચિદ્‌નું બીજ વાવીને કર્તા કૈવલે પોતે ખીલાવી છે.

અહો નાથ હો તમ વિદ્યાનં સિદ્ધતં, વિતં સત નિદાનં સમાનં ધાનામિ;
સ્રવ્યાણં મંત્રેણં કલેદં વહં અંત્રેણં, ચૈતનં કરનારં પ્રેણતં નમામિ. ૩

અહો હે પરમગુરૂ નિજનાથ ! તમો મૂળ બ્રહ્મવિદ્યાના સ્વયમ અનાદિ અનુભવ સિદ્ધ પુરૂષ હોઈ આપની સજાણ દૃષ્ટિમાં સર્વ વિદ્યાઓ સમાઈને રહેલી છે. તે અલૌકિક વિદ્યાના આદિ કારણરૂપ વ્યાપક બ્રહ્મ હોઈ તેના વિશે આપના સજાતી અંશો વસાવ્યા છે. વિતં સત્ એટલે ચૈતન અંકુરમાં ઈશ્વર્યતા ભરીને નિદાનં કહેતા નિશ્ચયપૂર્વક સર્વ અંશો પર સમાનં કહેતા સમદૃષ્ટિ રાખીને તે બ્રહ્મના વિશે સમલીત કર્યા છે, તે બ્રહ્મ તથા સર્વ અંશોને આપે કાયમ અખંડ ધારણ કરી રાખ્યા છે. એવા આપ નિર્મળ અનામી પુરુષને અનેકવાર ધન્યવાદ છે.

હે પરમં દયાળુ સ્રવ્યાણં એટલે સર્વ તત્ત્વોનો સંબંધ અરસપરસ એક બીજા સાથે જોડીને જડ ચૈતન સંયુક્ત મિશ્રપણે ઓહંગ સોહંગ દ્વારા મંત્રીને મજબૂત ગ્રંથી બાંધી છે. તેને છોડીને કોઈ પણ અંશ આપોઆપ અલગ થઈ શકતો નથી. કલેદં કહેતાં ભિન્ન ભિન્ન તત્ત્વોના વિલાસનો આનંદ ભરીને તેના વિશે આપે પોતાના ચૈતન અંશોને પ્રેરક કર્યા. તે અંશો પ્રકૃતિ તત્વોના વિલાસમાં રંગાઈ વહં કહેતાં આ બાજુ જગતના વિશે વહેવા લાગ્યા. એવી અદ્‌ભુત રચનાને કરનાર હે પરમપતિ ! આપને હું નમસ્કાર કરું છું.

અહોનાથ સ્વાધં સર્વજ્ઞં નવાદં, અનંતં અગાધં બોધંતમ સનાદુ;
વિશ્વત્વં વિલાસં સોહંસં અધ્યાસં, વિલંતં વિનાશં સદાતુમ અનાદુ. ૪

અહો હે નાથ ભગવાન કરૂણાસાગર ! આપ સર્વજ્ઞ ગતિના સજાણ પુરુષ હોઈ આપના સ્વધામમાં સગુણ નિર્ગુણનો કોઈપણ વાદ પહોંચતો નથી. તેમજ અનંત કહેતાં આપ અંત રહિત હોવાથી અગાધં બોધંતં એટલે આપનો અતિ ગહેરો અને ગંભીર પરમ ઉપદેશનો અનુભવ ટહંકાર સનાદુ કહેતા તે સજીવન નાદ સોહંગ પ્રણવમાં પડેલો છે તે અવિગતનાદ અનેક નાદોના કારણરૂપ હોઈ અત્યાર સુધી થઈ ગયેલા કોઈપણ જ્ઞાની

મહાપુરુષો યથાર્થ જાણી શકયા નથી. તે નાદના કારણ રૂપે સોહંગ સમદમપણે સર્વવ્યાપક હોઈ તેના આધારે વિશ્વભરનો વિલાસ વર્તાઈ રહેલો છે. અધ્યાસં એટલે વિશ્વના સર્જન-વિસર્જનનું મિથ્યા આરોપણ સોહમના વિશે કહેવા પૂરતું જ છે. જેથી વિલસાઈને વિનાશં કહેતાં નાશ પામે છે, પરંતુ આપ સદાને માટે અનાદી હોવાથી અદ્વૈત સ્વરૂપે રહો છો છતાં જગત રચનાની જાણને ભૂલી જતાં નથી.

**અહો નાથ આરં પુની પદં પ્રારં, નાધારં આધારં અપારં નિરંતુ;**
**તત્ત્વસ્વમ સમાસં અખંડમ્ અનાસં, સમ્રતં સલોમં ઉતપતં કરંતુ. ૫**

અહો હે વિશ્વેશ્વર ! આપે વિશ્વને લીન કર્યા બાદ અસંખ્ય કાળ વીત્યા પછી આપને ચિત્તવન વિના સહેજા-સહેજ અચાનક ઉપજણનો આરંભ થયો તેમાં અંતરબાજ હેતુ ધારણ કરી પુનીપદં પ્રારંભ કહેતાં આપના પરમપદમાંથી પુનઃ એટલે ફરીને જગત રચવાનો પ્રારંભ કર્યો તે પહેલાં નાધારં એટલે કોઈ પણ તત્ત્વને ધારણ કર્યા વિના નિરાધાર નિરંતર અદ્વૈત સ્વરૂપે હતા છતાં આપને આપોઆપ દ્વૈત વિલાસનો ઉમંગ ઉત્પન્ન થયો ત્યારે હે નિજકર્તા ! આપ અપાર શક્તિવાળા હોઈ આધારં એટલે જગત રચવા ફરીથી દિવ્ય તત્ત્વને ધારણ કર્યા. તત્ત્વસ્વમ્ સમાસમ્ એટલે સર્વ તત્ત્વો અવ્યક્તપણે સમ રૂપે પ્રકાશ બ્રહ્મમાં સમાવીને અનાસમ્ અખંડમ્ એટલે નાશ રહિત અવિનાશી અખંડ સ્વરૂપે એકલા હતા. સમ્રતં એટલે ઉપર જણાવ્યા પ્રમાણે અદૃશ્ય તત્ત્વોમાંથી દૃશ્ય જગતનો પ્રસારો કરવા આપની સજાણ સ્મૃતિમાં રચનાનો આશય રહેલો હતો. તેનો વિચાર લાવીને પ્રકાશ બ્રહ્મવૃત્તિમાં ચૈતન-સત્તા પ્રેરીને સલોમમ્ કહેતાં અદૃશ્ય તત્ત્વો ચલિત કર્યા તેમજ હેતુ પ્રમાણે સ્વેચ્છાએ અરૂપ બ્રહ્મમાંથી જ્યોતિરૂપ નિરંજન અને અવ્યાકૃત માયાને ઉત્પન્ન કર્યા.

**અહોનાથ ક્ષાતં નરપક્ષં અજાતં વિવિધંતં, વિભાસં એકોહં અદ્યાપી,**
**આરધનં ઉરધનં મધ્યાનં મહાન્તું, અથાહં, અથાહં અથાહં અમાપી. ૬**

અહોનાથ હે કરૂણાનિધિ ભગવાન ! ક્ષાતમ્ એટલે નાશ રહિત આપ અક્ષય પુરુષ હોવા છતાં નરપક્ષં એટલે આપના સર્વજ્ઞ સ્વજાતિ પક્ષને ઓળખ્યા વિના સર્વ અંશો પોતાની સ્વજાતિને ભૂલી અજાતં એટલે સ્વજાત વિનાની અન્ય ઉપાસનામાં પચી ગયા તેથી આપને કોઈ ઓળખી શકયા નથી. વિવિધંતં કહેતાં અનેક પ્રકારના જુદી જુદી

ભાતવાળા સર્વે ઘાટોમાં હે પરમશ્રેષ્ઠ પરમગુરુ તમારી અંતરબાજ વૃત્તિનો ભાસ પડવાથી સામાન્ય અને વિશેષ અંશો સમસ્ત ઘાટોના વિશે વિચરણ કરે છે એ સર્વેના આપ પ્રકાશક હોય વિભાસં એટલે સૂર્ય કિરણ પ્રકાશના ન્યાયે અત્યાર સુધી આપ એક સર્વજ્ઞ હંગ સ્વરૂપે તટસ્થ રહેલા છો. આર્ધનં એટલે અર્ધમાત્રારૂપ આદ્ય શક્તિના પેટામાં ચૌદ તબક આવેલા છે, તથા ઉર્ધનં કહેતાં અંતરિક્ષમાં ચૌદ તબક્કાઓની અવ્યક્ત રચના દિવ્ય તત્ત્વોની કરેલી છે. તેના મધ્યમાં બીજગ અંકુરના ન્યાયે સર્વ શિરછત્ર શ્રેષ્ઠ સર્વના આદ્ય ગુરૂ અચળ આસને સ્વયં આપ અખંડ બિરાજો છો. જગતના મૂળ કારણરૂપ જે મહા તત્ત્વો છે તેના શિરછત્રરૂપ જે મહાદ ચૈતનની સ્વયંસત્તા રહેલી છે. તે પરમપદના દાતા હોઈ જેની મહત્તા અપરંપાર છે તેમને મહંતપદની ઉપમા લાગે છે. તે વિશ્વભરમાં આ બાજુ કે તે બાજુ મહંતપદ એક જ છે જેનો મહિમા પરનેતિનો હોઈ અથાહ અને અમાપ હોવાથી કોઈ પાર પામી શકે તેમ નથી.

**અહોનાથ સ્વામી મનુ તન ધરામી, અકામિં સકામી જીવં પરમ અરથું;**
**ભયે ભેખ ધારં સશાંતિ સકારં, હરંતં વિકારં હકારં સમરથુ. ૭**

અહો હે નાથ સર્વલોકના સ્વામી ! અકામી કહેતા આપ કોઈ પણ જાતની ચાહના વિનાના હોવા છતાં સકામી એટલે ઈચ્છા કરીને સર્વે જીવોને પરમ અર્થ સમજાવવાના હેતુથી અવ્યાક્ત શક્તિની આદ્ય વિભૂતિનો દિવ્ય મનુષ્યાદેહ ધારણ કરી વ્યાપકગતિનો બ્રહ્મમય અલેખ મતનો અવિગત ભેખ લઈને અધિકારીજનોને સકારં કહેતાં સ્વરૂપાકારે કરી સ્વરૂપાનંદની પરમશાંતિ આપવા હકારં એટલે અંતરહંગનો ટહંકાર કરી જગતજનોના અંતઃકરણમાંથી વિકારોને હણી લઈ નિર્મળ કરવા મહાન સમર્થ પ્રભુ આપ પૃથ્વી પર પધાર્યા છો.

**અહોનાથ આની કેવલં નિશાની, સોહુ હંમજાની આપોઆપ આપં,**
**અતંત આકંતં પ્રકાશં પ્રવેણં, નરવેદં વિજ્ઞાનં વંદો લક્ષ વ્યાપં. ૮**

અહો હે નાથ પરમ પરમેશ્વર ! આની કૈવલં નિશાની કહેતાં આપશ્રીએ કરૂણા કરીને કૈવલની નિશાની તે વાનગીરૂપ નમૂનો સજાતીય અંશ હોય તે આપનપુ સ્વરૂપને હું યથાર્થ જાણી આપનો શરણાંગત થઈને આપના અવિનાશી સ્વરૂપને અનુભવું છું જે આપનું નિત્ય સ્વરૂપ અતંત કહેતાં તત્ત્વરહિત આપની અલૌકિક આકૃતિ પરમ પ્રકાશને

વિશે વ્યાપકપણે રહેલી હોઈ આપ પ્રાણીમાત્રના રોમરોમને રગેરગની હકીકતને જાણનાર પ્રવિણ પુરૂષ છો. નરવેદં કહેતાં અતિ ઉગ્ર પરમ ઉત્કૃષ્ટ મહાન તીવ્ર વૈરાગ વિભુતી હરદમ આપની પાસે રહેલી હોઈ આપના અકળ સ્વરૂપની ગતિ ઘટોઘટમાં વ્યાપક હોવા છતાં આપ કોઈની સાથે લેપાયા નથી. તેમજ આપનો વ્યાપક લક્ષ ક્રત માત્રના જ્ઞાન રહિત વિજ્ઞાનમય હોઈ સોહંગ સ્વરૂપે છે. તે સોહંગ લક્ષ દ્વારા આપને હું વારંવાર નમસ્કાર કરું છું.

**અહો નાથ હો હમ શરનં તુમારં, રખો નિત નીત્યં સદાયં સધાંમી;**
**અગુનં અનેકં અહંત્વં સહેકં, કૃપાલં દયાલં કુવેરં અકામિ. ૯**

અહો હે કરૂણાસિંધુ ! હું અલ્પજ્ઞ અનિનદાસ આપના શરણે આવી પ્રાર્થના કરૂં છું હે પ્રભુ ! મને હર હંમેશ પાસે રાખો. સદાના માટે આપના સ્વધામમાં વસાવો એવી મારી નમ્ર વિનંતી છે. હે અંતરજામી મારા અનેક અવગુણોને આપ સહેકં એટલે માફ કરી હે પરમ દયાળુ ! મારા ઉપર કૃપાવંત થશો. આપ સ્વામી શ્રીમંત કુવેર પાત્રના નિમિત્તે અનેક અંશોનો ઉદ્ધાર કર્યો છે. છતાં બદલો લેવાની ઈચ્છા રાખી નથી એવા આપ નિષ્કામી પુરૂષ છો.

**અહો જકત નાથં સર્વ માત તાતં, અનાથં કે નાથં સહેજાનંદ સભાવું;**
**અખિલં સામાનં દષ્ટિયં ધરંતં, કરૂણાયં કુવેરં કધીનં કભાવું. ૧૦**

અહોનાથ હે કૃપાના સાગર ! સર્વ અંશોની પરમમાતા આપ હોઈ પુરણ હેતથી પાલન પોષણ કરો છો. એવી રીતે પરમપિતા પણ આપ જ છો. આપના સજાતી અંશો વિમુખ થઈ અનાથ બનવા છતાં તેમનુ દુઃખ જોઈ આપ દયાવંત અતિ દયા કરીને પોતાના શરણમા લઈ સાચું સુખ આપો છો. હે મહામંગલકારી આપનો સહેજાનંદ સ્વભાવ સહેજા સહેજ એક સરખા પ્રમાણમાં સદાય અખંડ રહે છે. કોઈપણ સમય કે પ્રસંગે આપની સહેજ દશામાં રેખમાત્ર ફરક પડતો નથી એવા જે આપ પુરણગતિના પૂર્ણાનંદ પુરૂષ હોઈ અખિલં સમાનં એટલે આખા જગતમાં એક સરખી સમાન દષ્ટિ ધારણ કરેલી છે. તેથી હે કરૂણાના સિંધુ શ્રીમંત કુવેર સાહેબ આપ પોતે આ જગતમાં પ્રત્યેક જીવોને નિહાળી રહેલા હોવા છતાં કોઈ પરત્વે કદાપિ અભાવ કરતા નથી.



ભક્તિ જ્ઞાન વૈરાગકે, સકલ શાસ્ત્ર ફલ ટેર;
સહુ સંપત્તિ સુખ પાઈયે, ભેટત સાહેબ કુવેર. ૧

જે સર્વ શાસ્ત્રોના વિશે મોક્ષફળ માટે ટેર એટલે પોકાર કરીને નેતિ કહી છે, તે અનેક દિવ્ય સંપત્તિઓનું મૂળ કારણ કેવલપદ હોઈ જ્ઞાન, ભક્તિ અને વૈરાગ સંયુક્ત અંતરલક્ષ દ્વારા ભગવાન કરૂણાસાગરનો મેળાપ કરવાથી તુર્ત જ પ્રાપ્ત થાય છે.

ચિદાનંદ ચકવે પતિ, ગતિ કરન મન સ્વાંત્ય;
આયેહુ જુગ દર્શાવવા, ઘટઘટ કૈવલ ક્રાંત્ય. ૨

કેવલપતિની અંતર ઈચ્છાએ કરી પ્રકાશ બ્રહ્મમાંથી ચિદ્ સ્વરૂપનો ઉદય થયો છે તે ચિદાનંદના વિશે સકર્તાપતિની સુજાણ જાણનો ચૈતન અમલ ઉતરેલો છે. તે સર્વવ્યાપક ચિદાનંદના ચકવેપતિ મહાન સમર્થ પરમગુરુ હોઈ, જગતમાં પધારીને સર્વ જનોના મન અંતઃકરણના વેગને સમાવી ક્રાંત એટલે અલગ રહેલા નિજઅંશને ઘટોઘટમાં દર્શાવે છે.

રોમ રોમ રજ રજ ગતિ, મતિ મનોહર જ્ઞાન;
દિવ્ય દેશ વિવિધી વિધ, કરી ગયે સકલ પહેચાંન. ૩

મહાન સમર્થ પરમગુરુ જીવમાત્રના રોમરોમ ને રજેરજની ગતિના સંપૂર્ણવેત્તા હોવાથી તેમનું અલૌકિક લક્ષજ્ઞાન મતિ એટલે અંતરવૃત્તિનું હોઈ મનોહર કહેતાં અતિ સુંદર છે. તે કૈવલજ્ઞાનનો ઉપદેશ અંતરિક્ષમાં અલગ અલગ રહેલા દિવ્ય ધામોના દેવલોકને આપી તેઓને સમજાવતાં સમજાવતાં ભગવાન કરૂણાસાગર પૃથ્વી પર પધારીને સર્વને અંશ અંશીપદની ઓળખાણ કરાવી ગયા છે.

ઉચરે ગ્રંથ અગાધહી, કલીમલ હર અજ્ઞાન;
નાથ કરનકુ દે ગયે, સજ્જનકુ પયે પાન. ૪

ભગવાન કરૂણાસાગરના સ્વમુખે રચાયેલો ગ્રંથ અગાધબોધ એટલે અતિ ગહેરો અને ગંભીર પરમ ઉપદેશથી ભરેલો છે. તેનો ઉચ્ચાર કરી કળીકાળનાજનોના અજ્ઞાનરૂપી અંધકાર અને કલીમલ કહેતા વિકારયુક્ત પાપરૂપી મળને હણીને નિર્મળ કરી જ્ઞાન અનુભવના પ્રકાશમાં લાવવા સર્વ અંશોના નિજનાથ ભગવાન કરૂણાસાગર અતિ દયા કરીને ગુમાવેલી દિવ્ય વિભુતિને ફરી પ્રાપ્ત કરાવવાના હેતુથી સંત સજ્જનોને પય કહેતા. સર્વોત્તમ કેવલલક્ષ જ્ઞાનનું પરમ પવિત્ર દૂધ પીવા આપી ગયા છે.




જય જય અખંડાનંદ હરિ, જય જય લોક ચૌદ હરન અરિ. ૧

હે પરમવિશેષ પરમશ્રેષ્ઠ પરમદયાળુ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર ! આપનું નિત્ય સ્વરૂપ જય એટલે દિગ્વિજય રૂપે હોઈ અખંડ આનંદમાં હંમેશાં આપ સાક્ષાત હરિ સ્વરૂપે બિરાજો છો. તદ્ઉપરાંત જીવ માત્રને કલ્યાણને માર્ગે જતાં અટકાવનાર ચૌદ લોકના ભોગોની કામના રૂપ અરિ એટલે શત્રુઓને હણી લઈ નાશ કરનાર મુક્ત દાતા હોઈ જીવોને અભય સુખ આપનાર હોવાથી આપનો જય હો.

જય જય પુરન પદ પરમ રતા, જય જય અકળ મત ગગન ગતા. ૨

હે પરમ કૃપાનિધિ ! પુરણ કેવલ પદમાં આપની પરમ આરત નિરંતર રસબસ રહેલી છે. જેથી આપ નિજકર્તાથી એક ક્ષણ માત્ર અલગ પડતા નથી. તેમજ આપનો અકળમત ઈંદ્રિયો અને અંતઃકરણ દ્વારા નહિ કળી શકાય તેવો હોવાથી અત્યાર સુધી યથાર્થ કોઈ જાણી શક્યું નથી. એવા આપ ગગન ગતા એટલે ગગનાકાર આકાશની જેમ આપની ગતિ એટલે સમચૈતન સત્તા સર્વવ્યાપક રહેલી છે. માટે આપનો જય હો.

જય જય સચ્ચિદાનંદ આનંદ પતિ, જય જય જ્ઞાન ચક્ષુ કરન ગતિ. ૩

હે પરમ પુરુષ ! આપ પરમપ્રકાશના પ્રકાશક હોઈ જગતના મૂળ કારણરૂપ સદ્, ચિદ્ અને આનંદનો પસારો કરનાર નિજપતિ છો. તેમજ આપની પરમગતિના પ્રકાશની પુષ્ટિ મળતાં ઉપાસક જનોનાં અંતર જ્ઞાનચક્ષુ ખૂલી જાય છે. માટે આપને જય હો.

જય જય ભીડભંજન ભક્તમણિ, જય જય સંકુષ્ટ દૂર કરન ધણી.

હે કરૂણાનિધિ ! આપ કરૂણા કરીને ભવભરના સર્વે સંત ભક્તજનોના મહાદુઃખ રૂપી જન્મ-મરણની ભીડને ભાંગનાર છો. તેમજ પરમ તેજસ્વી મહામણી રૂપ સ્વયં ધણી હોઈ જ્ઞાન પ્રકાશ પાડી ભાવિક ભક્તજનોના સંકુચિત અંતઃકરણને વિકસાવી સરળ બનાવો છો. માટે આપનો જય હો.

જય જય સનાતન સરવ રદ્દુ, જય જય વરધ નહિ હાણ કદ્દું. ૫

હે પરમધામ નિવાસી પરમગુરુ ! આપ સદા સદોદિત સનાતન પતિ છો. આપના સિવાય નામરૂપ ગુણની આદ્ય લઈ સર્વ રદ્દુ કહેતાં નાશ થવાવાળા છે. આપના નિત્ય નિજપદમાં વૃદ્ધિ કે હાનિ કદાપિ સંભવી શકતી નથી, માટે આપનો જય હો.

જય જય અખિલાનંદ અચલ અહો, જય જય આદ્ય અંત મધ્ય રહો. ૬

હે કરૂણેશ પતિ ! આપના શુદ્ધ સંકલ્પથી ખીલેલા અનેક આનંદો તેના મૂળ કારણરૂપ અખિલાનંદ સ્વરૂપે કાયમ રહેલા હોવાથી આપનું જે અસલ અનાદિ સ્વરૂપ, અહો કહેતાં આશ્ચર્યચકિત કરી નાખે તેવું છે. તેથી આપ અજર અમર અવિનાશી સ્વરૂપે, સૃષ્ટિના આદ્ય અંત અને મધ્યમાં પોતે અખંડ રહેલા છો, માટે આપનો જય હો.

જય જય અચ્યુત અવ્યય અજર અખે, જય જય અલખ તુમ કોઈ ન લખે. ૭

હે વિશ્વપતિ વિશ્વેશ્વર ! આપનું નિજ સ્વરૂપ વયરૂપ દેહાકૃતિ વિનાનું હોઈ, અચ્યુત એટલે ચલિત થાય તેવું નથી, તથા અજર અખે કહેતાં ત્રણે કાળમાં જરે ખરે કે ક્ષય નહિ થાય, એવું અક્ષરાતિત અલખ હોવાથી, અત્યાર સુધી બાવન અક્ષર દ્વારા કોઈ લખી, લખાવી, ઓળખી કે ઓળખાવી શકયા નથી. માટે આપનો જય હો.

જય જય પુરાતન પુરૂષ અજે, જય જય કરન જુગ દિગવજે. ૮

હે પરમપતિ ! આપ અલૌકિક પુરાતન એટલે જુનામાં જુના અનાદિકાળના પુરુષ હોઈ, અજે કહેતા કોઈથી પણ નહીં જીતાયેલા હોઈ આપ સર્વ સત્તાધીશ દિગ્વિજય રૂપે હોવાથી આપે શુદ્ધ સંકલ્પ દ્વારા સમસ્ત જગતની રચના કરી, એ જ આપના હોવાપણાનું પ્રત્યક્ષ જ્ઞાન છે. માટે આપનો જય હો.

જય જય યોગ ધ્યાન ધરમ ધીરુ, જય જય સજ્જન મન સુખદ શીરૂ. ૯

હે કરૂણાના દાતા, પરમગુરૂ ! આપ યોગોના મહા પરમયોગ રૂપ તેમજ ધ્યાનીઓના પ્રથમ મૂળ ધ્યાન રૂપ છો. તેમજ ધૈર્યવાનોના ધૈર્યરૂપ ધરણી સમાન છો. તદુપરાંત ધર્મવીરોના ધર્મ ધુરંધર હોઈ સંત સજ્જનોના મનને સુખની શિતળ શાંતિ આપી સંતોષ પમાડીને સહાય કરો છો. માટે આપનો જય હો.

જય જય જક્ત તમ હરન દિનું, જય જય અસત સત કરન ભીનું. ૧૦

અહો હે સર્વેશ્વર પ્રભુ ! આપ પરમ કૈવલ જ્ઞાનના દિનુ એટલે સૂર્ય સમાન હોઈ પૂર્ણ જ્ઞાનગતિનો પ્રકાશ પાડી તમ કહેતાં જગતના અજ્ઞાન રૂપી અંધકારને હણી કહેતાં નાશ કરો છો. તદુપરાંત શરણે આવેલા આરતવાન જનોને પરમજ્ઞાન વિવેકે કરીને અસત્ય રૂપ જડ તત્ત્વોમાંથી સત્ય નિજ્જાણ સ્વરૂપ ચૈતન અંશને ભિન્ન એટલે અલગ પાડીને પ્રત્યક્ષ અનુભવ કરાવો છો. માટે આપનો જય હો.

જય જય જીવચર અચર ગુરુ, જય જય ધેનુ મણી કલ્પતરૂ. ૧૧

હે પરમ કૃપાવંત પરમગુરૂ ! આપ પોતે પુરુષ પ્રકૃતિની આદ્ય લઈ સ્થાવર જંગમ સહિત સમસ્ત વિશ્વના પ્રથમ આદ્ય ગુરુ છો. તેથી જન માત્રની શુદ્ધ કામના પૂર્ણ કરનાર કામધેનુ પણ આપ જ છો. તેમજ જીજ્ઞાસુ જીવોના લોઢારૂપ અંતઃકરણની જડતાને પલટાવી સોનારૂપ શુદ્ધ ચૈતન કરનાર આપ પારસમણી છો, તથા આપ કલ્પતરૂ સમાન હોઈ ઉપાસક જનોની મનવાંચ્છિત યોગ્ય કલ્પનાને પૂર્ણ કરો છો. માટે આપનો જય હો.

જય જય ચૈતન ચિદ્ કરુણાકર, જય જય કૈવલ હંસ ઈશ સૌવર. ૧૨

હે પરમપદના દાતા ! આપ સર્વ શિરછત્ર પરમશ્રેષ્ઠ પરમગુરુ નિજ ચૈતન ચિદ્ સ્વરૂપે હોઈ કૈવલના મહદ્ પરમ વિશેષ અંશ છો. આપ વળ રહિત કૈવલ સાથે એકમેક હોવા છતાં સામાન્ય વિશેષ અંશો પર કરૂણા કરી નિજપતિનો હુકમ લઈ અંશ અંશીપદનો લક્ષ સમજાવવા પરમ અનુભવની ઐશ્વર્યતા સાથે લઈને જ્યાં જેવા લોક ત્યાં તેવા તત્ત્વોનો સામર્થ્યવાળો દિવ્ય દેહ ધારણ કરીને ચૌદે લોકને ચેતાવતા ચેતાવતા પરમગુરુ પધાર્યા છો. માટે આપનો જય હો.

જય જય અજોની અહો મનખ તનુ, જય જય ધારન કીયો કારજ જનુ. ૧૩

હે મહાન સમર્થ કરૂણાસિંધુ ! જગતના જીવોને કાળ માયાના બંધનમાંથી

છોડાવવા અનંત દયા કરીને અહો હે પ્રભુ ! આપ અજોની એટલે જનુનીના ગર્ભ વિના સ્વેચ્છાએ મનુષ્યનો દિવ્ય દેહ ધારણ કરીને સર્વ જનોને પરમ કેવલ મોક્ષ પમાડવાનું કાર્ય પૂરણ કરવા પૃથ્વી પર પ્રગટ થયા છો. માટે આપનો જય હો.

જય જય કેવલ નિજ ધામપતિ, અહો શ્રીમંત કુવેર તેહુ પાયે હો ગતિ. ૧૪

હે આદ્ય સકર્તા સ્વામી ! આપ પોતે વળ રહિત કેવલ હોઈ આપનો પરમ પ્રકાશ પણ વળ વિનાનો હોવાથી તેને કૈવલધામ કહેવામાં આવે છે. તેની મધ્યે કાયમ બિરાજતા હોઈ આપની સુજાણ ગતિરૂપે ભગવાન કરૂણાસાગર શ્રીમંત કુવેર સ્વામી પોતે હોવાથી તે મહાન સમર્થ પરમગુરુને જે કોઈ અંશ નિજ લક્ષ દ્વારા પ્રાપ્ત કરનાર, કર્તા કૈવલ્યથી અલગ રહી શકતો નથી. માટે હે પરમગુરૂ ! આપનો અખંડ જય હો.




સોહમ સદ્‌ગુરુ દેવ, દેવાધિદેવ દયાલમ;
મહા મંગલમય મુરત, સુરત સુખરૂપ રસાલમ. ૧

સર્વ અંશોના શિરછત્ર મહાન સમર્થ સદ્‌ગુરુ દેવાધિદેવ હોઈ, તેમનું સર્વવ્યાપક સોહંગ સ્વરૂપ અગણિત લોકના જીવન રૂપે રહેલું છે. તે ભગવાન કરૂણાસાગર અપાર દયાવંત તેમજ મહાન કલ્યાણમય હોઈ, તે પરમ પવિત્ર પ્રભુની અવ્યક્ત મૂર્તિ સૂરત એટલે બહુ સુંદર સુશોભિત હોવાથી તે નિત્ય સુખ સ્વરૂપે રસાલમ કહેતાં પરમગુરુ સંપૂર્ણ કરૂણા રસના ભરેલા છે.

દિવ્ય તનુ ઘનશ્યામ હામ, હદ સબહી પેલાયત;
પ્રસિદ્ધ પ્રૌઢ પતિ મહાદ, અંશ સબ તાંહી મેલાયત. ૨

તે પરમદયાળુ પ્રભુએ સર્વ અંશોને નિજપતિના વિયોગી જોઈ કરૂણાના દાતા પોતે કરૂણા કરીને ઘનશ્યામ વર્ણ અતિ દિવ્ય દેહ ધારણ કરીને પ્રગટ થયા છે. જ્યાં સુધી પાંચેય તત્ત્વોનો પસારો છે. ત્યાં સુધી પાંચેય તત્ત્વના પંચ દેહ રહેલા છે. તેને હદ કહેવામાં આવે છે. તે હદના નિવાસી સામાન્ય વિશેષ સર્વ અંશોને પરમદયાળુ અલૌકિક જ્ઞાન અનુભવની હિંમતથી નિજલક્ષ બોધ આપી પેલાયત એટલે હસ્તામલકવત્ અંશોને સચેતન

ગતિવાળા કરી જે પરમપતિનું અતિ વિશાળ પરમપદ છે. તેને પ્રસિદ્ધ કરીને નિજપતિ સાથે સર્વ અંશોને દિવ્ય દૃષ્ટિએ મેળાપ કરાવે છે.

એસેહી પરમગુરુ મહાદ, શાંત સદરૂપ અનોપમ;
સક્રત અંશ સેવિત, વિભૂતિ કરન નિરૂપમ. ૩

એસેહી એટલે ઉપર જણાવેલી રીત પ્રમાણે એવા પરમગુરૂ મહાદ પરમ શાંતિના સાગર હોઈ, કોઈ પણ જીવના ગુણ અવગુણ નહિ જોતાં સમાન દૃષ્ટિએ નિહાળીને અમૃતમય અલૌકિક વચનો દ્વારા ઉપદેશ કરીને નિજપતિને ઓળખાવે છે, અને તેમના સદ એટલે સાચા ચૈતન ચિદ સ્વરૂપને કોઈ પણ પ્રકારની ઉપમા આપી શકાય તેમ નથી. તે ચિદ સ્વરૂપનો સંબંધ કૈવલ સાથે અખંડ જોડાયેલો હોય, જે સકર્તાપતિના મહાદ સર્વજ્ઞ અંશ છે. સેવિત એટલે નિજપતિના અવિગત લક્ષની પરમદશામાં મૂળ સ્વરૂપની સ્થિતિમાં નિરંતર એકમેક રહે છે, તે પરમ વિશેષ અંશ સકર્તા સ્વામીની વ્યાપક વિભૂતિનું નિરૂપમ કહેતાં નિર્ગુણ બ્રહ્મનું નિરાકરણ કરી યથાર્થ સમજાવે છે.

ષોડશ ચિન્હ સંજુક્ત, તનુધર તેજ અપરબલ;
વિભૂતિ સોલ સંજુક્ત, કલા ખટદશ જીનું કલ. ૪

જે સગુણ નિર્ગુણથી પર રહેલા પરમપતિને યથાર્થ દર્શાવી આપનાર પ્રગટ પરમગુરૂનો દેહ; સોળ ચિન્હ સંયુક્ત મહાન તેજસ્વી હોઈ, જેમાં નિજકર્તાના અતિ ઉગ્ર અનુભવનું અમાપ સામર્થ્ય સમાઈને રહેલું છે. તદ્‌ઉપરાંત સોળ વિભૂતિ અને સોળકળાઓ સંયુક્તની જે કળ એટલે જુક્તિ વા તેની પરમજાણ સંપૂર્ણ પરમગુરૂની પાસે રહેલી છે, તેને યથાર્થ રીતે જાણવા પક્ષે નિરંજન જેવા પણ અસમર્થ છે.

ઐશ્વર્ય જીનું મહાદ, મનોરથ પુરે મનકા;
કરન જુગ જણવેશ, પ્રગટ કીયે જ્ઞાનકા ડંકા. ૫

જે પરમશ્રેષ્ઠ પરમ વિભૂતિવાન પરમગુરૂના મહાદ અવ્યક્ત અકળ દેહમાં અનંત ઐશ્વર્યતા સમાઈને રહેલી છે, તે પ્રભુ કૃપાદૃષ્ટિ પસારીને મુમુક્ષુજનોના મનના મનોરથ પૂરણ કરવા અને જગતના લોકોને નિજ સકર્તાપતિનો લક્ષ જણાવવા પૂર્ણ

પ્રભાવશાળી મનુષ્યનો વેષ એટલે સ્વેચ્છાએ દિવ્ય દેહ ધરીને અતિ ગુપ્ત જ્ઞાનને પ્રગટ કરી, અલૌકિક જ્ઞાનનો ડંકો બજાવી સરજનહારને જગતમાં જાહેર જણાવે છે.

ભોવન ત્રીયે ટહંકાર, જ્ઞાનગમ ગર્જત અદ્ભુત;
અનંત અંશ વિખરેહું, મિલન પતિ તાય કરન જુથં. ૬

પરમ દયાળુ પરમગુરૂની વ્યાપક અલૌકિક દિવ્યવાણીનો ટહંકાર એટલે પ્રચંડ ધ્વનિ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એમ ત્રણે લોકના ભુવનોમાં પસરી ગયો, તેથી તેમાં રહેલા અંતર આશયની જ્ઞાનગમ આપનપુને પતિપદને જણાવનારી હોવાથી, તે અતિ અદ્ભુત જ્ઞાન ગર્જનાને સાંભળતાની સાથે શિવ સનકાદિકની આદ્ય લઈ મોટા મોટા મુનિજનોના ધ્યાન છૂટી ગયા, ત્યારે સાવધ થઈ વિચાર કરવા લાગ્યા, છતાં તે ગુપ્ત આશયના મર્મને સમજી શકયા નથી. તે પરમગુરૂની ઉગ્ર અનુભવ વાણીનો પરમહેતુ એ છે, કે નિજપતિના અનંત અંશો ચૌદ લોકમાં વિખરાઈ જવાથી અનેક પ્રકારના દેવ-દેવીઓની ઉપાસનામાં અટકી ગયા છે. તેમને કેવલ લક્ષ સમજાવી સર્વ અંશોનું જુથ એકત્ર કરીને ગુરૂગમ દૃષ્ટિ આપી નિજપતિને મળવાનો રસ્તો બતાવે છે.

ઉપજાવન આનંદ અહંમેવ, કરૂણામય કરતા;
શરણ લઈ સબ અંશ, અનંત જન્મ અઘ હરતા. ૭

ઉપર જણાવ્યા પ્રમાણે ભગવાન કરૂણાસાગરે સર્વ અંશો પર કરૂણા કરી તેમના અંતરમાં નિજકર્તાને પામવાનો ઉમંગ ઉપજાવીને કરૂણામય કર્તાના શુદ્ધ ભાવવાળા કર્યા. તે પરમપતિની અતિ આરતવાળા સર્વ અંશોને પરમગુરૂએ પોતાના શરણમાં લઈ અનંત જન્મનું અજ્ઞાન અને પાપ મટાડી પવિત્ર કર્યા છે.

કીયે નિરમળ તનુ અંશ, વંશમે તાય મેલાયત;
અંશ કેતુ ન્હેઃકર્મ કર્મ, સબ તાય છોડાયત. ૮

પરમગુરૂએ નિર્મળ કરેલા અંશોને ગુણ પ્રકૃતિના વિકારવાળા ચાર દેહથી રહિત ઊર્ધ્વ દૃષ્ટિએ પરમ કારણ દેહમાં સ્થિર કર્યા. તે નિર્મળ નૂર ભૂમિકાના નિવાસી અંશો નિજપતિના વંશના હોવાથી, વંશમાં તાય મેલાયત એટલે પરમગુરુ નિજપતિ સાથે હંગે હંગની એકતાનો મેળાપ કરાવી આપે છે. અંશ કેતુ એટલે અવિગત વ્યાપક ગતિનું લક્ષ

નિશાન સદાને માટે ન્હેઃકર્મી હોઈ તે ભૂમિકામાં વસનાર અંશોના સર્વ પ્રકારના કર્મ છૂટી જાય છે. તેથી સરળતા પૂર્વક નિજપતિના સનમુખ કાયમ મુક્તપણે રહી શકે છે.

એસે પરમગુરૂ પ્રગટ, સજ્જન સુખકાજ તનુ ધર;
શ્રીમંત કુવેર સર્વજ્ઞ, ગતિ પસરેહુ અચર ચર. ૯

ઉપર પ્રમાણે પરમગુરૂએ સંત સજ્જનોને સ્વરૂપાનંદનું સાચું સુખ આપવાને માટે પ્રગટ દિવ્ય શરીર ધારણ કર્યું છે. એવા મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામી ભગવાન કરૂણાસાગર સર્વજ્ઞ ગતિના પુરુષ છે. તેમના નિત્ય અકળ સોહંગ સ્વરૂપની ગતિ સ્થાવર જંગમ સમસ્ત ઘાટોમાં પસરી ગયેલી હોઈ તે વ્યાપક ગતિના આધારે સર્વ જીવન ભોગવે છે, તે સર્વ વ્યાપક ગતિના સ્વતંત્ર પુરૂષ હોવા છતાં અંશોના હિતાર્થે, પોતે પ્રગટ થયા છે.

જાહાં જાહાં પરમગુરૂ પ્રગટ, સમીપ નારણ નિજદાસા;
જગ જુગમાં જણવીત, કરન વિજ્ઞાન પ્રકાશા. ૧૦

આદ્ય સકર્તાપતિ શુદ્ધ સંકલ્પ દ્વારા જ્યારે જ્યારે જગતનું સર્જન કરે છે, ત્યારે ત્યારે લાંબા સમયને અંતે સર્વ અંશો જડ તત્ત્વોના સંગ દોષે કરી હું કોણ ? અને મારો નિજકર્તા કોણ ? તે જાણને ભૂલી જાય છે. ત્યારે તે કરૂણેશ કૈવલના અલૌકિક લક્ષના વિત્તની જાણને જણાવવા જગતમાં વિજ્ઞાન બ્રહ્મનો પ્રકાશ કરીને ભગવાન કરૂણાસાગર જ્યાં જ્યાં જેવા જેવા લોકોના ધામ આવેલાં છે ત્યાં ત્યાં તેવા તેવા સ્વરૂપે પ્રગટ થયા છે. પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું પણ કાયમ પરમગુરુના પ્રગટ સોહંગ સ્વરૂપની સાથે નિરંતર દાસાતનપણે રહીને સમભાવે સેવા કરું છું.



# નરવેદસાગર રચિત



સોહમ સદપદ સરજ, ગતિ પતિ અવિનાશી;

અરૂઢ અચ્યુત અવે અજર, ચરાચર ગતિ પ્રકાશી. ૧

સોહમ સદ્ તે સમસ્ત લોકના ઉદયનું આદિકારણ સત્ય સ્વરૂપે પરમ શ્રેષ્ઠ પદ હોઈ, સરજ કહેતાં સમતોલપણે સહેજા સહેજ સ્વરૂપે રહેલું છે. અકળ એટલે ઈન્દ્રિયો કે અંતઃકરણ દ્વારા કળી ન શકાય એવી અવિનાશી નિજપતિની પરમગતિ અકળ રહેલી છે. તે જગતની કોઈ પણ રૂઢિમાં આવી શકે તેમ નથી. અચ્યુત અવે એટલે માયાની અનેક ઉપાધિથી તેમજ તેના સર્વ અવયોના આવ્રણથી રહિત અસંખ્ય કાળના અંતે જરે કે ખરે નહિ એવી અજરામર ગતિ, સ્થાવર જંગમના સર્વ ઘાટોમાં પ્રકાશી રહી છે.

સહીર ભયે શુન્ય સત્ત્વ, મહત્ત્વ મત ઉમંગ ઉઠાયે,

અનંતશક્તિ જીનું માહાંય, મોજ મનોંરથ ઉપજાયે. ૨

ઉપર જણાવ્યા પ્રમાણે નિજકર્તાએ પોતાની ચૈતન ગતિ પ્રકાશીને શુન્ય સમાન જે અક્રિય બ્રહ્મ હતું. તેના વિષે રહેલું જે મહાતત્ત્વ, તેમાં જગત રચવાનો જે પોતાનો મતલબ પડેલો હતો, તેથી ઉમંગ ઉઠાયે એટલે દ્વૈત ઉમંગનો ઉદય કરી અંતરબાજ વૃત્તિના પોષણથી બ્રહ્મરૂપી શુન્યમાં મહાતત્ત્વ રૂપી બીજના વિષે જે સત્વ એટલે અંકુર હતું તેને વ્યાપક સહીર ગતિવાળું સજીવન કર્યું. સકર્તાના જે નિજ સ્વરૂપમાં અનંત દિવ્ય શક્તિઓ અવ્યક્તપણે સમાઈને રહેલી છે તે સકર્તાપતિએ સ્વેચ્છાએ મહાદ મોજરૂપ દ્વૈત ઉમંગ ઉત્પન્ન કર્યો છે.

આપ અકેલ નહિ બેલ, ખેલ બિનું ખુદ કીનું માલિક;

ઉપજાવ્યો અહમેવ ભેવ, ભવાટી રચ્યું ખ્યાલીક. ૩

હે સકર્તાપતિ ! આપ અનાદિકાળથી એકલા જ હોવાથી બેલ એટલે આપના સંગમાં સાથીદાર બીજો કોઈ હતો જ નહિ. તેમજ જગતનો ખેલ પણ કર્યો ન હતો. તે સમયે આપ ખુદ માલિકને કંઈક કરવાની અચાનક ઈચ્છા થઈ ત્યારે પોતાની અંતરવૃત્તિમાં

ભાવ ઉપજાવીને ભેવ એટલે તે ભાવમાં રહેલા ગુપ્ત આશયને પ્રકાશમાં લાવી ભવ ખેલની રચના કરીને ખ્યાલીક એટલે ખેલના ખ્યાલી આપ ન્યારા હોઈ તટસ્થ રહ્યા છે.

ખ્યાલિકી અતિ ખાંત્ય, ખલક જીનું કીયે સંકલ્પસે;
પ્રોઢ પ્રસારા પરમ મરમ, મુદત કલપસે. ૪

ખ્યાલી એટલે તે સર્વજ્ઞ સજાણ જાણ સકર્તાપતિએ પોતાની ખાંત્ય એટલે અતિ હોંશપૂર્વક શુદ્ધ સંકલ્પ દ્વારા જગતનો ખેલ રચ્યો છે. તેનો પસારો પ્રૌઢ કહેતા મહાન વિશાળ હોઈ પરમ એટલે પ્રથમથી જ નિજપતિનો પરમપ્રકાશ જ્યાં સુધી પ્રસરેલો છે ત્યાં સુધી જગતનો પસારો કરેલો છે. તે રહસ્યથી ભરેલા પસારાના ખેલની મુદત એક કલ્પ પર્યંતની જાણવી.

સદ્ ચિદ્ આનંદ અંગ, વિશેષણ જીનું શોભિત સદ;
સદ પદ સદા અખંડ, ચિદ્ વિભક્તિ કરન કદ. ૫

સદ્ ચિદ્ ને આનંદ સકર્તાપતિની મહાદ મોજરૂપ અંગ છે તે સોહંગ સ્વરૂપ જેના અંગીકૃત વિશેષણો હોઈ તે સકર્તાના સજાણ સત્યપદમાં શોભી રહ્યા છે, તે સજાણ સદપદ કાયમ અખંડ રહેલું છે. તેમાંથી ચૈતન ચિદ્ દ્વારા વિભક્તિ એટલે તત્ત્વોના વિભાગ ક્રિયાવૃત્તિ દ્વારા પોખીને જડ ચૈતન એક રસ કરી કદ એટલે વિશાળ વૈરાટની રચના વ્યાપક બ્રહ્મના અંતરપટમાં ગર્ભિત રૂપે નિર્માણ કરી છે.

આનંદ અમિત વિલાસ હાસ, જીનકુ અતિ પ્રિયે ભવ;
રચિત સૃષ્ટ જીનું ખચિત, અનુભવ પુની ભયે ભવ. ૬

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજકર્તાએ દ્વૈત વિલાસનો હેતુ ધારણ કરીને અમિત કહેતા અમાપ આનંદનો અમીરસ પોખીને અનેક પ્રકારના રૂપ-ગુણવાળા વિલાસી જડ બીજગોની રચના કરી, તે ભવરૂપ વિલાસ સકર્તા ધણીને બહુ પ્રિય હોવાથી, વિલાસને જોઈ પોતે હર્ષ પામે છે. તે સર્જનહારે જગત રચના ખચિત એટલે નિશ્ચયપૂર્વક ફરીથી પોતાના સ્વ-અનુભવથી કરેલી હોઈ આ ભવ પોતાનો જ ઉત્પન્ન કરેલો છે.

ભવાટિ ભલ ભેદ ભયે, ભલ નિજ રચનાકી,
સરજન શુદ્ધ સંકલ્પ રચી, પુનિ એક બચનાકી. ૭

જે ભવ રચનાનો અલૌકિક ભેદ છે, તેમાંથી ભલ ભેદ એટલે અનેક ઘણો સારો ભવરચનાનો ખેલ કર્તાએ પોતે જ કરેલો છે. આ સર્વનું સર્જન શુદ્ધ સંકલ્પ દ્વારા કરીને ફરીથી એક બચનાકી એટલે સમસ્ત જગત સોહંગ પ્રણવના આધારે રાખેલું છે.

સાંસ્રત વાધ્યું સરલ વિવિધી, વિભક્તિ ભિન્ન ભવ;
વિષ્ટિ વિપુ પસાર તખત, જડ તનુ બનાય સબ. ૮

નિજકર્તાએ પૂર્વે નિર્માણ કરેલા જડ બીજગોમાંથી સાંસ્રત એટલે સંચ રૂપ ઘાટોની વૃદ્ધિનો વિસ્તાર સરલતાપૂર્વક વિવિધી એટલે અનેક પ્રકારે થતો હોવાથી, તેના વિભાગોની રચના જુદી જુદી રીતે એકબીજાની સરખામણીમાં આવી ન શકે એવા સર્વ જડ શરીરોરૂપી તખત અંશોને બિરાજવા માટે નિજકર્તાએ અલગ રહીને ભવનું સર્જન કર્યું છે.

હિરણ ગર્ભ અજર અમર ચરાચર, ચલે કલપ લગી;
મુદત મહાદકી મોજ કલ્પ બીનું, કોઈ ન શકે ભગી. ૯

હિરણગર્ભ એટલે જડ ચૈતનની ઓતપ્રોત રસબસ ગતિ, ઓહંગ પ્રણવના વિષે પોખેલી છે, તે અજરામર રહેલા સોહંગ પ્રણવના આધારે સ્થાવર જંગમની પ્રણાલીકાનો ખેલ એક કલ્પ સુધી ચાલુ રહે છે. જે કરૂણેશ પતિએ સંકલ્પનો વેગ ભરીને મહાદ મોજનો વિલાસ એક કલ્પ સુધીની મુદતનો કરેલો છે, તે કલ્પ પૂરો થયા વિના તેને કોઈ ભાંગીને અટકાવી, મટાડી કે વધઘટ કરી શકે તેમ નથી.

મધ્ય પોક્ષણ જીનુ જમ તમ, તિનુ દેત હી આહારા;
અનંત મોજ મજબુત, મહેર મહારાજ પસારા. ૧૦

સકર્તાપતિ સમસ્ત પસારાના મધ્યમાં રહી સર્વ ઘાટોને એકસરખું જીવન પોષે છે તથા જ્યાં જેવા ઘાટો ત્યાં તે પ્રમાણે સર્વ ઘાટોને ખાનપાન આદિ આહાર પણ આપી રહ્યા છે. તે વિશ્વરૂપી વિલાસની અનંત મોજ મહા મજબૂત હોઈ, સકર્તાપતિએ ઉત્પન્ન કરેલી છે. તેથી વ્યષ્ટિ, સમષ્ટિ અને સામાન્ય, વિશેષ સર્વ અંશના શિર કેવલ અધિપતિ મહારાજા હોવાથી જગત વિલાસના પસારા સહિત સજાતીય અંશો પર મહેર દૃષ્ટિ રાખી રહ્યા છે.

ભુલે આપ પતિ પક્ષ, દક્ષ હેરક કુણ કરતા;
અંત સમષ્ટિ સર્વ પર, પસરન હક હરતા. ૧૧

જ્યારે સર્વ અંશો પોતાના સ્વરૂપને તેમજ નિજપતિને ભૂલી જાય ત્યારે, પરમપતિના લક્ષમાં રહેવાની દક્ષ એટલે પ્રવીણતા કે ચતુરાઈ રહી શકતી નથી. તે કારણને લઈ અંશો હેરક એટલે મને નિહાળનાર, નિજકર્તા કોણ છે ? તે જાણી શકતા નથી. છતાં જગતના વ્યષ્ટિ પસારાના અંત સુધી તેના ઉપર કરુણા દૃષ્ટિ પસારીને સકર્તાપતિ સર્વને નિહાળે છે. તે નિજકર્તાને સૃષ્ટિ કરવાનો તથા હણવાનો સર્વ હક્ક પોતાનો છે.

આનંદ કંદ અખંડ અખિલ, પતિ અંશ સબનકે;
આધ્ય મધ્ય નહિ અંત, અતંત અનાદિ તબનકે. ૧૨

સર્વ અંશોના શિરછત્ર કૈવલપતિ પરમાનંદના મૂળ રૂપે અખંડ હોઈ, અખિલ સૃષ્ટિના તેમજ સર્વ અંશોના સ્વામી છે. તે નિજકર્તાને આદ્ય, મધ્ય કે અંત લાગી શકતા નથી. તેમજ સર્વ પ્રકારના તત્ત્વોથી ન્યારા અનાદિના નિજ સ્વરૂપે અદ્વૈત રહેલા છે.

મોજ કારણ મહારાજ સાજ, સબ સૃષ્ટ બનાવત;
ઉર અંતર અહંમેવ ભેવ, ગતિ સોહી જનાવત. ૧૩

અનાદિ સકર્તાને જ્યારે દ્વૈત મોજ કરવાનો ઉમંગ થાય છે, ત્યારે ચકવે ગતિના મહારાજા તત્ત્વો સામગ્રીના શરીરોવાળી સૃષ્ટિ બનાવે છે. બનાવવાનો મતલબ એ છે કે જ્યારે પોતાના અંતરમાં ભાવ ઉત્પન્ન થાય છે ત્યારે સજાતી અંશોને મર્મ ભરેલા અદ્‌ભુત પરાક્રમની અનંત ગતિને જણાવે છે. એ જ પોતાના દ્વૈત વિલાસની મોજનો ખરો હેતુ છે.

લહુમમ અંશ સજાત, અંશ મોઈ લહત ન કોઈ;
પોક્ષણ કરનકી પ્રિત્ય, રિત્ય રસરૂપ ન હોઈ. ૧૪

કરુણેશ પતિ કહે છે કે મારા સજાતી સર્વ અંશોને હું યથાર્થ જાણી શકું છું, પરંતુ કોઈ અંશ મને સરલતાપૂર્વક જાણી શકતા નથી. છતાં અલૌકિક કર્તાની સજાતીય અંશોને પોષણ કરવાની પ્રીતિ હોવાથી નિજકર્તા પોતાની રીત પ્રમાણે રસ ધરાવીને પોષણ કરે છે. તે જીવનરૂપી પોષણ અરૂપી અને અવ્યક્ત છે.

સાચ સબંધ સ્નેહ, નેહ નહી પતિ તરફ કે;
જક્ત રૂપ જગ તાત, ભાત્ય ભુલી ભયે નરપકે. ૧૫

ઉપર જણાવ્યા પ્રમાણે સર્જનહાર સર્વનું પોષણ કરી રહ્યા છે. છતાં તે નિજપતિના સ્વજાતી અંશો સાચા સંબંધની જાણના અભાવે સ્નેહ કરીને પતિ તરફનો કોઈ પ્રેમ જોડી શક્યા નથી. તે કારણને લઈ અંશો જગતરૂપ થઈ જવાથી તાત એટલે જગતના પરમપિતાને પણ રૂપવાળા માની લીધા તેથી અનેક ઈષ્ટોની ઉપાસનામાં વળગ્યા અને નરપ કહેતાં હદના અમલી રાજા નિરંજનને આધિન થયા.

અહો મમ અંશ અચેત, વેત નહિ વિશ્વ વિચરતા,
સહે સંકટ ગર્ભવાસ, ત્રાસ તનુવત્ થઈ ફરતા. ૧૬

નિજપતિ કહે છે કે અહો ! મારા સર્વઅંશો અજ્ઞાનમાં અચેત થઈ જવાથી નિજ જાણ વિના જગતના વિષે જન્મ-મરણના ચક્રમાં ફરતા ફરે છે, તેમજ માયાના ગર્ભવાસમાં રહી અનેક ગર્ભિત કર્મોના કષ્ટો સહન કરે છે અને વારંવાર દેહ ધારણ કરીને શરીર રૂપ થઈ જવાથી ત્રાસ ભોગવતા ફરે છે.

આદ્ય સક્રત સ્વરાજ, કરુણેશ કેવલ કરતાઈ;
મહાદ મહેર મહારાજ, કાજ જન કરન ઉપાઈ. ૧૭

આદ્ય, સક્રત, સ્વરાજ, કરુણેશ, કૈવલ આ પાંચ વિશેષણ જે નિજકર્તાને અંગીકત છે તે મહાદ ગતિના ચક્રવર્તી મહારાજા; ક્રત સહિત સર્વ અંશોના પોતે કીરતાર છે. તેમણે જગતના સર્વજનો ઉપર મહેર કરીને અંશોના પરમ કાર્યરૂપ પોતાના પરમપદમાં લેવાનો ઉપાય કર્યો.

પરમ અંશ મમ તુલ્ય, ભુલ્ય ભવ ભેદીક ભવકે;
અરૂઢ જ્ઞાન ગતિ રાજ, કાજ સબ કરે જીવકે. ૧૮

કરુણેશ પતિ કહે છે કે પરમ વિશેષ પરમ અંશ મારા સમાન સમોવડીયા હોવાથી, ભવની અનેક ભૂલોના સંપૂર્ણ જાણનાર છે. તેથી તેઓ ભવની અનંત ભૂલોને ભેદીને ભવના વિષે પ્રકાશ પાડી શકશે એમ જાણીને કેવલપતિએ મહાદ અરૂઢ જ્ઞાન ગતિના રાજા મારા અંગીકત અંશ છે તે પરમ વિશેષ અંશ, પરમગુરુ ભગવાન કરુણાસાગર

સર્વ જીવોનું કાર્ય સરલતાપૂર્વક કરી શકશે એવા હેતુથી પરમવિશેષ અંશને મોકલવાની ઈચ્છા કરી.

કરુણેશે કરુણાય, કરુણાસાગર પઠવાયે;
નારાયણ નિજ દાસ સમિપ, સદ સંગીત લાયે. ૧૯

કરુણેશ પતિએ કરુણા કરીને પરમ દયાળુ ભગવાન કરુણા સાગરને આ બાજુ જગતમાં આજ્ઞા કરીને મોકલ્યા. તે કરુણાસાગર પ્રભુ સર્વ અંશોનું પરમ કલ્યાણ કરવા હંગેહંગની એકતાનો સત્સંગ લઈને પધાર્યા છે. મહાન સમર્થ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક કૈવલજ્ઞાન ગતિના સંપૂર્ણ અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું પોતે પરમગુરુના સજાણ શરણમાં અનિન દાસ થઈને નિરંતર પાસે રહું છું. તેમના નિત્ય સત્ય સોહંગ સ્વરૂપનો સંગ કરીને, તે સત્સંગને ગ્રહણ કરીને પાવન થયો છું.

દિવ્યરૂપ ઘનશ્યામ, ચિન સંયુક્ત દેદારા;
દરશન તે અઘ હરન, કરન જન કાજ પસારા. ૨૦

મહાન સમર્થ પરમગુરુનો અતિ દિવ્ય ઘનશ્યામ વર્ણ સોળ ચિહ્ન સંજુક્ત દેદાર છે. તેમના દેદારના દર્શનથી સર્વ પાપોનો નાશ થતો હોઈ તે પ્રભુએ જગતજનોનું કલ્યાણ કરવા પધારીને કરુણાદષ્ટિ પસારી છે.




મહેર કરી મહારાજને, જકત ઉપર જગદીશ;
પ્રસવુ પાલે પતિપદ, સકલ ઈશોના ધિશ. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર સર્વઅંશોના શિરછત્ર જ્ઞાનગતિના મહારાજા પોતે જગદીશ હોઈ – જગત ઉપર પૂર્ણ મહેર કરી છે. તે પ્રભુ સર્વ ઈશ્વરોના ધણી હોવાથી સમસ્ત વિશ્વનો પસારો કરવાવાળા પોતે જ હોય સર્વનું પાલનપોષણ તે જ કરે છે. તેમના ચરણકમળનો સ્પર્શ કરતા તુરત જ નિજપતિપદ પ્રાપ્ત થાય છે.

આદ્ય સ્નેહ ઉત્પન્ન પખે, મધ્ય પોષણ કી પ્રિત્ય;
અંત સમષ્ટિ સરવને, ખુદ માલિક કી રીત્ય. ૨

ઉત્પત્તિ પખે જોતાં આદિ કારણરૂપ સકર્તાપતિનો સ્નેહ એટલે પ્રેમ, તે પ્રેમ દ્વારા શુદ્ધ સંકલ્પથી સમસ્ત જગત ઉત્પન્ન કર્યું છે. તે જગત પસારાના મધ્યે રહી પ્રીતિપૂર્વક સર્વે અંશોના જીવનનું પોષણ કરે છે. તે ઉપરાંત જગતની મુદત પૂરી થતાં અંત આવે ત્યારે સર્વ સમષ્ટિ મહાતત્ત્વોને સમેટી લીન કરી દે છે. એ પ્રમાણે રચના રચવી, પોષણ કરવું અને અંત આવતાં સમાવી દેવું, એ ખુદ સકર્તાપતિની રીત છે.

## સોરઠા

તેહી માલિક મહારાજ, કાજ કરન જન આયેહુ,
અંશન શીર સ્વરાજ, સ્વાધ્ય સાજ સુખ લાયેહુ. ૧

તે સકર્તા માલિક મહારાજા પોતે ભગવાન કરુણાસાગરનું રૂપ ધારણ કરીને જગતના જનોનું કલ્યાણ કરવા પધાર્યા છે. તે સર્વ અંશોના શિરછત્ર હોઈ સ્વરાજ એટલે સ્વચૈતન સત્તાનું રાજ્ય કરનાર સકર્તાપતિ સ્વતંત્ર હોવાથી પોતાને સ્વાધીન રહેલી સાજરૂપ દિવ્ય વિભૂતિઓ, સર્વ અંશોને સુખી કરવા સાથે લાવ્યા છે.

વંદુ ગુરુપદ પક્ષ, દક્ષ જ્ઞાન અદ્દ્ભુત અતિ;
મતિ મનોહર લક્ષ, સજ્જન તે સુખ લહે મતિ. ૨

પરમગુરુના ચરણ પક્ષમાં રહીને વારંવાર હું નમસ્કાર કરું છું. તે પ્રભુની કૃપાથી મને દક્ષ એટલે અતિ અદ્દ્ભુત કૈવલ જ્ઞાનનો દિવ્ય અધિકાર પ્રાપ્ત થયો છે. મતિ મનોહર એટલે અંશની નિજગતિને પ્રાપ્ત કરાવી સમસ્ત લોકમાં સુંદર શોભા આપનાર કૈવલલક્ષ જ્ઞાન સર્વશ્રેષ્ઠ છે. તે લક્ષ દ્વારા અંશીપદનું સાચું સુખ લહે મતિ એટલે અંતરવૃત્તિના સજ્જનો લઈ શકે એટલે પ્રાપ્ત કરે છે.

અધિકારી જેહી જન પૂર્વ, સ્નેહ પ્રગટે તીનુ રત;
શ્રીમંત કુવેર સુમત, નારણદાસ શરણાંગત. ૩

તે કૈવલ લક્ષજ્ઞાનના અધિકારી જે જન હશે તેને આદ્ય મૂળ નિજઘરનો શુદ્ધ પ્રેમ પ્રગટ થશે. મારા અંતરમાં પણ તે નિજઘરની અતિ આરત ઉત્પન્ન થવાથી સ્વામી શ્રીમંત કુવેર સાહેબના સુમત એટલે શ્રેષ્ઠ સ્વજાતી સકર્તા મતને ગ્રહણ કરી પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે હું તેમનો શરણાગત થઈ રહ્યો છું.

## નરવેદ સાગર મહારાજ રચિત




ૐ વંદું ગુરુ ચરણકમલ, પદ પૂંજ પ્રકાશા;
લોક ચતુરદશ અંશ વસે; નિજ કદમ નિવાસા. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે શુદ્ધ ૐકારને વિષે મારી અંતરવૃત્તિને સ્થિર કરી મહાન સમર્થ પરમગુરુના સોહમ્ ચરણ કમલમાં હું નમસ્કાર કરું છું. તે ચૈતનચિદ્દ ગુરુપદ, સર્વના શિર પરમશ્રેષ્ઠ હોય, પૂંજ એટલે ગુરુના ચિદ્દસ્વરૂપના તેજનો પ્રકાશ અપરંપાર હોવાથી, ચૌદે લોકમાં વસતા સર્વ અંશો, નિજ કદમ નિવાસા એટલે ઉપર જણાવેલા ચિદ્દ સ્વરૂપમાંથી અંશવૃત્તિની ઈચ્છાએ ઓહંગ રૂપ અજંપો ઉત્પન્ન થયો, તેને એક કદમ કહેવામાં આવે છે. તે કદમ રૂપ ઓહંગ પ્રણવની પાર, સર્વ અંશો નિવાસ કરીને રહ્યા છે.

સર્વ ઈષ્ટ સરવેસ સકલ, સુખદાયક સ્વામી;
સબ ઘટ પુરણ વાસ, અનાસ અવે અંતરજામી. ૨

સમસ્ત જગતમાં નાની મોટી વિભૂતિવાળા અનેક સગુણ ઈષ્ટો છે; તેઓના શિર ઉપર સર્વ સત્તાધીશ નિજ સકર્તા હોઈ જે જેના અધિકાર પ્રમાણે યોગ્ય સુખ આપનાર સાચા સ્વામી છે. અનાશ અવે એટલે નાશ રહિત દેહ-આકૃતિ વિનાના તે અંતરજામી સોહંગ સ્વરૂપે વ્યાપક સર્વના ઘટ ઘટમાં પૂરણ વસીને રહેલા છે.

ખલક ખેલ ખેલાવ, દાવ દ્વૈતા નહિ ભાસન;
અગણિત ઈંડ કટાક્ષ, તાય પર અધર આસન. ૩

ખલક એટલે જગતનો ખેલ ખેલાવનાર નિજ સકર્તાપતિ દાવ કહેતા પોતે અલૌકિક યુક્તિના કરનાર સર્વ સત્તાધીશ હોવાથી તેમના સિવાય દ્વૈતા નહીં ભાસન એટલે બીજો કોઈ હકદાર દેખાતો જ નથી અને બીજા કોઈનો પણ લાગ લાગે તેમ નથી. તે નિજપતિની અંતર બાજ વૃત્તિનાઉમંગથી અગણિત ઈંડ કટાક્ષ કહેતા તોળાઈ રહેલા છે તેની પાર અંતરીક્ષ અવિગત આસન પર પોતે કાયમ બિરાજે છે.

શુદ્ધ સંકલ્પકી શ્રષ્ટ, કીયેહુ પુની શ્રમ વગરકુ;
આપ અંગીકૃત અંશ, વર્જિત લક્ષ લેઈ સધરકુ. ૪

નિજ સકર્તાએ પોતાના શુદ્ધ સંકલ્પ દ્વારા કોઈપણ પ્રકારની મહેનત વિના ફરીથી સૃષ્ટિનું સરજન કર્યું છે. તે સૃષ્ટિને ચલાવવા માટે પોતાના સજાતીય અંગીકૃત અંશ નિજકર્તાએ ઉત્પન્ન કર્યા. તે અંશો વર્જિત કહેતાં પતિથી જુદા પડી, સકર્તા ધણીએ આપેલો નિજ લક્ષનો સદ્ધર પરવાનો લઈ જગતમાં આવ્યા છે.

વિખેરેહુ દેશ વિદેશ, વેશ બહુ ધરી ભિન્ન ભિન્ના;
થૈ રહે ભવ લોલીન, ભિન્ન કર્તા નવ ચિન્યા. ૫

જ્યારે નિજકર્તાના સર્વે અંશો પોતાનો અસલ દેશ છોડીને આવ્યા ત્યારે પરમપતિએ આપેલો નિજ લક્ષનો સદ્ધર પરવાનો વિસરી ગયા, તેથી વિશ્વરૂપી વિદેશમાં વેશ બહુ ધરી એટલે ચોર્યાસી લાખ પ્રકારના ઘાટ ધારણકરીને જ્યાં ને ત્યાં વિખરાઈ ગયા છે, તે કારણને લઈ ભવના ભોગોમાં મોહવશ પડી લીન થઈ ગયા. તેથી અલગ રહેલા નિજકર્તાને ઓળખી શક્યા નહીં.

કોહમ　કો કિરતાર યાર, પેખ્યા નહિ આદ્દુ;
ભયે જકત જગયાર, લગી વૃત્તિ ઉન નાદુ. ૬

ઉપર પ્રમાણે અંશોને અજ્ઞાન આવવાથી હું કોણ અને મારો કર્તા કોણ ? તે જાણી શક્યા નહિ. તેથી યાર એટલે મારા આદ્ય કર્તા–ધણી કોણ છે ? તે પારખી નહિ શકવાને કારણે જગતરૂપ થઈ જગયાર એટલે જગતમાં જન્મ પામેલ અલ્પજ્ઞ ઈશ્વરોને ધણી માનીને ઉન એટલે એમના સગુણ મંત્રોના જાપમાં વૃત્તિ લગાવીને અટકી રહ્યા છે.

ભઈ વૃત્તિ ઉન નાદ, સ્વાધ્ય નહિ સ્વરૂપા અસ્મિ;
જપત ભિન્ન ભવ જાપ, પતિ કી નહિ નિજ તસ્મિ. ૭

જ્યારે અંશોની વૃત્તિ ઉનનાદ એટલે એ સગુણ જડ મંત્રોના રંગમાં રંગાઈ ત્યારે સ્વાધ્ય એટલે વૃત્તિ નિજપતિના લક્ષમાં ના રહી, તેથી જડમંત્રોમાં વશ પડી પરાધીન થયા, એ કારણે હું તત્ત્વાતિત નિજ સ્વરૂપે કર્તાનો અંશ છું એ અનુભવ ના રહ્યો. તેના કારણે આ ભવના વિશે નાશવંત ઇષ્ટોના અલગ અલગ જાપ જપવા લાગ્યા. તેથી સજાતીય કૈવલપતિની નિજ તસ્મિ એટલે પોતાના મૂળ અજંપા જાપની માળામાં સ્થિર થઈ પતિનો જાપ કોઈ જપતા નથી.

ઉત ઈત જીત તિત જકત, મગન થૈ મન મહાલે;
કર્તા વિયોગ કી કષ્ટ, સૃષ્ટમાં કોઈકુ ન સાલે. ૮

ઉત ઈત એટલે આ બાજુના મૃત્યુ લોક તથા તે બાજુના દેવલોકની આદ્ય લઈને જીત તિત એટલે જ્યાં ને ત્યાં જગતના જીવો માયિક પદાર્થોના સુખમાં મસ્ત થઈ મહાલવા લાગ્યા, પરંતુ નિજકર્તાના વિયોગનું એટલે તેમનાથી જુદા પડ્યાનું જે મહાદુઃખ સૃષ્ટિના વિષે કોઈપણ જીવના હૃદયમાં થતું નથી માટે પસ્તાવું પડશે.

સુખમય સકલ સમોહ, ક્ષોભ ન ખુદકી જાણે;
ધરી આપ અહંમેવ, બોજ ધરીયા ધર તાણે. ૯

સર્વ અંશોનો સમાજ માયાના સુખમાં નિજ સ્વરૂપનું ભાન ભૂલી જવાથી પોતાનું દુઃખ જાણી શક્યો નથી. તે કારણને લઈ ધરી આપ અહંમેવ એટલે પોતે ભાવ ધરીને માયાનો બોજ માથે લઈ ધરીયા ધર કહેતા બળદની માફક સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી વહેવારનું તરીયોલ તાણવામાં કર્મનો બોજો વહન કર્યે જાય છે.

ફસે ઈત રતિવંત, કંથ ઉનકો શિર ગાજે;
પરવશ પરે હેરાન, હરિ બિનુ ફરત ન લાજે. ૧૦

ઈત એટલે આ બાજુ અંશોની આરત જગતમાં પચી જવાને કારણે માયાના ફંદમાં ફસાઈ ગયા છે. તે અંશોના શિર પર સમર્થ પતિ સોહંગ સ્વરૂપે ગર્જના કરી રહ્યા

છે. તે નિજપતિની જાણ વિના સર્વ અંશો પ્રકૃતિ પદાર્થોમાં પરવશ પડી, બહુ હેરાન થવા છતાં નિજકર્તાને છોડી લાજ વિના બેશરમ થઈ ફરે છે.

કોટી કલ્પ વિત ગયે, ભયે ભવમાં ભવ રૂપા;
ધર પૂર્વકા વેશ દેશ, નવ લહ્યા અનુપા. ૧૧

અંશોને આ બાજુને આ બાજુ કરોડો કલ્પ વિતી ગયા અને જગતમાં જગત રૂપ દેહોસ્મિવાળા થઈ જવાથી, ધર એટલે મૂળ પ્રથમ નિજ ઘરનો વેશકર્તાએ બક્ષિસ કરેલો હતો. તે અક્કલ, આરત, સૂરત, નૂરત, ઉપજણ અને કરુણેશનું ઐશ્વર્ય ચૈતન આ છ વિભૂતિનો દિવ્ય દેહ તજી દીધો, ત્યારથી જ જે દેશમાં પતિ બિરાજે છે ત્યાં કોઈ પણ પ્રકારની ઉપમા આપી શકાય તેમ નથી. તેવો અનુપમ નિજદેશ અંશો પ્રાપ્ત કરી શક્યા નથી.

કર્મ જકરકા જોર સાર, તજે જીવ બંધ્યા;
મર્કટ મુઠીકી સુઝ, બુઝ પતિકી નહિ અંધા. ૧૨

જીવ માત્રે સ્વદેશ (નિજધામ)ને ભૂલી સત્યસાર રૂપ નિજલક્ષને તજી દીધો, તેથી બંધ્યા કહેતા ઐશ્વર્યતાપણાના પુરુષાતન વિના નિર્માલ્ય નિર્વિત થઈ જવાથી અશુભ કર્મનું બળ વધી ગયું. તેથી તેમાં જકડાઈને બંધનવશ થયા. તે કારણને લઈ મર્કટ મુઠી એટલે (દૃષ્ટાંતે જેમ મરકટ કહેતાં માંકડું ચપટી ચણાની લાલચે કરી સાંકડા મોઢાંના ઘડામાં હાથ ઘાલીને મુટ્ઠી વાળી પોતાની મેળે મદારીને સ્વાધીન થાય છે એ ન્યાયે) સર્વજીવ અલ્પજ્ઞ સૂઝવાળા અજ્ઞાને અંધ બની નિજપતિને નહિ જાણી શકવાથી, કામ વિષયની ઇચ્છાએ દેહરૂપ ઘડામાં ક્ષણિક સુખના માટે, મોહ મમતાની મુટ્ઠી વાળી પોતે કાળવશ પડ્યા છે.

અંધ પરમ સબ ધોખ, વહે સબ લહાર કતારા;
કિત આયે કિત જાય, પાય પતિ*કો હે સારા. ૧૩

ઉપર પ્રમાણે અંતરસુઝ વિનાના અંધ થયેલા જીવો પ્રથમથી પ્રકૃતિ પ્રભાવના ધોખામાં એટલે દગામાં પડી સર્વ જીવોનું જૂથ ગાડરિયા પ્રવાહની માફક દેખાદેખી એકબીજાની પાછળ ચાલ્યા કરે છે. પરંતુ પાછા વળીને કોઈ જોતા નથી કે અમો ક્યાંથી આવ્યા અને ક્યાં જઈ રહ્યા છીએ. તે સત્ય સમજના અભાવે પોતાના શિર ઉપર રહેલા

સર્વ સિદ્ધાંતોના સારરૂપ પરમપતિને કોઈપણ પ્રાપ્ત કરી શક્યા નથી.

લહ્યો ન વિમળ વિવેક, વિચાર ન પાયો આદિ;
ખલક ખેલકી ખાંત્ય, કિનુકો ભયે હે સ્વાદી. ૧૪

વિમળ એટલે વિજાતિ તત્ત્વોના વિકારરહિત જડથી ચૈતનને અલગ કરવાનો અતિ શુદ્ધ નિર્મળ વિવેક સદ્‌ગુરુ દ્વારા લહ્યા વિના અંશ ક્યાંથી આવ્યો છે તે આદ્ય ઘરને પામવાનો વિચાર કરી ના શક્યો. તેથી જે સકર્તા ધણીએ જગતનો ખેલ બહુ હોશથી કર્યો છે, તેમના સાચા સુખને તજી દઈ હું કોણ ? કોનો સજાતી ? અને કયા રસના સ્વાદમાં પડ્યો છું તે નહિ જાણી શકવાથી નિજપતિનું સાચું સુખ પામી શક્યા નથી.

સાર સકલ નિજમૂળ, લહે બિનુ સૂળ ન ભાગે,
વિષ્ટિ વિશ્યાનંદ, પતિ કો નહિ અનુરાગે. ૧૫

સગુણ નિર્ગુણના અંતે જે સત્યસાર રૂપે સર્વ અંશોના મૂળ કારણરૂપ સકર્તાપતિ છે. તેનો યથાર્થ અનુભવ લક્ષ દ્વારા લહ્યા વિના સુળ એટલે જન્મ મરણનું દુઃખ ભાંગી શકાતું નથી. તેના પરિણામે વ્યષ્ટિ એટલે વિધ વિધ પ્રકારના ઘાટોને ધારણ કરી વિષયાનંદમાં વશ પડી જવાથી નિજપતિ સાથે પ્રેમ જોડી શક્યા નહિ. તેથી અંશોને પતિ વિયોગનું દુઃખ સહન કરવું પડે છે.

ગ્રભવાસકો ત્રાસ ત્રાસ, તન ધરનકો દુઃખ;
બરની ન શકે શેષ કહી, ક્યોં શકુ એક મુખ. ૧૬

ઉપર જણાવ્યા મુજબ ચોર્યાસી લાખ યોનિના અનેક ઘાટોની વાસનાના ગર્ભવાસમાં ઘેરાયેલા જીવને અસહ્ય દુઃખ ભોગવવાં પડે છે. તે સમયે બેશુદ્ધ થઈ જવાથી જીવને કોઈપણ દિશા કે દેશ સુઝતો નથી. તેથી બંધાયેલી વાસનાના ક્રમાનુસાર એક પછી એક એમ અનેક શરીરો ધારણ કરવા પડે છે, તે દુઃખની વેદનાનો ત્રાસ અવર્ણનીય હોઈ હજાર મુખે શેષ નારાયણ પણ કહી શકતા નથી, તો પછી એક મુખે હું શું કહી શકું.

નાના યોનિ અનંત, ધરે બહુ તન પ્રકારા;
ગયા પૂર્વકા જ્ઞાન, ધ્યાન જે નિજ કિરતારા. ૧૭

ઉપર જણાવ્યા પ્રમાણે અનંત યોનિ જુદા જુદા પ્રકારની હોઈ તેમાં જીવ માત્રને

વારંવાર અનેક પ્રકારના દેહ ધારણ કરવા પડે છે. તેથી તે જીવોની દૃષ્ટિ આગળ દેહોઽસ્મિનો પડદો પડી જવાના કારણે, પૂર્વકા એટલે કે પ્રથમ મૂળ ઘરનું જ્ઞાન ના રહ્યું ત્યારે નિજકર્તાનું ધ્યાન એટલે લક્ષ પણ છૂટી ગયો.

જીનુ હુકમીત સુરલોક, સકલ ઉડઘન સબ સારા;
જીનુ હુકમીત શશીસુર, હુકમ વશ ફરે સસુમારા. ૧૮

જે કર્તાને સર્વે અંશો ભૂલી ગયા છે તે નિજકર્તા અપાર સામર્થ્યવાળા હોઈ જેના હુકમથી દેવલોકની આદ્ય લઈ ઉડઘન એટલે સર્વ તારાઓ વિગેરે સહુ કોઈ સારી રીતે કર્તાના હુકમ મુજબ વર્તન કરી રહ્યા છે. તદ્ઉપરાંત નિજકર્તાના હુકમ પ્રમાણે ચંદ્ર, સૂર્ય તેમજ સસુમાર ચક્ર પણ વૈરાટના મધ્યભાગે ફરી રહ્યું છે.

જીનુ હુકમીત પંચ તત્ત્વ સત્ત્વ, ઉનકા ગુણ સહિત;
લોક ચતુરદશ હુકમીત, દાનવ પુની દહિત. ૧૯

નિજકર્તાના હુકમથી પંચતત્ત્વો તેમજ પંચતત્ત્વનું જે સત્ત્વ. મૂળ શબ્દ માત્રા છે, તેના ગુણ સહિત, કર્તાના હુકમ અનુસાર નિયમિતપણે રહે છે તેમજ ચૌદલોકના દેવો અને દાનવ કહેતાં રાક્ષસો વિગેરે પણ કર્તાના હુકમ વિના કંઈ પણ કરી શકતા નથી.

ચતુર્વીશ અવતાર ઈશ, હુકમ વશ ચાલે;
પ્રકૃતિ પુરુષ મહાતત્ત્વ, હુકમ વશ મુકતા મહાલે. ૨૦

વિષ્ણુના મુખ્ય દશ અવતાર અને બીજા ચૌદ ઉપ-અવતાર એમ ચોવીસ અવતાર શાસ્ત્રકારોએ વર્ણવી બતાવેલા છે. તે બધાયે નિજકર્તાના હુકમને વશ થઈ વખતોવખત વિશ્વમાં આવીને પોતાના અધિકારનું કામ કરી ગયા છે. તે ઉપરાંત પુરુષ પ્રકૃતિ એટલે આદ્ય શક્તિને નિરંજન તથા સદાએ આનંદકારી મહાતત્ત્વો પણ કર્તાના હુકમમાં વશ રહી મુક્તપણે મહાલે છે.

અણુરજ ઈંડ કટાક્ષ, હુકમ બિનુ સામ્રથ નાંહી;
હલણ ચલણ ખલકે વયે, હુકમ વશ જાંહી. ૨૧

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજકર્તાના હુકમથી અણુરણુંના રજકણ વિગેરે મહીમંડ

ઈંડની આઘ લઈ સકર્તાના બાજદિવ્ય નૈન કટાક્ષથી તોળાઈ રહેલા હોઈ નિજકર્તાના હુકમ વિના કોઈપણ ઘાટમાં સામ્રથ એટલે ચૈતનતા કે સજીવન ગતિ રહી શકતી નથી. ખલકે વયે કહેતાં જગતભરના સ્થાવર જંગમ સર્વ દેહધારી-નિજકર્તાના હુકમમાં આધિન રહી, હલનચલન અને બોલવા-ચાલવાની સઘળી ક્રિયા જ્યાં ને ત્યાં કરતા દેખાય છે.

અવર રહેકો બાજ સાજ, સામ્રથ નહિ ઉનમે;
કર્તા હે નિજ અકળ કળા, ક્તવ નહિ કુનમે. ૨૨

ઉપર કહી બતાવ્યા પ્રમાણે અવર રહેકો એટલે અનંત બ્રહ્માંડોમાં બીજો કોઈપણ સકર્તાના હુકમની બહાર રહી શકતો નથી. જ્યાં સુધી નિજકર્તાનો અમલ વ્યાપક છે ત્યાં સુધી સાજ કહેતાં તત્ત્વ સામગ્રીના સર્વ ઘાટોનો પસારો રહેલો છે. જ્યાં કર્તાનો અમલ નથી ત્યાં ઘાટ કે ગતિ વિનાનું ખાલી શૂન્ય છે. એવા અલૌકિક નિજકર્તા કળી ન શકાય એવી અકળ ગતિના પરમ પ્રભાવથી સમસ્ત જગતનો ખેલ ચલાવી રહ્યા છે. તેમના સિવાય સક્રિય ગતિ કોઈમાં પણ સંભવી શકે તેમ નથી. (દૃષ્ટાંતે એકડા વિનાના મીંડાની ગણત્રી કરવામાં આવતી નથી) એ ન્યાયે નિજકર્તા વિના વ્યાપક બ્રહ્મ અને મહાશુન્યની ગણત્રી થઈ શકે નહિ એમ જાણવું.

અંત લહે સબ યાર પતિ, બિનુ રતિ કુણ ખોલે;
અંશ ફસાઇ ફંદ, પડ્યા માયા વશ ઝોલે. ૨૩

દૃશ્ય અદૃશ્ય સમસ્ત સૃષ્ટિનો અંત એટલે છેડો યાર કહેતાં સકર્તા ધણી લાવી શકે છે. તેમના સિવાય કોઈ યથાર્થ પાર લાવી શકે તેમ નથી. તે નિજપતિ વિના રતિ એટલે પચી ગયેલી અંશોની શુદ્ધ આરત કોણ જાગૃત કરી શકે એમ છે ? કોઈ જ નહિ હોવાથી અંશો ઈત એટલે આ બાજુ ફસાયા તેથી સંસારના ફંદમાં પડી માયાની ઉપાધિમાં વશ થઈને, માયાના ઝોલે બેસી ઝૂલવા લાગ્યા.

ઝોલ જન્મ તન અંત, વિષય હલકારનહારા;
ચિત્ત ચઢ્યો ચકડોર, ફેર ભવ ભાંખે સારા. ૨૪

માયાના ઝોલે બેઠેલા સર્વ જીવોને જન્મ લેવો અને દેહનો અંત આવતાં મરી જવું તેને માયાના હીંચકાનો એક હીલકારો કહે છે. આવી રીતે વારંવાર સર્વ જીવોને

વેગભરી હીલકારો દેનાર પંચ વિષય એટલે પંચમાત્રાઓ અને રજોગુણની દશ આકાંક્ષાઓ સહિત સંયુક્તપણે ફરી ફરીને હીલકારો આપે છે. તેથી જન્મ ને મરણના અનેક હીલકારામાં તે જીવોનું ચિત્ત ચકડોળે ચઢે છે અને ફેર (ચક્કર) આવે છે ત્યારે શુદ્ધ બુદ્ધ વિસરી જાય છે. તેમજ ભવ ભાંખે કહેતા મૃત્યુ સમયે બકવાદ કરતા કરતા કહે છે કે મને સારો ભવ ફરતો દેખાય છે.

વાંતિ લક્ષ અનાદ્ય અવિચળ, ચળ્યું ચિત્ત માહાંથી;
નાસ્તીક નેહ અપાર દેદાર, તે પાવે કાહાંથી. ૨૫

નિજપતિનો અનાદિ લક્ષ વાંતિ એટલે ઉલટ ઉર્ધ્વગતિનો છે. તે પરમલક્ષ છૂટી જવાનું કારણ અંશની અધોદષ્ટિ થવાથી ચિત્તના મૂળ ઘરમાં જે બ્રહ્મવીત અવિચળપણે હતું તે અંશવૃત્તિની ઈચ્છાએ ચલિત થયું, તેની સાથે ચિત્ત પણ હજારગણું ચલિત થયું. તેથી નિજપતિની એકતા કરવાનો શુદ્ધ ભાવ અંશના નિજ અંકુરમાં રહેલો હતો તે ચિત્તની વૃત્તિઓમાં વિખરાઈ જવાથી અનિત્ય નાશવંતના વિષે અપાર પ્રેમ ખર્ચાઈ ગયો; તેથી અંશ હવે સાચા પ્રેમ વિના નિજપતિના સ્વરૂપ સાથે કેમ કરીને મેળાપ કરી શકે ?

હે અજ અદ્વૈત અલખ, પરાપાર પોતે કરતા;
વિષ્ટિ ભાવ વિખરે, સમષ્ટિ આપે હરતા. ૨૬

સર્વ અંશોના સકર્તાપતિ અજ એટલે અજન્મા અતિ ગુપ્ત, અદ્વૈત સ્વરૂપે બાવન અક્ષરોના લેખરહિત અવર્ણનિય અલેખ છે. પરાપાર કહેતા તે સકર્તા પતિ પોતે પ્રકાશ બ્રહ્મની પાર રહેલા છે, જ્યારે વ્યષ્ટિ ભાવ એટલે જગતમાં વિધ વિધ પ્રકારના ઘાટોના દ્વૈત પસારાનો અંત આવતા વિખરાઈને નાશ પામે છે, ત્યારે બાકી રહેલા સમષ્ટિ મહાતત્ત્વોને સકર્તાપતિ પોતે હણી લઈને લીન કરી દે છે.

સોહી પદ પર પ્રચંડ ઈંડ, અગણિત તે કરહી;
રચત પલકમાં ખલક ખાંત્ય, અંતર ઉર ધરહી. ૨૭

ઉપર પ્રમાણે સમષ્ટિ મહાતત્ત્વોને જેમાં સમાવીને લીન કર્યા છે, તે પદ નિર્ગુણ બ્રહ્મ હોઈ તેની પાર, પર પ્રચંડ એટલે અતિ વિશાળ સર્વજ્ઞ ગતિવાન સકર્તાપતિ બિરાજે છે. તેમને જ્યારે જગત રચવાની ઈચ્છા થાય છે ત્યારે ઈંડ એટલે જડ અંકુરો અને ચૈતન

અંકુરો અગણિત ઉત્પન્ન કરે છે. તે આદ્ય સકર્તાપતિ પોતાના અંતરહંગમાં બહુ હોંશ ધરીને એક પલકમાં ખલક એટલે જગતનો પસારો કરે છે.

ખેલી ખેલાવન હાર કુલ, કેવલપતિ સબકે;
આદ્ય મધ્ય નહિ અંત, અતંત અનાદિક તબકે. ૨૮

સર્વ સૃષ્ટિના સરજનહાર કેવલપતિ પોતે વળરહિત હોવા છતાં જગતનો ખેલ વળ ભરીને કર્યો છે. તે અજબ ખૂબી ભરેલા ખેલને કુલ કેવલ કહેતા કેવલે પોતાના સજાતીય સર્વ અંશો મારફતે ખેલને ખીલાવ્યો છે. તે સર્વ અંશોના સાક્ષી મહાન સામ્રથ પતિ આદ્ય મધ્ય અને અંતથી અલગ હોઈ અંતત એટલે તત્ત્વરહિત પોતે સર્વની આદ્યે તબકે કહેતા ત્યારના અચલ અનાદિ પુરુષ છે.

લહે ન નિગમ જીનું લક્ષ, પક્ષ કુણ કરે પુરવકા,
ફરક રહત પતિ આપ, વ્યાપ સબ કથે ઉરવકા. ૨૯

નિગમ એટલે વેદ જે સકર્તાપતિનો પરમલક્ષ જાણી શક્યા નથી, તો પછી યથાર્થ જાણ વિના જ્યાંથી સર્વ અંશો આવ્યા છે, તે પુરવકા એટલે તે પ્રથમ મૂળ ઘરનો પક્ષ કોણ કરી શકે ? કારણ કે જે પરમપતિ ફરક કહેતા સગુણ ક્રત અને અક્રત નિર્ગુણ બ્રહ્મ જેવા નથી તેમની બરોબરીમાં કોઈ પણ આવી ન શકે. તેવા નિર્ગુણથી ન્યારા સર્વાતિત સર્વોપરી હોય આશ્ચર્યચકીત કરી નાખે તેવા છે. તે અલૌકિક પતિની જાણ વિના જગતમાં સર્વ કોઈ ઉરવકા કહેતા–આ બાજુ રહીને અનુમાનથી વ્યાપક બ્રહ્મને સર્વશ્રેષ્ઠ પદ માની બ્રહ્મજ્ઞાન કથે છે.

નરાધે પતિકી જ્યૌ નાર, વ્રેહ બુઝે નહિ અમલે;
પ્રગટ પતિકા લક્ષ, દક્ષ શાંતિ તે સમલે. ૩૦

(દૃષ્ટાંતે જેમ પૃથ્વીપતિ રાજાની રાણી રાજાને ત્યજી, રાજાના વ્યાપક અમલની સાથે એકતા રાખીને અંતરનો વિરહ બુઝાવવાની ઈચ્છાથી બને તેટલો પ્રયત્ન કરે, છતાં અમલની એકતાએ વિરહની શાંતિ થતી નથી. પરંતુ પોતાની ભૂલ સુધારીને પ્રગટ પતિને ધ્યાનમાં લાવી દક્ષ એટલે લાયકાત મેળવી પ્રત્યક્ષ પતિની સાથે અંગે અંગની એકતા કરે છે. ત્યારે અંતરના વિરહની શાંતિ થાય છે) એ દૃષ્ટાંતના ન્યાયે સકર્તા સ્વામી સર્વના

શિરછત્ર ચક્વેપતિ રાજા છે અને સામાન્ય ગતિ તેમજ વિશેષ ગતિના ઉપાસક અંશો પરમપતિની અર્ધાંગનાઓ છે. છતાં તે કૈવલપતિને ત્યજીને તેમના પ્રકાશ બ્રહ્મરૂપ વ્યાપક અમલની એકતા કરી ઉપાસક અંશો પોતાના સ્વજાતિ સ્વામીનો વિયોગ વિરહ બુઝાવવાનો બહુ આદર કરે છે છતાં શાંતિ થતી નથી. (પરંતુ કોઈ તીવ્ર વૈરાગ્યવાન વિમળ વિવેકી અંશ, પરમગુરુના અલૌકિક વચનોને ઓળખી તેને આધિન થઈ સનાતનપતિનો પ્રગટ લક્ષ ગ્રહણ કરી, દક્ષ એટલે પ્રવિણ થઈને ઉર્ધ્વ દૃષ્ટિએ હંગે હંગની એકતા કરતાની સાથે, પતિ વિયોગનો વિરહ સમાઈ જતાં પરમ શાંતિનું સુખ મળે છે.)

સંક્ષેપે એહી સાર સકલ, સબ સુનહો સંતુઃ
સારનકે એહી સાર સમજ, મનુ તનકી અંતુ. ૩૧

ઉપર પ્રમાણે સંક્ષેપમાં જે સાર તારવી બતાવ્યો છે. તે તમો સગુણ નિર્ગુણના ઉપાસક સર્વ સંત-સજ્જનો હું કહું છું તે એકાગ્ર ચિત્તે સાંભળો. સર્વ સિદ્ધાંતોના સારનો પણ એ છેવટનો અલૌકિક સાર, પરમપદને પામવાની શુદ્ધ સમજણ મનુષ્ય દેહનો અંત આવતા સુધીમાં પ્રાપ્ત કરવાની છે, તે શુદ્ધ સમજણ મનુષ્ય દેહ સિવાય બીજા કોઈપણ ઘાટોથી પ્રાપ્ત થઈ શકશે નહિ.

સુખ શિર છેવટ સુખ, પતિકા નહિ પ્રજાકુ;
ગ્રહે વિધ વિધ વહેવાર, યાર કરે દરજાકુ. ૩૨

જે અસંખ્ય લોકના શિર પર અવધિકાળ રહિત નિજપતિનું સાચું પરમ સુખ, પતિની સર્વ પ્રજારૂપ અંશોને મળી શક્યું નથી. તેનું કારણ એ છે કે જપ, તપ, યોગ અને યજ્ઞની આદ્ય લઈને કર્મકાંડના જુદા જુદા અનેક પ્રકારના વહેવારો ગ્રહણ કરી તેના લેણદેણમાં બંધાયા. તેથી યાર દરજાકુ કહેતા વિશેષ વિભૂતિવાળા ઈશ્વરોના અધિકારને જોઈ પોતાના ધણી માનીને સ્વાધીન થયા છે.

તનો અસ્મિ પતિ પક્ષ, દક્ષ દરજા જગ એહી;
જીવન જીનકે હાથ, નિજ કળ લહે ન સ્નેહિ. ૩૩

જ્યારથી અંશો દેહોસ્મિવાળા થયા ત્યારથી પતિને પણ નામ, રૂપ, ગુણવાળા માની લઈ તેમનો પક્ષ ગ્રહણ કર્યો. તે ઈષ્ટોના પ્રભાવનો દરજો એટલે અધિકાર હદમાપક

જગત વિશેનો હોઈ તેમજ તેના ઉપાસકો સહિત સર્વનું જીવન જેના હાથમાં છે તે સકર્તાપતિ સર્વથી ન્યારા હોવાથી તેમનું પરમ હિત સર્વ અંશો પર એકસરખું છે. છતાં નિજ સ્વરૂપને ઓળખી સર્વજ્ઞ કર્તાને મળવાની કળ એટલે ગુરુગમ નહિ જાણી શકવાથી પરમપતિને પામી શક્યા નથી.

દુલ્હા ગ્રહે નિજકર પુનિ, વર સત્ સોઈ કહાવે;
પતિવૃતાકો પક્ષ, પતિ તજી અન્ય ન જાવે. ૩૪

ઉપર દર્શાવ્યા પ્રમાણે ભૂલેલા સ્વજાતીય અંશોને દુઃખી જોઈને અનંત દયા કરી દુલ્હા એટલે કૈવલપતિએ ફરીથી હાથ પકડી પોતાને શરણે લીધા. તે જ સર્વ અંશોના સાચા સ્વામી છે. પતિવ્રતા રૂપી જે જે અંશોએ કરુણેશ પતિનો પક્ષ ગ્રહણ કર્યો, તે અંશો પતિને ત્યજીને અન્ય એટલે બીજા કોઈની પણ ઉપાસના કરતા નથી.

વિતંડ વૃત્તિ વ્યભિચાર, ભયે સબ પતિ પખ નાંહી;
દુઃખ દરિયા સમ જાણ્ય, માન મુરજાદા કાંહી. ૩૫

પતિને છોડી અંશો આ બાજુની અનેક ઉપાસનાઓમાં વિતંડ વૃત્તિવાળા વ્યભિચારી થયા અને તેઓએ નિજપતિના લક્ષનો પક્ષ રાખ્યો નહિ. (જેમ માન મર્યાદા વિનાની વિતંડી નારી જ્યાં ને ત્યાં ભટકી અંતે દુઃખી થાય છે) એમ નિજપતિની અંતર ઉપાસના વિનાના સર્વ અંશો ગુરુધર્મની માન-મર્યાદા વગર દરિયા સમાન દુઃખ ભોગવતા જણાય છે.

પરાપાર પરમેશ દેશ, અવિચલ જેહી આદ્દુ;
મહાદ્ સુખ સમોહ તજી, લગ્યો વચન વિતાદ્દુ. ૩૬

અગણિત અંશોનો ઉદય કરનાર પરમપતિ પરમેશ્વર, ૐકારની આદ્યે પરાપાર જેનો અવિચળ અલૌકિક અતિ દિવ્ય દેશ આવેલો છે. તે સર્વની, આદ્ય અનાદિનો હોઈ તેને બ્રહ્મજ્ઞાનીઓ જાણી શક્યા નથી. માટે નિજકર્તાના મહાદ સુખના સમોહને ત્યજીને વિતંડાવાદના વચનો બોલવા લાગી પડ્યા છે, તેથી નીજકર્તાના અદલ ન્યાયના વચનોને કબૂલ કરતા નથી.

નિગમ ચતુર ખટ શાસ્ત્ર, પુરાણ અઠારા વિધિ ભાખે;
હે નિજ એક અનાદ્ય પતિ, સોઈ તજી ઓર દાખે. ૩૭

(અકર્તા મતના જ્ઞાની દર્શીઓ, આચાર્યો અને પંડિતો ચાર સંપ્રદાયની આદ્ય લઈને છ દર્શી અને બાર પંથવાળા એ બધા સર્વ મળીને પરસ્પર સંમત થઈ સકર્તા સિદ્ધાંતના સામે પ્રતિવાદી બનીને જેને જેમ ફાવે તેમ જુદું જુદું બોલે છે.) નિગમ ચતુર એટલે ચાર વેદના વિદ્વાનો ચારે વેદના સિદ્ધાંતોને ન્યારા ન્યારા બતાવે છે. તેમજ શાસ્ત્રોના વક્તા શાસ્ત્રોના જુદા જુદા મતનું સ્થાપન કરે છે તથા અઢાર પુરાણોને માનવાવાળા અઢાર પુરાણોમાં વર્ણવેલા અઢાર ઈષ્ટોને જગતકર્તા માની અલગ અલગ ઉપાસના કરે છે. છતાં એ બધાં એક જ છે એમ કહે છે. આવી રીતે અનેક ઈષ્ટોની ઉપાસનામાં પડેલા જગતના સર્વ લોકો એક આદ્ય અનાદિ સાચા સર્જનહારની સત્ય જાણના અભાવે અસલ પરમપતિને ત્યજીને બીજા નકલી ભરથાર બતાવે છે.

હોઈ ગયે કર્મ કસીન, પતિ વિનું પરે વિવસ્તા;
ઉત ઈત જીત તિત, દોરા દોર અંતે બહુ પસ્તા. ૩૮

સ્વજાતીય ધણી વિના સર્વ અંશો માયાના મજૂર બની કર્મની કસોટીમાં કસાઈ કસાઈને બહુ પ્રકારના વિજાતિ કર્મ કરીને તેના ફળ ભોગવવામાં બંધનવશ પડ્યા, તે કારણને લઈ ઉત ઈતિ એટલે આ બાજુના મૃત્યુલોક અને તે બાજુના દેવલોકમાં કર્મનું ઋણ ચૂકવવાને માટે જીત તિત કહેતાં જ્યાં ને ત્યાં જન્મ-મરણના ફેરાની દોડાદોડમાંથી અત્યાર સુધી છૂટવાનો ઉપાય કોઈ શોધી શક્યા નથી. માટે અંત વખતે બહુ પસ્તાવો થશે.

નામ રૂપ ગુણ તિન, ભિન્ન સૃષ્ટિ સબ ઉનસે;
લોક ચૌદ ચહુ ખાણ્ય, લક્ષ ચોરાસી તનસે. ૩૯

નામ રૂપ તેમજ ત્રણ ગુણથી ભિન્ન, સર્જનહાર પોતે સર્વથી ન્યારા છે. તે સમસ્ત સૃષ્ટિના કરનાર ઉનસે કહેતા એ (સર્જનહાર) મહાન સામ્રથ કીરતાર છે. માટે તેમણે ચૌદલોકના દિવ્ય દેહો અને ચૌદ ભુવનો, તેમજ ચાર ખાણની તથા ચોર્યાસી લાખ પ્રકારના ઘાટોની રચના બહુ જુક્તિથી કરેલી છે. તે નિજકર્તાને યથાર્થ કોઈ ઓળખી શક્યા નથી.

એક મસાલા દાવ ભાવ, દ્વૈતા નહિ કોઈ;
સર્વ તનમાં પ્રેરક અંશ, હેરક સત સોઈ. ૪૦

ઉપર જણાવેલા સ્થાવર જંગમ સહિત પ્રકૃતિ પુરુષ સુધી સર્વ ઘાટોની રચના

નિજકર્તાએ ચોર્યાસી તત્ત્વોના એક જ મસાલાથી સામાન્ય વિશેષના ઘાટ પ્રમાણે ક્રિયાવૃત્તિ દ્વારા ન્યૂનાધિક તત્ત્વોના ભાગ પોખીને દાવ એટલે કર્તાપણાનો સદ્ધર હક્ક ધરાવીને સમસ્ત સૃષ્ટિનું સર્જન કર્યું છે; તે નિજકર્તા સમાન દૃષ્ટિવાળા હોવાથી કોઈ પણ પરત્વે દ્વૈત કહેતા બીજો ભાવ રાખતા નથી અને પોતે સર્જેલા સર્વ શરીરોમાં પોતાના સજાતીય અંશો પ્રેરક કરીને હેરક કહેતાં સર્વથી ન્યારા રહી, અલૌકિક બાજ દિવ્ય દૃષ્ટિએ અંશોને હેતપૂર્વક નિહાળે છે.

**અંશી કૈવલ મહાદ કાયમ, રહે અધર તખત પર;**
**સિર્ગુણ નિર્ગુણ પદ પુંજ, સુઝ સબીજ સધર ધર. ૪૧**

સર્વ અંશોના અંશી સકર્તા સતકૈવલ મહાદ્ અપરંપાર છે. તે કાયમ અંતરિક્ષમાં આવેલા અવિગત આસન પર અખંડ બિરાજે છે. તે સકર્તા સ્વામી સગુણ પસારાના તથા નિર્ગુણ બ્રહ્મના પ્રકાશક હોઈ પોતે ન્યારા રહેલા છે. પૂંજ પદ કહેતા તેમનું અવિગત પરમપદ પરમ પ્રકાશમય ચૈતન નૂરથી છવાયેલું હોઈ વારપાર વિનાનું છે. પોતાની સુજાણ જાણ ગતિ વડે સબીજ એટલે સ્વજાતીય અંશોને સધર ધર કહેતા સર્વ શક્તિમાન હોવાથી ધારણ કરી રહ્યા છે.

ધારક સર્વના સોઈ, પુની પોષણ કરનારા;
વિવિધિ ભાત્ય જીનું જમતમ, તિનુ દેતંહી આહારા. ૪૨

તે સર્જનહાર સકર્તાપતિ પોતાની પ્રકાશ બ્રહ્મવૃત્તિ દ્વારા સર્જન કરેલા દ્વૈત રૂપ સર્વ જગત પસારાને શુદ્ધ અભિમાનના આકર્ષણ વડે ધારણ કરી રહ્યા છે તથા ફરીથી તે અનંત દયાળુ, સમદૃષ્ટિએ એકસરખું સર્વજીવોને, પળે પળે જીવન આપી પોષણ કરે છે. તે ઉપરાંત વિવિધિ એટલે જુદી જુદી ભાતવાળા અનેક જાતના ઘાટોને કરુણેશ પતિ જ્યાં જેવા ઘાટ ત્યાં તે પ્રમાણે જીવમાત્રને ખાનપાન આપીને પાલનપોષણ કરી રહ્યા છે.

એસે હી ખુદ પતિ છોડ, લગ્યે પુનિ અવર પૂજનસે;
નિજ ગમ આદ્ય અસલ ગઈ, ભિન્ન પડે ન બુજનસે. ૪૩

એવા અલૌકિક સજાતીય પરમપતિને છોડી દઈ સર્વ જીવ પુનિ અવર એટલે ફરી બીજા બનાવટી ઈશ્વરોને ધણી માનીને પૂજનસે કહેતા ઉપાસના કરે છે. નિજગમ

એટલે પોતાના અંશ સ્વરૂપની શુદ્ધ જાણ જે પરમપતિના લક્ષમાં રહેવાની પ્રથમ અસલ હતી તે અધોદષ્ટિના કારણે જતી રહી. તેથી હું કોણ અને મારો કર્તા કોણ ? એ શુદ્ધ સમજણ વિના કૈવલપતિથી ભિન્ન કહેતાં અંશો જુદા પડી ગયા.

પડે ભિન્ન લોલિન કર્મ, વશ અધિક બંધાયે;
ત્રાહ ત્રાહ એહી દુઃખ, દવ ચહુ જરાયે. ૪૪

જ્યારથી નિજકર્તાને છોડીને સર્વ અંશો જુદા પડ્યા ત્યારથી માયાના વિલાસની લેહ લગાડીને લીન થઈ રહ્યા છે. એ કારણને લઈ કર્મને વશ પડી વધારે ને વધારે કર્મના બંધનમાં બંધાયા છે. તદ્ઉપરાંત સંસારરૂપી વનમાં મહાન કષ્ટદાયક દુઃખનો દવ એટલે અગ્નિ સળગી ઉઠેલો છે. તે ચહુ કહેતાં ચાર ખાણની આદ્ય લઈ જગતભરની સર્વ દિશાઓમાં પ્રસરી જવાથી તેમાં બળી રહેલા સર્વ જીવો કરુણાજનક ત્રાહ ત્રાહ પોકાર કરી રહ્યા છે.

જિત જાયે તિત બંધ, મુક્ત નહિ ફંદે પડહી;
બિન બોધક ગુરુરાય, પાય કયૌ ઈત તે ગડહી. ૪૫

આ દુનિયામાં ચૌદ લોક સુધી જ્યાં જાય ત્યાં જીવ માત્ર શુભાશુભ કર્મના બંધનમાં બંધાય છે, તે કર્મનું ઋણ નહિ છૂટી શકવાના કારણે ફરી ફરીને ચોરાસીના ફંદમાં પડે છે. તે સર્વ જીવો, વ્યાપક જ્ઞાન બોધ અમલના અમલી, સર્વ અંશના શિરછત્ર આદ્ય પરમગુરુના નિજલક્ષ વિના, ઈત એટલે આ બાજુ જગત જંજાળમાં ગડહી એટલે ખૂંપી ગયા છે.

ઈત ગડનેકા અરથ તિત, કર્તા નવ ચિના;
હે ઉનકા નિજ અંશ, વંશ એકતા નહિ કિના. ૪૬

ઈત ગડનેકા એટલે આ બાજુ માયામાં ખૂંપી જવાનું કારણ એ બન્યું કે તિત એટલે પિંડ બ્રહ્માંડની પાર રહેલા નિજકર્તાને કોઈ ઓળખી શક્યા નહિ. તે સર્વ અંશો જીવદશાને પામી સકર્તાપતિના વંશના હોવા છતાં અંતરની એકતા કરી શક્યા નહીં.

બિન એકતા પુનિ અંશ, અંશી પદ ક્યૌં કરી પાવે;
હેરાન હકીકત ભઈ, ઈત દુનિયાં કે દાવે. ૪૭

તેથી સર્વ અંશો પતિથી વિખૂટા પડ્યા બાદ નિજકર્તાના સર્વજ્ઞ અંતરહંગની સાથે પોતાના અલ્પજ્ઞ હંગની ઐક્યતા કરી શક્યા નથી. તો પછી મહાદ્ અંશીપદ કેમ કરીને પામી શકે ? તે પતિપદ પામવાનું લક્ષજ્ઞાન વિસારે પડી જવાથી આ બાજુ દુનિયાના અનેક રાગદ્વેષના દાવાના દેણમાં બહુ હેરાન થઈ રહ્યા છે, એ હકીકત સત્ય છે.

દાવે દાઝન લગે ભગે, જિત તિત અપારા;
તબ અંતરજામિ આપ, અંશકી સૂણી પોકારા. ૪૮

ઉપર જણાવ્યા પ્રમાણે દુનિયાના બહુ પ્રકારના દાવાની આગમાં સર્વ જીવો બળતા અને દાઝતા હોવાથી બચવાને માટે જગતમાં ભાગી ભાગીને જ્યાં ને ત્યાં અનંત પોકારો કરે છે,આ પ્રમાણે દારુણ દુ:ખથી ઉગરવાના પોકારો સર્વ જીવો જ્યારે કરવા લાગ્યા ત્યારે અનંત દયાળુ અંતરજામી નિજકર્તાએ પોતાના સજાતીય અંશોનો પોકાર સાંભળીને ધ્યાનમાં લીધું.

કોઈ કોઈ અંશ સચેત, વેત મમ પદકા ભવમાં;
બોહોરુ ભયો અચેત, જરે વિષયાનંદ દવમાં. ૪૯

જ્યારે સકર્તાપતિએ અંશોનો પોકાર ધ્યાનમાં લઈને, નિહાળવા લાગ્યા ત્યારે જણાયું કે સચેતનવૃત્તિના અંશ મારા નિજપદને જાણી શકે એવા આ ભવના વિશે કોઈ કોઈ જવરલા અધિકારીજન છે. તેમના સિવાય બીજા અચેતવૃત્તિના અજ્ઞાની સર્વ અંશો વિષયાનંદ અગ્નિમાં બળી રહ્યા છે.

બાગન કે બહુ વૃક્ષ સૂકે, સબ રહે સો સફલા;
માલિક સિંચત સર્વ જાણ્યો, અબ જાયે અફલા. ૫૦

આ વિશ્વરૂપી બાગમાં જંગમ જાતિના અનેક વૃક્ષો છે. પરંતુ તે વિષયાનંદ અગ્નિમાં બળીને સુકાઈ ગયાં છે. છતાં સુકાયેલા સર્વ વૃક્ષો જ્ઞાન ઘન વરસાદના પોષણથી લીલા બનીને સફલા એટલે કૈવલ મોક્ષ રૂપી ફળવાળા થઈ શકે, એવા હેતુથી સકર્તા ધણીએ સર્વ હકીકત જાણીને કરુણાનું સિંચન કરવાનો ભાવ પ્રગટ કર્યો. જો હવેથી વૃક્ષોને સિંચન ન કરું તો આ પરમપદ રૂપી ફળ વિના જંગમ રૂપી વૃક્ષ અફળ જાય.

અખિલ સૃષ્ટિ ખુદ બાગ, વેરાન ભયે જગ જાણે;
જીજ્ઞાસુ કોઈ કોઈ જન, ફલદાયક પતિ માણે. ૫૧

સમસ્ત સૃષ્ટિરૂપી બાગ ખુદ સકર્તા ધણીનો છે; તેને વેરાન એટલે ઉજ્જડ થઈ જતા જંગમ જાતિના સર્વ વૃક્ષોવાળા જગતરૂપી બાગને નિજકર્તાએ યથાર્થ જાણીને વિચાર્યું કે કૈવલપદના લાયક કોઈ કોઈ જિજ્ઞાસુ મુમુક્ષુ જન છે, તેઓના ઉપર કરુણા કરીને કૈવલ મોક્ષ ફળ આપું તો પતિના પરમપદને માણી શકે તેવા છે.

તેહી કારણ કિરતાર, યાર અંતર ઉપજાયે;
મમ બિનું મેરા અંશ, અચેતન કુણ ચેતાયે. ૫૨

ઉપર જણાવ્યા પ્રમાણે જગતની હાલત જોઈ નિજકર્તા ધણીએ પોતાના અંતરમાં સ્વજાતિ અંશો પરત્વેનો પ્યાર ઉત્પન્ન કરી અને વિચારવા લાગ્યા કે સજાતીય અંશો અજ્ઞાને અચેત થયેલા હોવાથી મારા વિના જ્ઞાનગતિનું પોષણ આપી નિજસ્વરૂપમાં જગાડીને સચેતન કોણ કરશે ?

કરી નિજ કરુણા દૃષ્ટ, પુષ્ટ પોતે તન ધરવા;
ઉપજાવ્યો અહંમેવ ભેવ, આપે અઘ હરવા. ૫૩

સર્વ અંશોને ચેતાવવાના હેતુથી નિજકર્તાએ કરુણાદૃષ્ટિ કરીને મૂળ અદ્વૈત સ્વરૂપે રહેલા હોવા છતાં પૃષ્ટ એટલે પૃથક દ્વૈત દિવ્ય દેહ ધરવાની પોતે ઇચ્છા કરી, ત્યારે અહંમેવ એટલે ભાવ ઉપજાવીને, ભેવ કહેતાં અંતર-આશયનો પરમલક્ષ દર્શાવી આપશ્રીએ સર્વ અંશોનું અજ્ઞાન સહિત પાપ હણી લેવાનો નિર્ણય કર્યો.

નિજ નેનન પતિ દેખ, વેશ ધરનકી ધારી;
ચૌદ તબક પર તખત, વાંહાં રહી ગિરા ઉચ્ચારી. ૫૪

કરુણેશ પતિએ પોતાના બાજ નેત્રોની અલૌકિક દૃષ્ટિએ સર્વ અંશોને પોતાનાથી વિયોગી અને દુઃખી થતા જોઈને વેશ એટલે પરમ વિભૂતિનો દિવ્ય દેહ ધારણ કરવાનો નિશ્ચય કર્યો, ત્યારે ચૌદ તબક પર અંતરિક્ષમાં પોતાનું અવિગત તખત આવેલું હોઈ, ત્યાં રહીને ગીરા કહેતાં અગાધ બોધના અતિ ઉગ્ર અનુભવવાળી અગમ વાણીનો ટહંકાર કર્યો.

સુનો અંશ સચેત વેત, આસે મમ ઉરકો;
અંશ ચેતાવન કાજ ધરું, મમ તન નિજ નુરકો. ૫૫

નિજ સકર્તાપતિ અગમ્ય વાણી દ્વારા ઉચ્ચાર કરીને કહે છે કે હે સચેતન વૃત્તિના અંશો ! તમને મારા અંતરનો આશય જણાવું છું. તે અતિ સાવધ થઈને સાંભળો. મારા સ્વજાતીય સર્વ અંશોને ચેતવવાનું પરમ કાર્ય કરવાને માટે જે ચમત્કારી શરીર ધારણ કરવાનું છે તે નિજ નુરકો એટલે મારા મૂળ સ્વરૂપના પરમ પ્રકાશ રૂપ મહાન ચૈતન તેજનો અદ્‌ભુત દિવ્ય દેહ હું ધારણ કરીશ, એમ સકર્તાપતિ કહે છે.

હરખે નિરંજન દેવ, ભેવ અંતર કો જાની;
અહો ભાગ્ય અબ ખુલે, સુની કર્તાકી બાની. ૫૬

ઉપર પ્રમાણે નિજ કર્તાની નિર્વાણ વાણી સાંભળીને ચૌદલોકના શિર પર રહેલા જે આદ્ય શક્તિના સ્વામી નિરંજનદેવ અતિ હરખાઈને આનંદ પામી અગમ વાણી દ્વારા સાંભળેલા કર્તાના અંતર આશયનો મર્મ જાણીને પોતે પ્રસન્ન થઈ પ્રશંસા કરવા લાગ્યા કે અહો ! આજે હમારા ભાગ્ય ખુલી ગયા કે પરમ પુરુષ હમારા દ્વારે પધારીને અમને પાવન કરશે.

અબ ચેતનપણે ચતુર કીધા, તન પંજર સાજા;
ધર્યો હૃદયે હુલ્લાસ વાસ, નિજકરે મહારાજા. ૫૭

ઉપર પ્રમાણે સકર્તાપતિએ અબ એટલે તે જ વખતે અતિ અલૌકિક ચતુરાઈપૂર્વક ચેતનપણે કહેતાં પોતાના શુદ્ધ અહંગ ભાવ વડે ઈચ્છાવૃત્તિનો અતિ દિવ્ય અકળ દેહ પંજર સાજા એટલે પોતે સજાવીને અવિગત રૂપે તૈયાર કર્યો. ત્યાર પછી સકર્તા પતિ અંતરમાં ઉમંગ ધારણ કરી સર્વ અંશોને ચેતવવા પોતે મહાદ સજાણ ગતિના મહારાજા ઉપર બતાવેલા અકળિત દિવ્ય દેહમાં બીરાજ્યા.

અનંતાનંદ નિજ આપ, હંસ રૂપ પુનિ ધરહી;
અંશ પ્રયોજન કાજ સાજ, તન ધરકે વિચરહી. ૫૮

જે સકર્તાપતિ પોતે અનંતાનંદના નિજ સ્વરૂપે અવિગતપણે અખંડ રહેલા હોવા છતાં ફરી બીજું હંસ એટલે ચૈતનચીદ શરીર ધારણ કરીને તે પોતાના સ્વજાતીય અંશોનું કલ્યાણ કરવાના મૂળ મતલબથી અકળ ગતિનો વ્યાપક દેહ ધરીને વિચરે છે.

અષ્ટ ચતુર ભિન્ન તબક, ઓલંગે વિલમે ન કીનમે;
વિલમે તો બહુ બેર, કલ્પ જુગ જાવે જીનમે. ૫૯

જ્યારે અવિગત પતિએ પોતે મહદ્ અંશ સ્વરૂપે એટલે પરમગુરુ રૂપે કૈવલધામમાંથી પ્રયાણ કર્યું ત્યારે બીજા બાર ધામ ઓળંગીને સીધા નિરંજનના ધામમાં પધાર્યા છે. પરંતુ ઉપર બતાવેલા બાર ધામોમાં વિલમે એટલે રોકાયા નથી. કદાચ રોકાયા હોત તો બહુ વખત વીતી જવાથી જગતનો કલ્પ પણ પુરો થઈ જાય એમ હતું.

નામ રૂપ ગુણ તિત વિત, નિજ વિમળ વિચરહી;
હંસ રૂપ ખુદ આપ, નિરંજન ધામ સંચરહી. ૬૦

જે હંસ સ્વરૂપ, નામ, રૂપ અને ગુણથી ન્યારું રહેલું છે તે નિજપતિએ ધારણ કરેલું અતિ નિર્મળ ચૈતનચીદ સ્વરૂપ હોઈ તે ચૈતનચીદ સ્વરૂપની પ્રેરક ગતિએ વિચરણ કરીને પોતે નિરંજન ધામમાં પધાર્યા છે.

કરુણાસાગર આપ અંશ; પર પ્રિત પસારી;
અખંડ જ્ઞાન ગતિવાન, કરી દેવું રિત્ય સધારી. ૬૧

હે પરમ દયાળુ ભગવાન ! આપ અનેક કરુણાના સાગર હોવાથી વ્યાપક કરુણા દૃષ્ટિએ, સર્વ અંશો પર પ્રેમ-પ્રીતિ પ્રસરાવી કરુણાની વૃષ્ટિ કરીને આપ સર્વ અંશોને, નિજપતિ પદમાં રહેવાની સાચી રીત સધારી એટલે પધારીને યથાર્થ સમજાવી અખંડ જ્ઞાન ગતિવાળા કરી દીધા છે.




રિત્ય રસિક કર્તા તણી, પ્રિત્ય પરમ ઉદાર;
મહેર મહાદ પદ પાવન, ધર્યેહુ નિજ કિરતાર. ૧

જે નિજકર્તાની અલૌકિક રીત છે, તે અધિકાધિક રસિક એટલે રસાળ હોય તેની પરમ પ્રિયતાનું યથાર્થ વર્ણન થઈ શકે તેમ નથી. નિજકર્તાની રીતમાં રહેવાની પ્રીતિ જોડાવવાને માટે અતિ ઉદાર પરમપદ દાતા, અંશો ઉપર પુરણ મહેર કરીને મહાદ્ અંશીપદને પ્રાપ્ત કરાવવાના હેતુથી, નિજકર્તાએ ભગવાન કરુણાસાગરનો દિવ્ય દેહ ધારણ કર્યો છે.

**અંશ મોક્ષ કે કારણે, કરૂણા સાગર આય,**
**પરસે તો પદ પાવત, જે રહે ચરણ લપટાય. ૨**

સર્વ અંશોને માયાની અનેક ઉપાધિમાંથી મુક્ત કરી, કૈવલ મોક્ષ આપવાને કારણે ભગવાન કરુણાસાગર આ જગતના વિશે પધાર્યા છે. તે પ્રભુના અંતર લક્ષને ઓળખી ઉર્ધ્વ દૃષ્ટિએ સોહંગ સ્વરૂપનો સ્પર્શ કરે તો જરૂરથી કૈવલપદ પ્રાપ્ત કરી શકે છે. એવા અધિકારી અંશો જ પરમગુરુના ઓહંગ સોહંગ રૂપી ચરણ કમળમાં અહોનિશ રસબસ થઈને રહે છે.

ઉદય ભાગ્ય ભયે અંશકે, ઈત ઈચ્છા ઉપજાય;
મંગળ કરન વિઘન હરન, પરમ મોક્ષ પરસાય. ૩

જે જે અંશોના પુરણ ભાગ્ય ઉદય થયા, તેને ઈત એટલે આ બાજુ જગતમાં રહેવા છતાં તેમના અંતરમાં પરમગુરુના ચરણની શુદ્ધ આરત ઉત્પન્ન થઈ, તેથી તે પ્રભુ મંગલ કરન એટલે પરમ કલ્યાણકારી હોવાથી કરુણા કરીને કાળમાયાના કર્મ કલેશના વિઘન હણી લઈ પરસાય એટલે કૈવલપદને ઓળખાવી પરમ મોક્ષ આપે છે.

દાતા જેહી નિજ મોક્ષ કે, શ્રીમંત કુવેર સત્‌નામ;
નારણદાસ સંગીત સદા, ધન્ય ચરણ કરે વિશ્રામ. ૪

પરમ કૃપાનિધિ પરમગુરુ જે મહાન સમર્થ પરમ મોક્ષના દાતાર હોવાથી અંશોને નિજ કૈવલપદનું અભયદાન આપી કાયમ સુખી કરે છે. તે સ્વામી શ્રીમંત કુવેરનું સતનામ એટલે સાચું સ્વરૂપ સોહંગના શિર પર સર્વજ્ઞ હંગ મહદ્ નિજ ચૈતન સ્વરૂપ તેને સતનામ કહે છે. પરમ વિશેષ અંશ પરમ શ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું તે સજાણ ચરણ શરણમાં વિશ્રામ લઈ, અખંડ આનંદ અનુભવું છું.

## પ્રભાતપદ-૧

મુક્યને કલ્પના જલ્પના મનતણી, તુજ વિના આન્ય નહિ કોઈ દુજો;
તીરથ વ્રતને જોગ જગન જપ, તપ કરી માંગતો તારું તું જો....મુક્ય. ૧

હે નિજપતિના અંશ ! તું દેહ અધ્યાસવાળો થવાથી તને મન અંતઃકરણ દ્વારા અનેક પ્રકારની ઝંખનાઓ ઉઠવા લાગી તે સર્વ કલ્પનાઓ મુકીને પાછો વળી નિજ સ્વરૂપનો વિચાર કર. આમ જ્ઞાન દૃષ્ટિથી જોતા તને સમજાશે કે જગતભરમાં નાના-મોટા પંચભૌતિક ઘાટોનો સંચાલક તુ જ છે. તારા વિના બીજો કોઈ જ નથી, પરંતુ નિજજ્ઞાનના અભાવે પોતાને ન જાણી શકવાથી ભ્રમણામાં પડી બાહ્ય કર્મફળની આસક્તિમાં વશ થઈ તીર્થ, વ્રત અને યોગ યજ્ઞાદિક કર્મ કરવામાં તથા દેવી-દેવતાના મંત્રજપમાં, તપમાં વળગી રહી અનેક પ્રકારના ભૌતિક સુખની માંગણી કરી રહ્યો છે. પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે ઉપર બતાવેલી સર્વ બાહ્ય જડ ઉપાસનાઓનો ત્યાગ કરી, નિજલક્ષ દ્વારા તારા અસલ નિજ સ્વરૂપનો અનુભવ કરીને જોઈશ ત્યારે વિજાતિપક્ષે સિર્ગુણ નિર્ગુણ સર્વના કારણરૂપ પ્રકાશક તું જ છે એમ નિશ્ચયપૂર્વક જણાશે.

નિંદ્રાના સુપનમેં રાજ ભિક્ષુક થયો, જાચવા આપને દ્વાર ઉભો;
સપનું સમાઈ ગયું જાગ્રત સુખ લહ્યું, જેમ હતું તેમ થયું આપ સુબો. મૂક્ય. ૨

દૃષ્ટાંતે જેમ કોઈ રાજા જાગૃત અવસ્થાના પરિવર્તનથી નિંદ્રાવશ થતા સ્વપ્નમાં 'હું' રાજા છું એમ અવસ્થાના ભેદે ભાન ભૂલી ગયો. તેથી સ્વપ્ન અવસ્થામાં ભિખારી થઈ પોતાના રાજદ્વારે ભીખ માંગવા ઊભો છે, જ્યારે સ્વપ્ન અવસ્થાનો અંત આવતાં જાગૃત થઈ જોયું તો રાજ. સમૃદ્ધિનું યથાર્થ સુખ પ્રત્યક્ષ જણાયું. ત્યારે સ્વપ્નના ભિખારીપણાનું દુઃખ દૂર થયું અને જેમ છે તેમ પોતે હું રાજા છું એમ અનુભવવાથી આનંદ થયો.

તમ પદ સાત્ત્વિક સ્વરૂપ સ્વામી તણું, રજોગુણ રસ બસ લુંબો જુંબો;
દ્વાદશ દ્વારનું સાર મંદિર રચ્યું, ઘટ ઘટ ખટરસ લેવા ચુંબો. મૂક્ય. ૩

હે પરમપતિના અંશ ! ઉપર દર્શાવ્યા પ્રમાણે દૃષ્ટાંતના ન્યાયે તું નિજ જાણ સ્વરૂપે દૃષ્ટા હોઈ ત્રણ ગુણ આદી સર્વ જડ તત્ત્વોના રાજા સમાન સ્વામી છે. તારા ચેતન અમલ

વડે સર્વ તત્ત્વોની ક્રિયાનો વહીવટ ચાલે છે. એ જ્ઞાન તને વિજાતી તત્ત્વોના સંગદોષે કરીને વિસારે પડ્યું. જેથી તું રજોગુણના મોહમાં લુંબો એટલે લપટાઈને ઝુંબો કહેતાં ઝંપલાયો. તેથી તને એ જાણ ના રહી કે, ઉત્તમ મનુષ્ય દેહરૂપી દેવળ નિજકર્તાએ બાર દ્વારવાળું બનાવી આપ્યું છે. જેમાં આત્માદેવ બિરાજમાન હોઈ પરમગુરુના લક્ષબોધ વડે સત્યસાર રૂપ નિજપદને જાણવાનું હતું, તે નહિ જાણવાના કારણે પોતાના ધર્મને ભૂલી અલ્પ સુખનો આનંદ લેવા સર્વ ઘાટોના વિશે, છ પ્રકારના રસનો સ્વાદ ચાખવાની પાછળ લોભાઈ રહ્યો, તેથી આ ભવમાં ફરી ફરી ભટકવું પડે છે.

જીવ તું શિવ તું કાલ કિરતાર તું,કાલના કાલમેં તોય બૂઝ્યો;
કહેં કુવેર અજ્ઞાન અંધેર ટળે, ગુરુગમ દૃષ્ટિ એ મોય સૂઝ્યો. મૂક્યો. ૪

હે અંશ ! સ્થુલ, સૂક્ષ્મ અને કારણ આ ત્રણે દેહમાં જીવરૂપ તું જ છે. તેમજ મહાકારણ દેહ પ્રકૃતિ ઓમકાર સહ શિવરૂપ પણ તું જ છે. તથા આકાશ તત્ત્વનો પરમ કારણ દેહ નિરંજન જ્યોતિરૂપ હોઈ, તે તારી ચૈતન્ય ઝલકથી ઝળકી રહ્યો છે. હે અંશ ! જ્યારે તત્ત્વોનું સર્જન થયું તે આદિકાળ કહેવાયો, તેને ચલીત કરનાર કિરતાર પણ તું જ છે. તથા તત્ત્વ વિસ્તારના પસારાનું નામ મધ્યકાળ તેમજ તે પસારાનો લય થવો તેને અંતકાળ કહે છે. આમ ન્યાય દૃષ્ટિથી તપાસી જોતાં કાળના કાળને તું જાણનાર હોઈ આદ્ય, મધ્ય અને અંતથી તું ન્યારો છે. એવી શુદ્ધ સમજ પડતાં તને પરમગુરુના લક્ષ દ્વારા અનુભવનો ઉદય થશે, ત્યારે પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે તારો અજ્ઞાન રૂપી અંધકાર ટળી જતાં, ગુરુગમ દૃષ્ટિએ નિજ સ્વરૂપને જાણી તું નિર્ભય થઈ શકીશ.

## પ્રભાતપદ-૨

શું કહીએ જંતને ઓળખ્યા નહિ કંથને, સેવ્યા નહિ સંતને માન મૂકી,
ભક્તિ-પદ મુક્તિની જુક્તિ જાણી નહિ, લંપટ નર તણી બુદ્ધ ટૂંકી. શું કહીયે. ૧

હે નિજકર્તાના અંશ ! તું નિજ સ્વરૂપને ભૂલી પંચભૌતિક શરીરને 'હું' માનવા લાગ્યો, ત્યારથી અંતઃકરણમાં જડતાનો વધારો થયો. તેથી જીવદશાને પામી આશા તૃષ્ણામાં બંધાઈ, પ્રકૃતિના વિલાસના મોહમાં વશ થયો. હવે પરમગુરુ તને શું કહે ? તારી દૃષ્ટિ જગત જંજાળમાં હેરાઈ જવાથી પરમપતિને ઓળખવાની લેશમાત્ર આરત કરી

શક્યો નથી. તેમજ નિજલક્ષ બોધ આપનાર સાચા સંતની સેવા મિથ્યાભિમાન મૂકીને નહિ કરી શકવાથી કર્મ કલેશ ફરી ફરી ભોગવવા પડે છે. પરમગુરુની અનિન ભક્તિનો દરજ્જો, ગુરુગમ યુક્તિથી મેળવી શકાય છે. તે ગુરુગમની અલૌકિક રીત જાણ્યા વિના ભક્તિપદનો અધિકાર પ્રાપ્ત થતો નથી. તો પછી મુક્તિપદ કેમ કરીને જાણી શકે ? એવા અધમ પામર જીવો વિષયલંપટ હોવાથી ગુરુભક્તિની સત્ય સમજ વિના અલ્પમતિના અજ્ઞાની જીવો અનિત્ય ઉપાસનામાં પચી ગયા છે.

અનેક વિગતે કથી સકલ શાસ્ત્ર મથી, વાણી પરમારથી નિગમ સાખી;
શઠને શિખામણ તોય લાગી નહિ, કહી કવિ પંડિત થાક્યા ઋષિ. શું કહીયે. ૨

હે ગુરુવિમુખી જનો ! તમારા કલ્યાણને માટે પૂર્વકાળમાં થયેલા ઘણા મહાપુરુષો, શાસ્ત્રોના રચયિતાઓએ તીક્ષ્ણ બુદ્ધિ વડે સૂક્ષ્મ દૃષ્ટિથી ખોજ કરી વિગતવાર અનેક પ્રકારે વર્ણન કરી ભક્તિ મહિમાને સમજાવી, પરમ અર્થ રૂપ આત્મલક્ષને જણાવવા વાણી દ્વારા જ્ઞાનબોધ આપી મુક્તિનો માર્ગ બતાવ્યો છે. ચાર વેદના સાર રૂપ જે વેદાંત કહેવાય છે, તેમાં બ્રહ્મ લક્ષનું પ્રતિપાદન કરેલું હોઈ તેને યથાર્થ સમજાવવા અનેક સાખી, શબ્દોમાં શ્રુતિ પ્રમાણ અનુસાર કવિજનો, પંડિતો અને ઋષિમુનિઓ મનુષ્ય માત્રના હિત સારુ કહી કહીને થાકી ગયા છતાં શઠ બુદ્ધિના જીવોને લેશમાત્ર શીખામણ લાગી નથી.

નવ લહે મૂળ ગતિ રતિ પતિની મતિ, માયાનો સ્વાર્થી વરણ મુખી;
કહે કુવેર નિજ લક્ષ ભજન વિના, કોઈ નર જકતમાં હોય ના સુખી. શું કહીયે. ૩

હે મંદમતિના જીવો ! તમારો ઉદય જે સકર્તા સર્જનહારથી થયો છે તેમની મૂળ ગતિને નહિ જાણી શકવાના કારણે, અંતરની આરત અધોમુખી થવાથી અનંગ કામદેવના રંગમાં પચી ગઈ, તેથી જ્ઞાનભક્તિ અને વૈરાગરૂપી શુદ્ધ સમૃદ્ધિ ગુમાવી આત્મબળ હારી ગયા, જેથી માયાનો પ્રપંચીક સ્વાર્થ સાધવા પાછળ માનસિક ઈચ્છાઓ પૂરી કરવા મોક્ષના દ્વાર રૂપ મનુષ્ય દેહનો દાવ જતો કર્યો. અને વરણનું મિથ્યાભિમાન ધારણ કરી વરણમુખી થઈ માન બડાઈમાં અટકી ગયા. પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે જ્યાં સુધી જીવ સદ્ગુરુના ચરણે જઈ નિજ સ્વરૂપનો બોધ લઈ અંતર લક્ષભજન નહિ કરે, ત્યાં સુધી કોઈ પણ મનુષ્ય આ જગતમાં પરમપદનું સાચું નિત્ય સુખ પ્રાપ્ત કરી શકશે નહિ.

##  પ્રભાત પદ-૩ 

સંત કૃપા વિના સુકૃત નવ સરે, દુષ્કૃત જાય નહિ દેહ કેરુ;
હરખને શોક સંતાપ અતિ સંભવે, દંભવે દુર્મતિ લોક હેરુ. સંતકૃપા. ૧

હે ગુરુભક્તિની ઉચ્ચ ભાવનાવાળા ભક્તજનો ! અંશ-અંશીપદને ઓળખવાની ગુરુગમ બક્ષિસ કરનાર વ્યાપક ગતિના અલેખ સંતની કૃપા વિના નિજ લક્ષ તારા હૃદયકમળમાં સ્થિર થશે નહિ. જ્યાં સુધી તે લક્ષ ભજનનું પુન્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી દેહના અધોમુખી દુષ્કૃિત એટલે પાપો દૂર થતા નથી. તે કારણને લઈ વારંવાર હર્ષ, શોક ને સંતાપ ઉત્પન્ન થાય છે. અને ક્રોધાદિક રાગદ્વેષની અગ્નિમાં તેનું અંતઃકરણ બળે છે. છતાં પોતાનું સાર્થક વિચારતા નથી. પરંતુ દંભ કરી આ ભવને વિષે દુષ્ટ બુદ્ધિવાળા પોતાના પાપને છુપાવી, ધર્મના ઉપલક ચિહ્નો ધારણ કરીને હેરૂ એટલે લોકોને ભરમાવે છે.

જીવપણું અતિ ઘણું જુગલ નરનારનું, અહંપદ આપનું દીર્ઘદેહ હેરૂ;
ખબર નહિ જંતને તંતુના અંતની, સંચીત દ્રવ્ય કરે મેરૂ મેરૂ. સંતકૃપા. ૨

જેની બુદ્ધિમાં અજ્ઞાનયુક્ત અતિશય જીવદશા રહેલી છે, એવા સ્ત્રી-પુરુષો માયાની વિષય જાળમાં મોહ પામ્યા છે. તેથી આશા તૃષ્ણાના પુરમાં ઘસડાઈને પોતાની માનસિક વાસનાઓ તૃપ્ત કરવા પ્રકૃતિ વિલાસની પાછળ અંધ બની ચર્મ દૃષ્ટિએ, દેહ હેરૂ એટલે પોતાના સ્થૂળ દેહને વારંવાર નિહાળે છે. અને માને છે કે મારો દેહ કેવો સુંદર છે ? એવા દેહના માન મોટપણાના અહંમભાવ રૂપી નશામાં, અનિત્ય નાશવંત શરીર અંતવાળું છે એ સમજના અભાવે શરીર વડે પ્રાપ્ત કરેલું દ્રવ્ય સંગ્રહ કરી મારું મારું માની નિજકર્તાને યાદ કરતાં નથી.

ધરમ આગે ધરે કરમ કંઠે કરે, પાપને નવ કહે આય નેરૂ;
સતકુવેર કહે મુઢ કાંઈ નવ લહે, પુન્ય તાહાં પાપના હોય ભેરૂ. સંતકૃપા. ૩

આ જગતના વિષે ઢોંગી ધર્માચાર્યો ધર્મના બહાને ધર્મ આગળ ધરી, લોકો આગળ પ્રપંચીક કુશળ બુદ્ધિ વડે વાણીની કુશળતાથી ધર્મસંસ્થા-ધર્મશાળા, કે ધર્મ આશ્રમ

બનાવવા નિમિત્તે લોકોની આગળ રૂચતું બોલી સ્વાર્થ સાધવા માટે દ્રવ્ય લેવા હાથ લંબાવતા પાછી પાની કરતા નથી. વળી બીજી બાજુ મન, વાણી અને કાયાથી થતા અશુભ કર્મો કોઈ ન જાણે એ રીતે ગુપ્ત રાખે છે. છતાં પાપ અમારી પાસે આવશે નહિ તેમજ ભોગવવા પડશે નહિ એમ માને છે.

પરમ કૃપાનિધિ ભગવાન કરુણાસાગર કહે છે કે હે મૂઢ બુદ્ધિના જીવો ! મારો કહેવાનો આશય હતો તે સમજી ગ્રહણ કરી શક્યા નહિ, કે જે આશય ગ્રહણ કરી અનુસરવાથી નર્યું પુન્ય જ થાય છે. પુન્ય એટલે અંતરવૃત્તિમાં આરતભરી નિજલક્ષનું આલોચન કરવું જેથી સર્વે તત્ત્વોની ક્રિયા એકમુખી થતા, ઊર્ધ્વગતિએ અંશની દૃષ્ટિ નિર્મળ નિજપતિના ભાવવાળી થાય છે. તેની સાથે લેશમાત્ર પાપનો સંબંધ રહી શકતો નથી એમ જાણવું.

## પ્રભાતપદ-૪

નીરખને નિરમલ દૃષ્ટિ એ નૂરને, બ્રહ્મનો ભાસ તે વિશ્વમાંહી;
સુરત નુરતે કરી ગુરુગમ ઉર ધરી, સાવ નિરંતર એક સાંઈ. નિરખને. ૧

હે સકર્તાપતિના અંશ ! અલેખ સંતની કૃપાએ નિજલક્ષ રૂપી પુન્યનો ઉદય થવાથી પ્રકૃતિના વિકારથી રહિત નિર્મળ થયેલી દિવ્ય દૃષ્ટિ વડે બ્રહ્મનું નૂર કહેતા તે પ્રકાશને નિહાળીને તું જો જે ચિદ્‌બ્રહ્મનો ભાસ તે આત્મા, વિશ્વભરના સ્થાવર જંગમ સમસ્ત નાના-મોટા ઘાટોમાં એક સરખો વ્યાપી રહેલો છે. એને યથાર્થ જાણવા બાહ્ય સુરતાને અંતરની નૂરતામાં સમાવી, ગુરુગમ નિજ હૃદયમાં ધારણ કરી જોઈશ તો તે બ્રહ્મ-પ્રકાશના પ્રકાશક એક સકર્તાપતિનો કોઈપણ જાતના પટંતર વિના નિશ્ચય અનુભવ થશે.

વાપીને કૂપ તડાગ નીરે ભર્યાં, ચંદ્ર ને સુરજ તેજ તાંહી;
બહાર કીલાહાર કલોલ ક્રીડા કરે, અચલ અડોલ આકાશ માંહી. નીરખને. ૨

હે નિજપતિની આરતવાળા અંશ ! દૃષ્ટાંતે જેમ વાવ, કૂવો ને તળાવ પાણીથી ભરેલા હોય, એ પાણીમાં આકાશમાં રહેલા ચંદ્રસૂર્યનું પ્રતિબિંબ પડે છે. તે ચંદ્રસૂર્ય એક હોવા છતાં દરેક જળાશયોમાં અલગ-અલગ ભાસે છે, તે સર્વ પ્રતિબિંબ બાહ્ય દૃષ્ટિથી

જોતાં પવન પાણીના સંબંધે હાલતા ડોલતા અને આનંદક્રિડા કલ્લોલ કરતા દેખાય છે. પરંતુ આકાશગામી ચંદ્ર-સૂર્ય હાલતા ચાલતા નથી. તે અચલ અને અડોળ છે. આ દૃષ્ટાંતના ન્યાયે નિજકર્તાના શુદ્ધ સંકલ્પથી રચાયેલા જગતમાં, પ્રકૃતિના ભેદે નાની મોટી વિભૂતિવાળા ઘાટો રૂપી પાત્રોને વિશે રહેલા પ્રણવરૂપી પાણીમાં પરમપતિના જે અંશ તેના ચૈતન્ય ભાસરૂપી પ્રતિબિંબ પડેલું છે, તે પ્રતિબિંબ પ્રણવરૂપ પાણી અને પવનરૂપ પ્રકૃતિના યોગે વિધ વિધ પ્રકારનો વિલાસ કરતા દેખાય છે. પરંતુ ચંદ્રસૂર્યના ન્યાયે પતિના અંશ ચિદ્‌બ્રહ્મરૂપી આકાશમાં વસેલા છે, તેમાં ચલિતપણાનો ધર્મ લેશ માત્ર ઘટતો નથી.

જીવને શિવ તે બાંધ્યા કર્મે કરી, ચૈતન એક તે વિશ્વમાંહી;
વિવિધી વિગતે કર્યું જે જંમ તેમ વર્યું ભિન્ન ભિન્ન ભેદ તે ભાત માંહી. નીરખને. ૩

હે અંશ ! વેદ વિધિના નિયમ અનુસાર ઉત્તમ કર્મ આચરનારને શિવ, તેમજ અશુભ કર્મ કરનારને જીવ. એમ સારા નરસા કર્મની દૃષ્ટિએ જીવ શિવ ભિન્ન મનાય છે. વ્યષ્ટિ સમષ્ટિના સર્વ શરીરોમાં એક જ સોહંગ બ્રહ્મ વ્યાપી રહેલું છે. અનેક પ્રકારના ઘાટોની રચના વિગતવાર કેવલ કર્તાએ ક્રિયાવૃત્તિ દ્વારા ન્યૂનાધિક તત્ત્વોના ભાગ પોખીને યોગ્યતા પ્રમાણે યુક્તિપૂર્વક કરી છે. જ્યાં જેવો ઘાટ ત્યાં તેવા રૂપે થઈને બ્રહ્મ રહેલું છે. આમ વિવેક દૃષ્ટિએ વિચારપૂર્વક જોતા બ્રહ્મ અભેદ છે. ત્યારે બીજી બાજુ પ્રાકૃતિક શરીરોની ભાત જુદી જુદી દેખાય છે. તે કરામત સરજનહારે મૂળ બીજગમાં હિરણ્ય ગર્ભિત કરેલી છે. તે સમજાવવા પરમગુરુ વિના જગતમાં કોઈ સમર્થ નથી એ વાત નિર્વિવાદ છે.

ક્ષિતિ પાવક જલ પવન આકાશમાં, તેજમાં તત્ત્વ તું સાક્ષી માંહી;
સત્ કુવેર કહે તું જ વિલસી રહ્યો, તું જ વિના આન્ય તે કાંઈ નાંહીં. નીરખને. ૪

હે નિજપતિની આરતવાળા અંશ ! પૃથ્વી, જળ, અગ્નિ, પવન અને આકાશ આ પાંચે તત્ત્વોના પંચ દેહ સ્થુલ, સુક્ષ્મ, કારણ, મહા કારણ અને પરમ કારણ હોઈ. આ પંચ તત્ત્વોના શરીરોમાં બ્રહ્મના અંશ ઓહંગ સોહંગ ઉલટ સુલટ રમણ કરી રહ્યા છે. તે તારી ચૈતનવૃત્તિની એકતાએ ન્યૂનાધિક ગોઠવણી પ્રમાણે જ્યાં જેવા તત્ત્વોનો દેહ તે મુજબ બ્રહ્માનંદ વધઘટવાળો દેખાય છે. પરંતુ વસ્તુસ્થિતિએ જોતા બ્રહ્માનંદ એક સરખો પૂર્ણ છે. તત્ત્વ સહિત બ્રહ્મ પ્રકાશના સાક્ષીરૂપે તું નિજકર્તાનો અંશ, બ્રહ્મની પાર ન્યારો

છે. પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે આ સમસ્ત જગત બ્રહ્મમાંથી સ્ફુરેલું હોઈ, આ કારણ-કાર્યના સાક્ષીરૂપે તું હોવાથી સઘળા વિલાસનો વિલાસી પણ તું જ છે. તારાથી જ આ સર્વ વિલાસ વિલસી રહ્યો છે. હે અંશ ! તારા વિના બીજો કોઈ નથી.

## પ્રભાતપદ-૫

આદ્ય મધ્ય અંત કૈવલ સર્વોપરી, તે હરિ હું વરી સત્ સોઈ;
કરમનો ભરમ તે મરમ સમજે સમ્યો, જકત જંજાલની આલ ખોઈ. આદ્ય. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર નિજ સ્વરૂપમાં જાગૃત થયેલા અંશને સર્જનહારની હકીકત જણાવે છે કે નિજપતિની ઉપજણથી જગતની ઉત્પત્તિ થઈ તેને આદ્ય કહેવામાં આવે છે. ક્રમ પ્રમાણે એક પછી એક એમ વિસ્તારપૂર્વક પસારો થયો તેનું નામ મધ્ય, તે સર્વ પસારાનો અવધિકાળ આવતાં લય પામે તેનું નામ અંત. એ પ્રમાણે આદ્ય, મધ્ય અને અંત એમ ત્રણે દોષથી પરમપતિ ન્યારા છે. તે સગુણ-નિર્ગુણના પ્રથમ મૂળ કારણરૂપ સર્વાતિત સર્વોપરી હોઈ જાગ્રત થયેલા અંશની અતિ ઉજાગ્રત નિજ સુરતા અલૌકિક સર્વજ્ઞ સાચા પરમપતિ સાથે વરવા સનમુખ થઈ છે. તે અંશને જગતમાં કર્મ કરવાથી જ કલ્યાણ થશે એવો જે ભ્રમ થયો હતો તે સર્વ પરમગુરુની એકતાનો લક્ષભેદ સમજવાથી સમાઈ ગયો. જેથી જગત જંજાલની વાસના દૂર થઈ, ત્યારે પરમપતિને વરવાની સત્ય વિવેક વિધિ યથાર્થ સમજાઈ તેનું વર્ણન કરી જણાવું છું.

અંતઃકરણની ચતુર ચોરી રચી, વિપ્ર ગુરુ ધુન્ય મચી સમે વર્તાઈ;
શબ્દ શરણાંઈ ભવ ભાવ ભુંગલ બજી, શોક સંશે તજી હરખ હોઈ. આદ્ય. ૨

હવે કૈવલપતિને વરવા પ્રથમ તો મેં મારા મનનો શુદ્ધ સંકલ્પ કરી બુદ્ધિએ ઘાટ ઘડી અહંકાર વડે તોલ કરીને, ચિત્તથી ચિંતન કરી પતિપક્ષની આરતમાં ચારે અંતઃકરણની એક શુદ્ધ સતક્રિયાની ભાવનારૂપી ચોરી બનાવી. તેમાં સાચા બ્રાહ્મણ સમાન મારા સદ્‌ગુરુએ અમર મંત્રનો ધ્વનિ મચાવ્યો. તે સમયે અમર મંત્રનો અમલ વર્તાવા લાગ્યો. તેની ખુમારી મારા સર્વાંગે પ્રસરી જવાથી મારી સૂરતા તેમાં તદ્‌રૂપ થઈ, ત્યાં બ્રહ્મનાદની શબ્દ શરણાઈના મધુર અવાજો સંભળાવા લાગ્યા. ત્યારે ભવ ભાવ રૂપી ભૂંગળમાં પતિના પંચ વિશેષણનો અલૌકિક અવાજ થવા લાગ્યો. તેના પ્રભાવથી અનેક જન્મના શોક ને

સંશયો નિર્મૂળ થઈ ગયા, ત્યારે મને સાચો આનંદ થયો.

મનવશ મીંઢળ લક્ષ દોરો મહી, પ્રેમ પીઠી ચઢી અંગમોઈ;
સત દૃઢ નેમ દો છેડલા ગાંઠીયા, સુરતી સંધાણ વરમાલ પ્રોઈ. આદ્ય. ૩

જ્યારે પરમગુરુની આધિનતામાં રહી મનને વશ કર્યું. તે વશ થયેલા નિર્મળ મનનું મીંઢળ બનાવી નિજલક્ષ રૂપી દોરામાં પરોવ્યું ને અંતર વૃત્તિ રૂપ હાથે બાંધ્યું ત્યારે નિજપતિ પ્રત્યેનો સાચો પ્રેમ પ્રગટ થયો. તે પૂર્ણ પ્રેમની પીઠી મારા નિજજાણ શરીરે ચઢાવીને અવિગત પતિનો અખંડયોગ કરવા સદા સદોદિત અચળ વૃત્તિની સત્ય દૃઢતા અને અડગ નિયમરૂપી બે છેડલાઓની ગાંઠ મજબૂત રીતે બાંધી. પછી મારી સુરતાનું સંધાણ એટલે પ્રણવ સાથે એકીકરણ કરીને વરમાળા બનાવી મહાન સમર્થ સદ્દગુરુ દાતાએ મને તથા મારા પતિદેવને પહેરાવી.

મનોરથ માંચી મમ હરિ બુજ બાજઠે, અહંગ સહંગ મળ્યા હસ્ત દોઈ;
અહંગ ભુજ માહરો સહંગ હરિનો કર, અલખ ઈચ્છાવર ભાગ્ય મોઈ. આદ્ય. ૪

હવે મેં મારા નિજ મનના ઉત્તમ મનોરથની માંચી (આસન) બનાવી તે આસન ઉપર હું નિજપતિની પતિવ્રતા થઈ બેઠી અને મારી પવિત્ર બુદ્ધિનો બાજઠ બનાવ્યો, જેના ઉપર મારા પરમપતિ આવીને બિરાજમાન થયા. પછી શ્રી પરમગુરુ દેવે મારા ઓહંગ રૂપ હાથ સાથે સકર્તા સ્વામીના સોહંગ રૂપ હાથનો પરસ્પર હસ્ત મેળાપ કરાવ્યો. એવા જે અલેખ પતિ અક્ષરોના લેખમાં ન આવે તેવા અવિગત વરને વરી, મારા પરમાનંદના અસીમ સુખની શુદ્ધ ઈચ્છા પૂર્ણ થતાં, હું પરમ ભાગ્યશાળી બની.

બ્રહ્મ અગ્નિ જગ્યો ચિત્ત ચોરી મધ્યે, સંકલ્પ શ્રીફળ હોમ હોઈ,
જ્ઞાન ને ધ્યાન વૈરાગ ભક્તિ પદ, મંગલ વરતીયાં ચાર ઓઈ. આદ્ય. ૫

જ્યારે અતિ શુદ્ધ ચિત્તની ચોરીમાં નચિંતપણાની સ્થિતિ પ્રાપ્ત થતા બ્રહ્મ અગ્નિ પ્રગટ થયો તે બ્રહ્મ અગ્નિમાં મારા મનના સંકલ્પરૂપી શ્રીફળને હોમી દીધું; ત્યારે ગુરુની અનિન ભક્તિ અને વૈરાગ તેમજ લક્ષજ્ઞાન ધ્યાન સહિત ચાર મંગળ વર્તાવા લાગ્યા.

કરુણા કંસાર કરુણા કરે કર લીયો, વદન મારે દીયો મદનગોઈ;
શીશ સમરપણ વલી મે કલવો લીયો, હરિ મુખમે દીયો લાજ લોઈ આદ્ય. ૬

હવે હું પતિની અલૌકિક મોજને માણવાનો સહેજ સંકેત જણાવું છું કે પરમગુરુ પતિદેવ હંમેશા કૃપા કરવાવાળા હોઈ, કૃપાનિધિએ મારા પ્રત્યે રીઝીને કરુણાનો કંસાર પોતાના હંગ રૂપ હાથમાં લઈ, મારા નિજ દૃષ્ટિરૂપ મુખમાં મુક્યો. ત્યારે મને જે તત્ત્વ અસ્મીનો મદ ચડેલો હતો તે સર્વ ઓગળી જતાં અંગમાં ગુપ્ત રહેલો પરમપતિ સાથેનો અનુરાગ છલકાયો. ત્યારે મેં સમસ્ત લોકની લાજને ત્યજીને મારા અહમ ભાવરૂપી શીષનો કલવો, મારા પરમપતિની પ્રિયા થઈ એમના સજાણ જાણ મુખમાં સમર્પણ કર્યો. તે પળે એકમેકપણાનો પરમ આનંદ થયો.

ધર્મ અર્થ કામ ને મોક્ષ મુક્તિ વલી, ભામનીઓ મલી અષ્ટ ઓઈ;
ગાવત ધોળ આનંદ અનુભવ અતિ, જતી સતી જનનું મન મોઈ. આદ્ય. ૭

પરમગુરુની કૃપાએ સાધ્ય થયેલા ધર્મ, અર્થ, કામ તેમજ મોક્ષરૂપ ચાર પુરુષાર્થો અને ચાર મુક્તિ (સાલોક્ય, સામીપ્ય, સાનીધ્ય અને સાયુજ્ય) એમ મળી આઠ સાહેલીઓ અંશનો પરમ હેતુ પૂર્ણ થતાં પતિના આશયને ઉરમા ધરી પરમપતિના સર્વશ્રેષ્ઠ પંચ વિશેષણ રૂપ ધોળ મંગળ ગાવા લાગી. તેના અવર્ણનીય આનંદનો અતિ ઉત્કૃષ્ટ અનુભવ સાંભળતાની સાથે મહાન ત્યાગવૃત્તિના મસ્ત વૈરાગી પુરુષો, પતિસેવામાં એકનિષ્ઠ રહેનાર સતીઓ અને ગુરુધર્મની આમન્યાનું પાલનકરનાર ભક્તજનો સર્વના મન મુગ્ધ થઈ ગયાં.

પુરણ પરણી હરિ કારજ ગયું સરી, જનમ ને મરણની ખટક ખોઈ;
કહેં કુવેર અવિચલ ગ્રહ સુત્રનું, સુખ મુખ સે જો કહી શકું ન કોઈ. આદ્ય. ૮

હે સંત હરિજનો ! સકર્તાનો સ્વજાતી અંશ નિજ સ્વરૂપે થઈ જે ધણીમાં અગણિત શક્તિઓ અને વિભૂતિઓ રહેલી છે, તેવા પુરણપદના સ્વામીની સાથે એકમેક પરમાનંદના સુખને પામવાનું કાર્ય પૂર્ણ થતાં જન્મ-મરણના ત્રાસરૂપ જે ચિંતા હતી તે સદાને માટે દૂર થઈ. પરમ કૃપાનિધિ ભગવાન કરુણાસાગર કહે છે કે તે નિજઘર અવિચળ હોઈ તે નિજઘરના સ્વામીને વરવાથી અખંડ સંબંધ જોડાયો ત્યાં કોઈ પ્રકારની ઉપમા આપી શકાય તેમ નથી. એવા નિજપતિના અવર્ણનિય પરમસુખને વાણી દ્વારા કહી શકવાને કોઈ શક્તિમાન નથી.

## પ્રભાતપદ-૬

કવન કારણ હવે જોગ જપતપ કરું, ધ્યાન જેનું ધરું તેજ પામી;
નિગમ કહે અગમ નિરાલંબ નિર્ગુણ પદ, સો સદ્ સત્‌ગુરુ રૂપસ્વામી. કવન. ૧

ઉપર દર્શાવ્યા પ્રમાણે મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે, જે અંશ નિજલક્ષ દ્વારા પરમપતિને વરી ચૂક્યો છે તે સકર્તા સત કૈવલની સાથે સદોદિત અભિન્ન ભાવે એકમેક રહી શકે છે. તો પછી હવે એ અંશ કયા કારણથી જોગ અને જપ, તપ કરે ? સામાન્ય વિશેષ ગતિના સર્વ અંશો જેનું અહોનિશ ધ્યાન ધરી જાણવાની ચાહના રાખે છે, છતાં યથાર્થ જાણી શક્યા નથી. એવા પરમપતિને મારી (પરમગુરુની) અગાધ ગતિના અમાપ અનુભવથી જે અંશ પ્રત્યક્ષ પામીને તેમની સાથે નિરંતર રહ્યો છે તેનું વર્ણન કરતા ચતુરવેદે નેતિ પોકારી છે તે અગમ્ય પદ નેતિ ઉપરાંતનું હોઈ ત્યાં વેદની ગમ પહોંચી શકતી નથી. તે પદ કોઈ પણ પ્રકારના આધાર વિના નિર્ગુણ સત્ય સોહંગપદ સદા સદોદિત સમસ્તલોકના સદ્‌ગુરુ સ્વામી રૂપે દીપી રહ્યું છે. તેનો મહિમા વાણી દ્વારા કહી શકાય તેમ નથી. પણ ગુરુગમથી ઓળખી શકાય તેમ છે.

વેદ વેદાંત પુરાણ ખટ શાસ્તર, વ્યાસ વિનંતિ કરી થકીત હામી;
તેજ પરમેશ્વર પરમ પ્રગટ લહ્યો, નવ કહ્યો જાય અવિગત અનામિ. કવન. ૨

હે મુમુક્ષુજનો ! ઉપર પ્રમાણે દર્શાવેલું સદ્‌ગુરુનું નિર્વાણપદ સમજાવવા શાસ્ત્રકારો અતિ યુક્તિ-પ્રયુક્તિથી સુક્ષ્મ દૃષ્ટિએ ખોજ કરવા છતાં સ્પષ્ટ સમજીને સમજાવી શક્યા નથી. મહામુનિ વ્યાસજી પુરાણોના રચયિતા અઢાર પુરાણોના વિશે જુદું જુદું લખી ગયા છે. એ ઉપરથી નક્કી થાય છે કે તેઓ પણ જાણી શક્યા નથી. તદ્ ઉપરાંત ચાર વેદનું દોહન કરી વેદાંત શાસ્ત્ર નિર્માણ કર્યું છે. તેના વિશે કર્તાપદ અને અકર્તાપદ એમ બે પદો સ્થાપી બતાવ્યા છે. તે એવી રીતે કે ૐકાર સંયુક્ત જ્યોતિ નારાયણને કર્તા કહ્યા, અને વ્યાપક બ્રહ્મને અકર્તા ઠરાવી વિનંતિપૂર્વક વર્ણન કરતાં આશ્ચર્યચકિત થઈ હારી ગયા. છતાં અકર્તા બ્રહ્મમાં ક્રિયા કેવી રીતે અને કોનાથી થાય છે તે સત્ય જાણના અભાવે સરજનહારના સંબંધમાં કશું કહી શક્યા નથી. તે સર્વજ્ઞ

સુજાણ પદ પરમગુરુ સ્વરૂપે હોઈ અમાપ સોહંગ બ્રહ્મને નિજની સક્રિય ગતિ દ્વારા ચેતન કરેલું છે. તે જ પરમેશ્વર સમસ્ત લોકના પ્રથમ કારણરૂપ હોઈ દિવ્ય પરમગુરુની કૃપાદષ્ટિ થવાથી જાણી શકાય છે. તે અવિગત અનામી પદને વિગતવાર નહિ કહી શકાય તેવું અકથ્ય અને અવર્ણનિય છે. તે ગુરુગમ દ્વારા ગુરુમુખીજન હશે તે જ સમજીને પ્રાપ્ત કરી શકશે.

**શનક શુકદેવ સિદ્ધ નારદ કપિલદત્ત, કબીર સત પાયે જે પદ વિરામી;**
**સંત સરવ સાંખ્ય સંજુક્તુ ભઈ મુક્ત મમ, દેશ ડંકો નહિ વાત છાની. કવન. ૩**

હે અંશ ! ઉપર કહી બતાવેલું સદ્‌ગુરુનું શ્રેષ્ઠ પદ જેની ખ્યાતિ વેદો વિશે જાણી, પ્રાચીન કાળના મહાપુરુષો, શનકાદિકો, શુકદેવ, મહામુનિ નારદ, કપિલમુનિ અને દત્તાત્રેય યોગારૂઢ સિદ્ધ પુરુષો ૐકાર પ્રણવની ઉપાસના કરી તેની અંતિમ સીમામાં અટકી ગયેલા છે. તેથી સર્વોપરી સદ્‌ગુરુ સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શક્યા નથી. પરંતુ અનુમાન કરી કંઈક અગમ્ય છે, એવું સમજી ગુણ ગાયા છે. તે સોહંગ સદ પદ અતિ વિશુદ્ધ વિમળ હોઈ એક કબીર સાહેબ જ તે સદ-પદને જાણી વિરામ પામ્યા છે. નિર્ગુણમતના સર્વ સંતોની શાખ જોતા મહાપુરુષોએ મળી જે નિર્ણય કર્યો છે. તે મતને માન્ય રાખી સંતુષ્ટ થઈ વેદ મતના સિદ્ધાંત અનુસાર એક વ્યાપક બ્રહ્મને નક્કી કરી જેની જેટલી મતિ પહોંચી તે પ્રમાણે એક બ્રહ્મનું બહુ પ્રકારે વર્ણન કરી ગયા છે. પરંતુ પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે આ સર્વે મહાપુરુષોના જણાવેલા સર્વ સિદ્ધાંતોથી મારું સકર્તાપદ મુક્તરૂપ હોઈ ન્યારું રહેલું છે. તે વાતને છુપી નહિ રાખતાં જગતભરમાં જાહેર ડંકો બજાવીને જણાવું છું.

**ચૈતન આપ ચિદ્‌રૂપ ચિત્ત સનમુખ, ધસમસ્યો ઉર વસ્યો ગગનગામી;**
**કહે કુવેર કિરપા નિધિ કૈવલ, સંગ છોડે નહિ સોહંગ કામી. કવન. ૪**

હે નિજપતિની આરતવાળા અંશ ! જે મહાદ નિજ ચૈતન સર્વજ્ઞ સજાણ જાણ પદ સર્વ અંશોના સાક્ષીરૂપે રહેલું છે. જેનું ચિદ્‌બ્રહ્મ સ્વરૂપ સર્વવ્યાપક હોઈ કોઈ સદ્‌ગુરુનો લાલ નિજલક્ષ દ્વારા ઊર્ધ્વ દષ્ટિએ ચિત્તને સન્મુખ કરે, તો ગગનગામી અંતરિક્ષમાં અરસ આસને બિરાજેલા પરમગુરુની પરમ કરુણા અતિવેગપૂર્વક નિજ સુરતા દ્વારા ઉપાસકના અંતરમાં ઉતરે છે. તે પળે પળ પરમગુરુના દર્શનનો ભાગ્યશાળી થવાથી

સોહંગ સ્વરૂપની એકતામાં અખંડ રહી શકે છે. પરમ વિશેષ પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે મારું નિજ સ્વરૂપ કૃપાનિધિ કૈવલમાંથી ઉદય થયેલો દ્વૈત ઉમંગ તેજ સોહંગ કામિ એટલે નિજપતિના અંતરનો આશકભાવ હોઈ પરમપતિનો સંગ છોડી ભિન્ન રહી શકતો નથી.



## પ્રભાતપદ-૭

કોટી જન મંત્રનું પુણ્ય પ્રગટ હવું, આજ અચરત નવું ભાગ્ય મારે;
અનંત બ્રહ્માંડનું ભરણ પોષણ કરે, તે હરિ ઉર ધરે નેહ લાહારે. કોટી. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છેકે સકર્તાપતિના અલૌકિક સુખનો અનુભવ કરનાર અધિકારી જન, કરોડો જન્મથી ગુરુ ભક્તિભાવ, સંતસેવા, સતસંગ, પરમમોક્ષની ઈચ્છા, સદ્‌વિચાર, સત્યની શોધ, ધર્મ નીતિ આચરણ, સંયુક્ત ઉર્ધ્વગતિના પુન્યનો ઉદય થતા સામ્રથ સદ્‌ગુરુનો મેલાપ કરી શકે છે. તેને સદ્‌ગુરુ લક્ષજ્ઞાન વડે આપનપુ અને પતિપદની એકતાનો અનુભવ થતાં તે પરમ ભાગ્યશાળી અતિ નવાઈ ભર્યા પરમસુખને પામવાથી આશ્ચર્યચકિત થાય છે. અગણિત બ્રહ્માંડોનું ભરણપોષણ સકર્તાપતિ અલૌકિક બાજ દિવ્ય દૃષ્ટિ દ્વારા કરી રહેલા છે. તે હેતપૂર્વક વહાલપણું હૃદયમાં ધારણ કરી મારી સાથે એકતા રાખે છે.

ત્રિગુણાતિત પદ દુર્લભ દેવને, શેષ વિરંચી શિવ ધ્યાન ધારે;
અચ્યુત અવ્યક્ત વિવ્યક્ત તે વરજીત, પરણવ પાંણ મમ કંઠ ડારે. કોટી. ૨

હે અંશ ! જે નિજપતિનું પરમશ્રેષ્ઠ પદ ત્રણ ગુણોથી પર આવેલું હોઈ તેને જાણવાની ઈચ્છાએ શેષનારાયણ, શિવ, બ્રહ્મા જેવા વિશેષ વિભૂતિવાન જેનું અહોનિશ ધ્યાન ધરે છે. છતાં એ પતિપદને સ્પષ્ટ સમજી શક્યા નથી. એવું જે પદ મોટી ગતિના દેવોને મેળવવું દુર્લભ છે, એવા જે પરમપતિ અચ્યુત એટલે ચલિત કે ખંડિત નહિ થઈ શકે એવા એક અદ્વૈત અદશ્ય સ્વયં સ્વરૂપે સર્વ રચનાથી ન્યારા હોઈ, એકાંતવાસી મહાશુન્યના વિશે જેનું અવિગત અટલ આસન આવેલું છે, તે પતિદેવે કરુણા દૃષ્ટિએ સ્નેહ ધરી સોહંગ પ્રણવરૂપી હાથ મારા કંઠમાં નાખ્યો છે. તે મારુ મહાન અહોભાગ્ય હોઈ જેની ઉપમા આપી પ્રશંસા થઈ શકે તેમ નથી.

અંશ ઉછાહની ચાહ ભઈ કામની, ભામની ભાવ ધરી કરે વિહારે;
લેત આલિંગન પરસ પરમાત્મા, ત્રિયા તન પલપલ નવ વિસારે. કોટી ૩

શ્રી પરમગુરુ દેવ જણાવે છે કે જે અંશ પરમપતિની પરમપ્રિયા થઈને સદા સદોદિત સનમુખતાએ આધિન થઈ રહે છે, તે અંશના અંતર હંગના ઉમંગની આરત ભરેલી ચાહનાથી પતિ સાથેના અતિ ઉત્તમ ભાવને હૃદયમાં ધારણ કરી પતિના અલૌકિક અનંગ રંગમાં રંગાઈને નિજપતિના પરમ આનંદનો વિહાર કરે છે. તથા પુનઃ પુનઃ સોહંગ સ્વામી સાથે સ્પર્શ કરતી વખતે ચુંબન લે છે. વળી પતિની આજ્ઞાને અનુસરતી હોઈ પળેપળ નિજપતિને વિસરતી નથી. એવી એની અચળ નિષ્ઠા જોઈ, પતિદેવ રીઝીને પોતાની અદ્‌ભુત ગતિનું પરમ અમૃતમય અભયદાન આપે છે.

આપ અદ્વૈત રહી દ્વૈત સંગે રમે, વિશ્વ વિલાસમે વારેવારે;
નિજ અનુકરમનો મરમ જન જો લહે, ફરક કરતા સદા જો વિચારે. કોટી ૪

હે સકર્તા સ્વામી ! આપ પોતે પોતાના સ્વધામમાં એકલા અદ્વૈત રહ્યા છો, છતાં આપની વ્યાપક ગતિની એકતા એ દ્વૈત એટલે આપથી ઉદય થએલા સ્વજાતિ સર્વે અંશોની સાથે હેતપૂર્વક સોહમ્ પ્રણવ દ્વારા વારંવાર રમણ કરો છો. જે બ્રહ્મ ભૂમિકાનું અતિ દિવ્ય જગત જેમાં બ્રહ્માનંદનો વિલાસ ભરચક ભરેલો છે. તે બ્રહ્મરૂપી વિશ્વના વિલાસી આપ પોતે હોઈ વારંવાર સર્વ અંશો ઉપર કૃપાદષ્ટિ રાખી મન ભાવતી મોજ કરાવી રહ્યા છો. આ પ્રમાણે સકર્તાપતિ આપના સ્વધામની અકળ ખૂબી જાણવા માટે નિજનો અનુક્રમ એટલે આપથી ઉદય પામેલા અંશોનો વિસ્તાર થયો છે, એ નિજની પ્રણાલિકાનો મર્મ પરમ ગુરુ કૃપાએ જાણી જે જન કાયમ અલૌકિક વિચાર કરશે તે હું બ્રહ્મ છું એ ભાવ છોડી સકર્તાપતિ અને અંશોના વચ્ચે કેટલો ફરક રહેલો છે ? તે યથાર્થ સમજી શકશે. ત્યારે હું પોતે અલ્પજ્ઞ હોઈ પતિ મહદ સર્વજ્ઞ-ગતિવાળા છે એવું જાણી પતિની અંતર ઉપાસના કરશે.

ભવજલ ભરમમેં અંશ અનવેગતિ, આપમેં આપકો તરે ને તારે;
ડુબતે નરનકુ તીરે તારણવત, અલગ કરતા વિના કો ઓધારે. કોટી. ૫

ભારતભૂમિમાં પૂર્વે થયેલા વેદ વેદાંત મતના સિદ્ધાંતવાળા મહાપુરુષો ભવરૂપ

બ્રહ્મજળ વિશે સ્થિર થયા છે. પરંતુ અનવે એટલે અંશની ગતિ બ્રહ્મથી અલગ રહેલી છે, છતાં તેઓની માન્યતા આપમેઆપ એટલે હું અને બ્રહ્મ એક જ રૂપ હોઈ જુદા નથી તો પછી એક અદ્વૈત બ્રહ્મમાં તરનાર કે તારનાર એમ દ્વૈતભાવ સંભવી સકતો નથી, તો કોણ કોને તારી શકે ? દૃષ્ટાંતે જેમ અગાધ જળના વિશે કોઈ માણસ ડુબતો હોય તો આપોઆપ તરી શકતો નથી. પરંતુ બીજો તારવાવાળો વ્યક્તિ હોય ત્યારે ડુબતાને બચાવી સામા તીરે પહોંચાડે છે. એવી રીતે બ્રહ્મજળથી સકર્તા સરજનહાર સજાતીય, તારવાવાળા, બ્રહ્મથી અલગ ન હોય તો અંશનો ઉદ્ધાર કોણ કરી શકે ? એ વિચારવા જેવું છે.

અવિગત અકલ કરતાર કરુણામય, સતગુરુ સે લહે સદ્‌વિચારે;
કહેં કુવેર ભવફેર ફારગત ભઈ, પરમ પદ મીલહી ભયો સકારે. કોટી. ૬

હે અકર્તા બ્રહ્મની ભાવનાવાળા સંતો ! સર્વ અંશોના સરજનહાર સકર્તા ધણી અવિગત અકળ હોઈ જેનું વિગતવાર વર્ણન થઈ શકે તેમ નથી. વળી અકળ હોવાને કારણે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ વિજાતી તત્ત્વોથી જાણી ન શકાય, એવા સગુણ-નિર્ગુણથી ન્યારા સક્ત સનાતન સ્વામી અપાર કરુણામય હોય, પ્રાણી માત્રના જીવનદાતા છે. એવા આદ્ય નિજકર્તાનો અવિગત લક્ષ મહાન સમર્થ સદ્‌ગુરુ જ લખાવી શકે છે. જેઓ તન, મન અને ધન અર્પણ કરી સદ્‌ગુરુના શરણાગત થયા છે. તેઓ સદ્‌ગુરુની કૃપાએ સતને વિચારી જડ ચેતનનો નિવેડો કરી સ્વસૂઝ મેળવી કૃતાર્થ થયા છે. પરમદયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે ભવના ફેરાની ફારગતિ એટલે છૂટાછેડા થવાથી તે અંશ સ્વ સ્વરૂપે થઈ નિજપતિના પરમપદમાં મળી પરમસુખનો આનંદ અનુભવે છે.

## પ્રભાતપદ-૮

સકલ વૈભવતણું કારજ હવે સર્યું, સચ્ચિદાનંદ આનંદ વરતું;
પિંડ બ્રહ્માંડનું સુત્ર સમ શોધતાં, બોધતાં બુધ અગાધ કરતું. સકલ. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે હે સંત સજ્જનો ! સકર્તા પતિનું પરમપદ પામ્યા પછી તે અંશને કોઈપણ પ્રકારની ઈચ્છા રહી શકતી નથી. જે પતિપદ સર્વે વૈભવોના મૂળ કારણરૂપે હોવાથી તે પદમાં સ્થિર થતાં અંશનું પરમકાર્ય પૂર્ણ થાય છે. તે નિજ પતિપદની અલૌકિક મહત્તા વર્ણવી શકાય તેમ નથી, જેની મહદ ચૈતન

સત્તા વડે સદ્‌ચિદ અને આનંદની લહેરનો પસારો સમસ્ત લોકમાં વ્યાપકરૂપે પ્રસરી રહ્યો છે.

એને યથાર્થ જાણવા સદ્‌ગુરુના લક્ષ દ્વારા સાવધ થઈને અતિ ઉજાગ્રતપણે જ્ઞાન ચક્ષુથી નિહાળી જોતાં, પિંડ માત્રથી લઈ બ્રહ્માંડભરમાં સળંગ સુત્રવત્ એક સોહમ્‌તાર સમ કહેતાં એકસરખો સ્થિર સર્વમાં રહેલો હોવા છતાં સર્વથી ન્યારો છે. એને જેમ છે તેમ પ્રત્યક્ષ જાણવા નિજ ગુરુગમની દિવ્ય દૃષ્ટિએ શોધ કરતાં કેવલ લક્ષનો અગાધ બોધ એટલે વારપાર વિનાનો અનુભવ પ્રગટ થાય છે; તે અનુભવના પોષણથી બુદ્ધિ મહા વિશાળ બને છે. જેથી અંશ સબળ ગતિની જાણ વડે આ બાજુ તથા તે બાજુની સઘળી રચનાને યથાર્થ જાણી શકે છે.

સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, જડ ચૈતન સરતું ને નરતું;
વસ્તુ વિચારતાં વિવિધ વગ નવ રહ્યું, અખિલ ભવ અંશોનો આદ્ય ધરતું. સકલ ૨

હે અંશ ! સ્થાવર ને જંગમ વિશ્વભરના સમસ્ત ઘાટો ચર કહેતાં બોલતા-ચાલતા તથા અચર એટલે સ્થિર, ચાલી ન શકે તેવા નાના-મોટા સઘળા ઘાટોમાં એક ચૈતન બ્રહ્મ વ્યાપી રહ્યું છે. છતાં દેહ દૃષ્ટિથી જોતાં સારાનરસાનો ભેદ ભાસે છે. પરંતુ વસ્તુસ્થિતિએ વિચારતાં અંતરલક્ષ દ્વારા અનુભવ કરવામાં આવે તો, જે સર્જનહારના શુદ્ધ સંકલ્પથી આ સમસ્ત જગત ઉત્પન્ન થયું છે, તે નિજકર્તાના પદમાં ન્યાયસહિત નિહાળતાં અનેક પ્રકારના વગ કહેતા પક્ષો એક પણ રહી શકતા નથી. એક સકર્તાપતિ સર્વ અંશોના સાક્ષી હોવાથી અંશોને ધારણ કરી રાખનાર મૂળ કારણરૂપ આદ્ય એટલે પ્રથમ હોઈ સર્વોપરી શ્રેષ્ઠ છે.

જીવ ને શિવ કેવલ કારણ લહ્યું, પુણ્યને પાપ અવતરતું ને મરતું;
થાપ ઉથાપ મન વ્યાપ સમજે સમ્યો, જકત જંજાલ ઉર આલ ધરતું. સકલ ૩

હે અંશ ! જીવ અને શીવના બે પ્રકાર કર્મના ભેદે મનાય છે. તે એવી રીતે કે શુભ કર્મનું આચરણ કરનાર શિવ અને અશુભ કર્મનું આચરણ કરનારને જીવ કહ્યા છે. આ બન્ને પુન્ય અને પાપ કરનારને જન્મ-મરણના ફેરા ફરવા પડે છે. વળી વેદમાં વિધિયુક્ત કર્મને પુન્ય માની સ્થાપન કરવામાં આવ્યું છે તેમજ નિષેધ કર્મને પાપ ગણીને

ઉત્થાપન કર્યું છે. પરંતુ આ બધી માપક હદ માન્યતાનું સર્જન વિસર્જન કરનાર મન જ છે. કર્મ બંધનથી મુક્ત થવા સદ્‌ગુરુ દ્વારા લક્ષબોધ લઈ અંતર ઉપાસના કરતાં જે મન જગત જંજાલની આલ એટલે વાસનાને ધારણ કરનાર હતું, તે મન ઉપાસના કરવાથી વ્યાપક સોહંગ બ્રહ્મમાં સમાઈ જતાં સર્વ પ્રકારની વાસના નષ્ટ થઈ જાય છે. ત્યારે અંશ નિજ સ્વરૂપને ઓળખી જીવ શિવનું કારણ એક કૈવલ જ છે, એમ સમજી મૂળપદમાં સ્થિર થાય છે.

**અંશ અસમિ અજભ્મવ વિષે ભોગીયો, જોગીયો જતમત તે જ સ્વરતું;**
**કહેં કુવેર યાહાં જુગલ અવિલોકતા, હું તારી મોજને આદ્ય ધરતું. સકલ. ૪**

અંશ જ્યાં સુધી પોતાને તથા નિજકર્તાને ન જાણી શકે ત્યાં સુધી તેનો તત્ત્વ અસ્મીનો દાવો છૂટતો નથી. નિજકર્તાની ક્રિયાવૃત્તિથી તત્ત્વોના ભાગ ઓછાવત્તા પોખાયેલા હોવાથી તે પ્રમાણે સામાન્ય, વિશેષ જ્યાં જેવો ઘાટ ત્યાં તેવા રૂપે થઈને અંશ મહાલે છે. જેમ બ્રહ્માના દેહમાં વસનાર અંશ માને છે કે હું બ્રહ્મા છું. મહાદેવના શરીરમાં વસેલો અંશ કહે છે કે હું મહેશ છું. એમ દેહોસ્મીને વશ થઈ જેને જેટલો અધિકાર મળ્યો ત્યાં તે પ્રમાણે પ્રકૃતિના પ્રભાવમાં પોતાના સ્વરૂપને ભૂલી ગયા છે તથા યોગીપુરુષો યોગના અષ્ટાંગ સાધન દ્વારા રેચક પૂરક કુંભક કરી સમાધિ સાધે છે. ત્યારે બ્રહ્મરંધ્રમાં સ્વરને સ્થિર કરી જ્યોતિ સ્વરૂપને જોઈ મસ્ત બની દેહનું ભાન ભૂલી જાય છે. ત્યાં તે જ્યોતિ પ્રકાશને જોઈ એ પ્રકાશ જ મારું રૂપ છે એમ સમજી અહમ્ બ્રહ્માસ્મીના દાવામાં અટકી ગયા, જેથી પોતાને જાણી શક્યા નથી. ઉપર કહી બતાવ્યા મુજબ યાંહાં જુગલ એટલે સગુણકૃત ને નિર્ગુણ બ્રહ્મનો નિવેડો લાવી નિરાળા થઈ કોઈ નિજકર્તાને મળી શક્યા નથી. એ સકર્તા પતિની મહદ નિજ ચૈતન લહેર હું પોતે હોઈ ભગવાન કરુણાસાગર કહે છે કે હે સકર્તાપતિ ! તમો મારા આદિ કારણરૂપ પરમ શ્રેષ્ઠ છો. જેથી તમારી સાથે અખંડ એકતારૂપે એકમેક રહું છું.



## પ્રભાતપદ-૯

**મોજમે મસ્ત અલમસ્ત અનવે ફરું દીન ઉર નવ ધરું ભિન્ન ભાગી;**
**અગમ અદ્વૈત મે દ્વૈત એકતાપણું, જ્ઞાન ગણતી તણું ભાન ત્યાગી. મોજમે. ૧**

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે સકર્તા સત કૈવલમાંથી ઉપજેલી અલૌકિક મોજ તે મહદ્ ચૈતન લહેર, ભિન્ન હોવા છતાં પુષ્પ સુગંધીના ન્યાયે સદાય નિજમાં રહેલી છે. તે મોજના અનેરા આનંદની અનુપમ દશામાં મસ્ત થઈ સમસ્ત લોકના આધાર રૂપ હોવા છતાં સર્વ લોકથી ન્યારો હોઈ નિર્ભયપણે ફરું છું. અનંત બ્રહ્માંડની ઐશ્વર્યતાનો અખૂટ ખજાનો જેમાં અનેક પ્રકારની સમૃદ્ધિ ભરેલી છે, તેનો સંચાલક હું પોતે હોઈ મારે કોઈ પણ જાતની દીનતા ધારણ કરવી પડતી નથી. કારણ કે નિજપતિના અગમ અદ્વૈત પદમાં જ્યાં કોઈની ગમગતિ પહોંચી શકતી નથી, તે અદ્વૈત પદમાંથી દ્વૈત થઈને સોહંગ સ્વરૂપે રમણ કરવા છતાં અદ્વૈતની સાથે એકતા રાખી અભેદ ભાવે નિરંતર રહું છું. નિજકર્તાથી રચાયેલ સમસ્ત સૃષ્ટિના સ્થાવર-જંગમ નામરૂપ ગુણવાળા ઘાટોની ગણત્રીનું ભાન એટલે યાદીને ત્યજી દઈ કૈવલપતિના સ્વરૂપની અંતરદશામાં એકમેક રહી પરમાનંદ અનુભવું છું.

વિશ્વ વિલાસ અતિહાસ અનવે ગતિ, રતિપતિની મતિ પ્રેમ પાગી;
અંતઃકરણ ગુણ ઈંદ્રી એકાદશ, સહિત પ્રકૃત મમ વ્રહીત જાગી. મોજમે. ૨

હે અંશ ! ઉપર દર્શાવ્યા પ્રમાણે કૈવલપદનો અલૌકિક આનંદ વિશ્વભરના સર્વ દશ્ય-અદશ્ય વિલાસોથી અનવે કહેતાં અલગ હોઈ તેને પ્રાપ્ત કરવાનો લક્ષ પરમગુરુની કૃપાથી બક્ષિસ મળે છે. માટે પરમગુરુનો ઉપાસક થઈ નિજલક્ષની વારંવાર માંગણી કરજે, એવી પવિત્ર માંગણી જોઈ પરમગુરુ ગતિ આપશે. દ્દષ્ટાંતે રતિપતિ એટલે કામદેવ અને તેની આસક્તિનો નરનારીની દૃષ્ટિમાં પરસ્પરનો જેવો પ્રેમ હોય છે તેવા અનિન પ્રેમના આવેશમાં તું ચકચૂર થઈ અંતરહંગના શુદ્ધ ભાવથી નિજકર્તાના સર્વજ્ઞ હંગનું લક્ષ ભજન કરજે, તે લક્ષ ભજનના પ્રતાપે ચાર અંતઃકરણ, ત્રણ ગુણ તેમજ અગિયાર ઈન્દ્રિયો અને પુરુષ પ્રકૃતિ સહ પતિ પ્રાપ્તિના તીવ્ર વૈરાગમાં વિરહાતુર બની ઊર્ધ્વ દૃષ્ટિએ એકમુખી ક્રિયાવાળા થશે ત્યારે તું મમ કહેતાં મારા સજાણ શરણને પ્રાપ્ત કરી શકીશ.

કીટ પતંગ અજ વિષ્ણુ એકી વગે, વસ્તુ જોતાં ઉદે અસ્ત આગી;
શિવ શક્તિ પુની શેષ સત્ ઈશ્વર, પુષ્ટિ પ્રકૃત ભઈ પ્રત પાગી. મોજમે ૩

હે અંશ ! પતિપદ પામવાની આરત પૂર્ણ કરવા વિરહ વૈરાગના તપમાં તપીને તું પ્રકૃતિ તત્ત્વની વાસનાથી છૂટો થઈ તારી સ્વરૂપ સ્થિતિને લાયક થયો છે. તો હવે નિર્મળ

થયેલી દૃષ્ટિએ જોતાં તને જણાશે કે કીટ પતંગથી લઈ બ્રહ્મા, વિષ્ણુ તથા શિવશક્તિ તેમજ શેષ નારાયણની આદ્ય લઈ જે જે વિશેષ ગતિની વિભૂતિવાળા સમસ્ત ઘાટો પ્રકૃતિના પોષણથી પુષ્ટિ પામીને ભિન્ન ભિન્ન ઐશ્વર્ય વિભૂતિના અધિકારવાળા દેખાય છે, તેઓને જગતના ધર્માચાર્યોએ નિજજ્ઞાનના અભાવે તે જ સાચા ઈશ્વર છે એમ સમજાવી જગતના જીવોને નિજકર્તાના નામની નકલ બનાવી ભરમાવી દીધા છે. હે અંશ ! ન્યાયદૃષ્ટિએ આદિ અંતનો વિચાર કરી જોતાં નિશ્ચય થાય છે કે જેનો ઉદય થયો તેનો અસ્ત એક દિવસ જરૂરથી હોઈ નિત્ય રહી શકતા નથી; પરંતુ અસલ મૂળ વસ્તુ જોતાં અંશ અંશીપદ ઉદય અસ્તની ઘટનાથી આગી એટલે ઘણા દૂર અગમ્ય હોવાથી ત્યાં કોઈની ગતિમતિ પહોંચી શકતી નથી.

વેશ વિચિત્ર બહુ ભાત વિવિધી વિધ, લક્ષ જોતા નહિ પક્ષ રાગી;
સ્વે સર્વજ્ઞતન અહંગ અનભે જગી, દ્વેષ દુતીયો દધી સ્વેત જાગી. મોજમે ૪

હે અંશ ! આખા વૈરાટમાં દૃષ્ટિ ફેરવીને તીક્ષ્ણ બુદ્ધિથી તું જો, કારણ કે મહુર જંતુથી લઈ પ્રકૃતિ પુરુષ સુધીના પંચભૌતિક વેશ એટલે ઘાટો ચિત્ર-વિચિત્ર બહુ ભાતના ઠાઠવાળા આ બાજુ તથા તે બાજુ જુદી જુદી જાતના અનેક પ્રકારે ગોઠવેલા છે. આમ ખરું વિચારતા સઘળો વિલાસ પ્રકૃતિનો હોવાથી નિજલક્ષની દૃષ્ટિએ જોતા અન્ય વિજાતિ પ્રકૃતિ પક્ષનો કોઈ રાગ રહી શકતો નથી. તે અંશને દ્વેષ દુતિયો કહેતા બીજા પ્રકૃતિના વિલાસ ઉપર તિરસ્કાર આવતાં અંતરમાં અભયપદ પામવાનો શુદ્ધ ભાવ જાગે છે. ત્યારે સ્વે સર્વજ્ઞ તન એટલે પરમગુરુનો અકળ જે દિવ્ય દેહ સોહંગ સાગર સ્વરૂપે સર્વવ્યાપક હોઈ જેમાં અનેક કરુણાઓ સમાઇને રહેલી છે. દધી કહેતાં તે સાગરમાંથી ઉઠતી કરુણાની લહેરનું પોષણ જાગૃત થયેલા અતિ ઉજાગ્રત દશાના અંશને મળતા આપનપુ તેમજ નિજકર્તાનો વેત્તા થઈ પતિના ઘરનું અખંડ સુખ ભોગવે છે.

એકોહં વ્યાપી દુતી નાસ્તી કૃષ્ણે કહ્યું, ઈશપદ શું રહ્યું જુઓ ને જાગી;
કહેં કુવેર સર્વ સાર સિદ્ધાંત એ, નિજપતિ પરમ શુદ્ધ કોહુ ન લાગી. મોજમે. ૫

હે નિજપતિની આરતવાળા અંશ ! શ્રીકૃષ્ણ અકર્તા વ્યાપક બ્રહ્મના સિદ્ધાંતને અનુસરીને કહે છે કે એકોહં વ્યાપી એટલે હું એક સર્વ વ્યાપક છું. અને દુતિ નાસ્તિ કહેતાં બીજું કંઈ મારા સિવાય છે જ નહિ. એ મત પ્રમાણે ઈશ્વરપદ રહી શકતું નથી. ઈશ્વરપદના

અભાવે ભક્તિ, જ્ઞાન, વૈરાગ, ઉપાસના કે ગુરુધર્મ રહી શકે નહિ ત્યારે ઉપાસના કે ગુરુધર્મ વિના જીવદશા જતી નથી. તે જીવદશાને દૂર કરવા માટે સામાન્ય કે વિશેષ અંશોને શિર ઉપર ગુરુપદ ધારણ કરવું પડે છે. તે સમર્થ સદ્ગુરુનો લક્ષબોધ લઈ તેમના શરણાગત થવાથી સદ્ગુરુ કૃપાએ જીવ શિવના સંશય મટી જવાથી સ્વતંત્ર પદને ઓળખી શકે છે. તે સ્વતંત્રપદ અતિ વિશુદ્ધ અને સર્વજ્ઞ હોઈ માયાના આવરણથી ઘેરાતું નથી. ત્યારે જીવ અલ્પજ્ઞ તેમજ પરતંત્ર હોઈ માયાના આવરણથી ઘેરાયેલા દેખાય છે. તે જીવોને મુક્ત થવા માટે વેદમાં નિયમ પાળવાનું બતાવ્યું છે તે વિધિ નિષેધ કર્મના બે પ્રકાર બતાવેલા છે, તેમાં ઉત્તમ કર્મ આચરવા અને અશુભ કર્મ નહિ કરવા. આ નિયમ બ્રહ્મને લાગુ પડતો નથી છતાં જગતનો અભાવ બતાવે છે અને શ્રીકૃષ્ણ કહે છે કે હું સર્વવ્યાપક છું તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે એક બ્રહ્મ વિના બીજું કંઈ નથી ત્યારે બ્રહ્મ વ્યાપક થયું શામાં ? દ્વૈત ના હોય તો વ્યાપક કહેવું અસંભવિત ઠરે છે. અદ્વૈત બ્રહ્મમાં દ્વૈતભાવ જ નથી, તો દુતી નાસ્તિ એવું જ્ઞાન થયું કોને—એ વિચારવા જેવું છે. કારણ કે અક્રિય બ્રહ્મમાં સંકલ્પ, સક્રિયપણું, ઈચ્છા, ચૈતનતા અને જાણપણું છે જ નહિ. તો જગત ઉત્પન્ન કર્યું કઈ રીતે ? તે અકર્તા મતને અનુસરનાર યથાર્થ સમજી શક્યા નથી એમ સિદ્ધ થાય છે. વળી વ્યાપક બ્રહ્મ અમાપ હોવાથી માપક બની શકતું નથી. ત્યારે આપણી દૃષ્ટિ સમક્ષ સમસ્ત જગત માપક જોવામાં આવે છે. અને તે જગતની રચના વિધ વિધ પ્રકારની થયેલી દેખાય છે. તેને સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર ગમે તેટલું જુએ છતાં યથાર્થ સમજી શકશે નહિ. છેવટે નેતિ કહી મૌન રહેવું પડશે. વળી એક અદ્વૈત વ્યાપક બ્રહ્મમાં બીજો ભાવ જ નથી ત્યારે ભજવું શું ? અને ત્યજવું શું ? એ લક્ષણા અદ્વૈતમાં ઘટતી નથી. વળી જગતમાં અનેક પ્રકારના ભેદ દેખાય છે. ગ્રહી, ત્યાગી, જ્ઞાની, અજ્ઞાની, યોગી, ભોગી તેમજ ડાહ્યા, મૂર્ખા, પુન્યવાન, પાપી, સુખી, દુઃખી, સ્વર્ગ અને નર્ક તથા આવવું-જવું, જન્મવું અને મરવું, લક્ષચોરાસીના ફેરા ફરવા—આ બધા ભેદ અદ્વૈત બ્રહ્મમાં સંભવે છે ખરા ? ન્યાયદૃષ્ટિએ જોતાં શ્રીકૃષ્ણ તથા અકર્તામતને અનુસરનાર ધર્મચાર્યો સમજીને બોલ્યા હોય એમ જણાતું નથી. તો પછી ઉપર દર્શાવ્યા મુજબ ન્યાયદૃષ્ટિથી વિચારી જોતાં જગતનો કર્તા છે એમ કહેતાં તમને શાની શરમ આવે છે ? માટે જાગૃત થઈને જોશો તો જગતનો કર્તા છે, એમ નિશ્ચય સમજાયા સિવાય રહી શકાશે નહિ. પરમ કૃપાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે સર્વ સિદ્ધાંતનો સાર તો અક્રત બ્રહ્મ છે, પરંતુ બ્રહ્મપ્રકાશના પ્રકાશક સકર્તા સર્જનહાર

હોઈ એમના પરમપદને પામવાની પરમસૂઝ ગુરુગમ ગતિ નહિ જાણવાને કારણે અત્યાર સુધી કોઈની દૃષ્ટિ નિજકર્તા પદમાં લાગી નથી; એમ જાણવું.

## પ્રભાતપદ-૧૦

ભરમ તજી ભાવ ધરો ભૂરચા માનવી, જાનવી ગુરુ લક્ષે જ્ઞાન ઝીલો;
જ્ઞાન ગંગા તણું પરસતાં પારખું, અહંગ ઉદ્યોત અઘ ભરમ ભૂલો. ભરમ. ૧

હે મનુષ્ય ! અનેક મતપંથની ઉપાસનાઓ સંશયયુક્ત ભ્રમથી ભરેલી ભુચરખાતાની ભ્રમણાઓને ત્યાગી, હૃદયમાં નિજપતિપદ પામવાનો ભાવ ધારણ કરીને તું જાગ્રત થા. અંતરિક્ષથી આવતી અવિરલ જ્ઞાનગંગાની ધારામાં સદ્‌ગુરુ લક્ષ દ્વારા ઝીલીને એટલે સ્નાન કરી તું શુદ્ધ નિર્મળ પવિત્ર થા. હે અંશ ! પરમગુરુના દિવ્યજ્ઞાન ગંગાજળનો સ્પર્શ કરતાં તારા નિજ સ્વરૂપને યથાર્થ પારખી શકીશ ત્યારે સ્વ સ્વરૂપનો ઉદ્યોત એટલે સ્વ અનુભવનો પ્રકાશ થશે. તે પ્રકાશથી તારા અનેક જન્મનો અજ્ઞાન યુક્ત પાપસહ ભ્રાંતિરૂપ સઘળો અંધકાર દૂર થઈ જશે.

કામને ક્રોધ મન વ્રોધ અહંકાર મદ, સો સદ પરહરિ પ્રેમ પી લો;
રાત દિન રસબસ એકતા અનુસરો, ધ્યાન હરદે ધરો માન મેલો. ભરમ. ૨

હે અંશ ! નિજપતિના માર્ગે ચાલતાં કામ, ક્રોધ, મન અને અહંકાર વિરોધ કરી, રોકી રાખનાર છે. તેમજ મલીન મનના વાસનામય ઉઠતા સંકલ્પ, તદ્‌ઉપરાંત અહંકારનો મિથ્યા મદ પણ ભાન ભૂલાવનારો છે. એ સર્વનો પ્રતિજ્ઞાપૂર્વક ત્યાગ કરીને ગુરુની અનિન ભક્તિનો પ્રેમરસ પીવા નિજલક્ષને રાત-દિવસ અનુસરી, પરમગુરુના સોહંગ ચરણની એકતામાં રહેવા અતિ ઉજાગ્રત રહી તેમજ સુરત, નૂરતમાં સમાવી, સદ્‌ગુરુના વચન પ્રમાણે દેહોસ્મિના મીથ્યામાનને મૂકી પરમગુરુના નિત્ય સ્વરૂપનું ધ્યાન, નિજ હૃદયમાં અહોનિશ ધરવું, જેથી તું તારા નિજ સ્વરૂપને તેમજ પતિપદને સરળતાપૂર્વક જાણી શકીશ.

નિજપતિ પરમ પરપંચની પર સદા, રચ મદા તે સદા રહે એકીલો;
અલખ અમાપ લખ માપ મમતા ધરી, અખિલ ચહુ અંશ થઈ ખલક ખીલ્યો. ભરમ. ૩

હે અંશ ! નિજ પરમપતિ સકર્તા સર્જનહાર પાંચે તત્ત્વોની સમસ્ત જગત રચનાના

મદ એટલે અભિમાનથી પર ન્યારા હોઈ, સદા સદોદિત મહદ અવિગત શૂન્યમાં અદ્વૈતરૂપે એકલા રહેલા છે. તેઓ પોતે સર્વ સજાણ જાણ ગતિમાં પૂર્ણ હોઈ અક્ષરાતીત એટલે અક્ષરોના લેખમાં ના આવી શકે એવા અલેખ અને અમાપ છે. જ્યારે તે સકર્તાપતિને દ્વૈત ઉમંગ ઉત્પન્ન થયો ત્યારે અખિલ કહેતા ખીલ્યા વિનાના અદ્વૈત સ્વરૂપે હતા, છતાં શુદ્ધ સંકલ્પ કરીને પંચવૃત્તિ દ્વારા ખીલીને વ્યષ્ટિ સમષ્ટિની આદ્ય લઈ સ્થાવર જંગમ ચહુ કહેતાં, ચારે ખાણ સહિત લખી શકાય એવા માપક ઘાટોમાં સકર્તાપતિએ છટ્ઠી અંશવૃત્તિના અંશો પ્રેરક કર્યા; તે અંશો વિજાતીય તત્ત્વોના સંગદોષે કરી માપક ઘાટોની મમતાવાળા થયા. આવી રીતે નિજકર્તાએ અંશો મારફતે ખલક એટલે જગતનો ખેલ ચોતરફ ખીલાવ્યો છે.

સકલ સિદ્ધાંતનું સાર સંતો કને, પ્રીછવા પેર ત્યાં મન મેલો;
પરમ અર્થી સદા સંત અમી અરણવ, પ્રણવ પુરુષ પરસાવે વહેલો. ભરમ ૪

નિજ ઘરને પામવાની આરતવાળા હે અંશ ! સર્વ સિદ્ધાંતોનો સાર જે નિજ ચૈતન લક્ષ છે તે અંતર દશાના સંપૂર્ણ હિમાયતી, વ્યાપક ગતિના અલેખ સંતની પાસે રહેલો છે. એ લક્ષને ઓળખવાની યુક્તિ જાણવાની જિજ્ઞાસાવાળા ઉપાસકે પોતાનું મન અલેખ સંતના શરણમાં મૂકી સંતને આધિન થઈ રહેવું. તે સંત પરમ દયાળુ અમૃતના સાગરસમાન હોઈ સદાને માટે પરમ પદના અતિ ઉદાર દાતાર છે. જેથી શરણે આવેલાને કૃપા કરી તરત જ પુરવેશ્વર સોહંગ પુરુષનો સ્પર્શ કરાવી આપે છે.

આપ નિજ અંશ કરતારનો લક્ષજે, સદ્‌ગુરુ અર્થ દે તર્ત સહેલો;
કહે કુવેર જંજાલ જન તું ટળે, જઈ મળે જ્યાં હું તો પૂરવ પહેલો. ભરમ. ૫

ઉપર દર્શાવ્યા પ્રમાણે અપાર કરુણામય સોહંગ સદ્‌ગુરુ સ્વરૂપનો સંગ કરવાથી ઉગ્ર અનુભવ પ્રગટ થાય છે. જેથી તે અંશ નિજસ્વરૂપને જાણી શકે છે. ત્યારે સકર્તાના અવિગત લક્ષ દ્વારા હંગેહંગની એકતાનો અલૌકિક મર્મ સમર્થ સદ્‌ગુરુ કૃપા કરી અંશને સહેલાઈથી તુરત જ બક્ષિસ આપે છે. પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છેકે હે ઉપાસક જન ! તારી જન્મ-મરણની જંજાળ ટળી જવાથી પ્રથમ તું જે નિજ ઘરથી આવ્યો હતો તે ઘેર જઈ નિજપતિનો મેળાપ કરીને પરમપદના સુખને અખંડ ભોગવી શકીશ.

# નરવેદ સાગર મહારાજ કૃત



## પ્રભાત : ૧

જાગીયે કૃપાલ કુવેર, પ્રગટ ભાણ ભયેવું;
રવિ પ્રકાશ ભાષ દેખ, ઉડઘન અલપયેઉ. જાગીયે. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાન ગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, અજ્ઞાનરૂપી નિદ્રામાં સુતેલા હે જીવ ! તમે જાગૃત થાવ, કૃપાના સાગર પરમપદ દાતા પરમગુરુ સૂર્યરૂપે પ્રગટ થયા છે. જેમ સૂર્યના પ્રકાશને જોતા ઉડઘન એટલે તારાઓ અદશ્ય થઈ જાય છે તેમ સૂર્યરૂપી પરમગુરુના કૈવલજ્ઞાનપ્રકાશને જોતાં જગતમાં ચાલતાં સગુણ નિર્ગુણના સર્વ સિદ્ધાંતો અસ્ત થઈ જાય છે.

પુરકી આદ્ય અખિલ લોક, ખલક ખલભલયેવું;
ઉલટ સુલટ દેશ દેશ કે, પંથી મઘ વિલસયેવું. જાગીયે. ૨

સર્વ દેવપુરીઓની આદ્ય લઈ જગતમાં જેટલા શહેર, નગર અને ગામ આવેલા છે તેમાં વસતા નરનારી કે પ્રાણીમાત્ર પોતાની ઈચ્છા પ્રમાણે જેને જેવું રૂચતું હોય તે મુજબ ઉલટ સુલટ કહેતાં શુભાશુભ જ્યાં જેવા ઘાટ છે તે તેની રચના મુજબ સૂર્યોદય થતાં પોતે પોતાના પંથે પડી જુદા જુદા પ્રકારની મન માનેલી ક્રિયા કરે છે. ઉપર જણાવ્યા પ્રમાણે દષ્ટાંતના ન્યાયે પરમગુરુ રૂપી સૂર્યના અનુભવ ઉદયથી જ્ઞાન પ્રકાશ પડતાં જે કોઈ સામાન્ય વિશેષ અંશોનું અજ્ઞાન દૂર થયું તેના અંતરચક્ષુ ખુલ્યાં છે. તેવા મુમુક્ષુ ગુરુ, ઉપાસીજનો ઊર્ધ્વ દષ્ટિના ઉત્તમ આદરથી પ્રણવના પંથે ગમન કરી નિજાનંદ અનુભવે છે. જેને ઉપર દર્શાવ્યા મુજબ સમજ નથી પડી એવા જન બાહ્ય જડ ઉપાસનામાં અટકી રહ્યા છે.

ઓર સકલ બન વિહંગ, જાગૃત ઉમંગયેવું;
નિશિચર નિરખન કે નૈન, ઉલકકે ઉલઝયેવું. જાગીયે. ૩

હે ગુરુભક્તિની ઈચ્છાવાળા પ્રેમીજનો ! જેમ સૂર્યના પ્રકાશને જોઈ વનમાં વસતા

સર્વ પ્રાણીઓ, આકાશમાં ઉડતાં પક્ષીઓ, પૂર્ણ જાગૃત થઈ ઉમંગમાં આવી આનંદ કરે છે, એનાથી ઉલટું સૂર્ય વિમુખી નિશિચર એટલે ઘુવડ આંખો મીંચી સંતાઈ જાય છે, અને રાત પડે છે ત્યારે હર્ષમાં આવી મનની ઈચ્છા પ્રમાણે આમતેમ ફરે છે. એ દૃષ્ટાંતના ન્યાયે પરમગુરુ રૂપી સૂર્યના ચૈતન લક્ષ જ્ઞાનના પ્રકાશને જોઈ જગતરૂપી વનમાં વસેલા મનુષ્યો સગુણ તથા નિર્ગુણના ઉપાસકો, પરમગુરૂના અગાધ જ્ઞાનની પ્રચંડ ગર્જના સાંભળતાની સાથે સાવધ બની આતુરતાપૂર્વક અંતર લક્ષમાં જાગૃત થાય છે. જ્યારે બીજા કર્મકાંડની જડ ઉપાસના કરવાવાળા જીવો જ્ઞાનરૂપી સૂર્યથી વિમુખ રહી અજ્ઞાનરૂપી રાત્રીમાં બાહ્ય દૃષ્ટિથી જોનાર જપ, તપ, તીર્થ અને વ્રતમાં વિશ્વાસ લાવી સત્ય સમજ વિના જ્યાં ત્યાં ભટકી રહ્યા છે.

ઓર સકલ દ્વાર ત્વાર, જન દરશ ઠાડેવું;
નારણદાસ અનિન આશ, ચરણ ચિત્ત ચયેવું. જાગીયે. ૪

હે પરમગુરૂ ! આપના લક્ષજ્ઞાનથી જાગૃત થયેલા સર્વ પ્રેમીજનો તુરત જ તમારે દ્વારે આવી દર્શન કરવા ઉભા રહ્યા છે, તે અરજ ગુજારીને આપ દયાળુને વિનવતા કલ્યાણની માંગણી કરી રહ્યા છે. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે કૃપાનિધિ પરમગુરૂ દેવ ! મારા ચિત્તમાં એક અનિન ઈચ્છા આપના ચરણ કમળની હોય તે સિવાય અન્ય કાંઈ માંગતો નથી.




પર હરીયે નાથ નિંદ, ભોર ભયે ભવના;
કેવલ નિજ અંશ કુવેર, કરૂણાસિંધુ સહુના. પરહરીયે. ૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે મહાન સમર્થ પરમગુરૂ નિજનાથ ! આપના કૈવલજ્ઞાન પ્રકાશથી ભવના વિશે છવાયેલું જીજ્ઞાસુ જનોના હૃદયનું અજ્ઞાનરૂપી અંધારૂં હણાઈ જતાં આત્મ ઉદયરૂપી પ્રભાત થયું છે. આપ પોતે કૈવલના મહદ નિજ અંશ હોઈ, હે કરૂણાસિંધુ ! સર્વ જીવો પર મહેર કરી નિજપતિ પદ ઓળખાવવાના હેતુથી અવ્યાક્ત દિવ્ય વિભૂતિનું શરીર ધારણ કરી સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થયા છે.

તિમ્રકે પ્રકાશ નાથ, ભાસ દેખી રબના;
પ્રફુલિત ઋતુમાંહી કરત, ગવન શિતલ પવના. પરહરિયે. ૨

જેમ રબ કહેતાં સૂર્યના પ્રકાશથી અંધકાર નાશ પામે છે. તેમજ પ્રફુલિત ઋતુમાં શિતલ અને મધુર પવન શરીર માત્રને સ્પર્શતાં શાંતિ આપે છે. ઉપરોક્ત દૃષ્ટાંતના ન્યાયે મહાન સમર્થ પરમગુરૂ રૂપી સૂર્યના ચૈતનજ્ઞાન પ્રકાશથી અજ્ઞાનરૂપી અંધકાર દૂર થઈ જાય છે. તેમજ જીજ્ઞાસુ જીવોના હૃદયમાં ગુરુભક્તિ ભાવનાની પ્રફુલિત આરતરૂપી ઋતુ જાગૃત થાય છે, ત્યારે સંસારની આસક્તિ છૂટી જાય છે અને તીવ્ર વૈરાગરૂપી વાયુ પ્રગટ થવાથી આધિ, વ્યાધિ અને ઉપાધિ એ ત્રણે પ્રકારના તાપો દૂર થાય છે.

કરમ યોગી સજન લગે, નીતિ કે નેમ નવના;
ઓર ભોગી ભોગ તજે, તનુ ત્રિયા વૈભવના. પરહરિયે. ૩

સૂર્યોદય પહેલાં યોગી પુરૂષો યોગની પૂર્ણ કક્ષાએ પહોંચવા નવા નીતિ નિયમો સજીને સાવધ થાય છે. તેમજ સંસારના રજોગુણી વિલાસ ભોગવતા સ્ત્રી-પુરૂષો વૈભવના મોહને ત્યજી સ્નાન કરી પવિત્ર બની મનને સ્વચ્છ કરે છે. ઉપર કહી જણાવ્યા મુજબ પરમગુરૂના અનુભવ પ્રકાશથી જેના હૃદય પ્રદેશનું અજ્ઞાન દૂર થયું છે એવા સાધક પરમગુરૂના વચનને અનુસરી અંશ અંશીપદનો યોગ કરવા અતિ ઉજાગ્રત દશામાં રહે છે. અને સંસારમાં વસતા નરનારી ગુરૂભક્તિની પ્રીતિમાં જોડાઈને તન મનના વિકારને ત્યજી શ્રદ્ધા સહિત અંતર ઉપાસના કરે છે.

અંતરયામી લહત સકલ, ટેરતહુ મમ તવના;
નારણદાસ કરત આશ, દર્શનકી સદવના. પરહરિયે ૪

હે કૃપાનિધિ પ્રભુ ! આપ સર્વ જીવ માત્રની અંતર ઈચ્છાને જાણવાવાળા હોઈ નિજજ્ઞાન શબ્દની ટકોર દ્વારા મને જાગૃત કર્યો છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે પરમગુરૂ પતિદેવ ! હું તો મારા હૃદયમાં હંમેશા સદાને માટે એક આપના દર્શનની જ આશા રાખી રહ્યો છું.

##  પ્રભાતપદ-૩ 

ઉઠીયે અનુભવાનંદ, ફંદ ફરક હંસા;
કલીમલ હરનન કુવેર, કેવલ નિજ અંશા. ઉઠીયે. ૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે મહાન સમર્થ કૃપાનિધિ પ્રભુ ! આપ કેવલપતિના મહાદ નિજ અંશ હોઈ, સમસ્ત વિશ્વના જીવમાત્ર પર કરૂણા કરી, શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થયા છો, તેથી મહા કઠણ કલીકાળના સમયમાં જિજ્ઞાસુ જીવોને લક્ષબોધ આપી, વિષય વિકારોના પાપને હણી લઈ નિર્મળ કર્યા છે. આપ સર્વાતિત સર્વેશ્વર પુરૂષ હોઈ, માયાના ફંદથી હંમેશા અલગ રહેલા છો. જેથી શરણે આવેલા જીવોને ગુરૂગમ દ્વારા નિજાનંદનો અનુભવ કરાવવા સોહંગ સ્વરૂપનો લક્ષ આપ્યો છે.

અતિ ઉજાગર આગર સાગર, જાગૃત પરમહંસા;
અવિગત મત અરૂઢ અકલ, સકલ પર પરંસા. ઉઠીયે. ૨

હે પરમગુરૂ દેવ ! આપ જાગૃતમાં અતિ ઉજાગ્રત હોઈ, આપનો સર્વોત્તમ સકર્તા સિદ્ધાંત, સર્વ સિદ્ધાંતોમાં આગળ એટલે સર્વોપરી છે તથા આપ નિજ કેવલપતિના પ્રથમ સર્વજ્ઞ મહાદ અંશ હોઈ સોહમ સાગરના વિશે આપની સજાણ જાણ દ્વારા અખંડ જાગૃત રહો છો. આપનો મત અવિગત અને અકળ હોઈ, જેને જાણીને વિગતવાર કોઈ કહી શક્યું નથી. અરૂઢ એટલે આપ જગતભરની મર્યાદિત રૂઢિઓ તેમજ સઘળી રચનાથી ન્યારા છો. જેથી આપને કોઈ જાણી શક્યું નથી.

દિવ્ય જ્ઞાન ગતિ અમાન, માન મ્રદન કંસા;
જગ જીવ મુક્તાવન પાવન, કરન હરન સંસા. ઉઠીયે. ૩

હે પરમગુરૂ પતિદેવ ! આપનું જ્ઞાન અતિ મહાન તેજસ્વી હોઈ જ્ઞાનગતિનો પ્રકાશ પાડી અંશોને થયેલા દેહોસ્મિના મનના માનરૂપી કંસનો નાશ કરી; આપે જગતના જીવોને કર્મબંધનથી છોડાવી; શુદ્ધ પવિત્ર કરી; સર્વ પ્રકારના સંશયોને હણી લઈ; આપનપુ અને પતિપદનો અનુભવ કરાવ્યો છે.

આયેહો કરતા કુલ દેખનકુ, આપ ઉપાયેકી વંશા;
નારણદાસ કરત આશ, મુખ જોવનકી મંસા. ઉઠીયે. ૪

હે મહાન સમર્થ કૃપાનિધિ ભગવાન ! આપ પોતે કૈવલ હોઈ આપના ઉત્પન્ન કરેલા સ્વજાતીય અંશોને પોતાનાથી ભિન્ન થયેલાને દુઃખી જોઈ તેઓના ઉપર દયા કરી નિજ લક્ષ લખાવવા, અવ્યક્ત વિભૂતિનો દિવ્ય દેહ ધારણ કરી જગતમાં અંશોનું કલ્યાણ કરવા સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થયા છો. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે પરમગુરૂ દેવ ! આપ સાક્ષાત કૈવલ હોઈ હું વારંવાર આપના દર્શનની મનોઈચ્છા રાખું છું.



## પ્રભાતપદ-૪

ત્યાગીયે ક્તાર ધિન, ધારણ ભયો દીના;
સજ્જનકી સહાય કરન, કુવેર પ્રાણપતિ પ્રવિના. ત્યાગીયે. ૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે સકર્તા ધણી, કૈવલ ધામને ત્યજી આપ, ધિન કહેતાં અલૌકિક દિવ્ય બુદ્ધિ સહિત, અમાપ અનુભવનું, દિન એટલે સૂર્ય સ્વરૂપ ધારણ કર્યું છે. આપ કૃપાદષ્ટિએ સજ્જનોની સહાય કરવા, અકળ વિભૂતિઓ સાથે લઈને, જીવ માત્રનાં જીવન-દાતા પ્રાણપતિ, અતિ પ્રવિણ હોવાથી, નિજ જ્ઞાનગતિનો પ્રકાશ પાડવા સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થયા છો.

વિશ્વ હાસ વિધિ વિલાસ, કરન લગે જીના;
ઓસ ભરી ઋતુ પવન ચિન, પલટ ભયેહુ ભિન્ના. ત્યાગીયે. ૨

પરંતુ સર્વ અંશો વિશ્વ હાસ એટલે વિશ્વના આનંદમાં આસક્ત થવાથી, વિધિ વિલાસ કહેતાં રજોગુણનાં ભોગ ભોગવવા લાગ્યા, તેથી ઋતુ એટલે અંશોની આરત, ઓસ કહેતાં પ્રકૃતિનાં મોહમાં રસબસ થઈ હોવાથી, તેમાંથી મુક્ત કરવા, આપે તીવ્ર વૈરાગના પવનની ગતિ ઓળખાવીને, અંશની દષ્ટિ મોહરૂપી ઓસમાંથી પલટાવી, માયાના અનેક આવરણોથી ભિન્ન કર્યા છે.

દંત ધાવન કરન ખાવન, ઠાડેહુ લેઈ વારીના;
ઉષ્ણ ઉદક કરીકે સેવક, હેરત બેર સ્વામીના. ત્યાગીયે. ૩

પતિપદ પામવાની આરતવાળા અંશ કેવા હોવા જોઈએ તેનું દૃષ્ટાંત આપું છું. જેમ કોઈ દેશના સમૃદ્ધિવાન રાજાની અંગત સેવા ઉઠાવનાર પતિવ્રતા, તન, મન અને વચનથી આધિનતાપૂર્વક પોતાના ધણીને પ્રસન્ન રાખવા, હરઘડી હાજર રહી ફરજ અદા કરે છે. તે નિત્ય નિયમ પ્રમાણે સૂર્ય ઉદય સમયે દંત ધાવન કરવા પોતાના માલિક સારુ ગરમ પાણી લઈ રાહ જોઈ ઉભી રહે છે. ઉપર મુજબ દૃષ્ટાંતના ન્યાયે આરતવાન અંશ પોતાના હૃદયમાં વિરહતાથી પરમગુરૂના વચનને અનુસરી, પળેપળ લક્ષ દ્વારા તન મનથી જતમત રહી પતિપદ પામવાની ઈચ્છા રાખે છે, અને કહે છે કે અહો ! પરમગુરૂ પતિદેવ ! મને ક્યારે દર્શન આપશો ? આપના વિયોગનું દુઃખ મારાથી સહન થતું નથી. આપ નિજ પતિદેવ વિના જગતમાં સર્વ ભોગ ઝેર સમાન લાગે છે. એમ વિનંતી કરતાં કહે છે કે અહો મને આપના દર્શન ક્યારે થશે ?

વેગે જગો મમ નાથ, સાથ સકલ હોત છીન્ના,
નારણદાસ કે સ્વાસ પ્રાણ, દર્શન કી દધિના. ત્યાગીયે. ૪

હે નાથ ! આપ મારી સાથે કાયમ રહીને આપની જ્ઞાનગતિનો વેગ ભરી મને જાગૃત કરો. આ જગતભરની સર્વ અનિત્ય નાશવંત રચના જોઈ મારું મન ઉદાસ થયું છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે મહાન સમર્થ કરૂણાનિધિ ભગવાન ! આપ શ્રી મારા પ્રાણપતિ હોવાથી દધિના એટલે મારી આંખો આપના દર્શનની ચાહના કરે છે.

## છોટમ કૃત




અટપટો દેશ કરૂણેશ કૈવલ તણો, સક્ત સ્વરાજ છે નામ જેનું;
શેષ મહેશ વિરંચી વિષ્ણુ વળી, શક્તિ જ્યોતિ ધરે ધ્યાન જેનું. અટપટો. ૧

હે સંત સજ્જનો પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે કે સર્વના સર્જનહાર નિજપતિ સકર્તા સત્ કેવલનો અલૌકિક દેશ જાણવો અતિ અઘરો અને અટપટો છે. જેને ઓળખવા શેષ, મહેશ, બ્રહ્મા, વિષ્ણુ, આદ્યશક્તિ અને નિરંજન જેવાઓ અહર્નિશ ધ્યાન ધરી રહ્યા છે, છતાં કેવલ પદને યથાર્થ જાણી શકયા નથી. તે સકર્તાપતિનો લક્ષ લઈ ભગવાન કરૂણાસાગર વૈરાટના અંતરિક્ષ ભાગે રહેલા ચૌદલોકને ઉત્તરોત્તર ચેતાવતા ચેતાવતા પૃથ્વી પર પધારી સાતદ્વીપોના નિવાસીજનોને કેવલલક્ષનો પ્રચંડ ધ્વનિ સંભળાવી જાગૃત કર્યા છે. નિજપતિના પાંચ વિશેષણો આદ્ય, સક્રત, સ્વરાજ, કરુણેશ અને કેવલ છે. જેનું સ્મરણ કરવાથી સર્વ જીવોના અનેક જન્મોના પાપ બળીને ભસ્મ થઈ જાય છે. અને પોતાના નિજ સ્વરૂપને ઓળખી સજાતીય સકર્તાપતિને પામી શકે છે.

અગણિત ઈંડના અધિપતિ જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
પરમગુરુનો પ્રતાપ હોય જેહને, તેહને મૂળનો મર્મ લાધે. અટપટો. ૨

હે પ્રેમીજનો ! અગણિત બ્રહ્માંડોમાં જેટલા અધિપતિ વિભૂતીવાળા ઈશ્વરો છે તે કર્તાની આપેલી ઐશ્વર્યતાના અધિકાર પ્રમાણે હુકમમાં રહી ફરજ બજાવી રહ્યા છે. તે સર્વે નિજ સકર્તાપદને પામવાની ઉપાસના કરે છે, પરંતુ જેણે પરમગુરુના અદ્‌ભુત જ્ઞાનની સામર્થ્યતાનો પ્રભાવ યથાવિધિ જાણ્યો છે તેને મૂળનો મર્મ એટલે નિજપતિનો લક્ષ પ્રાપ્ત થાય છે. તે જ સકર્તાપદને પામી શકે છે.

નામ ને રૂપ ગુણ જ્યાં લગી વિસ્તર્યા, ત્યાં લગી જાણવી સર્વ માયા;
માયાના ઉદરમાં નાના મોટા સહુ, સોહંગ ઈશ્વર ઓહંગ જીવ કહાયા. અટપટો. ૩

હે અંશ ! નામ રૂપ અને ગુણ જ્યાં સુધી વિસ્તાર પામેલા છે ત્યાં સુધી માયાનું સામ્રાજ્ય વ્યાપેલું છે. ત્રણ ગુણને પંચતત્ત્વોનો પસારો જેટલે સુધી થયેલો છે ત્યાં સુધી પ્રકૃતિનો અમલ વર્તાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેમજ દશ અવતારની આદ્ય લઈ ઋષિમુનિઓ વિગેરે જેટલા ધર્માચાર્યો થયા છે તે સર્વે નાનીમોટી વિભૂતિવાળા માયાના ઉદરમાં રહી જુદા જુદા અહંમેવો ધારણ કરી માપકબુદ્ધિથી બોલી ગયા છે. તેઓમાં બે પ્રકાર જાણવા. સામાન્ય ગતિના જીવ અને વિશેષ ગતિના ઈશ્વરો, પંચમ શ્વસમવેદના સિદ્ધાંત અનુસાર તપાસી જોતાં નક્કી થાય છે કે ઓહમની ઉપાસના કરવાવાળા જીવ, ઓહમના વાસ્તવિક સ્વરૂપને જાણી શકેલા નથી. ઓહંકાર વિશે પ્રકૃતિ વ્યાપક રહેલી

છે તે કારણને લઈ ઓહમના ઉપાસકો ઓહમકારની પાર દષ્ટિને તારવી શકેલા નથી છતાં ઓહમના ઉપાસકો ગણાયા છે. તેમજ ઓહમની પર સોહમના વિશે અવિગત માયા અદૃશ્ય રૂપે રહેલી છે. તે સોહમના ઉપાસકો જે વિશેષ ગતિના ઈશ્વરો તે જાણી શકેલા નથી. ન્યાય દૃષ્ટિએ જોતા જગત પક્ષે ઈશ્વરો કહેવાયા છે પરંતુ નિજકર્તા પક્ષે જોતાં માપકગતિના જીવ જ લેખાય કારણ કે નિજ અંશ અને સકર્તાપદ યથાર્થ જાણવામાં ન આવે ત્યાં સુધી જીવદશા જતી નથી.

માતાનું પોષણ પામી સર્વે મચ્યા, તાતની વાત કોઈએ ન જાણી;
કરુણાસિંધુ અવનિ પર આવિયા, ઠેઠની વાત તેમણે વખાણી. અટપટો. ૪

હે ગુરુ ઉપાસી ભક્તજનો ! અણુ પરમાણુ, કીટ પતંગથી લઈ સ્થાવર જંગમ, દેવદાનવ, માનવ, ચૌદ લોકની આદ્યે પકૃતિ પુરૂષ સુધીના સમસ્ત ઘાટો માતારૂપ ઈચ્છા શક્તિના પોષણથી પુષ્ટિ પામેલા છે તે સર્વે ઘાટોના કારણ રૂપ પણ તે જ છે. આ મૂળ માયા સર્વ વ્યાપક હોઈ માયા સિવાયના કોઈ નામધારી ઉગરી શકતા નથી. જે કોઈ જગતમાં ઐશ્વર્યતાવાળા પ્રભાવશાળી પુરૂષો થયા તે માયાની ઓથે રહીને જ બોલેલા છે. જેથી આપનપુ તેમજ પતિપદને કોઈ યથાર્થ જાણી શકયા નથી. તે તેમની વાણી ઉપરથી નક્કી થાય છે. તેઓ ક્યાંથી જાણે ? વેદના રચયિતા બ્રહ્માજી વેદ દ્વારા નિર્ણય કરતાં સ્પષ્ટ ન સમજી શકવાથી નેતિ નેતિ કહી હારી ગયા છે. તો વેદ વચનને અનુસરી ચાલવાવાળા ક્યાંથી જાણે ? તે નિજપતિપદને જણાવવા પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરે મૂળ નિજ ઘરનો કેવલ લક્ષ લઈ આ પૃથ્વી ઉપર પધારી સર્વ અશો પર કૃપાદષ્ટિએ અલૌકિક જ્ઞાનની વૃષ્ટિ કરી છે.

જે જન જાણશે તે સુખ માણસે, આણસે ઉર વિશે એક કરતા;
છોટમ અટલ પદ તે જન પામશે, મટશે સંસારના ફેરા ફરતા. અટપટો. ૫

હે નિજપતિની આરતવાળા અંશો ! જે સર્વે અંશોના પરમપતિ કૈવલ સર્વજ્ઞ સકર્તા છે તેમને ઓળખવાનો લક્ષ પરમગુરૂ દ્વારા જેણે જાણી પ્રાપ્ત કર્યો, એવા વિવેકીજનો સદ્‌ગુરુની સેવા કરી આશિષ લઈ અંતરદશામાં સ્થિર થયા છે. તેવા જ જનો પરમપદનું મહાસુખ માણી શકે છે જેના અંતર હંગ રૂપી ઉરમાં એક નિજ સકર્તાપતિ દૃઢ થયા છે. ભગવાન કરૂણાસાગરના અનિન ઉપાસક પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે કે એવા જનો

અટલ કૈવલપદને પામે છે અને ફરીથી તેઓને સંસારમાં ચોર્યાસી ચક્રના ફેરા ફરવાના રહેતા નથી.

## પ્રભાતપદ-૨

જગત કિરતારને જીવ ભૂલી ગયા, વિષ્ણુની માયાએ સર્વ વહાયા;
વ્યાસની વાણીનો સાર સમજ્યા નહિ, ગોપીના જ્યારે વિહાર ગાયા. જગત. ૧

હવે પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે કે સમસ્ત જગત અને જીવ માત્રને ઉત્પન્ન કરનાર નિજકર્તાને સર્વે જીવ ભૂલી ગયા છે. તે વિસર્જન થવાનું કારણ એ બન્યું કે પોતાના નિજ ચૈતન સ્વરૂપનું અને પતિપદનું જ્ઞાન, માયાને આધિન થવાથી વિસારે પડ્યું, તે એવી રીતે કે જ્યોતિ નારાયણ નિરંજનથી અવ્યાક્ત માયાનો પસારો વિશ્વભરમાં વ્યાપક થયો. તે માયાથી કોઈ નામધારી અલગ રહી શકતા નથી. સ્થાવર જંગમ સહિત સર્વ ઘાટોના કારણરૂપે આ મહામાયા છે. તે માયા નિરંજનથી પાદુર્ભાવ પામેલી હોય તે નિરંજનને શાસ્ત્રકારોએ મહાવિષ્ણુ, મહેશ્વર અને મહાશિવ વિગેરે વિશેષણથી સંબોધેલા છે એ નામ નિરંજનના જ જાણવાં. નિરંજનની માયાજાળમાં સર્વ જીવ પકડાયા અને માયા જેમ નચાવે તેમ નાચવા લાગ્યા. તેથી પોતાના સ્વરૂપની જાણ નહિ રહેવાના કારણે વિજાતીય જડ ઈષ્ટોની ઉપાસનામાં રોકાયા. એવા સંજોગોમાં મહામુનિ વ્યાસે કૃષ્ણલીલાના સંબંધમાં ભેદભર્યા શબ્દોથી વાણી દ્વારા વિસ્તારપૂર્વક વર્ણન કર્યું તે કોઈ સ્થૂલધારીનું નહિ પરંતુ ઘટઘટ પરત્વે રહેલો ઓહંગ પ્રણવ, જેને આપણે શ્વાસના નામથી ઓળખીએ છીએ એ સાચો કૃષ્ણ હોઈ, ચૌદ લોક સુધીના શરીરોની લીલા આ ઓહંકાર પ્રણવના આધારે જ ચાલી રહેલી છે એ પ્રત્યક્ષ સમજાય છે. જેના શરીરમાંથી શ્વાસ બંધ થઈ જાય ત્યારે કોઈ પણ ક્રિયા થતી નથી, એટલે લીલા અટકી ગઈ એમ જાણવું. આ આશયને સમજી નહિ શકવાથી અલ્પમતિના સામાન્ય જીવો ગોકુળ-મથુરામાં થયેલા કૃષ્ણ-ગોપીઓના વિહાર ગાવા પાછળ ઘેલા બન્યા છે.

કોઈ તો બ્રહ્મને નિર્ગુણ કહી ભજે, શુન્યવત સકળ અકર્તા એવું;
ભ્રાંતિએ તેહને જગત ભાસ્યું હતું, જ્ઞાન સમજી ઘણું શુન્ય જેવું. જગત. ૨

કેટલાક આ જગતમાં વેદવેદાંતમાં મતવાળા જ્ઞાનીઓ બ્રહ્મને નિર્ગુણ માની ભજે છે. એવી રીતે કે શુન્ય એટલે આકાશ જેમ સર્વવ્યાપક છે તેમ બ્રહ્મ પણ સર્વ વ્યાપક હોઈ ભાવાભાવ રહિત સદાને માટે અકર્તા, કર્તવ્યશક્તિ વિનાનું છે. વ્યાપક બ્રહ્મને વિશે ક્રિયાશીલ જગતને ભ્રાંતિવ્રત ગણેલું હોઈ તેઓના જ્ઞાનનો મત અક્રિય આકાશ જેવો હોવાથી નિજકર્તાના, સર્જાયેલા જગત રૂપ કૃતની જેઓને શુદ્ધ સમજ પડી નથી. તેથી જગતને ભ્રાંતિવત ગણી પોતે હું બ્રહ્મ છું; માટે મારે કાંઈ કરવાનું કે પામવાનું રહેતું નથી એમ માની નિષ્ક્રિય સુસુપ્ત જેવા થઈ બેઠા છે.

છે છતી આંખને અંધપણું માનવું, એમ બ્રહ્મ જ્ઞાનીની અક્કલ ફૂટી;
આપ ઈશ્વર ગણે કોઈ નવ ઉગર્યા, કાળે તો સર્વને ખાધા કુટી. જગત. ૩

અક્રિયમતના સિદ્ધાંતવાળા બ્રહ્મજ્ઞાનીઓ કર્તાથી મળેલ ચક્ષુ જેના વડે કર્તાથી રચાયેલા જગતને પ્રત્યક્ષ જોઈ શકે છે. છતાં કહે છે કે જગત છે જ નહિ. એમ અંધપણું માનવું તે વાસ્તવિક નથી. દાખલા તરીકે કારીગરીને જોઈ કારીગરની ચતુરાઈ તથા હોંશિયારીનો ખ્યાલ આવે છે. તેવી જ રીતે જગતને જોઈ જગત કર્તાની મહત્તાનો અનુભવ થાય છે. પરંતુ વિવેક બુદ્ધિથી જોનારો હોય તે જ સમજી શકે છે. જડ બુદ્ધિનો નહિ. એમ બ્રહ્મજ્ઞાનીઓની અક્કલ નષ્ટ થઈ જવાથી અહમ્ બ્રહ્મના મદમાં ચકચૂર થયેલા હોઈ કૃતને અને કર્તાને ઓળખી શકેલા નથી. પોતાને ઈશ્વર ગણનાર આ જગતમાં ઘણા થઈ ગયા તથા એ મતને માનવાવાળા હશે પણ ખરા, પરંતુ ન્યાયદૃષ્ટિથી વિચાર કરી જોતાં કાળના ચારામાંથી કોઈ બચી શકયા હોય એમ દેખાતું નથી. આ સઘળા કાળના મુખમાં ચવાઈ ગયા છે.

દેહને જીવ પરતંત્ર જ્યારે રહ્યા, આત્મ જાણથી શું અર્થ સરીયો;
અનંત શક્તિના કરતાર ના ઓળખ્યા, દુનિયામા દેહ શા કાજે ધરીયો. જગત. ૪

હે બ્રહ્મજ્ઞાનીઓ તમને મળેલો દેહ અને અંદર રહેલો જીવ એ બન્ને પરતંત્ર જ છે. તે વિચારી જુઓ પંચ તત્ત્વનું શરીર તેના સજાતિય તત્ત્વોના પોષણ પર આધારિત છે. અને જીવ અલ્પજ્ઞ હોવાથી હું કોણ ? અને મારો આધાર કોણ છે ? એ પોતે જાણી શકતો નથી. દેહ જડ છે અને જીવ અજ્ઞાની હોવાથી એકબીજાથી અજાણ છે. આમ હોવા છતાં બ્રહ્મજ્ઞાનીઓ કહે છે કે અમોએ સર્વ કાંઈ જાણ્યું. એ અનુભવ સહિત ન્યાય દૃષ્ટિએ તપાસી જોતાં સાચું નથી. કારણ કે દેહનું જીવન આત્મા છે. આત્માનું જીવન પરમાત્મા

છે, અને પરમાત્માનું જીવન અંશની ચૈતન વૃત્તિ જ છે. એ ચૈતન વૃત્તિમાં મિશ્રવત અજ્ઞાન વર્તે છે. તેથી સ્પષ્ટ સુઝ પડતી નથી. તે ચૈતનવૃત્તિના ભાસથી આત્મા (એટલે શરીરમાં રહેલો શ્વાસ) સજીવન રહેલો છે. તેને બ્રહ્મજ્ઞાનીઓએ જગત ઉપર અભાવ ધરી પોતાની વૃત્તિઓને શ્વાસમાં લીન કરી શ્વાસ મધ્યે તેઓની દૃષ્ટિ સ્થિર થવાથી જે જ્ઞાન થયું તેને આત્મજ્ઞાન કહ્યું છે. એ આત્માથી અનંત શક્તિના નિજકર્તા ઓળખાય નહી કારણ કે ઓહંગ-સોહંગ એ બે બ્રહ્મના અંશ હોવાથી, બ્રહ્મમાં સમાય જાય છે. તે બ્રહ્મ પ્રકાશના પ્રકાશક નિજકર્તા બ્રહ્મથી પર, ન્યારા રહેલા છે. તે કર્તાને બ્રહ્મજ્ઞાનીઓ જાણી શક્યા નથી. તો પછી દુનિયામાં મનુષ્ય દેહ ધરવાથી શું કાર્ય થયું ?

બ્રહ્મ બુદ્ધિ વિના જગત કરી ના શકે, તો તેને બુદ્ધિ તે કોણે આપી;
સર્વ કિરતાર જેને નથી સૂઝતો, તે જન જાણવો પરમ પાપી. જગત. ૫

હે અહમ્ બ્રહ્માસ્મિના મતવાળા વિદ્વાનો ! જેને તમે બ્રહ્મ કહો છો તે તમારા મત પ્રમાણે બ્રહ્મ સિવાય બીજો કોઈ છે જ નહિ, તો પછી જગત સર્જન કરવાની બુદ્ધિ તે બ્રહ્મને કોણે આપી ? વળી બ્રહ્મને તમો અકર્તા કહો છો માટે તેમાં કર્તવ્યશકિતનો ધર્મ સંભવી શકતો નથી, તેમજ અંતઃકરણ કે સંકલ્પ વિનાનું અદ્વૈત કહ્યું છે, ત્યારે બીજી બાજુ દ્વૈત જગત વિધ વિધ પ્રકારની ક્રિયાવાળું પ્રત્યક્ષ દેખાય છે. તે કોના સંકલ્પથી થયું ? તે વિચારવા જેવું છે. જે સકર્તા સર્જનહાર પોતાના સત્ય સંકલ્પ દ્વારા અનંત બ્રહ્માંડોનું સર્જન કરી પોતે ન્યારા રહેલા છે. તે નિજકર્તાને પરમગુરુ લક્ષ દ્વારા જાણીને જે ભજતા નથી. તેને નિજકર્તાના ગુનેગાર પરમ એટલે પ્રથમ એક નંબરના પાપી જાણવા.

કરૂણાસિંધુ તણા વચન કાને ધરી, કરી લે વિચાર ને સમજ સાચું;
છોટમ સર્જનહાર જે ના લહે, તેનું સિદ્ધાંત તે સર્વ કાચું. જગત. ૬

હે અકર્તાવાદી બ્રહ્મજ્ઞાનીઓ ! સર્વ શિર શ્રેષ્ઠ પરમજ્ઞાનદાતા મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરના અલૌકિક વચનો કાને સાંભળી તેનો વિચાર કરજો. જો વચન યથાર્થ વિચારવાથી જડ ચૈતનનો નિવેડો કરવાની ગતિ પ્રાપ્તિ થશે. જેથી તમો કૃત અકૃતના આદિ કારણરૂપ સકર્તા સર્જનહાર છે એમ સાચું સમજી શકશો. પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે કે એવા સજાતીય સકર્તાને જે ના ઓળખી શકે તેઓના સર્વ સિદ્ધાંતો કાચા એટલે અધૂરા છે એમ જાણવું.

# પરમગુરૂ શ્રીમંત ભગવાન કરૂણાસાગર રચિત

## મંગળ પદનો પ્રારંભ

### મંગળપદ-૧

શુદ્ધ સત્‌ગુરુ શબ્દ વિચાર, જાહેર મન માહેરા;
જોને અહંગ આપ નિજ રૂપ, અનુપમ તાહેરા. શુદ્ધ. ૧

હે નિજપતિની આરતવાળા અંશ ! સદ્‌ગુરુનો શુદ્ધ શબ્દ જે સોહંગ હોઈ અંતર અને બાહેર જ્યાં જોઈએ ત્યાં જાહેર પસરી રહેલો છે. તેને યથાર્થ સમજવા તારા મનની વિલાસી આંકાક્ષાઓને તજી દઈ, નિર્મળ મનથી, અંતર દ્દષ્ટિએ સતગુરુ શબ્દનો વિચાર કરી જોતાં, જડ ચૈતનનો નિવેડો કરવાની શુદ્ધ સમજ તને પ્રાપ્ત થશે. જે તારી હંગરૂપી જાણ ઓહંગ પ્રણવ પર પડેલી છે. તે હંગ રૂપી જાણમાં અહંગ રહેલો છે. તે અહંગ સક્રિય હોવાને કારણે ઓહંગ પ્રણવમાંથી પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી વાણીનો પસારો થાય છે. તે વૈખરી વાણી દ્વારા હંગનો હુંકારો જણાતો હોઈ, એ જ હંગની ઓળખાણ છે. હંગમાં રહેલો અહંગ કોઈ પણ અવસ્થામાં નષ્ટ થતો નથી. જ્યારે વાણી ઉચ્ચારે ત્યારે "હું" કહીને જ બોલે છે. તે અહંગનો નિશ્ચય અનુભવ કરી જોઈશ તો જણાશે કે તારો પોતાનો ભાવ હોય, તે તને નિજ સ્વરૂપે કરનાર છે. તે અહંગ હંગને તારા નિજ સ્વરૂપે કરીશ તો કોઈપણ ઉપમા ન આપી શકાય એવું તારું અનુપમ સ્વરૂપ ગુરુગમ દ્દષ્ટિએ દશ્યમાન થશે.

સ્વામી અવિગત આપ અવ્યક્ત, શક્તિ જેની સર્વમે;
અવિનાશી અકળ અરૂપ, આવે નહિ ગર્ભમે. શુદ્ધ. ૨

સર્વે અંશોના ચૈતન ચિદ્દ સ્વામી અવિગત કહેતા જેની ગતિનું મનવાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી. એવા અતિ ગુપ્ત રહેલા છે. તે ચૈતન ચિદ્દ સ્વામીનો અંશ જેને ચિદ્દાભાસ કહેવામાં આવે તે સ્થાવર જંગમના સર્વે ઘાટોમાં વ્યાપક રહેલો છે. એવા અરૂપી અકળ અવિનાશી સોહંગ સ્વામી કદાપી હિરણ્ય ગર્ભમાં આવતા જ નથી.

ભિન્ન ભિન્ન દીસે જીનું અંશ, તંતુ ના ભેદ મે;
ઘાટ નિમિત્ત મૃત્યુની માંય, આવે નહી છેદમે. શુદ્ધ. ૩

જે ચૈતન ચિદ્દના અનેક અંશો ચિદાભાસરૂપે ચર-અચર સર્વે ઘાટોના સંબંધે કરી તત્ત્વોના ભેદે જુદા-જુદા દેખાય છે. પરંતુ હરકોઈ ઘાટનું નિમિત્ત કાળ આવતા નાશ પામે છે. છતાં તે ચિદાભાસ છેદમાં ન આવી શકે એવો અછેદ તેમજ નિત્ય હોવાથી આબાદ રહી શકે છે.

રવિ ચંદ્ર દષ્ટાંતને જોઈ, પ્રતિબિંબ ભંડીતા;
નિર પાત્ર ઉભય વિલસાય, જોત્ય નહિ ખંડીતા. શુદ્ધ. ૪

જેવી રીતે આકાશમાં રહેલા સૂર્ય ચંદ્રનું પ્રતિબિંબ પાણી પાત્રના યોગે પ્રત્યક્ષ દેખાય છે. પણ પાત્ર ફૂટી જતાં પાણી નીકળી જાય છે, ત્યારે પ્રતિબિંબ હોવા છતાં પ્રત્યક્ષ દેખાતું નથી, સૂર્ય-ચંદ્ર દષ્ટાંતના ન્યાયે નિજકર્તાના અંશ ચિદ્બ્રહ્મ આકાશમાં વસેલા છે. તે અંશોનો ચૈતનભાસ પંચતત્ત્વના દેહરૂપ પાત્રમાં ઓહંગ પ્રણવરૂપી પાણીના યોગે પ્રત્યક્ષ જણાય છે. પરંતુ દેહરૂપ પાત્ર અને પ્રણવરૂપ પાણીનો સંબંધ છૂટી જતાં નિજ ચૈતન અંશનું પ્રતિબિંબ ભાસતું નથી, છતાં જેમ છે તેમ અખંડ રહે છે.

જેની ઉત્તપત પરલે નહિ નાશ, વાસ અવિકાશ હે;
જેહનો જેમનો જેમ સદાય, સ્વયં પ્રકાશ હે. શુદ્ધ. ૫

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજ અંશની ચૈતન જ્યોતને ઉત્પત્તિ કે નાશ સંભવી શકતાં નથી. એવી જે ચૈતન જ્યોતનો વાસ અવિકાશ બ્રહ્મમાં અખંડ રહેલો છે. તે અંશનો ચૈતન પ્રકાશ સદાય જેમનો જેમ નિત્ય હોઈ ચૈતન પ્રકાશનો પ્રકાશક અંશ પોતે હોવાથી એ પ્રકાશ હંમેશા અચળ પ્રકાશી રહેલો છે.

સહેજાનંદ આનંદ અબંધ, પુરાતન રહ્યો જથા;
સત્ કુવેર દરસ્યા સોય, મિટયા સરવે મનમતા. શુદ્ધ. ૬

જેને સહેજ ઘર વા સહેજ દશા કહેવામાં આવે છે, ત્યાં સહેજાનંદ એક સરખા પ્રમાણમાં પૂર્ણ કાયમ છે. તે સહેજઆનંદ માયાના કોઈ પણ બંધન વિના, અસલ અનાદિ યથાર્થ જેવો છે તેવો નિરંતર રહેલો છે. તે સહેજ ઘરનો નિવાસી અંશ હોઈ, સદ્ગુરુ

લક્ષ દ્વારા સહેજ ઘરની સ્થિતિનો અનુભવ થવાથી બ્રહ્માનંદને માણી શકે છે. પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે તેના મનના મતવાળી મારા તારાની સઘળી ખેંચાતાણ હંમેશના માટે મટી જાય છે.

## મંગળપદ-૨

મન મંગળ આનંદ રૂપ, ભયા તબ જાનહી;
જેનો શબ્દ વિવેક વિચાર, સંત પરમાણ હી. મન. ૧

હે મુમુક્ષુજનો ! જ્યાંથી ઓહંગ પ્રણવની લહેર ઉઠી છે, ત્યાંથી જ મનનો ઉદય થયેલો હોવાથી ઓહંગ પ્રણવના અંતિમ ઘરમાં સદ્‌ગુરુ લક્ષ દ્વારા મનને એકાગ્ર કરી સમાવી દેતા બ્રહ્મનો ખરો આનંદ અનુભવાય છે. તે આનંદ પ્રગટ જણાતો હોઈ એવા જ્ઞાનીના સહેજાસહેજ શબ્દમાં સાર-અસાર સમજવાનો વિચાર તેમજ જડચૈતનની વિભક્તિ કરવાનો વિવેક રહેલો હોય, તેને જ બ્રહ્મજ્ઞાની સંત કહેવામાં આવે છે.

જેને પાંચ પચીશ પરાસ, આશ ઉલટી કરી;
તેને રોમે રોમ રરંકાર, રટત હૈ હરિહરી. મન. ૨

જેણે પંચમાત્રા અને પચીસ પ્રકૃતિ માયાના વિલાસ ઉપરથી ઉપરામ કરીને પાછી વાળી, ગુરૂપદ પામવાની નિજ આરતમાં ઈચ્છાવૃત્તિને ઉલટી કરી, અજંપા જાપમાં પરોવી સ્થિર કરી છે, તે જન અતિ સાવધ થઈ, ગુરૂ લક્ષના ચિંતવનમાં એક રસ થવાથી તેનો ઉઠતો ઓહંગ ધ્વનિનો રરંકાર રોમે રોમ અને રગે રગમાં પસરી જતાં હરિરૂપ એક સોહમ સ્વરૂપનું અખંડ સમરણ કરે છે.

જેને બોલ તહી બુદ્ધિ હોય, શુદ્ધિ સામા જીવકું;
તેને પ્રગટે ઉર અહંમેવ, લેવાને પીવકું. મન. ૩

હે ભક્તજન ! જે સંત અંતરદશાના હિમાયતી છે તે જ્યારે બોલે ત્યારે સદ્‌ગુરુએ આપેલી ગતિ વડે શબ્દનો તોલ કરીને બોલે છે. તે શબ્દ સાંભળતાંની સાથે પરમમોક્ષનો જીજ્ઞાસુ કોઈ જીવ નિજ લક્ષમાં જાગૃત થઈને તેના અંતરમાં નિજપતિને પામવાનો અહમેવ એટલે શુદ્ધ ભાવ ઉત્પન્ન થાય છે.

જેની વાણી તણો વિસ્તાર, અલક્ષના લક્ષની;
છૂટે જીવ શિવ સંશય ભ્રાંત, કે પક્ષા પક્ષની. મન. ૪

જે બ્રહ્મદર્શી સંતની વાણીનો વિસ્તાર જ્ઞાનદૃષ્ટિએ વિચાર કરી જોતાં જણાય છે કે બ્રહ્મપદ અલખ છે, જેને કોઈ લક્ષમાં લાવી યથાર્થ ઓળખાવી શક્યા નથી. એવા બ્રહ્મપદને સ્પર્શીને રહેલા અંતરદશાના સંત બ્રહ્મલક્ષ જણાવે છે. તે ગુરુગમ વાણીના અંતર આશયને સમજી, ઉરમાં ધારણ કરનાર અધિકારીની દૃષ્ટિમાંથી જીવ શિવના સંશયવાળી ભ્રાંતિ દૂર થતાં, પ્રકૃતિના પક્ષાપક્ષવાળા સર્વે મત છૂટી જાય છે.

જેને, અનુભવ આઠે પોહોર, ખોજ પદ પરમની;
તેને વ્યાપી શકે નહિ કાંઈ, કલ્પના કરમની. મન. ૫

જેને આઠે પહોર અદ્વૈત બ્રહ્મનો અનુભવ છે તે ઉજાગૃત દશામાં રહી ગુરુગમ દૃષ્ટિએ પરમપદની અહોનિશ ખોજ કરે છે. તેની અંતરવૃત્તિમાં પ્રાકૃતિક કર્મના વિલાસની કલ્પના લેશમાત્ર ઉઠતી નથી.

જેને મનબુધ ચિત્ત અહંકાર, ચાર અંતઃકરણ;
તેથી નિરવરતા નિજદાસ, આશ હરિ કે શરણ. મન. ૬

જે ચૈતન બ્રહ્મની એકતાવાળો જિજ્ઞાસુ જન, મન, બુદ્ધિ, ચિત, અહંકાર ચારે અંતઃકરણની પ્રવૃત્તિથી નિવૃત થઈ, સદ્‌ગુરુના લક્ષ ભજનમાં રસબસ રહી દાસાત્વ ભાવે હરિરૂપ એક ચિદ બ્રહ્મના શરણની અહોનિશ અનિન આશા રાખે છે.

પરમાનંદ આનંદને જોઈ, બુદ્ધિ સર્વ વિસરી;
ભઈ સુરત નુરત એકતાય, કુવેર નવ નિસરી. મન. ૭

ઉપર કહી બતાવેલા અંતરવૃત્તિના ઉપાસક જન, સદ્‌ગુરુ લક્ષના અભ્યાસે કરી અધિકારી બની, સોહંગ બ્રહ્માં સ્થિતિ કરે છે, તેઓની બુદ્ધિમાંથી પ્રકૃતિના સર્વ પદાર્થોની વાસના વિસારે પડી જાય છે. તેથી પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે સુરત નૂરતની એકતાએ, બ્રહ્માનંદના ભોક્તા થવાથી તેઓની સુરતા બ્રહ્માંનંદને છોડી, બહાર નીકળતી નથી.

## મંગળપદ-૩

પરમ આનંદ સાગર સોઈ, સદા લગી ઝીલીયે;
સુધા અમૃતપે અતિસાર, પીવાય તેમ પી લીયે. પરમાનંદ. ૧

હે નિજપતિના અંશ ! બ્રહ્માનંદસાગર અનંત બ્રહ્માંડની આદ્ય લઈ તે સમસ્ત લોકના ચર અચર સર્વ ઘાટોમાં સભરાભર ભરાઈને સર્વત્ર વ્યાપી રહ્યો છે. તે બ્રહ્માનંદ સાગરમાં સદ્‌ગુરુ લક્ષ દ્વારા, અંતરવૃત્તિએ સ્થિર થઈ, સદાય અહોનિશ તું સ્નાન કરજે. તે સ્નાનના પ્રતાપથી તારા નિજ ઉરમાં અનેક જન્મના પ્રકૃતિ વિલાસનો મળ જામેલો છે, તે તરત જ ધોવાઈ જતાં તું નિર્મળ પવિત્ર થઈશ. ત્યારે તને નિજપતિનો પરમાનંદ ભોગવવાની ભૂખ જાગશે. તે ભૂખને તૃપ્ત કરવા અમૃતથી પણ અધિક અતિસાર રૂપે પરમાનંદ રસને પૂર્ણ સંતોષ થાય ત્યાં સુધી પીવાય તેટલો પીજે; જેથી તને બીજી કોઈ પણ પ્રકારની ચાહના રહેશે નહિ.

જેના અણુને સોમે ભાગ, નવે નિદ્ધ સિદ્ધને;
નવ પહોંચે સુરેશ લગાર, કવે કો વિઘ્ને. પરમાનંદ. ૨

તે અદ્વૈત બ્રહ્માનંદનું હું શું વર્ણન કરું ! જ્યાં મન કે વાણી પહોંચી શક્તી નથી એવો અરૂપી અવ્યક્ત અગમ અગોચર અને અથાહ છે. એ બ્રહ્મનો અમલ સદ્‌ગુરુ કૃપા થકી જેને એક અણુંના સોમા ભાગ જેટલો પ્રાપ્ત થયો છે, તેની સામર્થ્યતાનો પ્રભાવ અષ્ટ સિદ્ધિ અને નવનિધિ કરતાં અધિકાઅધિક હોઈ ચૌદ લોકનું સુખ તેની આગળ તુચ્છ દેખાય છે. બ્રહ્માંડભરના સર્વ દેવોના ઈષ્ટ તે નિરંજન છે. તેમની બુદ્ધિ બ્રહ્માનંદનું નિરૂપણ કરતાં થાકી જવાથી નેતિ કહેલી છે. તે બ્રહ્માનંદનો યથાર્થ અનુભવ અંતર દશાને ભોગવી જાણનાર કોઈક વીરલા સંત કહી શકે છે.

જેના ચિત્તવન મે જુગ ચાર, સાર કીલા કરે;
સમે ચિત્તવન ચારૂ માહાંય, કાંઈ નવ ઉગરે. પરમાનંદ. ૩

ઉપર જણાવ્યા પ્રમાણે જે બ્રહ્મનું વર્ણન કરી બતાવ્યું તે બ્રહ્મ સકર્તા સત્ કૈવલનો પરમ પ્રકાશ છે. એ બ્રહ્મને મહાન સમર્થ પરમગુરુએ અવ્યક્ત બ્રહ્મક્ષેત્ર યા બ્રહ્મ ભૂમિકા

કહેલી છે. તે બ્રહ્મ ભૂમિકામાંથી સકર્તા સરજનહારના મહદ નિજ ચૈતન અંશના ચિત્તવનથી ચિદ બ્રહ્મનો ઉદય થયો. તેના વિશે અગણિત સામાન્ય વિશેષ અંશોના ચૈતન અંકુરો નિર્માણ કર્યા તેને સતયુગ જાણવો. ત્યાર પછી પ્રકાશ બ્રહ્મવૃત્તિના ત્રણ મહાતત્ત્વો (અવિકાસ, વિકાસ અને કુંભસ્થ) તેના પરસ્પર સંબંધથી સમસ્ત વ્યષ્ટિ સમષ્ટિ સર્વ ઘાટોનું સજીવનપણું ચૈતનતા સંયુક્ત રહેલું છે. એ ત્રણનો યોગ મળવાથી તેને ત્રેતાયુગ કહ્યો છે. જ્યારે ઈચ્છાવૃત્તિથી દ્વૈ એટલે નિરંજન પુરુષ અને અવ્યાક્રત શક્તિ ઉત્પન્ન થયાં તેને દ્વાપર યુગ સમજવો. હવે નિરંજન અને અવ્યાક્રતના સંજમથી બે મહા તત્ત્વો ઉત્પન્ન થયાં. (આનંદ તત્ત્વ કારણ અને મહાતત્ત્વ કારણ) અને તેનાથી પ્રકૃતિ અને ધનંજય બન્ને દ્વારા ગુણ ગણ વગેરે તત્ત્વોનો વિસ્તાર થયો તેને કળીયુગ કહેવામાં આવે છે. આ ચારે યુગમાં ભૂમિકા પ્રમાણે રચનાત્મક નિજકર્તાએ ગોઠવણી કરેલી છે. ત્યાં તેવા વિલાસ હોઈ સારરૂપ માનીને સર્વે અંશો આનંદ કરે છે. પરંતુ મહદ નિજ ચૈતન અંશનું ચિત્તવન સમાઈ જાય ત્યારે ઉપર બતાવેલા ચારે જુગની આદ્યે કંઈ પણ બચી શકતું નથી.

જેના રોમ તણો પરકાશ, વાસ સુખ રહ્યો સગે;
તેમાં વરતેઈ ચૌદે લોક, સુરીનર અજ લગે. પરમાનંદ. ૪

ઉપર જણાવેલા સર્વજ્ઞ પરમ વિશેષ અંશનું અકળ સોહંગ શરીર સમસ્ત રચનાનું ઉપાદાન કારણ છે, તેની મહત્તાને યથાર્થ રીતે કોઈ જાણી શક્યા નથી. જેના એક રોમનો પ્રકાશ ચરાચર સઘળા ઘાટોમાં તનમનને ગમતો જીવન શાંતિના સુખરૂપે વ્યાપક વસીને રહેલો છે. તે ઓહંગ પ્રણવ આત્મા, સોહમ પરમાત્માનો એક રોમ હોઈ, જેના પ્રકાશમાં ચૌદલોક વર્તે જાય છે. દેવ, મનુષ્યની આદ્ય લઈ બ્રહ્માજી સુધીના સર્વે ઘાટો ઓહંગ પ્રણવના આધારે જ જીવન ભોગવે છે.

કોટી રવિ શશી તેજ ઉદ્યોત, શોભા નક્ષની સહી;
સ્વામી અપરંપાર અલેખ, અલ્પ ઉપમા કહી. પરમાનંદ. ૫

જે ચૈતન ચિદ્-બ્રહ્મનો પ્રકાશ કરોડો સૂર્ય અને કરોડો ચંદ્રથી પણ અધિકાધિક છે, તેની શોભાનું વર્ણન મન વાણી દ્વારા થઈ શકે તેમ નથી. પરંતુ તેને યથાર્થ સમજવા માટે દૃષ્ટાંતે જેમ આખી પૃથ્વીનો વિસ્તાર નક્ષામાં આવી જતો હોવાથી, જોતાં સ્પષ્ટ અનુભવ થાય છે. એવી રીતે નક્ષની સહી એટલે અંતર લક્ષ દ્વારા દૃષ્ટાની દૃષ્ટિરૂપ નક્ષામાં

સમસ્ત લોકની રચનાનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. તે ચૈતન બ્રહ્મ ચર અચર સર્વે ઘાટોનાં સ્વામિ રૂપે હોઈ, અક્ષરાતિત અલેખ છે. તેને સમજવા જે જે ઉપમાઓ કહી તે અલ્પ હોઈ, ત્યાં કોઈ પ્રકારની ઉપમા પહોંચી શકતી નથી.

જેનો વારપાર નહિ અંત, સંત સરવે કહે;
સત કુવેર અલ્પમતિ જીવ, મહિમા તે શું લહે. પરમાનંદ. ૬

ઉપર દર્શાવ્યા પ્રમાણે તે વ્યાપક સોહંમ પદ આદ્ય અનાદ્ય હોઈ જેનું માપ કાઢી, પાર પામીને કોઈ અંત લાવી શક્યા નથી. બ્રહ્માજીની આદ્ય લઈ વેદમતને અનુસરનાર સગુણ-નિર્ગુણના સર્વે સંતો પણ નેતિ નેતિ કહી હારી ગયા છે. તે કરૂણામય મંગલકારી અખંડ સદ્‌ગુરુના અતિ દિવ્ય વ્યાપક દેહનો પ્રભાવ પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગર કહે છે કે અલ્પ બુદ્ધિના જીવો કેવી રીતે જાણી શકે ?

## મંગળપદ-૪

એવા સાહેબ પામવા સાર, સંતોને સેવીએ;
ન સરે કારજ કિંચિત એક, પૂજા ફળ દેવીએ. એવા. ૧

હે પરમપદની આરતવાળા અંશ ! ઉપર જણાવ્યા પ્રમાણે સગુણ-નિર્ગુણના ઉપાસક સંતો મહાન સમર્થ સદગુરુના સ્વરૂપને જેમ છે તેમ સમજી શક્યા નથી. એવા સદ્‌ગુરુ સાહેબની કરૂણારૂપ સહાયતા સમસ્ત લોકમાં વ્યાપી રહી છે, એ સહાયતાને ધારણ કરનાર સોહમરૂપ સદ્‌ગુરુ સાહેબને પામવા સતગુરુ સાથે અંતરની એકતાવાળા, મુક્ત દશાના સંતની સેવા તન, મન, ધન અને વચનથી શુદ્ધ પ્રેમપૂર્વક કરવી. એ સંત તમને સદ્‌ગુરુની એકતાનો લક્ષ લખાવશે. એવા સંતની સેવા વિના કૈવલ મોક્ષ ફળ પામવાના પરમ કાર્યની શુભ ઈચ્છા, અન્ય દેવી દેવતાઓના પૂજનથી કિંચિત્ માત્ર સફળ થશે નહિ.

ગુરુ જ્ઞાન ધ્યાન અવિલાન, અહોનિશ કીજીએ;
આઠે પહોર અંગ ઉમંગ, પરમ રસ પીજીએ. એવા. ૨

સંત કૃપાએ લક્ષજ્ઞાન મેળવી અવલોકનપૂર્વક ઈન્દ્રિઓ અને અંતઃકરણથી નિજ

દૃષ્ટિને અલગ કરી સદગુરુના ધ્યાનમાં સ્થિર થવું, તથા અંતર હૃદયના અનુરાગપૂર્વક, સચેતનપણે પળેપળ સદ્‌ગુરુના ચરણની ચાહના કરવી. આમ કરવાથી તારા અંગમાં આઠે પહોર ઉમંગ ઉભરાશે, જેથી અહોનિશ અતિ ઉજાગૃત દશામાં રહી બ્રહ્માનંદના પરમ રસનું પાન તું સરળતાથી કરી શકીશ.

તેને નવ રહે જીવ જંજાલ, પાલ મનને વિષે;
નવ વ્યાપે રાગને દ્વેષ, રહે સતગુરુ પખે. એવા. ૩

આવી રીતે પરમગુરુની ઉપાસનામાં અતૂટ વૃત્તિ રાખનાર અધિકારીની બુદ્ધિમાં જીવદશાની જંજાલ એટલે આશાતૃષ્ણા, હરખશોક, મોહ મમતા, માન, બડાઈ, ઈર્ષા, કામ-ક્રોધ ઈત્યાદિ, જુલમ ગુજારનાર જંજાલની ઉપાધિ લેશ માત્ર રહી શકતી નથી. તેના નિજમનની દૃષ્ટિમાંથી પાલ એટલે ભવના ભોગોની વાસનાનું આવરણ હંમેશને માટે દૂર થઈ જાય છે. એવા નિર્મળ મનના દાસ જનનો દેહ અધ્યાસ છૂટી જવાથી રાગદ્વેષથી રહિત થયેલો હોઈ પખે એટલે સદ્‌ગુરુ સિવાય ક્ષણ માત્ર અલગ રહી શકતો નથી.

જેનું સ્મરણ શુદ્ધ વિચાર, સંત નિશ્ચે કર્યા;
કોટી વિષ્ણુ અનંત અપાર, એહી વિધી ઓધર્યા. એવા. ૪

એવી રીતે જે ઉપાસક જન સંતને દેવાધિદેવ માનીને અંતર લક્ષથી નિરંતર ઉપાસના કરે છે, તેના સ્મરણ માત્રથી વિચારો શુદ્ધ થાય છે. તે અધિકારી જને પોતાનું પરમકલ્યાણ સંતના શરણમાં નક્કી કર્યું છે. એવા અનંત કરોડો ભક્તજન જેની ગણત્રી ન થઈ શકે એટલા, સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી થયા છે. તેઓ સત્ત્વગુણને મોખરે રાખી સાત્ત્વિક આચરણ કરી તન મનથી ગુરુ વચનની આજ્ઞાનું પાલન કર્યું છે, તેઓ ગુરુધર્મની આમન્યામાં રહી ભક્તિ કરી ભવપાર થયા છે.

એવી સાખ્ય સકલની જોઈ, મોઈ દૃઢતા ભઈ.
સત કુવેર ગુરુના ચરણ, છોડી નવ જાય કહી. એવા. ૫

ઉપર જણાવ્યા પ્રમાણે સદ્‌ગુરુ લક્ષમાં રહેલા સંત અને ભક્તજનો અનેક થઈ ગયા છે. તે સર્વેની શાખ જોઈ બ્રહ્મપદને પામવાની અંતર જીજ્ઞાસાવાળા જનને પૂરણ વિશ્વાસ આવવાથી તેની દૃઢતા મજબૂત થાય છે. પરમ દયાળુ ભગવાન કરૂણસાગર કહે

છે કે એવા જે ગુરુભક્તિના અધિકારી જનની વૃત્તિ મનવાણીથી પર રહેલાં સતગુરુના ઓહંગ સોહંગરૂપી જુગલ ચરણ છોડીને ક્યાંય પણ જતી નથી.

## મંગળપદ-પ

ખોજો ગુરુગમ વારંવાર, સાર સુખ પામવા,
રાખો ઉર અંતર અહંમેવ, ભવદુઃખ વામવા. ખોજો. ૧

હે પરમગુરૂના ઉપાસક અંશ ! ગુરુગમ એટલે હું કોણ ? અને મારો નિજકર્તા કોણ ? હું ક્યાંથી આવ્યો ? અને કયાં જવાનો ? તેને યથાર્થ જાણવા માટે પંચમવેદને અનુસરી સાંખ્ય સિદ્ધાંતના ન્યાયે સ્થુળથી લઈ પરમ કારણ દેહ સુધીના સર્વ તત્ત્વોની સૂક્ષ્મ દૃષ્ટિએ વારંવાર ખોજ કરજે. તે જડ તત્ત્વોની શોધ કરતાં કરતાં હું પોતે ચૈતન સાક્ષી સર્વે તત્ત્વોથી ન્યારો છું એમ તને નિશ્ચયપૂર્વક જણાશે. ત્યારે તું જન્મ-મરણના ભવદુઃખથી છૂટવા તારા અંતર હંગનો અતિ શુદ્ધ ભાવ સત્‌ગુરુ સાથે અહોનિશ રાખજે.

શીખ સહસ્ત્ર જનમની હોય, હરિ તે માગતિ;
તેને પ્રગટે વ્રેહ વૈરાગ, આવે શુદ્ધ ગુરુગતિ. ખોજો. ૨

ઉપર દર્શાવ્યા પ્રમાણે, હે મુમુક્ષુ જન ! ગુરુભક્તિની ઉત્તમ ભાવનાવાળો મનુષ્ય, હજારો જન્મથી સતગુરુની શિખામણ માની સંતસેવા સ્મરણ, ગુરુ ઉપાસના અને સત્‌સંગ કરતો આવેલો સંસ્કારી જન નિજકર્તા પદની શુદ્ધ માંગણી કરે છે. તેને કર્તાપદની માંગણીનો અતિ વિરહ વૈરાગ પ્રગટ થવાથી તેની લિંગવાસના બળીને ભસ્મ થઈ જાય છે. ત્યારે મૂળ અંજપાને વિષે પોતાની નિજ દૃષ્ટિએ સ્થિર થઈ, હરદમ લક્ષ ભજન કરે છે. તે લક્ષ ભજનના પ્રતાપે સતગુરુની કરુણા થવાથી અંતરિક્ષમાંથી આવતી શુદ્ધ ગુરુની ગતિ મળે છે.

જેને અજપદને કૈલાસ, વાસ મન નવ છકે;
સુખ ચૌદ લોકનું જેહ, તૃણાવંત કરી લખે. ખોજો. ૩

હે ભક્તજન ! જેના હૃદયમાં ગુરુની શુદ્ધ ગતિ આવી છે તે નિર્મળ દૃષ્ટિવાળો અંશ બ્રહ્મલોક અને કૈલાસના ભોગને જોઈ તેનું મન છકે એટલે આશ્ચર્ય પામીને ચલિત

થતું નથી. તેણે એક પતિપદના બદલામાં ચૌદલોકના દેવતાઈ સુખ સુકા ઘાસના તરણા બરાબર તુચ્છ જાણીને ત્યજી દીધા છે.

તેની બુદ્ધિ વેગ બલીહાર, જાહેર થઈ જુજવે;
જેના જ્ઞાન ખડકનો ઘાવ, કોઈ નવ રૂઝવે. ખોજો. ૪

તેના શીર પર પરમગુરૂની પૂરણ મહેર છે. બલિહાર એટલે એવા ઉપાસક જનને ધન્ય છે કે તેની બુદ્ધિ અતિ નિર્મળ અને સૂક્ષ્મ બનેલી હોવાથી મહાન તીવ્ર વેગવાળી થયેલી છે. તે ભવભરના વિલાસમાં નહિ અટકતાં પરમપદને પ્રાપ્ત કરવા જાહેર સતગુરુના શરણમાં ઝૂકી અખંડ એકતામાં રહેવા માટે એક નિષ્ઠાથી અંતર દૃષ્ટિએ જોયા કરે છે. તેથી અગમ ગતિના અવાજનો અલૌકિક શબ્દનો ઘા એવો વાગ્યો છે કે રોમેરોમને રગેરગ સર્વાંગ શરીર ભેદાઈ ગયું છે, તેના હૃદયમાં પરમગુરુના ચિંતન સિવાય બીજું કંઈ પણ ચિંતન થતું નથી. તેને જ્ઞાન તલવારના વાગેલા ઘાની વેદના મટાડવા જગતભરમાં પરમગુરૂ સિવાય બીજો કોઈ સમર્થ નથી.

જ્ઞાન ખડક ઘાવની પીર, ધીર કોઈ નવ ધરે;
સતકુવેર ગુરુ પ્રતાપ, શબ્દ સનમુખ લરે. ખોજો. ૫

મહાન સમર્થ પરમગુરૂ દેવના લક્ષજ્ઞાન રૂપી તલવારનો તીક્ષ્ણ ઘા એટલો બધો ભારે વાગ્યો છે કે ઘાયલની વાત ઘાયલ જ જાણે તેની પીડાનું દુઃખ બીજો કોઈ સમજી શકતો નથી. એ પીડાનું દુઃખ, ઉપાસક જનના અંતરહૃદયમાં નિજપતિપદના વિયોગનું હોય. તે પદ પ્રાપ્તિના બદલામાં તન, મન, ધનનો ભોગ આપી દેવો પડે છે એવી ધીરજ કોઈ પણ ધરી શકતો નથી. છતાં ઉપર દર્શાવ્યા પ્રમાણે મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે મારા અતિ ઉગ્ર અનુભવનો પરમ પ્રભાવ જેણે જાણ્યો છે, એવા ધૈર્યવાન વિરલાજન સદ્‌ગુરુના સત શબ્દ સોહંગ સનમુખ રહી પતિપદ માટે અહોનિશ લડે છે.




લાગી જ્ઞાન શબ્દકી ચોટ, ઓટ કીસકી ગ્રહું;
તોડી અજ્ઞાન આવરણ ઢાલ, જીવતો કયમ રહું. લાગી. ૧

ઉપર જણાવ્યા પ્રમાણે મારી સુરતા સદ્‌ગુરુ શબ્દ સનમુખ લડતી હોવાથી મને પરમગુરુના અદ્‌ભુત જ્ઞાન શબ્દની તિક્ષ્ણ ચોટ લાગી તેથી મારી અજ્ઞાન આવરણરૂપી ઢાલ તૂટી ગઈ. હવે હું શેના ઓથે રહી શકું ? સદ્‌ગુરુના જ્ઞાન શબ્દની ચોટના પ્રહારથી મારી જીવદશાનો નાશ થયો ત્યારે દેહાભિમાન પણ નષ્ટ થયું.

સંગી માર્યા પાંચ પચીસ, શિષ સબ ખેદીયા;
કાયા નગરની માંહી, અમલ ગુરૂકા ભેદીયા. લાગી. ૨

ગુરુગમને માર્ગે ચાલતાં અટકાવનાર મારી સાથે રહેલા પંચમાત્રા, પચ્ચીસ પ્રકૃતિરૂપી શત્રુઓએ મને બાંધીને કબજે કરેલો જોઈ મહાન સમર્થ ગુરુદેવે દયા કરીને શબ્દ શમશેરથી તે સર્વે શત્રુઓના મસ્તક છેદી મને ભયથી મુક્ત કર્યો. તેમજ સદ્‌ગુરુ સ્વામીએ મારા દેહ નગરમાં પોતાના હુકમથી જ્ઞાન અમલે કરી રોમરોમને રગેરગને વીંધી તે અમલને વ્યાપક કરી દીધો.

કીની દશ દરવાજે સહાય, જાય ચોકી બેસવા;
કામ, ક્રોધ, લોભ, મદચોર, દેવે નહિ પેસવા. લાગી. ૩

મહાન દયાળુ સદ્‌ગુરુએ મને સહાય કરીને ગુરુગમ ગતિ આપી મારા નિજ સ્વરૂપમાં સજાગ કર્યો. તે સજાગપણે રહીને સંયમ નિયમની ચોકી દેહનગરના દશે દરવાજે બેસાડી. તેથી સજાગપણાના રક્ષણે કરી આત્મ સમૃદ્ધિને ચોરી લઈ હાનિ કરનાર કામ, ક્રોધ, મદ, લોભ ઈત્યાદિ મહાન ચોરોને દેહનગરમાં પ્રવેશ નહિ કરવા દેતાં તેઓને હંમેશને માટે અટકાવી દીધા.

કીની કબજે ચારૂ વરણ, અમલ આપકો કર્યો;
હાર્યો કાયા નગરનો રાય, ગુરૂ ચરણે પડ્યો. લાગી. ૪

હે સમર્થ સદ્‌ગુરુ દેવ ! તમારી પૂરેપૂરી સહાયતા મળવાથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપી ચારે વરણને કબજે કરી આપનો અમલ દેહ નગરમાં બજાવ્યો, તેથી સર્વે રૈયત આપના હુકમ પ્રમાણે ચાલવા લાગી, ત્યારે કાયા નગરનો રાજા અંશનો જે અહંગ તેને મારાપણાનું મમત્વ છૂટી જવાથી હાર પામીને સદ્‌ગુરુના ચરણે થયો.

એવી નિષ્ઠા નમણતા જોઈ, ગુરૂરાય રીઝીયા;
કરી કરૂણા કુવેર શીર હાથ, ફેરી રાજ દીજીયા. લાગી. ૫

ઉપર જણાવ્યા પ્રમાણે સદ્‌ગુરુના ચરણે થવાથી પ્રકૃતિના સંબંધવાળા સઘળા પક્ષ છૂટી ગયા. ત્યારે ચૈતન અંશ નિહંગ થયો તેથી નિહંગ થયેલા અંશને સદ્‌ગુરુ પ્રત્યેની પૂર્ણ શ્રદ્ધા, નમ્રતા તેમજ અડગ નિષ્ઠા આવેલી જોઈ, મહદ્ ગતિના રાજા સદ્‌ગુરુ રીઝયા, પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે તે અંશ ઉપર કરૂણા કરીને સમર્થ સદ્‌ગુરુએ શિર ઉપર હાથ મૂકી ન્યાય સહિત સ્વ અનુભવનું અટલરાજ આપી નિર્ભય કર્યો.

## મંગળપદ-૭

શુદ્ધ સમજ વિવેક વજીર, ધીર જોઈ આપીઓ;
કર્યો કુબુદ્ધિ ઉચાકર જેહ, આગે હુતો પાપીઓ. શુદ્ધ. ૧

જે અંશને મહાન સમર્થ સદ્‌ગુરુએ બક્ષીશ કરેલા સ્વઅનુભવ રાજયનો અમલ, ઉત્તમ પ્રકારે ચલાવવા માટે જડથી નિજચૈતન હું ન્યારો છું, એવી શુદ્ધ સમજણ રૂપી વિવેકને સ્વરૂપ સ્થિતિની ધૈર્યતાને જોઈ, વજીર એટલે પ્રધાન પદનો અધિકાર આપ્યો. તે શુદ્ધ સમજ રૂપી વિવેકી પ્રધાને દેહ નગરમાં પહેલાં કુબુદ્ધી નામનો કારભારી રાજ્ય કરતો હતો. તે મહાપાપી, પ્રપંચી, અને અન્યાય અનીતિ, ભર્યા કુકર્મ કરાવવાવાળો હતો, તેને સદ્‌ગુરુની આપેલી સત્તાથી ઉઠાડીને પદભ્રષ્ટ કર્યો.

દીયો દયા જાણીને દયાળ, ધરમ કોટવાલકુ;
કીયો કામ કરાવન, એહ નગર રખવાલકુ. શુદ્ધ. ૨

પરમ દયાળુ પરમગુરૂએ દાસ ઉપર દયા કરી કે મારા અંશના રાજ્યમાં ફરીથી કોઈ પણ ડખલ કરી ન શકે તેમજ સતાવી ન શકે એવા હેતુથી, ધર્મરૂપી કોટવાળને દેહનગરના કોટનું રખેવાળું કરવા મૂકી આપ્યો.

શીલ સહેજ સંતોષને સત્વ, સામના સંગના;
દીના પલંગ પટાવત ચાર, આપના અંગના. શુદ્ધ. ૩

નિજકર્તાનો અંશ તે કાયા નગરનો સ્વામી હોઈ, જેના સંગમાં શાણા સુભટ ગંભીરતાવાળા શીલ, સંતોષ, સહેજ, સત્વ એટલે શાંત એ ચારે અંશના અંગ રક્ષકો છે. જ્યારે પરમ કારણ દેહના વિશે સહેજ પલંગે અંશ બિરાજે છે, ત્યારે ઉપર જણાવેલા ચાર પટાવતો અંશના અંગ રક્ષકો હોઈ, પલંગની પાસે હરદમ હાજર રહે છે.

કીનો સનમાન શુદ્ધ શાહુકાર, કાર નાણા તણો;
જોયે ખરચવા વાપરવા જેહ, દ્રવ્ય આપે ઘણો. શુદ્ધ. ૪

હવે પરમગુરુની દયા થકી અંશને મળેલા ઉત્તમ રાજ્યનો વહીવટ પવિત્રપણે સરળતાથી કરી શકે એવા આશયથી શુદ્ધ સન્માન રૂપી શાહુકારને લાયક જાણી ગુરુજ્ઞાનરૂપી નાણાનો અધિકાર સોંપ્યો. તે સદ્‌ગુરુની આજ્ઞા અનુસાર સમસ્ત રાજ્યમાં દરેકને જોઈતા પ્રમાણમાં ઉદારતાથી ખર્ચવા વાપરવા ઘણું દ્રવ્ય આપતો રહે છે.

સહુ શહેર કર્યું સુખરાજ, નવે નિધ્ય સિધ્યમેં;
તબ ફર ગઈ સત દુવાઈ, રાય રસ રિધ્યમેં. શુદ્ધ. ૫

જ્યારે સદ્‌ગુરુના વચનની મર્યાદામાં રહી, અદલ ન્યાય નીતિને અનુસરી સ્થૂલથી લઈ પરમ કારણ દેહ સુધી, આખાયે શહેરમાં સર્વે નિવાસીઓને આઠ સિદ્ધિ અને નવ નિદ્ધિનું મનવાંચ્છિત સુખ મળવાથી બહુ આનંદ થયો. ત્યારે દેહ નગરનો રાજા જે કૈવલનો અંશ, તેની આણ સારા શહેરમાં વર્તાવા લાગી કારણ કે તત્ત્વરૂપી રૈયત સર્વ રાજા પક્ષની થવાથી રાજાની સમૃદ્ધિના સુખનો સ્વાદ સર્વ એક સરખો અનુભવવા લાગ્યા.

કીનો અમલ અનેરો આપ, કામ સબ કે જમે;
સતકુવેર આતમ આપ રાય, સુતા સુખ સેજમેં. શુદ્ધ. ૬

ઉપર પ્રમાણે નિજપતિના અંશને પરમગુરુની કૃપાથી મળેલો અનેરો અમલ એટલે કોઈ જુદા જ પ્રકારનો સ્વરૂપ સ્થિતિનો અનુભવરૂપી અમલ દેહ નગરમાં ચલાવ્યો, તેથી સર્વ તત્ત્વો આત્માલક્ષમાં એક મુખી થયાં, ત્યારે સર્વ તત્ત્વોનું કામ જમા થઈ ગયું, મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે પુરુષ પ્રકૃતિની ઉપાધિથી નિવૃત્ત થયેલો નિજ અંશ આત્માનો પણ રાજા હોવાથી, સહેજ શૂન્યની સુખ શૈયામાં બિરાજતાં કાયમના માટે સુખી થયો.

## મંગળપદ-૮

જેને ઈગલાં પીંગલાં નાર, સુક્ષ્મણા શાહને,
ઢોળે વ્રેહ વિઝણીયે વાય, સ્વામી સુખદાયને. જેને. ૧

પરમકૃપાળુ ભગવાન કરૂણાસાગરની કૃપાથી મુક્ત થયેલો અંશ કાયા નગરમાં સત્ય ધર્મનું રાજ કરે છે. જેને ઈગલાં, પીંગલા અને સુક્ષ્મણા એમ ત્રણ મુખ્ય પટરાણીઓ છે. જે હંમેશા અંશના સાનિધ્યમાં રહી પિયુ પ્રસન્નતાની અતી આતુરતા લાવી, નિજ વિરહના વિંઝણે અતિ વહાલપણાનો વાયુ ઢોળી, પોતાના સ્વામી અંશને સેવાનું સુખ આપી ખુશ રાખે છે.

ચોથી સુરતી સોહાગણ જેહ, નેહ કરે નાથ શું;
ધરી તન મન જીવન પ્રાણ, તાળી લે હાથ શું. જેને. ૨

ચોથી જે સુરત અંશની અર્ધાંગના સૌભાગ્યવતી હોઈ, પતિની સોહાગણ બની પોતે શિરછત્ર, નાથની સાથે, અતિ સ્નેહ જોડી સ્વરૂપાનંદનું સુખ લેવા પોતાના તન, મન અને જીવનરૂપ, પ્રાણને અર્પણ કરી અરસ પરસ હાથો હાથ તાળી લે છે.

નેક નિરતી લગાવૈ નૈન, બેન રસ રિત્યના;
કરે પલક પલક પિયુ પ્રેમ, પોતાની જીત્યના. જેને. ૩

પાંચમી નૂરત નેક એટલે નજીક રહી પોતાના પિયુ અંશને રીઝાવવા માટે, અચળ નિશાન લગાવી અધિક રસાળ, અમૃતમય વાણી ઉચ્ચારે છે. જેવી રીતે પતિ પ્રસન્ન થાય એવી મર્યાદાના નિયમમાં રહી પળપળ પિયુને પ્રેમ કટાક્ષથી વશ કરી પોતાની જીત માનીને ખુશ થઈ સંતોષ પામે છે.

શુદ્ધ વરતી સોહાગણ નાર, પ્યાર પિયુને ઘણી;
લહે હેલા માત્રની માંય, હરિનું મન હણી. જેને. ૪

છઠ્ઠી જે શુદ્ધ વૃત્તિ અંશના નિજ સ્વરૂપ સિવાય બીજો કોઈ ભાવ જ નથી, એવા શુદ્ધ સ્વરૂપના ભાવે દિવ્ય ગુણોથી સજ્જ થયેલી સોહાગણ નારી, પતિને ઘણી પ્યારી લાગે

છે. તેનો પ્યાર પિયુ સાથે પુરણ હોવાથી પ્રેમાળ શબ્દોનો અવાજ કરી હરિના મનને હણી એટલે વશ કરી લે છે.

બુદ્ધિ શુદ્ધિ નિધિ સર્વે લેઈ, પૂજાને કારણે,
લાવે નિત્ય પ્રતિ વારંવાર, ધરી મન ધારણે. જેને. ૫

સાતમી બુદ્ધિની શુદ્ધ સુઝ નિજ સ્વરૂપના લક્ષમાં જાગૃત રહેવાવાળી હોય, નિદ્ધિ કહેતાં ગુરુજ્ઞાનના ખજાનામાંથી ઉત્તમ પ્રકારની સેવા સામગ્રી લઈને પૂજન કરવા હરહંમેશ પતિજ્ઞા સામે, સનમુખ રહી નિજમનની ધારણા રાખી, અચળપણે ધ્યાન ધરવા વારંવાર દૃઢ વિશ્વાસ લાવી સમર્પણ થઈ પૂજા કરે છે.

ભક્તિ મુક્તિ જુક્તિની જાણ, પાણ જોડીને રહી;
કરે સેવા સ્વામીની સદાય, નાર દશધા સહી. જેને. ૬

શ્રી પરમગુરુની કૃપા દૃષ્ટિએ નિર્મળ થયેલી વૃત્તિઓ, અતિ અનુરાગ ધારણ કરી અતિ સાવધ થઈ નિજ સ્વરૂપમાં સમાવવા પ્રીતિ બાંધી પરમગુરુના પદને પામવાની ભાવનારૂપ, આઠમી ભક્તિ, નવમી જુક્તિ, દશમી મુક્તિ, પરમસુખને આપવાવાળી છે. તે ગુરુગમ યુક્તિને જાણી બે હાથ જોડીને દશ અર્ધાંગનાઓ અંશની આજ્ઞાને અનુસરનાર વૃત્તિઓરૂપ નારીઓ, નિજ લક્ષના ન્યાયે અંશ રૂપ સ્વામીની સેવામાં સદાના માટે એકમતે રહી ચોક્કસપણે નિજાનંદનો આનંદ માણવા લાગી.

સિદ્ધિ ખટદશ પંચને દોય, દીસે એની દાસીયો;
નિધિ પંચ ચતુરધા સોય, સેવાને ખાસીયો. જેને. ૭

સિદ્ધિઓ ખટદશ એટલે છનેદશ મળી સોળ, તથા પાંચને બે મળી સાત આ પ્રમાણે કુલ ત્રેવીસ સિદ્ધિઓ સકર્તા પતિના અંશની દાસીઓ બની હુકમમાં વર્તવા, હરદમ હાજર રહી છે. તેમજ પંચ ચતુર્ધા એટલે પાંચને ચાર મળી નવે નિદ્ધિઓ અંશની સેવામાં ખાસ આધિન રહી છે. જેથી દેહની એકતામાં રહેવા છતાં કોઈપણ પદાર્થોના ભોગની ઈચ્છા ઉઠતી નથી. એ અંશ નિજ સ્વરૂપે થયાનું લક્ષણ જાણવું.

મલી સરવ સુલક્ષણા નાર, વિહાર હરિસુ કરે;
કહે કુવેર આતમ અણલિંગ, રંગથી રહે પરે. જેને. ૮

ઉપર ગણી બતાવ્યા પ્રમાણે સર્વ સુલક્ષણા નારીઓ નિજ સ્વરૂપના લક્ષમાં રહી હરિ એટલે સોહંગ સ્વરૂપની સાથે એકતા રાખી અવર્ણનીય આનંદ કરે છે, પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગર કહે છે કે એવો જે પતિનો અંશ ઉર્ધ્વ ગતિનો ઉપાસી થવાથી, તેનો ઓહંગ પ્રણવ આત્મા, સોહંગ પરમાત્મામાં સમાયો. ત્યારે જ્યોતિરૂપ મૂળ લિંગની વાસનાના વિલાસીક રંગથી હંમેશના માટે મુક્ત થયો.

## મંગલપદ-૯

રંગ અંગ આતમની સંગ, કહું દૃષ્ટાંત સે;
દેખી વરૂણ શિતલ વિધિ હોય, દષ્ટ સુર ક્રાંત સે. રંગઅંગ. ૧

પરમ કૃપાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે હે નિજપતિના આરતવાળા અંશો ! જે દેહ પાંચે તત્ત્વોના અંગરૂપ હોય, તેનો આત્મા સાથે સંગ કેવી રીતે રહેલો છે, તે દૃષ્ટાંત આપી સમજાવું છું. જેમ રાત્રીના સમયે પાણી ગરમ રહે છે, તે પાણી સૂર્યોદય થતાં ઠંડું પડી જાય છે. તેનું કારણ એ છે કે પાણીની ઉત્પત્તિ સૂર્યમાંથી થયેલી છે તે સૂર્ય વિયોગના કારણે રાત્રીએ પાણી ગરમ રહે છે, તે જ રાત્રીનો અંત આવતાં સૂર્યનો ઉદય થાય છે તે સૂર્યની દૃષ્ટિના કિરણો જોઈ તેની સાથે પાણીનો સંયોગ થવાથી પાણી શિતળ થાય છે. ઉપર જણાવેલ દૃષ્ટાંતના ન્યાયે પાંચ તત્ત્વના દેહરૂપ પાત્રમાં ઓહંગ પ્રણવરૂપ આત્મા તે પાણી જાણવું તે પાણીમાં પાંચે તત્ત્વના રંગ મળીને રહેલા છે એને કોઈ લક્ષાર્થી હશે તે જાણી શકશે. તે ઓહંગ પ્રણવરૂપ પાણીની ઉત્પત્તિ સોહંગરૂપ સૂર્યમાંથી અંશવૃત્તિના સંયોગે થયેલી છે, તે સોહંગ રૂપ સૂર્ય વિયોગના કારણે ઓહંગ આત્મારૂપ પાણી અજ્ઞાનરૂપી રાત્રીમાં ત્રિવિધિના તાપથી તપે છે, જ્યારે સદ્‌ગુરુ લક્ષ દ્વારા અજ્ઞાનરૂપ રાત્રીનો અંત આવે. ત્યારે સોહંગ પ્રણવરૂપ સૂર્યની સાથે ઓહંગ પ્રણવરૂપ પાણીની એકતા થાય છે. ત્યારે ત્રિવિધિના તાપ ટળી જાય છે. અને આત્માને પરમ શાંતિ મળે છે.

સાખ્ય આન્ય બતાવું સોય, સંશે સરવે નિસરે;
નવ રહે અંતર એક લગાર, સમજ સુધી પરે. રંગઅંગ. ૨

હે નિજપતિના અંશ ! અન્ય એટલે બીજી સાખ એટલે સાબિતી આપીને બતાવું છું; કે સર્વ પ્રકારના સંશયો નિવૃત્ત થશે. તેમજ કોઈ પણ જાતનું અંતર રેખ માત્ર રહી

શકશે નહિ. તેની શુદ્ધ સમજણ પડે એવી રીતે નીચે પ્રમાણે કહું છું.

રાખી ચમક પટંતરે કાચ, લોહા પુતળી ધરી;
નહિ ચમકને ચિંતવન કાંય, ચૈતન થઈ પરવરી. રંગઅંગ. ૩

હે પતિની આરતવાળા અંશ ! દૃષ્ટાંતે જેમ લોહચુંબક અને લોઢાની પુતળી વચ્ચે પારદર્શક કાચ રાખેલો હોઈ, ઉપર રહેલાં લોહચુંબકનું આકર્ષણ કાચને ભેદીને લોખંડની પૂતળી ઉપર પડતાં, વિધ વિધ પ્રકારની ચેષ્ટા કરે છે. પરંતુ કાચ ઉપર રહેલા લોહચુંબકને પૂતળીને નચાવવા સંબંધી જરા પણ ચિંતવન થતું નથી. છતાં એનું ઓજસ એટલે આકર્ષણ લોખંડની પૂતળીમાં પ્રવેશ કરવાથી ચૈતન્ય થાય છે.

જઈ ખાપ રહી ખટકાઈ, સાંઈ ભેટયો નહિ;
ધાતુ પુતળી રૂપ રંગ, સહિત રહી અહીંની અહીં. રંગઅંગ. ૪

હે પરમગુરુના ઉપાસી અંશ ! નીચે આવેલી લોખંડની પૂતળી સાંઈ એટલે નિજપતિને ભેટવા પ્રયત્ન કરે છે, પરંતુ વચ્ચે કાચનું આવરણ હોવાથી અથડાઈને પાછી પડવાથી પતિ સાથે એકતા કરી શકતી નથી. તેથી રૂપરંગ સહિત ધાતુની પૂતળી અહિંની અહીં એટલે કાચની નીચે જ રહે છે.

કાચ ચમક બીચે ફરે પાણ્ય, આણ્ય પલમે પરે;
છોડી કાચ કામની તાંય, કાંય લટકાં કરે. રંગઅંગ. ૫

જેમ પૂતળી અને ચમક વચ્ચે કાચના આવરણના લીધે પૂતળીને ચમકરૂપ પતિની ભેટ થઈ નહિ. આ પૂતળીનો પતિ અચિંત છે. છતાં તેનો ઓજસ કાચને ભેદી પૂતળીના સર્વાંગ શરીરમાં વ્યાપક થઈને રહેલો છે. એ વડે પૂતળી નિર્જીવ હોવા છતાં ચૈતન રૂપ દેખાતી હોઈ નૃત્ય કરે છે. આ નૃત્ય કરવાની પૂતળીમાં જે ખૂબી રહેલી છે, તે ઉપર આવેલા ચમકના ઓજસની છે. આ ઓજસ ચમકનો હોઈ એને આવતાં જતાં કોઈ જોઈ શકતું નથી. માટે અરૂપી અને અદૃષ્ય છે. જો આને અરૂપીના કહીએ તો કાચને ભેદી પૂતળીમાં પ્રવેશે નહિ. આ દૃષ્ટાંતના ન્યાયે જે ચમક રહ્યો છે તે સોહંગ પરમાત્મા હોઈ અને પૂતળી તે પ્રકૃતિ સંયુક્ત ઓહંગ આત્મારૂપ ચૌદ લોક સુધીનો સંસાર જાણવો; તેમજ કાચ રૂપ મહદ અવ્યક્ત માયા હોવાથી, તેના નીચે પ્રકૃતિ સંયુક્ત ઓહંગરૂપ આત્મા પૂતળીરૂપ

ચૌદલોક સુધીનો સંસાર રહેલો છે. હવે ઉપર બતાવેલા ચમકરૂપ સોહંગ પરમાત્મા, અને કાચરૂપ અવ્યકત માયા, તેના વચ્ચે નિજપતિના અંશની ચૈતનવૃત્તિરૂપી હાથની આણ એટલે અમલ પળ માત્રમાં કાચરૂપ અવ્યક્ત માયાને ભેદી પરમ કારણથી લઈ ઉત્તરોત્તર સ્થુળ સુધીના સર્વ દેહોમાં અંશનો ચૈતન અમલ વ્યાપક પસરી ગયો છે. એ ન્યાયે ચૌદ લોક સુધીની હકીકત જાણવી; વિવેક દષ્ટિએ તપાસી જોતાં માલૂમ પડે છે કે વ્યાપક થયેલા અમલનો અમલી સર્વ રચનાથી ન્યારો છે. તેથી ઓહંગમાં રહેલી, નિજ સુરતા રૂપ કામની, કાચ રૂપ અવ્યક્ત માયાને ભેદી, પર રહેલા ચમકરૂપ સોહંગપતિનો મેળાપ કરી શકતી નથી.

દેખી ચમક ચપલતા નાર, પ્યાર પિયુનો સહી;
એનો સ્નેહ શિરોમણી સાર, ચમકને ચિતવન નહિ. રંગઅંગ. ૬

અવ્યક્ત માયાથી પર રહેલા ચમકરૂપ સોહંગ પતિનું ઓજસરૂપ જીવન મળવાથી કાચરૂપ અવ્યક્ત માયાની નીચે આવેલી ઓહંગરૂપ પ્રેમદા ચૈતન થઈ ચંચળતાપૂર્વક પર રહેલા પતિ સામું જોઈ મળવા માટે બહુ પ્યાર કરે છે. તેનો અતિ સ્નેહ પોતાના પતિ છત્રમણી સાથેનો હોય, તેને સત્ય સારરૂપ માને છે. છતાં તેના સંબંધી ચમકરૂપ પતિને લેશ માત્ર ચિતવન નથી.

સ્વામી સમ્યક રહ્યો સમતોલ, ઓલ મન માયને;
નીચે વરતે સહુ સંસાર, સામથ્રની સાહાયને. રંગઅંગ. ૭

દષ્ટાંતે જેમ લોખંડની પૂતળીઓ ઉપર ચમક ધરી રાખવામાં આવે છે, ત્યારે તે ચુંબકનું આકર્ષણ સર્વે લોખંડની પૂતળીઓમાં એક સરખું વ્યાપક થવાથી લોખંડની પૂતળીઓ ચેષ્ટા કરે છે, પરંતુ ચુંબક સ્થિર અડોલ હોઈ તેના ઓજસની ચૈતનતા સર્વ પૂતળીઓમાં એક જ સરખી છે. એવી રીતે સોહંગ સ્વરૂપી સદ્‌ગુરુ સ્વામી અવિચળ, અખંડિત અને સમતોલ છે. તેઓ સમસ્ત લોકના કારણરૂપ હોઈ તેમની ગતિ સર્વવ્યાપક છે. તે સમર્થ સદ્‌ગુરુનું પદ, મન માયાથી પર અલગ રહેલું છે. તે મહાન સમર્થ સદ્‌ગુરુની કરૂણારૂપ સહાયતાથી નીચે ચૌદ લોક સુધીનો સંસાર જીવન પામીને વર્તે જાય છે. છતાં જીવમાત્ર મનમાયાના પડદાની ઓથે રહેલા હોવાથી સદ્‌ગુરુને ઓળખી શક્યા નથી.

ઘાટ નિમિત્ત મૃત્યુ કરે કાલ, પાલ પલમે પરે;
તાતે વૃદ્ધિ પામે સંસાર, મરે ને અવતરે. રંગઅંગ. ૮

નામરૂપ ગુણની આદ્ય લઈ જગતભરમાં ચર અચર જેટલા ઘાટ છે તે કોઈ પણ નિમિત્ત વિના છૂટતા નથી. જે જે નિમિત્તે છૂટેલા ઘાટને સર્વ લોકો મરણ કહે છે, તે ઘાટ છૂટવાના પ્રસંગે પોતાના અંતઃકરણના વિશે જિંદગીભરમાં જેવું વર્તન કર્યું હોય તેવા સંસ્કારોના અંકુરો બુદ્ધિ ભૂમિકામાં એકત્ર થાય છે. તે અંતકાળે શરીર છૂટતી વખતે, પાલ એટલે અંધકારમય મલિન વાસનાનો પડદો અંશની વૃત્તિ આગળ પલકવારમાં આવી પડે છે, ત્યારે જીવ માત્રને શરીર છોડી કલ્યાણના માર્ગે જવાની કાંઈ પણ સમજ પડતી નથી. તેથી વાસનાને વશ થઈ સંસારની ચાલતી આવેલી પ્રણાલિકા પ્રમાણે ઉત્તરોત્તર વૃદ્ધિ તરીકે જન્મ મરણના ફેરા ફરે છે.

નવ મંગળ નવ નિધિ જ્ઞાન, ધ્યાન હરદે ધરે;
ઉત્કૃષ્ટપણે પતિ પાય, કુવેર જે પરમ પરે. રંગઅંગ. ૯

આ નવ મંગળ અંશને સ્વ સ્વરૂપે કરનાર પરમ કલ્યાણકારી હોઈ, જ્ઞાનના નવ સાગર છે. જે કોઈ અતિ આરતવાન અધિકારી જન તે જ્ઞાનલક્ષને હૃદયના વિષે ધારણ કરશે, તો પરમ કૃપાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે અતિ ઉત્કૃષ્ટપણે કોઈ પણ પ્રકારની આડ અટક વિના સુગમપણે સરળતાથી પ્રકાશ બ્રહ્મની પાર, સકર્તા પતિના પરમપદને પામી શકશે.

## પરમ પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ

### રચિત મંગળપદ




શ્રી ગુરુ પ્રગટે આપ, સુગમ નર દેહ ધરી;
જન અનેક કી સુરત, ચરણ મે જઈ વરી. શ્રી ગુરુ. ૧

પરમ વિશેષ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અંખડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે શ્રી એટલે અખૂટ

જ્ઞાનગતિના શ્રીમંત પરમગુરૂ દેવ, આપ જગતના જીવોનું કલ્યાણ કરવા, અગમ ગતિનો અંતર આશય સુગમ રીતે સમજાવવા સકર્તાપતિનો અવિગત પરમ લક્ષ લઈ, અવ્યક્ત વિભૂતિનો દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી પ્રગટ થયા છો. આપના અલૌકિક વચનોના જ્ઞાનપ્રકાશથી જગતના જાગૃત થયેલા અનેક જનોની સુરતા આપના ચરણમાં વરી ચૂકી છે.

વરી નિજ સુરત ચરણ, મૂરત મન ભાવતી;
સ્વરૂપ શોભાકો ન અંત, સંત પામે ગતિ. શ્રી ગુરૂ. ૨

જે જે નિજ લક્ષજ્ઞાનના અધિકારી ઉપાસકજનોની નિજ સુરતા પરમગુરુના ચરણમાં વરી છે, તેને પરમગુરુની દિવ્ય મૂર્તિના મન ભાવતાં દર્શન થવાથી પરમાનંદની તૃપ્તિનો સંતોષ થયો છે, પરમગુરૂનું જે વ્યાપક સોહંગ સ્વરૂપ સમસ્ત ઘાટોને સ્પર્શીને રહેલું છે, તેમની શોભાનો અંત એટલે છેડો કોઈ લાવી શકે તેમ નથી, તે ગતિના જાણનાર અંતરદશાના હિમાયતી સંત, જેની સુરતા સ્વરૂપાકારે થઈ છે; તે જ સંત ગુરુગમ ગતિને પ્રાપ્ત કરી શક્યા છે.

સંત સજ્જનના સમોહ, આનંદ નિત્ય થાય છે;
નિગમ વદે યશ જેહ, ગુણી જન ગાય છે. શ્રી ગુરૂ. ૩

જે સમદષ્ટિના સંત અને સજ્જન પોતાની સુરતાને અંતરલક્ષમાં સ્થિર કરી, નિજદેશના અનુરાગી થયા છે, તે સર્વનો સમુહ સદ્ગુરુ લક્ષના એક મતમાં રહી નિજાનંદનો નિત્ય આનંદ અનુભવે છે. નિગમ એટલે વેદ જેના જાહેર જશ વારંવાર વખાણે છે, છતાં સ્પષ્ટ ઓળખાવી શક્યા નથી. તે ગુરૂપદના મહિમાને ગુણીજનો અહોનિશ હર્ષભેર ગાઈ રહ્યા છે.

ગાય ગાંધર્વ શારદ શેષ, દેશ ઉનમાન હી;
ન પાવે બુદ્ધ કી બાથ, અનુભવ જાંહાં નહિ. શ્રી ગુરૂ. ૪

પરમગુરૂનું પરમપદ અગમ્ય હોઈ તેને વાણી દ્વારા કહીને સમજાવવા ગાંધર્વ નામના દેવો તેમજ સરસ્વતી અને શેષનારાયણ જેવા પણ શક્તિમાન નથી. જેથી પરમગુરુના ધામનું વર્ણન અનુમાન એટલે આશરે કરી રહેલા છે. તેઓ ગુરુપદને કેમ

કરીને જાણી શકે ? જે બુદ્ધિની બાથમાં આવી શકે તેમ નથી. તે પદ મનવાણીથી પર આવેલું હોઈ ત્યાં કૃત માત્રનો અનુભવ પહોંચી શકતો નથી.

જ્ઞાન મુરત્ય ગુરુ કો રૂપ, સ્વરૂપ દેખાવન;
લહે ના પ્રકૃતિ જીવ, હોય ક્યોં પાવન. શ્રી ગુરૂ. ૫

પરમગુરુનું જે સજાણ જાણ જ્ઞાન ગતિમય સોહંગ સ્વરૂપ હોય તે પ્રભુએ કૃપા કરીને જન હિતાર્થે વ્યક્ત શરીર ધારણ કર્યું, તે દેખાવ માત્ર છે. તેમની કરૂણાદષ્ટિ પડતાંની સાથે નવીન જ્ઞાનનેત્રો ખૂલી જતા હોઈ, ગુરુના નિત્ય સ્વરૂપને નિહાળી ભાગ્યશાળી થાય છે. તે ગુરુગમને ગ્રહણ કરવા અધોદષ્ટિના જીવ સમજી શકતા નથી. તેઓ પ્રકૃતિના વિલાસમાં રંગાયેલા હોવાથી પવિત્ર કેમ કરીને થઈ શકે ?

તે માટે ધર્યો હે સ્વરૂપ, શોભાજન કારણે;
વૃત્તિ અંતઃકરણ અવિલાન, ધારે ધ્યાન ધારણે. શ્રી ગુરૂ. ૬

જ્યારે મહાન સમર્થ પરમગુરુએ જીવમાત્રને માયાના ભોગની આસક્તિમાં ખૂપી ગયેલા જોયા, ત્યારે કૃપા કરી જીવોને વિકાર રહિત પવિત્ર કરવા દિવ્ય વિભૂતિનો દેહ ધારણ કરી, પરમ મોક્ષના જિજ્ઞાસુજનોને દીપાવવા, ચરણમાં લઈ નિજપતિના લક્ષજ્ઞાનનો અધિકાર આપ્યો. ત્યારે તે જનોની વૃત્તિઓ અને અંતઃકરણ શુદ્ધ નિર્મળ થવાથી, અતિ આરતપૂર્વક પરમગુરુના ચરણનું ધ્યાન, અહર્નિશ અંતર સુરતાની અતૂટ ધારણાએ, ધરવા લાગ્યા.

નિજ રૂપકો અખંડ, અલૌકિક દેશમેં;
આપ અંશ પરોજન કાજ, આયે વિપુ વેશમેં. શ્રી ગુરૂ. ૭

હે પરમગુરૂ ! આપ અલૌકિક કૈવલધામમાં કાયમ વસતા હોઈ નિજ સ્વરૂપે અખંડ બિરાજો છો, છતાં આપ અંશોનું પરમ કાર્ય કરવાના હેતુથી કૈવલ લક્ષ સમજાવવા અવ્યક્ત અકળ વિભૂતિનું દિવ્ય મનુષ્ય શરીર ધારણ કરી પૃથ્વી પર પધાર્યા છો.

વેશ સુઘડ સર્વજ્ઞ, તજ્ઞ તદ્‌વત રહે;
એવા પરમગુરૂ શ્રી કુવેર, યાહાં વહાં સત રહે. શ્રી ગુરૂ. ૮

હે પરમગુરુ ! આપનો મનુષ્ય વેશ રૂપીદિવ્ય દેહ અતિ સુઘડ હોઈ જેમાં સર્વજ્ઞપણાનું જ્ઞાન અખંડ રહેલું છે, તેમજ તજ્ઞ એટલે મહાત્યાગી હોવાથી તત્ત્વ, ગુણ,

ગણ, પ્રકૃતિ તથા પુરૂષથી આપ અલગ હોઈ આપના નિજ સ્વરૂપાનંદમાં હંમેશા મસ્ત રહો છો. એવા આપ અકળ પુરૂષ શ્રીમંત કુવેર સાહેબના નામે પ્રગટ થયા છો. છતાં નિજલક્ષની દ્રષ્ટિએ જોતાં આપ સ્વયં સ્વરૂપે અલગના અલગ અને સલંગના સલંગ, અહિંના અહિં અને ત્યાંના ત્યાં સત્ય સ્વરૂપે રહો છો.

યાહાં રહી ગ્રહે જન બહાંય, તાહાં પઠવાવહી;
નારણદાસ ગ્રહી એ ચરણ, રહી ગુણ ગાવહી. શ્રી ગુરૂ. ૯

આ જગતના વિષે આપ સતકુવેર સ્વરૂપે રહી શરણાગત જનનો હાથ પકડી કૈવલધામમાં પહોંચાડો છો. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે ભગવાન કરૂણાસાગર પરમપદના દાતા હોઈ તેમનું ચરણ શરણ ગ્રહણ કરી ગુરુગમ લક્ષગતિમાં રહી હંમેશા ગુણ ગાઈ રહ્યો છું.

## મંગળપદ-૨

એ મૂર્તિ મંગળ કરન, ધ્યાન હરદે ધરો;
નવરંગી નવલ કિશોર, ઓર સબ પરહરો. એ મૂર્તિ. ૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, એ પરમપવિત્ર પરમગુરૂની મૂર્તિ, જગતભરમાં સર્વ જીવમાત્રનું અજ્ઞાન મટાડી કર્મોના બીજગોને બાળી, કાળમાયાના બંધનથી છોડાવી. નિજ અંશ સ્વરૂપે કરનાર પરમ કલ્યાણકારી છે. તે પરમગુરુની મૂર્તિનું ધ્યાન હૃદયમાં દૃઢતાપૂર્વક ધરવું કે જે પરમગુરુ પતિનું અતિ સુંદર સ્વરૂપ વળ વિનાનું છે, તેમની સાથે પૂર્ણ પ્રીતિ જોડીને પતિના અતિપ્રેમમાં રસબસ રહી એક નિજપતિ વિના સર્વ કાંઈ ત્યજી દેવું.

ઘનશ્યામ સ્વરૂપકો સાર, પાર નીકસે નહિ;
ગતિ અગમ અગોચર અર્થ, કોઈ બીકસે નહિ. એ મૂર્તિ. ૨

પરમગુરુનું જે સોહંગ સ્વરૂપ સ્થિર વ્યાપક અતિ શુદ્ધ સ્ફટીકમણીના જેવું હોઈ, જેનો પાર પામી કોઈ યથાર્થ સત્ય સાર જાણી શક્યું નથી. તે ગતિ મનવાણીથી પર, અતિ અગમ, અગોચર જે પરમપદના પરમ અર્થરૂપ હોઈ, સર્વ અંશોના સાક્ષીરૂપે છે. તેને

જગત રચનાની આદ્ય લઈ અત્યાર સુધી થયેલા નિર્ગુણ સિર્ગુણના કોઈપણ જ્ઞાની, અનુભવનો વિકાસ કરી, ક્રત અક્રતનો નિવેડો લાવી સજાતીય સકર્તાપદને ઓળખીને ઓળખાવી શક્યા નથી.

બરણું વિપુકો વિલાસ, વિભૂતિ તનકી,
દેહ ષોડસ ચિન્હ સંજુક્ત, સુરત વરી જનકી. એ મૂર્તિ. ૩

પરમગુરુના પરમ પવિત્ર સ્વરૂપનું વર્ણન કરી જણાવું છું કે જેના દિવ્ય દેહમાં સંપૂર્ણ જ્ઞાનગતિની મહદ ઐશ્વર્યતા રહેલી છે, તેના યોગે સર્વજ્ઞ સ્વરૂપનો અનુભવાનંદ અખંડ રહેલો છે. પરમ દયાળુના મહાન તેજસ્વી તનના વિશે સોળ ચિહ્ન, તેમજ સોળ વિભૂતિને, સોળ કળા, સંયુક્ત સદાય અતિ શોભી રહ્યા છે. તેમના પરમ પ્રભાવના ઓજસમાં આકર્ષાઈને ભાગ્યશાળી જનોની સુરતા દર્શન કરી લોભાઈ રહી છે.

વરી સુરત નિજ ચરણ, શરણ અઘ જાય છે;
નિત્ય આનંદ અંશ કલોલ, અહોનિશ થાય છે. એ મૂર્તિ. ૪

જે ચરણ શરણના ઉપાસીજનોની સુરતા, પરમગુરુના સોહંગ ચરણ શરણમાં વરી છે. તે ચરણસ્પર્શના પૂજ્ય પ્રતાપથી અનેક જન્મોના પાપ અને અજ્ઞાન સર્વદા ટળી ગયા છે. જેથી ગુરુપદના અભ્યાસી જનો, નિત્યાનંદ ભોગવતા હોઈ અહોનિશ સુખ સાગરમાં કલોલ કરે છે.

દેખી આનંદ અંશ સમોહ, મોહ વરતિ પરહરિ;
એવા નિરમળ જનને કાજ, કૃપાદૃષ્ટિ કરી. એ મૂર્તિ. ૫

અનેક જાતના પ્રાકૃતિક પદાર્થોની મોહવૃત્તિને ત્યજી, નિર્મળ થયેલા અંશો પરમગુરુના શરણે આવી, સજાતીય ચૈતનભાવે સમદૃષ્ટિએ, સાથે મળી આનંદ કરતા જોઈ તેમનો પરમ કલ્યાણરૂપ પરમપતિને પામવાનો હેતુ, પૂરો પાડવા પરમગુરુએ કૃપાદૃષ્ટિ કરી.

કરુણાના દાતા જેહ, નેહ ઉપજાવહી;
હુલાસ ધરીને જે અંશ, શરણ પે આવહી. એ મૂર્તિ. ૬

પરમગુરુ પોતે કરુણાના દાતા હોઈ, કરૂણા કરીને અંશોને શુદ્ધ નિજપતિ સાથેનું હેત ઉપજાવે છે. તેથી કરૂણા દષ્ટિએ જાગૃત થયેલા અંશો આનંદભેર અતિ ઉમંગ ધરીને પરમગુરુના ચરણમાં આવે છે.

શરણ આવ્યા જે અંશ, કરી શુદ્ધ ભાવહી;
સૌ સજ્જન સમોહનો સાથ, ધામ પઠવાવહી. એ મૂર્તિ. ૭

જે અંશો હૃદયના શુદ્ધ ભાવથી પરમગુરુના શરણે આવી; નિજલક્ષના અધિકારી થયા છે. તેઓની સુરતા પરમગુરૂના લક્ષમાં અચળ છે, એવા પવિત્ર સર્વ સજ્જનોના સમૂહને પરમગુરુ નિશંકપણે કૈવલધામ પહોંચાડે છે.

પઠવાયે અંશ અનેક, હજીુરી નર જે રહ્યા;
બિન હજીુરી જીવ, કાળવશ થઈ વહ્યા. એ મૂર્તિ. ૮

ઉપર જણાવ્યા પ્રમાણે પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના હજીુરમાં રહેનાર, અંતરદષ્ટિના અંશો તેમના વચનને અનુસરી ચૈતનલક્ષની રહેણીમાં અતિ ઉજાગ્રતપણે રહેનાર, અનેક અંશોને પરમગુરુએ ધણીના નિજ ધામમાં પહોંચાડયા છે. જે પરમગુરૂને ઓળખી શક્યા નથી, તે તેમના અદલ ન્યાયને પણ નહિ જાણી શકવાથી, એવા બિનહજુરી વિમુખી જીવ કાળને વશ થઈ લક્ષ ચોર્યાસીના ચક્રમાં ભટકતાં ફરે છે.

અંધા લહેં ક્યોં અરક, સુરત નહિ ઉનકી;
પરમગુરૂ કો પ્રગટ, ગતિ નહિ તનકી. એ મૂર્તિ. ૯

દૃષ્ટાંતે જેમ અંધ માણસ સૂર્યને દેખી શકતો નથી. કેમ કરીને દેખી શકે ? કે જેની બાહ્ય ચક્ષુની સુરતા જ નથી. એવી રીતે જગતના જીવો અંતર દષ્ટિના અંધ હોવાથી, સૂર્ય સમાન કૈવલ જ્ઞાન પ્રકાશક પરમગુરુના પ્રગટ અલૌકિક શરીરને દેખી વા પારખી શકતા નથી.

અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુ તે કરી;
શ્રીમંત કુવેર જન કાજ, આયે નર તનુ ધરિ. એ મૂર્તિ. ૧૦

સર્વ અંશોના સકર્તા પતિ ખુદ ખાવન, બાવન અક્ષરના લેખથી રહિત અજ એટલે અતિ ગુપ્ત એકલમલ અદ્વૈત સ્વરૂપે હતા. તે નિજપતિએ જાણ્યું કે વિશ્વની રચના કર્યા

બાદ કોઈ અંશ મને મળી શક્યો નથી. મારા વિના સ્વજાતી અંશોને પતિપદનો લક્ષ કોણ જણાવે ? એમ વિચારી અદ્વૈત સ્વરૂપમાંથી અતિ ઉમંગ ધારણ કરી જગતના જિજ્ઞાસુ જીવોને અંશ અંશીપદનો લક્ષ આપી, નિજઘર પ્રાપ્ત કરાવવાના પરમ હેતુથી, દ્વૈત રૂપ દિવ્ય સર્વોત્તમ નર તનું ધારણ કરી, આપ શ્રીમંત કુવેર સ્વામીના નામે પ્રગટ થયા છો.

દાસ નારણના જે પ્રાણ, આધારી આપ છો;
બંદી છોડ ગરીબ નવાજ, અધ્યાપી થાપ છો. એ મૂર્તિ. ૧૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે પરમગુરુ ! જેમ દેહના જીવન આધાર રૂપ પ્રાણ છે ! પ્રાણ વિના દેહ રહી શકતો નથી. એમ મારા અંશ સ્વરૂપના આધારરૂપ તમે જ છો. જેથી તમારા વિના હું એક પળ માત્ર પણ રહી શકતો નથી. કારણ કે નિજ જ્ઞાનથી રહિત ગરીબ જીવો પર દયા કરી, ભવ બંધનથી છોડાવનાર, જગત રચનાની આદ્યથી સકર્તાપતિનો લક્ષ લખાવનાર, અત્યાર સુધીમાં આપ એકલા જ છો.

## મંગળપદ-૩

આદ્ય સક્રત સ્વરાજ, કરૂણેશ કૈવલ;
લહે કર્તા વિશેષણ જેહ, પતિ એકલમલ. આદ્ય. ૧

પરમ વિશેષ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક, લક્ષજ્ઞાન ગતિનાં સંપૂર્ણ અધિકારી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે સંત સજ્જનો, જગતના સર્જનહારને અત્યાર સુધી કોઈ યથાર્થ જાણી કે ઓળખી શક્યું નથી. તે ધણીને ઓળખાવવા પરમગુરૂએ અલૌકિક પંચ વિશેષણો અંગીકૃત કરેલા છે. તેનું હું વર્ણન કરૂં છું. તે એકાગ્રચિત્તે સાંભળો. પ્રથમ આદ્ય, સક્રત, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ. આ પંચ વિશેષણ જેને લાગી શકે છે તેને જ નિજકર્તા કહેવામાં આવે છે. જે કોઈ જિજ્ઞાસુ જન સર્જનહારના પરમપદને પામવાની આરત રાખતો હોય તે પરમપવિત્ર પંચ વિશેષણના સ્મરણ માત્રથી અજ્ઞાન રહિત, થઈ નિજપતિપદને પામી શકે છે.

આદ્ય જકતની જે ઉત્તપન, સોહી વિલસી રહ્યું,
ભિન્ના ભિન્ન વ્રતે વહેવાર, વિપુવત થઈ રહ્યું. આદ્ય. ૨

જે અવિગત, અલેખ, અદ્વૈત, નિજકર્તા, મહાદ શુન્યના મધ્યે સૃષ્ટિ રચનાની આદ્યે સંકલ્પ વિનાના એકલા જ હતા, તે ધણીને આદ્ય વિશેષણ લાગે છે, તે પરમપતિને અચાનક ઉપજણ ઉપજી. તે ઉપજણના વિશે અંતરબાઝ હેતુ ધારણ કરી, શુદ્ધ સંકલ્પથી પંચવૃત્તિ દ્વારા સમસ્ત જગતનો વિસ્તાર કર્યો તે નીચે પ્રમાણે કહીએ છીએ. નિજકર્તાએ પ્રથમ પ્રકાશ બ્રહ્મવૃત્તિથી ત્રણ મહાતત્ત્વ, સંજમભોગવૃત્તિથી ત્રણ ચક્ષસત્ત્વ, ઈચ્છાવૃત્તિથી બોતેરતત્ત્વો ઉત્પન્ન કર્યા. પછી ચોથી ક્રિયાવૃત્તિએ ઉપર દર્શાવેલ તત્ત્વોના ન્યૂનાધિક ભાગ, પોખીને વૈરાટની આદ્ય લઈ છ મહદ દેવતનુઓ તેમજ સ્થાવર જંગમ સમસ્ત જડ ચૈતન સંયુક્ત હિરણ્ય ગર્ભ જડ બીજગોની અદશ્ય રચના તૈયાર કર્યા પછી, નિજકર્તાએ સજીવનવૃત્તિ જડ બીજગોમાં પ્રેરક કરી, ત્યારે પોતાના માપ પ્રમાણે વૃદ્ધિ પામીને સમદમપણે જડવત રહ્યાં.

સક્રત સજીવન અંશ, પ્રેર્યા જડ તત્ત્વમે;
સમલીત કીયા ઉન સંગ, રંગીત ભયે તત્ત્વમે. આદ્ય. ૩

નિજપતિ એ જડ તત્ત્વોનું જગત રચીને, તેને સજીવ કરવા છઠ્ઠી અંશવૃત્તિના સજાતીય અંશોને, સ્થાવર જંગમ સર્વ જડ બીજગોમાં પ્રેરક કર્યા. તે સર્વ અંશો શરીર રચનાના તત્ત્વોની સાથે રંગાઈને રસબસ થઈ ભિન્ન ભિન્ન વર્તન કરવા લાગ્યા. આ પ્રમાણે જડચૈતનનો સંયોગ કરનાર સર્જનહારને સક્રત વિશેષણ લાગે છે.

સ્વરાજ કરે નિજ આપ, થાપ નહિ કોઈનો;
ઉપજાવે વ્રતાવે અધાપ, મત સત્ સોઈનો. આદ્ય. ૪

ઉપર પ્રમાણે જડચૈતન સંયુક્ત સમસ્ત બ્રહ્માંડભરના ચર અચર સર્વે ઘાટોમાં, પોતાનો જ અમલ બહાર અને ભીતર સર્વવ્યાપી રહ્યો છે. તેમાં બીજા કોઈનું સ્થાપન નથી. તે અમલનો કુલ અધિકાર પોતાના હસ્તક રાખેલો હોઈ કોઈના પણ આધાર કે મદદ વિના, પોતાની સ્વેચ્છાથી પુરૂષ પ્રકૃતિની આદ્ય લઈ સામાન્ય વિશેષ અંશો સમેત સર્વ ઘાટો ઉપજાવ્યા. ત્યારથી અત્યાર સુધી તેનું પાલન પોષણ પોતાના નિયમ અનુસાર કરી રહ્યા છે. તેજ નિજકર્તાનો સાચો મત છે. જેથી તેમને સ્વરાજ વિશેષણ લાગે છે.

જેની આણ ફરે ચૌં ઓર, ચતુરદશ લોકમે;
એથી બીજો નહિ બળવંત, વ્રતે એના થોકમે. આદ્ય. ૫

નિજપતિની આણ એટલે અમલ તે ચૈતન બ્રહ્મ, બ્રહ્માંડભરની સર્વ દિશાઓની આદ્ય લઈ ચૌદલોક સુધી એક સરખો વ્યાપક છે. તે સકર્તાપતિ વિના બીજા કોઈ બળવંત નથી જેની વ્યાપક સત્તામાં સર્વે જીવ થોક એટલે ઘાટોને વશ થઈ વર્તે જાય છે. પણ પોતાના અંશ સ્વરૂપની કે નિજકર્તાની કોઈ શોધ કરતા નથી.

તે માટે કહીએ, સ્વરાજ ઉપજાવી હરે;
મદ સુદન એનું છે બ્રદ, ચઢ્યો મદ એ હરે. આદ્ય. ૬

હે નિજકર્તા ! આપના રચેલા જગતમાં જે જે કોઈ અંશને વિભૂતિનો મદ ચઢી જાય તો તેના ચઢેલા મદને હણી લઈ આપ નિર્મળ કરો છો. એ નિયમનો અધિકાર પોતાના હસ્તક રાખ્યો છે. વળી વિશ્વનું સર્જન વિસર્જન તમો પોતાની સ્વ સત્તાથી જ કરો છો. માટે આપને સ્વરાજ વિશેષણ લાગે છે.

કરુણેશ કરુણાના ઈશ, આપી સરવ દેવને;
વ્રતાવે રહી નિજ આપ, ભિન્ન ભવ ભેવમે. આદ્ય. ૭

કરુણેશ સકલ કરુણાઓના અધિપતિ ઈષ્ટ છે. તેમને કરુણેશ વિશેષણ લાગે છે. તેનો ખુલાસો કરીએ છીએ તે સાંભળો ! બ્રહ્માંડભરમાં જેટલા દેવો છે, તે સર્વે દેવોને વિશ્વભરનો વહીવટ કરવા સારું એક એક કરૂણાઓનો અધિકાર આપ્યો છે. તે મુજબ સર્વે દેવો કામ કર્યે જાય છે, તે દેવોને જેને જેવો અધિકાર મળ્યો છે, તે તેમના દેહોની વિભૂતિ પ્રમાણે જુદા જુદા અહંમેવોવાળા હોવા છતાં, સર્વ કરૂણાનો હક નિજકર્તાએ પોતાને સ્વાધિન રાખી, ભવથી ન્યારા રહીને સર્વને હુકમ પ્રમાણે વર્તાવી રહ્યા છે; માટે તેમને કરૂણેશ કહીએ છીએ.

શશી સુર વાયુને અનલ, પ્રજન પૃથ્વી કહી;
રજો તમો સાત્ત્વિક ને શક્ત, નિરંજન તે સહી. આદ્ય. ૮

હવે કરૂણેશ પતિએ સૃષ્ટિના સર્વ જીવોને સુખી કરવા સારુ ઈન્દ્ર, ચંદ્ર, સૂર્ય, પંચભૂત અને ત્રણ ગુણના દેવો શક્તિ અને નિરંજન તેઓને એક એક કરૂણા આપી નિમણુંક કર્યા છે તે કહીએ છીએ. રાત્રીના સમયે ચંદ્ર સર્વ જીવોને શીતળ કરે છે. તેથી તે કરૂણામય છે. ઈન્દ્ર સર્વ જીવો ઉપર કરૂણા કરીને પરજન એટલે વરસાદ વરસાવી

તૃપ્ત કરે છે. માટે કરૂણામય જાણવા અને સૂર્ય પ્રકાશ કરી અંધકારને મટાડે છે. માટે કરૂણામય છે. પૃથ્વી સર્વ ઘાટોને ધારણ કરી રહેલી હોઈ અન્ન ઔષધિને ઉપજાવે છે. તેથી પૃથ્વી કરૂણામય છે. પાણી સર્વનું પોષણ કરી શાંતિ પમાડે છે માટે કરૂણામય છે. તથા અગ્નિ સર્વને પરિપકવ કરે છે તેથી કરૂણામય છે. તેમજ વાયુ સ્પર્શ કરી સર્વની અકળામણ મટાડે છે, માટે કરૂણામય છે. આકાશ સર્વને હરવા ફરવા અવકાશ આપી રહ્યું છે, તે પણ કરૂણામય જાણવું. તેમજ રજોગુણી બ્રહ્મા સર્વ ઘાટોની વૃદ્ધિ કરવાના હુકમમાં રહ્યા છે જેથી તે પણ કરૂણામય છે. જ્યારે સમુદ્ર મંથન કરતાં ઝેર નીકળ્યું તે ઝેરને સર્વ જીવો ઉપર કરૂણા કરીને તમોગુણી મહાદેવ પી ગયા તેથી મહાદેવજી કરૂણામય જાણવા. તેમજ વિષ્ણુ સર્વ જીવોનું પાલન પોષણ કરવાના હુકમમાં રહેલા હોઈ તે પણ કરૂણામય છે. શક્તિ પણ સર્વે જીવોના વિષે હેત પ્રીતિ વધારવાના હુકમમાં રહી છે માટે કરૂણામય છે. નિરંજન જ્યોતિ નારાયણ સર્વ જીવોના ચારે દેહને સમતોલપણે ધારણ કરી રહ્યા છે જેથી કરૂણામય જાણવા.

અહંકાર અચંત સ્વકાશ, ઈંદ્ર દિગપાલહી;
અશ્વની કુમાર સમેત, વ્રતે કરુણા લહી. આદ્ય. ૯

જે ત્રણ ગણના મહાદેવો શેષ, મેડકને કુર્મ વૈરાટને અધોભાગે સ્થિરપણે ધારણ કરી રહ્યા છે. માટે ત્રણ ગણના મહાદ દેવો કરૂણામય છે. દશે દિશામાં રહેલા દિગ્પાલ સર્વ શબ્દોને ગ્રહણ કરે છે. તેથી દિગપાલ કરૂણામય છે. અશ્વનીકુમાર નામના દેવ વૈરાટની નાશીકા પર વસેલા હોઈ વિશ્વભરની ગંધને ગ્રહણ કરી લીન કરી દે છે, માટે તેઓ કરૂણાના અધીકાર પ્રમાણે વર્તી રહ્યા છે જેથી તે પણ કરૂણામય છે.

આન્ય દેવ અવર જેહી હોય, તેહી વરતાવહી;
તે માટે કરુણાના ઈશ, સબે કરવાવહી. આદ્ય. ૧૦

ઉપર જણાવ્યા તે સિવાય બીજા પણ જે જે દેવતાઓ કરૂણામય હોય, તે સર્વને સકર્તાપતિની બક્ષેલી કરૂણા પ્રમાણે જ વિશ્વમાં વર્તમાન કરાવે છે. આ રીતે સર્વ દેવતાઓની મારફત ન્યાય સહિત વિશ્વનો વહીવટ જતમતપણે વર્તાવતા હોઈ, માટે સકર્તાપતિને કરૂણાઓના ઈશ, કરૂણેશ્ કહીએ છીએ.

કૈવલ વલ વિનુ વસ્ત, ઉદે અસ્ત, જાહાં નહિ;
તે ખાવન ખુદ મહારાજ, કાજ કરે તે સહી. આદ્ય. ૧૧

નિજ સકર્તાપતિને કૈવલ વિશેષણથી સંબોધન કરવામાં આવ્યું છે, તેનો અર્થ નીચે પ્રમાણે છે. પોતાના સંકલ્પથી ઉપજાવેલું વિશ્વ વળ ભરીને રચેલું છે. પરંતુ પોતે વળથી રહિત હોઈ તેમને ઉદય કે અસ્ત કદાપિ સંભવતા નથી. તે નિજપતિ સર્વ અંશોના શિર પર હોઈ, અનંત બ્રહ્માંડના અધિપતિ દેવો સકર્તા ધણીની આપેલી સત્તા મુજબ રાજ કરે છે. તે સમસ્ત રાજ્યકર્તાઓના સર્વ સત્તાધિશ સકર્તાપતિ મહારાજા છે.

એ પંચ વિશેષણ કર્તા, બિના નહિ કોઈને;
અદ્વૈત એક અખંડ, સકર્તા, સોઈને. આદ્ય. ૧૨

ઉપર પ્રમાણે આદ્ય, સકર્તા, સ્વરાજ, કરૂણેશ અને કૈવલ આ પંચ વિશેષણો એક અખંડ અદ્વૈત સકર્તા સિવાય નામ રૂપ ગુણની આદ્ય લઈ સમસ્ત લોકમાં કોઈને લાગી શકે નહિ. તેમજ કોઈને લગાડી પણ શકાય નહિ, છતાં કોઈ લગાડે તો નિજકર્તાના ન્યાય વિરુદ્ધ અઘટિત ઉપજાવી કાઢી નકલ કરેલી છે એમ જાણવું. કદાચ કોઈ નકલ કરે તો પરમગુરુના મહાન ગુનેગાર જાણવા.

(દ્દષ્ટાંતે જેમ રાજાને રાજ્યનીતિ અને રાજ્યસત્તા જોઈને રાજાની ઉપમા લગાડી શકાય છે. તથા ધનવાનને ધન સંપત્તિ અને વિવેક બુદ્ધિ અને વિદ્યા વિનય જોઈ શ્રીમંતની ઉપમા આપી શકાય છે. એમ સર્જનહારને પંચ વિશેષણની ઉપમા ભગવાન કરૂણાસાગરે આપેલી છે. તે સર્જનહારની અપાર અદ્દ્ભૂતતા, અને અકળ ગતિ જોઈને જ યોગ્ય વિશેષણો લગાડેલા છે. તે સર્વજ્ઞ પરમગુરુના અનુભવ આગળ સંત સજ્જનો કે વિદ્વાનો ખામી બતાવે, તે ન્યાય દ્દષ્ટિએ યોગ્ય નથી ? પણ પોતાની અલ્પજ્ઞતા છે એમ જાણવું.)

એવા માલિક જે મહેરબાન, મોજ મજબુત કરી;
અંશ પરોજન કાજ, કર્તાએ તે આદરી. આદ્ય. ૧૩

ઉપર પ્રમાણે જેને પંચ વિશેષણ આભૂષણ રૂપે ધારણ કરાવવામાં આવ્યા છે. એવા જે અનંત દયાળુ સકર્તાપતિએ પોતાની અંતરવૃત્તિના ઉમંગથી સચ્ચિદાનંદ રૂપ બીજ, બ્રહ્મ ભૂમિકામાં વાવીને મહા મજબૂત વેગ ભરી, આદરપૂર્વક પોતાના અંશોને મોજ કરાવવા

સારૂં નરનારીની જુગલ જોડીવાળા ચૌદ લોક સુધીના વિશ્વરૂપ બાગની રચના કરી છે.

તન તખત મહેલકી સેલ, કરન અંશકુ કીયા;
સહુ રિધ્ય ભરી તે માહાંય, દયા કરીને દીયા. આઘ. ૧૪

સકર્તાપતિએ ક્રિયાવૃતિ વડે પંચતત્ત્વનો દેહરૂપી મહેલ રચીને, તેમાં કલ્પ સુધી ખૂટે નહિ તેટલી બહુ પ્રકારની સૃમદ્ધિ ભરી છે, તે વિવેકે ભોગવીને આનંદ કરાવવા સારૂ દયાળુ સર્જનહારે, પોતાના સજાતીય અંશોને ઉદય કરી પરમકારણ દેહના તખત પર વસાવીને બક્ષિસ આપી છે.

બહુ મોજ દીયે મહારાજ, કાજ જન કરનેકું;
તે લહ્યા નહિ નિજ તાત, થાપ પતિ અપનેકું. આઘ. ૧૫

પરમપતિ સર્જનહાર, દેવાધિદેવ, અનેક ઈશ્વરોના ઈશ્વર સર્વના શિરછત્ર મહારાજા સકર્તાપતિએ પોતાના સજાતીય અંશોને બહુ પ્રકારની વિલાસવાળી મોજ એવા હેતુથી આપી હતી કે, અંશો મારી આપેલી મોજને જોઈ વિચાર કરે કે આ સર્વ પ્રકારની મોજને આપનાર તથા મને અહીં સ્થાપિત કરનાર યા વસાવનાર કોણ છે ? એવું જાણીને વિવેક કરી મારી મોજને ભોગવે અને ન્યાય સહિત મારા નિજલક્ષમાં રહી શકે; પરંતુ એમ નહિ કરતાં સર્વ અંશો પોતાને તથા નિજપતિને ઓળખવાનું ભૂલી ગયા.

પઠવે અંશ ઈત આપ, પાય વિપુ વસભયે;
નિજ તાત વસે જેહી ધામ, હામ હંસ નવ ગયે. આઘ. ૧૬

સકર્તાપતિએ સર્વ અંશોને આ જગતના વિશે મોકલ્યા. તે પંચ તત્ત્વોના શરીરોને પામી રૂપરંગમાં વશ થઈ નિજઘરનું ભાન ભૂલી ગયા, તેથી અહીંના સર્વે કૃત વિલાસમાં ભ્રમિત થઈ ગયા. તે ભ્રમિત થયેલા અંશો અનુભવની હિંમત વિના જે ધામમાં નિજ પરમપતિ વસે છે ત્યાં જઈને મળી શકતા નથી.

અંશ ગયે ન સ્વધામ, અટક ઈતહી રહે;
મોઈ તે અધિક પ્રિયે જાણ, કે ભવ ભરમત રહે. આઘ. ૧૭

જ્યારે અંશની વૃત્તિ ઘાટોની વાસનામાં પચી જઈને ઘાટરૂપ થઈ જવાથી કોઈપણ અંશ જ્યાં નિજપતિ વસે છે. ત્યાં જઈ શક્યા નહિ. તે કારણને લઈ જગતભરમાં અટકી

રહ્યા છે, ત્યારે નિજપતિએ જાણ્યું કે અંશોને અજ્ઞાન થવાને કારણે મારા સ્વધામના પરમ સુખ કરતાં જગત વિલાસનું સુખ અધિક પ્રિય માનવા લાગ્યા, તેથી ભવભ્રમની અનેક ઉપાસનાઓની ભ્રમણાઓમાં ભટકી રહ્યા છે.

ફસે નિગમ ખટ શાસ્ત્ર, પુરાણ પર પ્રિતહી;
કુણ મમ કુણ કિરતાર, લહી નહિ રીત્યહી. આદ્ય. ૧૮

ઉપર પ્રમાણે ભવની ભ્રમજાળમાં પડેલા સર્વ અંશોને નિજપતિએ જોયા, ત્યારે જણાયું કે મારા સ્વજાતીય અંશો ચાર વેદ ને છ શાસ્ત્રોમાં ફસાઈ, અઢાર પુરાણોના કલ્પિત સગુણ ઈષ્ટોમાં પ્રીતિ જોડીને વિશ્વાસ લાવી, કલ્યાણની આશાએ કર્મકાંડ ઉપાસના કર્યે જાય છે. પરંતુ હું કોણ ? અને મારો પતિ કોણ ? એ નિજલક્ષની મૂળ જાણ નહિ રહેવાથી સકર્તા ધણીને મળવાની રીત જાણી શક્યા નથી.

પંથ ચલે ન તેહી રીત્ય, પ્રિત પતિપે નહિ;
ઉપજાવ્યાનો શો અર્થ, વ્યર્થ પતિને કહી. આદ્ય. ૧૯

સર્વ અંશોને નિજ સ્વરૂપનું અજ્ઞાન આવવાથી, નિજપતિને મેળવવાની ગુરુગમની રીત વિસારે પાડી, ત્યારે અંશો નિજપતિ સાથે પ્રીતિ જોડી શક્યા નહિ. આમ અઘટતું થવાથી, નિજપતિને વિચાર આવ્યો કે મારા અંશો મને જાણે નહિ. તેમજ મને મળવાની આરત પણ કરે નહીં. તો મેં શુદ્ધ સંકલ્પમાં વેગ ભરીને જગતની રચના કરી, જે મતલબથી અંશોને વસાવ્યા છે, તે વ્યર્થ ન જાય એમ જાણી કર્તાએ, ઉપજાવેલું જગત અને અંશો સહિતનો અર્થ જળવાઈ રહે, એવા હેતુથી અંશોને ચેતાવવા ઇચ્છા કરી.

તબ ખાવને ખચીત; ઉમેદ ઉપજાવહી;
મમ બિનું મેરા અંશ, તે કુણ ચેતાવહી. આદ્ય. ૨૦

ઉપર પ્રમાણે સર્વ અંશોની હાલત જોઈ, નિજ સકર્તાપતિએ દૃઢ નિશ્ચય કરી સર્વ અંશોના પરમહિત માટે, પોતાના અંતરમાં ઉમંગ ઉત્પન્ન કરી વિચારવા લાગ્યા કે મારા વિના મારા અંશોને જગતમાં કોણ ચેતાવશે ?

ફના કરું તેહી ફંદ, ફસ્યા અંશ જાહીમે;
મહા મિંગલ મત માહાંય, વસુ જાઈ તાહીમે. આદ્ય. ૨૧

ઉપર દર્શાવ્યા પ્રમાણે નિજકર્તાને દયા આવવાથી વિચારવા લાગ્યા કે, સર્વ અંશોને ભવબંધનથી મુક્ત કરવા પોતે ત્યાં જઈને, પશુ સમાન મતપક્ષવાદિઓના સમુહમાં વસી તેમના ગાત્રો ગળી જાય એવી પ્રચંડ સિંહ સમાન જ્ઞાન ગર્જના કરી, કરમભરમના ફંદમાંથી અંશોને બચાવી, નિજજ્ઞાનના નેત્રો આપી દેખતા કરીશ.

ધર્યું નિજ દિવ્ય સ્વરૂપ, ચિન સંજુકતહી;
શંખ, ચક્ર, ગદા, પદ્મ, આદ્ય કરન જન મુક્તહી. આદ્ય. ૨૨

સકર્તા સર્જનહારે પોતે સોળ વિભૂતિવાળું અકળ શરીર કે જેમાં ગદા, પદ્મ, શંખ અને ચક્રની આદ્ય લઈ સોળ ચિહ્ન સંજુક્ત, તેજસ્વી સાજવાળું દિવ્ય સ્વરૂપ ધરી અંશોને બંધનોમાંથી છોડાવવા કૃપા કરી છે.

અલખ અજ અદ્વૈત, દ્વૈત વિપુ તે કરી;
પરમગુરુ શ્રી કુવેર, પધારે નર તનુ ધરી. આદ્ય. ૨૩

કૈવલ (સકર્તા સર્જનહાર) પોતે લેખ રહિત અતિ ગુપ્ત અને અદ્વૈત હોવા છતાં, દ્વૈત સ્વરૂપે પરમદયાળુ પરમગુરુ શ્રીમંત કુવેર સ્વામીના નામે પૃથ્વી પર પધાર્યા છે.

જ્ઞાન ખડક લઈ હાથ, હતન સબ મત કીયે;
અંશ ચેતાવી અનેક, શરણપે કર લીયે. આદ્ય. ૨૪

પરમદયાળુ ભગવાન કરુણાસાગરે શરીર ધારણ કરી હાથમાં જ્ઞાનરૂપ શમશેર લઈ, એક સકર્તા સિદ્ધાંત સિવાયના સર્વ મત-મતાંતરોને પરાસ્ત કરી હટાવી દીધા અને કૈવલજ્ઞાન લક્ષ દ્વારા અનેક અંશોને ચેતાવી પોતાને શરણે કરી લીધા.

ધન્ય ધરણ જન સંત, ધન્ય એ દેદારકો;
ધન્ય નારણદાસ જન, શરણ અવતારકો. આદ્ય. ૨૫

પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, પરમકૃપાનિધિ ભગવાન કરુણાસાગર, જે ભૂમિ પર પ્રગટ થયા છે, તે ભૂમિને ધન્ય છે અને તે સ્થળે વસનાર સંતસજ્જનોને પણ ધન્ય છે, કે જેણે પરમગુરુના દિવ્ય દેહના દર્શન કર્યા છે. હું પોતાને પણ ધન્ય માનું છું કે પરમગુરુનું શરણ ગ્રહણ કરવાથી મારો અવતાર સફળ થયો છે.

# મંગલા આરતી

મંગલ આરતી કરત મોદિત મન, ઉર અંતર આનંદ ભરી. ટેક.

સદ્‌ગુરુ ચરણની શ્રેષ્ઠ ભાવનાવાળા હે જિજ્ઞાસુ જન ! મંગલ આરતી એટલે પોતાના કલ્યાણની આરત કરવા મનની બાહ્યવૃત્તિના વેગને અંતરવૃત્તિમાં લીન કરી, નિજ મનના અતિ ઉમંગે શુદ્ધ આરત કરી, પરમગુરુના સનમુખ સુરતાને સાધી, અંતર હંગરૂપી ઉરમાં નિજ આનંદભરી ઉપાસનામાં સ્થિર થઈ રહેવું.

તનકીરે આરતી તત્ત્વ પંચમુખ, ઈન્દ્રી એકાદશ બાતી કરી;
તુપ પ્રકૃતિ ભિજાઈ બત્તીયા, બ્રહ્મ અગ્નિ સે જ્યોત જરી. મંગલા આરતી. ૧

ત્યાર પછી જાગૃત અવસ્થામાં સજાગ રહી, સચેતનપણે સ્થુલ શરીરની આરતી કરી. પાંચ તત્ત્વના પાંચ મુખ એટલે પંચમાત્રાઓ અધોમુખી હોવાથી, તેને સુલટ કરી તેમાં ઈન્દ્રિ એકાદશ કહેતા રજોગુણની દશ આકાંક્ષાઓ અને મનસહિત અગિયાર બત્તીઓ મુકી, માયારૂપી ઘીમાં પલાળી, નિજ પ્રણવમાં સૂરત નૂરતની એકતા કરી. અમર મંત્રનો ગુપ્ત જાપ જપતા બ્રહ્મ અગ્નિની અપાર જ્યોત પ્રગટ થાય છે. તે જ્યોતની જ્વાળાથી અહંકારથી ગ્રંથિ સહિત સર્વ સંશયો બળી જાય છે. ત્યારે પ્રકૃતિના સર્વ પક્ષ છૂટી જવાથી, અંશની દૃષ્ટિ નિર્મળ થાય છે.

અગ્રબત્તી વૈરાગ વિશેષણ, પ્રેમ પુષ્પ ધર્યો હાર હરિ;
જ્ઞાન ઘડિયાળ ગિરાજન કારણ, લોક ચતુર દશ ખબર પરી. મંગલા. ૨

વિશ્વ વિલાસની આસક્તિનો ત્યાગ થવાથી વૃત્તિમાં વિશેષ વૈરાગની અગ્રબત્તી સળગવા લાગી, તેની અતિ ઉત્તમ સુગંધીરૂપ સુભાવના પતિપદ પામવાની હોઈ, અતિ આદરપૂર્વક પ્રેમ પુષ્પનો હાર બનાવી નિજપતિનાં કંઠમાં પહેરાવી દીધો. ત્યારે સોહંગ બ્રહ્મના અંતર પ્રદેશનો જ્ઞાન ટહંકાર કે વાણીનો ઝણકાર સાંભળતા મારી સુરતા એકાગ્ર સ્થિર થવાથી નાદમાં એકરૂપ થઈ અતિ સૂક્ષ્મ દૃષ્ટિએ ગુરુગમ દ્વારા જોવા લાગી, ત્યારે મને ચૌદલોક સુધીની જેમ છે તેમ ખબર પડી.

ચિતવન ચંદન ચૈતન અરચન, અનુભવ શંખ લીયો સમરી.
અ ધુ ધુ ધુ શબ્દ અગમ અગોચર, સત્‌ગુરુ કહત પોકાર કરી. મંગલા. ૩

આવી રીતે નિજપતિના અથાહપણાની અકળગતિને જોઈ, મારી ચૈતનવૃત્તિ નિજપતિનું ચિત્તવન કરવા લાગી, તે પતિની પૂજનવિધિનું ચંદન જાણવું ત્યારે પરમપદ પામવાની આરતના અનુભવના શંખનાદો સંભળાવા લાગ્યા, તે અધુધુધુ શબ્દ એટલે આશ્ચર્યચકિત થઈ જવાય તેવો સદ્‌ગુરુનો અગમ શબ્દ હોઈ, જ્યાં વાણી અને અંતઃકરણની ગમ પહોંચી શકતી નથી કે જેમાં પરમપતિનો આશય સંપૂર્ણ સમાઈને રહેલો છે, એવા નિર્વાણ શબ્દને સદ્‌ગુરુ જગતજનોના હિતાર્થે ટહંકાર કરીને કહે છે.

લક્ષ નિરાજન નીરખત નિશદિન, પતિ સનાતન ભાવ ભરી.
કહેં કુવેર એસે હરિકુ, તન મન સહિત રહો સમરી. મંગલા. ૪

ઉપર પ્રમાણે જે સદ્‌ગુરુના શબ્દની અગમગમ છે. તેની (પરમગુરુની) કૃપાદષ્ટિએ તને સુઝ પડશે, ત્યારે તારા અંતરમાં નીરાજન કહેતાં સંપૂર્ણ આરત પ્રગટ થશે. હે અંશ ! તે આરત મારી અખંડ ઐશ્વર્ય વિભૂતિ હોઈ જેના પ્રતાપે તું અતિ ઉજાગ્રતપણે નિજપતિના લક્ષમાં રહી, તે નિરાજન ઐશ્વર્ય વિભૂતિ દ્વારા સનાતન પતિને રાત દિવસ નિહાળી શકીશ. તે નિજપતિ પદ પામવાનો અંતર હંગમાં શુદ્ધ ભાવ ભરી તન મન સહિત જતમતપણે રહી, ભગવાન કરુણાસાગર કહે છે કે આદ્ય સકર્તાપતિનું સ્મરણ કરવું એ જ પરમ કલ્યાણકારી છે.

## શણગાર આરતી

આરતી મહારાજ રાજકી, મંગલ મનોરથ ભાવ ભરી;
અગ્ર કપુર સુગંધ સોહાવત, બાત્તી એકાદશ અગ્ન જરી. આરતી. ૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે અનંત બ્રહ્માંડોમાં કર્તાની આપેલી સત્તાના અધિકારમાં રહી સર્વ દેવલોક રાજ્ય કરી રહ્યા છે, તે સર્વે રાજ્યકર્તા અધિકારીઓના ચક્રવેપતિ મહારાજા મહાન સમર્થ સર્વ શિરશ્રેષ્ઠ પરમ કૃપાનિધિ ભગવાન કરુણાસાગરની એકાગ્ર ચિત્તે હું આરત કરું છું. જે પરમગુરુની આરત કરવાથી કલ્યાણના મનોરથ સફળ

થાય છે, તે સફળતાનો આદર કરી પરમગુરુના સનમુખ થયો છું. તે પરમગુરુના પરમપદને પામવાના અતિ ઉત્તમ ભાવ રૂપ અગરબત્તિની તેમજ ઊર્ધ્વગતિનું સત્કર્મ કરવારૂપ કપુરની શ્રેષ્ઠ સુગંધ આવતી હોઈ, પરમગુરુની આરતી કરતા ઈંદ્રિ એટલે રજોગુણની દશ, આકાંક્ષા અને મનસહ અગિયાર બત્તીઓ, અતિ વ્રેહભર્યા તીવ્ર વૈરાગના અગ્નિથી સળગાવી, ત્યારે તેમાં રહેલી સર્વ વાસનાઓ બળી ગઈ તેથી અંશની દૃષ્ટિ પવિત્ર થઈ.

ભાલ તિલક કેસરકો જ્યોં રાજે, ચમર શિરપર છત્ર ધરી;
કૌસ્તુભમણી ઉરતંત હી શોભા, નિજાનંદ ઘનશ્યામ હરિ. આરતી. ૨

મહાન સમર્થ પરમગુરુના તેજસ્વી લેલાટમાં કેસરનું ત્રિવેણી ભાલ તિલક મનોહર દીપી રહ્યું છે. તેમજ મહાપ્રભુના શિર ઉપર છત્ર ધારણ કરાવેલું હોય, બન્ને બાજુ છડીદાર ચમ્મર ઢોળી રહ્યા છે. તેમજ પરમગુરુના કંઠમાં અમૂલ્ય કૌસ્તુભમણીનો હાર ધારણ કરેલો હોઈ, તે મણીઓના તેજની સુંદર શોભા હૃદય ઉપર શોભી રહી છે. એવા કરુણામય પરમ કલ્યાણકારી નિજાનંદને આપનાર પરમગુરુનું શરીર ઘનશ્યામ વર્ણ એટલે અવિગત ગતિના જમાવરૂપ હોઈ, હરિસ્વરૂપે રહેલું છે.

બાજીંત્ર બહુ વિધ વિધ વાજે, નિગમ વદે યશ હેજ કરી;
શારદ સુર સમીપ સબ ઠાડે, અજભવ શ્રીપતિ સુરત ધરી. આરતી. ૩

મહાન સમર્થ પરમગુરુના અલૌકિક દેશમાં ચૈતન બ્રહ્મ સાગરમાંથી ઉઠતા અનહદ નાદરૂપ, બહુ પ્રકારના વાજીંત્રો જુદા જુદા મધુરા અવાજથી વાગી રહ્યા છે. સોહંગ બ્રહ્મની અમીનું હેજ જેનાથી અખિલલોક જીવન પામી જીવે છે, તે અમી રૂપ હેજનું મૂળ કારણ યથાર્થ નહિ જાણી શકવાથી વેદો જેના જશ ગાતાં ગાતાં અટકી ગયેલા છે, એવા પરમપદ દાતા પ્રગટ પરમગુરુની પાસે સનમુખ ઊભા રહી સરસ્વતી બીજા દેવલોક સહીત તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર જેવા વિભૂતિવાન સુરતા ધરીને, પરમ દયાળુના દર્શનની આરત લાવી લોભાઈ રહ્યા છે.

સંત સજ્જન ત્રિયા સબ ઠાડે, અટકી સુરત કર યુગલ જોરી;
કીયેહું ઉત્પન્ન અંશ આપ યું જાની, દૃષ્ટ કરુણા સર્વ પર પ્રસરી. આરતી. ૪

પરમકૃપાળુ પરમગુરુ અદ્વૈત કેવલ સ્વરૂપમાંથી દ્વૈતરૂપ ધારણ કરી જીવમાત્રને પાવન કરવા જગતમાં પધાર્યા છે. ગુરુધર્મમાં રહેલા અધિકારી સંત સજ્જનો તેમજ અનિન ગુરુભક્તિના અનુરાગી, નર-નારીની જોડી અતિ ઉમંગપૂર્વક પરમગુરુના સન્નમુખ લક્ષ જ્ઞાનનો લ્હાવો લેવા સુરતાની મીટ માંડીને ઊભા રહ્યા છે. કરુણાસિંધુ પરમહિતકારી આરતવાન અંશોને જોઈ વિચારવા લાગ્યા કે મારા અંશોને સુખી કરવા સારું ઉત્પન્ન કર્યા હતા. પરંતુ અંતરલક્ષ વિના યથાર્થ સુખ પામી શક્યા નથી. એમ જાણી સજાતીય વિના સાચું સુખ કોણ આપે ? એવો વાત્સલ્ય ભાવ ઉત્પન્ન થવાથી સર્વ અંશો પર કરુણા દૃષ્ટિ પ્રસારીને કેવલલક્ષ બક્ષિસ આપે છે.

દાસ નારણ આરતી કીજે, રીઝ પદ રજ અધિકારી;
સર્વાતિત ઈશ પદ સબકે સોઈ, પ્રભુ જન ખેલે સંગ હરિ. આરતી. ૫

પરમ દયાળુ ભગવાન કરુણા સાગરનાં અખંડ ઉપાસક, સંપૂર્ણ જ્ઞાન ગતિના અધિકારી, પરમગુરુની અતિ આરત કરીને પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મહાન સમર્થ પરમગુરુની પૂર્ણ રીઝ મળવાથી, તેમની ચરણરજનો અધિકારી થયો છું. જેનું ધામ સગુણક્ત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મથી પર આવેલું છે, એવા અનંત ઐશ્વર્યતાવાળા મહાન પરમવિશેષ, પરમઅંશ, પરમકૃપાનિધિ, સોહંગ પ્રણવ દ્વારા અંતરદશાના સંત હરિજનોની સાથે રમણ કરે છે.

## મંગલાચરણ

ૐ વદું ગુરુ ચરણ શરન, સામ્રથ કિરતારન;
જીનુ માનત જુગ ઈશ, ધીશ દશુ શિર સરદારન. ૧

પરમ કૃપાનિધિ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક, સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, ઓહંગ પ્રણવના વિશે મારી સુરત નૂરતને સ્થિર કરી, પરમગુરુના સજાણ જાણ ચરણ શરણમાં વારંવાર નમસ્કાર કરું છું. તે અવિનાશી પરમગુરુ સમસ્ત લોકના સર્જનહાર અપાર ઐશ્વર્યતાવાળા અવિગત નિજ કિરતાર છે. છતાં તે કર્તાના સત્યજ્ઞાન વિના તેમને ત્યજી જગતના લોકો જેને ઈશ્વર તરીકે

માને છે તે સર્વ ઈશ્વરોના ધણી, ધીશ એટલે વ્યષ્ટિ સમષ્ટિને ધારણ કરી રાખનાર આદ્યગુરુ, દશે અવતારોના શિર ઉપર મહાન સમર્થ સદ્‌ગુરુ છે. તેમના હુકમ પ્રમાણે વિશેષ ગતિના અંશો પણ આજ્ઞાને અનુસરી વર્તન કરી રહ્યા છે.

સકલ દેવનકે દેવ ભેવ, વિત્ત વરજીત વિલોકહું;
સર્વાતિત સર્વજ્ઞ અંશ, અનુભવ અવિલોકહું. ૨

હે પરમ દયાળુ પરમ કૃપાનિધિ પરમગુરુ ! આપ સર્વ દેવોના દેવાધિદેવ હોઈ, પોતાના સ્વજાતિ અંશોને વિજાતી જડ ઉપાસનામાં ફસાયેલા જાણી, તે અંશોને મુક્ત કરવાના હેતુથી, "ભેવવિત્ત વરજીત" કહેતાં સગુણ નિર્ગુણથી પર રહેલા, અંશ અંશી પદની એકતાનો લક્ષ ભેદ બક્ષિસ કરવા નજર પસારીને જોવા લાગ્યા, ત્યારે જોતાં જણાયું કે મારા વિના અંશોને નિજપતિનો મેળાપ કોણ કરાવશે ? એમ વિચારી સર્વાતીત એટલે સર્વ ધામોથી ન્યારા હોવા છતાં, સર્વજ્ઞ ગતિએ અનેક અંશોને બાજ અલૌકિક દિવ્ય દૃષ્ટિના અખંડ અનુભવથી નિહાળતાં, અંતરવૃત્તિમાં હેત ઉત્પન્ન થવાથી અંશોને તારવાની ઇચ્છા કરી.

પ્રથમ અંગ ચર ચેન યેન, ધરે વિપુ વિલાસક,
કરત નિવાસ જન સંત સુખદ, નિજભોવન સુધાયક. ૩

હે અનંત દયાળુ ! આપે સ્વેચ્છાથી સર્વ અંશો પર દયા કરીને, પ્રથમ ચૈતન ચિદ્ સ્વરૂપમાંથી પરમ વિભૂતિનું અંગ કહેતાં, પ્રભાવશાળી ચરચેન એટલે નિજકર્તાની અલૌકિક જાણને જણાવનાર ચમત્કારી ચિહ્નવાળું દિવ્ય શરીર ધારણ કર્યું. વિપુ કહેતાં તે આપનું રૂપ અખંડાનંદની મોજ આપવાવાળું હોવાથી, જે કોઈ સંત સજ્જનો આપના શરણાગત થયા તેઓ નિજ ઘરમાં નિવાસ કરીને સુધા એટલે અમૃતમય, સકર્તાપતિના પરમસુખને પ્રાપ્ત કરી શક્યા છે.

દિવ્ય તનું ઘનશ્યામ બદન પર, ચંદ્ર બિરાજીત;
દ્રિગન કમલ દધિમાંય, કૃપાનિધિ સૂરત નિધારીત. ૪

પરમ વિશેષ પરમ દયાળુ પ્રભુનું પ્રગટ સ્વરૂપ ઘનશ્યામ એટલે જ્ઞાનગતિના જમાવ રૂપ, અતિ ગંભીર અને ગહેરું મહા તેજસ્વી છે. તે સમર્થ પ્રભુના મુખ ઉપર ચંદ્ર બિરાજેલો હોઈ તેમનું મુખ અતિ સુંદર શોભાવાળું હોવાથી, તેમના શિતળ નેત્રો અતિ

સુંદર કમળ જેવા ખીલેલા છે. એવા કૈવલ મોક્ષદાતાની કરુણાદષ્ટિ દધિ એટલે સમુદ્ર સમાન હોઈ અતિ પ્રસન્ન થઈ સર્વને નિહાળી રહ્યા છે.

ચરણ ચિન બરનેહું સંત, સહુ સુનો સજ્જન જન;
મંગલ કરન વિઘન હરન, ધરત ધ્યાન પાવન કરન. ૫

તે પરમ શ્રેષ્ઠ પરમ કૃપાળુ પ્રભુના ચરણ ચિહ્નોના પ્રતાપનું વર્ણન કરું છું. તે હે સંત સજ્જનો ! શુદ્ધ ચિત્તે સાંભળો ! એ મહાન સમર્થ પરમગુરુના ચરણકમળનું ધ્યાન ધરવાથી પાપ રહિત પવિત્ર થવાય છે. તેમજ મંગલકરન કહેતાં તે પરમગુરુના ચરણ, પરમ કલ્યાણ કરનાર હોઈ, કાળ માયાના કર્મ કલેશરૂપી વિઘનને હણી લઈ, જન્મ મરણના મહાદુઃખથી મુક્ત કરે છે.

કરુણાનિધિ ભગવાન, કરુણા કરી જગ પર ઘાડી;
દ્વૈત મદન મનમોદ અંશ, રખી ફેડી સબ ઝાડી. ૬

સર્વે અંશો અદ્વૈત આનંદનું ભાન ભુલીને જ્યારે દ્વૈત મદન કહેતા કામાદિક વિષયોના મોહમાં પડ્યા, ત્યારે મનમોદ એટલે મનના ઉમંગે કરી, અધો દષ્ટિએ નાશવંત સુખને ભોગવવા લાગ્યા. તેથી અંતઃકરણમાં વાસનાનો જમાવ થયો. તે વાસનાના આવરણમાં સર્વે જીવોને ઘેરાયેલા જોઈ. પરમ દયાળુ ભગવાન કરુણાસાગરે જગત ઉપર ઘાડી એટલે ઘણી કરુણા કરીને જિજ્ઞાસુજનોના અંતઃકરણમાં ઝાડી એટલે થયેલા વાસનાના જમાવને પોતે પરમગુરૂ કૈવલ લક્ષ બોધના હથિયાર વડે, ફેડી કહેતા ઉખેડીને અંશને બચાવી નિર્મળ કરે છે.

શ્રીમંત કુવેર ચરણ પ્રણામ, કરુ કર જોડી;
નારણદાસ સ્તુતિ કરુણાકર, કરો મતિ મમ ભોરી. ૭

પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે, હે કરુણાસિંધુ ભગવાન ! આપના ચરણ કમળમાં બે હાથ જોડીને શિષ નમાવી, નમસ્કાર કરી વિનંતીપૂર્વક પ્રાર્થના કરું છું કે મારી બુદ્ધિ બહુ ભોળી હોવાથી હું કંઈ સમજી શકતો નથી. જેથી મારા ઉપર કૃપા દષ્ટિ કરીને જ્ઞાન ગતિ આપો.



મંદ મતિ મમ જાનકે, બસો હૃદયમાં આય;
ઈચ્છા અંતર ઉપની, ગાવા ગુણ મહીમાંય. ૧

હે પરમગુરુ પતિદેવ ! મારી બુદ્ધિ અશક્ત, નિર્બળ થઈ ગયેલી હોવાથી હે પરમ દયાળુ ! મારા હૃદયમાં આવી બિરાજમાન થાઓ. કારણ કે મારા નિજ અંતર હંગમાં આપના મહાન પરમ પવિત્ર ગુણોનો મહિમા ગાવાની શુભ ઈચ્છા ઉત્પન્ન થઈ છે.

મુંગે યોં ઈચ્છા કરી, મેં ટેરૂ ચૌદેઈ લોક;
પંગુ મનોરથ યોં કરે, ચઢુ મેરુ એ ફોક. ૨

હે પરમગુરુ ! જેમ કોઈ વાચારહિત મુંગો માણસ ટેર કહેતાં ચૌદ લોકનું વર્ણન કરવાની ઈચ્છા કરે, તેમજ કોઈ પગ વિનાનો અપંગ માણસ મેરૂ પર્વત પર ચઢવાના મનના મનોરથ પૂરા કરવાની ચાહના રાખે, એ પ્રમાણે બનવું અતિ અસંભવિત છે. એવી રીતે મારી હકીકત જાણવી.

સજાણકું શી વિનંતી, સર્વજ્ઞ સાક્ષાત્;
નારણદાસ નિમિત્ત માત્ર, આરોપણ વચનાત. ૩

હે સમર્થ પ્રભુ ! આપને હું શું વિનંતી કરું ? કારણ કે આપ સર્વજ્ઞ સ્વયં સાક્ષાત અંતરજામી હોઈ, જેથી મારા અંતરની ગુપ્ત ઈચ્છાને આપ યથાર્થ જાણો છો. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છેકે, વાણી દ્વારા આપની પ્રાર્થના કરવારૂપ વચનોનું આરોપણ કર્યું તે નિમિત્ત માત્ર છે.

શ્રીમંત કુવેર કરુણા કરી, તબ કરું અક્ષરકી છાંણ્ય,
જ્યોં ગાંધર્વ બાજા વિષે, બજાવે તેસી વાણ્ય. ૪

દૃષ્ટાંતે જેમ ગાંધર્વ કહેતાં વાજાપેટી વગાડનાર પોતાના અંતરનો ભાવ ભરી, હાથની ચાલવણીથી અક્ષરોની છણાવટ કરી સ્વરને કાઢે છે. તે જેવું વાજું વગાડે તેવી વાણી નીકળે છે. એમ મારું શરીર પણ વાજાપેટી જેવું હોઈ, પૂજ્ય શ્રી નરવેદસાગર

મહારાજ પરમગુરુને આધિન થઈને કહે છે કે, હે મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુ આપ મારા પર કરુણા કરીને જેવો ઉચ્ચાર કરાવો છો તેવો કરી રહ્યો છું.

## નરવેદસાગર રચિત પરિક્રમા


### પરિક્રમા-૧


ચાલો સંત સજ્જન, પ્રકંમા પ્રભુની કરો જો;
શ્રીમંત કુવેર ચરણ, શિષ પ્રિતે ધરો જો. ચાલો સંત. ૧

ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે સંત સજ્જનો ! ચાલો આપણે સુરત-નૂરતના ચરણથી ચાલીને અતિહર્ષભેર પરમકૃપાનિધિ, પરમ કલ્યાણકારી, પરમપદ દાતા, મહાન સમર્થ શ્રીમંત કુવેર પ્રભુની પૂરણ પ્રિતે પ્રકંમા કરીએ. એ પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અકળિત સજાણ ચરણ શરણમાં માન ગુમાનનું મસ્તક મૂકીને કૃતાર્થ થઈએ.

કદમ એક કોટી, યજ્ઞ ફળ પામશો જો;
ચોરાશી લક્ષ જનમ કેરું, દુઃખ વામશો જો. ચાલો સંત. ૨

પરમગુરુના નિત્ય સ્વરૂપની પ્રકંમા કરતાં, કદમ એક એટલે ઓહંગ પ્રણવનાં વિષે અમરમંત્રનો ભાવભરી, ઊઠતા અજંપાનો ધ્વનિ જે દમ સોહંગ પ્રણવમાં સમર્પણ કરતાં, કરોડો યજ્ઞનું ફળ મળે છે. જેથી ચોર્યાસી લાખ ઘાટ ધારણ કરવાનું જન્મ મરણનું દુઃખ હંમેશને માટે મટી જાય છે.

ચતુર આંટી ઘાંટી ખાણ, ચતુરની ટળે જો;
પંચમી પ્રકંમાએ, અચળ પદવી મળે જો. ચાલો સંત. ૩

ઉર્ધ્વ દૃષ્ટિએ પરમગુરુની પ્રકંમા કરતાં, ચતુર એટલે ચાર દેહની ચાર અવસ્થાઓ, ચાર અંતઃકરણ, ચાર પ્રકારની વાણી, ચાર દેહથી થતાં ચાર પ્રકારના કર્મની અને ચાર ખાણની આંટી ખૂલી જાય છે તથા પંચમી પ્રકંમાનો મત અનેરો હોઈ એ પ્રકંમા કરતાં

પરમકારણ દેહમાં અચળ સ્થિતિ થાય છે. તે ભૂમિકાને વિષે વિશ્વના વિલાસની કોઈપણ અભિલાષા ઊઠતી નથી. તેમજ સંકલ્પ પણ સમાઈ જાય છે, ત્યારે નિજવૃત્તિનું નિશાન અચળપણે, સરળતાથી પમરગુરુના સનમુખ રહી શકે છે. જેથી અચળ પદવીનો અધિકાર પ્રાપ્ત થાય છે.

કનક દંડવત્, નમી પાયે જે પરે જો;
સપ્તગોત્ર લઈ, પરમપદ પરવરે જો. ચાલો સંત. ૪

ઉપર પ્રમાણે અતિ ઉત્તમ પરમગુરુની પ્રકંમા કરતાં પંચ તત્ત્વના વિકારી પ્રણવ લિન થવાથી, સોનાના દંડ સમાન અતિ શુદ્ધ નિહંગ પ્રણવ થયો, તેથી અંશની દૃષ્ટિ પણ નિર્મળ થવાથી અંતર હંગમાં શુદ્ધ ભાવ ભરી, પરમગુરુના ચરણમાં નમસ્કાર કરીને શરણાગત થઈ રહ્યો, ત્યારે પરમગુરુની કૃપા પ્રસાદીના પ્રતાપે સપ્તગોત્ર એટલે સાત ભૂમિકામાં વેરાયેલી વૃત્તિઓના પરિવારને લઈ, પરમપદ પામવા અંતરિક્ષમાં ગમન કર્યું.

ચરણ સેવા સુખની શીર, સાધન સહુ ફળે જો;
ગ્રહી ચિંતામણી જેને, હાથ ધારે તે મળે જો. ચાલો સંત. ૫

પરમ કૃપાનિધિ પ્રભુના ચરણની સેવા, એટલે શુદ્ધ અંતર ઉપાસના તન મન સહિત, સંપૂર્ણ વિશ્વાસ લાવી એકનિષ્ઠાએ કરવાથી, સર્વ શિરશ્રેષ્ઠ સુખ સાંપડે છે. જેમાં સર્વ સાધનોની સાધનાનું ફળ આવી જાય છે. જેમ કોઈ વ્યક્તિ હાથમાં ચિંતામણી પકડે તો મનમાં જે ધારે તે ફળ તરત જ મેળવી શકે છે. એમ નિજ લક્ષરૂપી ચિંતામણી જેની વૃત્તિરૂપી હાથમાં આવ્યો છે.એવો સાધક સહેલાઈથી પરમપદને પ્રાપ્ત કરી શકે છે.

બિનુ ચેન ચરણ, ચાહો મત કોયના જો;
પ્રગટ જક્ત ગુરુ, શરણ ગ્રહો ઓયના જો. ચાલો સંત. ૬

હે સંત હરિજનો ! પરમ જ્ઞાનદાતા, પરમગુરુના પ્રગટ દિવ્ય દેહમાં સોળ ચિન્હો રહેલાં છે. તે ચિન્હ સિવાયના બીજા કોઈપણ ગુરુપદનો દાવો કરનાર કદાપિ જો તમને મળી આવે તો તેમના ચરણની લેશમાત્ર ઈચ્છા કરશો નહિ. પરંતુ પરમગુરુના પ્રગટ દેદારને જોઈ ઉત્તમ ચિન્હોના આધારે તમે તેમને પારખી લેશો. તે સમર્થ પ્રભુ જગતગુરુ હોઈ તેમનું ચરણ શરણ ગ્રહણ કરવાથી સદેહે જીવનમુક્ત થઈ શકશો.

સુખના સાગર દુઃખ, નિકંદન કરનાર છે જો;
ભયે દર્શન ધન્ય, તેનો અવતાર છે જો. ચાલો સંત. ૭

હે ધર્મપ્રેમી જિજ્ઞાસુ જનો ! પરમ પવિત્ર, પરમ ઉપકારી, પરમગુરુ પોતે પરમ સુખના સાગર હોઈ, જેના દેદાર એટલે પ્રગટ સ્વરૂપના જે દર્શન કરે તેના કાળમાયાના કર્મ કલેશનું દુઃખ નાશ પામતું હોવાથી જન્મ સફળ થાય છે. ત્યારે આલોક તેમજ પરલોકમાં ધન્યવાદ મળતો હોઈ એવા અધિકારી જન પ્રશંસાને પાત્ર ગણાય છે તેમજ નિજકર્તાની સૃષ્ટિમાં ગુરુધર્મમાં રહી પરમપદનો અધિકાર મેળવનારની બરોબરી કરી શકે એવો આ બાજુ કે તે બાજુ કોઈ નથી.

ખુદ ખાવન ખલક, પાવન કરન આવીયા જો;
અખંડ જ્ઞાન ચરણ ચેન, જોને લાવીયા જો. ચાલો સંત. ૮

પરમ કૃપાનિધિ, ભગવાન કરુણાસાગર પોતે ખુદ ખાવન ધણી હોઈ જગતને પાપરહિત પવિત્ર કરવા, અખંડ કૈવલજ્ઞાન લઈ, સ્વામી શ્રીમંત કુવેર-સ્વરૂપ ધારણ કરીને આ પૃથ્વી પર પધાર્યા છે. જેના ચરણ ચિન્હોનો અજોડ દેખાવ હોઈ, તેમના સમાન અનંત બ્રહ્માંડોમાં બીજો કોઈ છે જ નહિ.

અંકુશ અમર કુલીશ, કમળ જવ્ય શોભિતા જો;
ધ્વજા ધેનુ પદ શંખ, ચક્ર ઓપિતા જો. ચાલો સંત. ૯

મહાન સમર્થ પરમશ્રેષ્ઠ પ્રભુ શ્રીમંત કુવેર સ્વામીના તેજસ્વી શરીરમાં પ્રભાવશાળી સોળ ચિન્હો છે, તે ગણી બતાવું છું. માટે સ્નેહ ધરીને સાંભળો, એક અંકુશ, બીજું અમર, ત્રીજું કુલીશ, ચોથું કમળ, પાંચમું જવ, છઠ્ઠું ધ્વજા, સાતમું ધેનુપદ એટલે ગાયના પગલાનું ચિન્હ, આઠમું શંખ, નવમું ચક્ર વગેરે શોભી રહ્યા છે, એમનો અતિ સુંદર દિવ્ય દેખાવ જોઈ પ્રેમીજનોનાં મન, દર્શન કરવા આકર્ષાય છે.

સ્વસ્તિક જંબુફળ, કલશ સુધા સાર છે જો;
અર્ધ ચંદ્ર ખટ કુન, મિન આકાર છે જો, ચાલો સંત. ૧૦

દશમું ચિન્હ સ્વસ્તિક એટલે સાથિયો, અગિયારમું જંબુફળનું ચિન્હ, બારમું કલશ એટલે લોટો સારરૂપ જ્ઞાન અમૃતથી ભરેલો, તેમજ તેરમું અર્ધચંદ્રરૂપ, ખટકુન

કહેતા છ ખૂણાવાળું ચિન્હ, ચૌદમું મિન એટલે મચ્છીના આકારનું ચિન્હ આવેલું છે, એવા પરમગુરુને વિવેકીજન પારખી શકશે.

બિન્દુ ઉરધ રેખા, અષ્ટકુણ અંગમાં જો;
ઈન્દ્ર ધનુષ્ય ત્રિયે કુણ, ધારી તનમાં જો. ચાલો સંત. ૧૧

હવે પંદરમું ચિન્હ બિન્દુના આકારે ઉર્ધ્વરેખાવાળું, અષ્ટકુણ એટલે આઠ ખૂણાવાળું, પરમગુરુના દિવ્ય દેહમાં રહેલું છે. તે ઉપરાંત સોળમું ચિન્હ ઈન્દ્ર ધનુષ્ય કહેતા મેઘ ધનુષ્ય, ત્રિયેકુણ એટલે ત્રિકોણ આકારવાળું પરમગુરુના શરીર વિષે ધારણ કરેલું છે.

કરુણાસિંધુ કુવેર, પ્રગટ જુગમાં હરિ જો;
અંગ રંગ અનંગ છબી, સુરત ત્યાં વરી જો. ચાલો સંત. ૧૨

ઉપર જણાવ્યા પ્રમાણે સોળ ચિન્હોથી આભુષિત અકળ વિભૂતિનું શરીર લઈ કરુણાના સિંધુ, સર્વ જીવો પર કરુણા કરી જગતમાં સાક્ષાત હરિ સ્વરૂપે, મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામી પ્રગટ થયા છે. તેમના પ્રગટ શરીરનો રંગ અનંગ છબી એટલે કામદેવના રૂપને પણ લજ્જા પમાડે તેવો હોઈ અનેક પ્રેમીજનોની સુરતા આકર્ષાઈ પરમગુરુના શરણમાં વરી ચૂકી છે.

સોળે કળાએ સમપૂરણ, સર્વે સાજ છે જો;
નારણદાસ કહે એવા, મહારાજ છે જો. ચાલો સંત. ૧૩

પરમગુરુનો પ્રગટ દિવ્યદેહ સોળ કળા, સોળ વિભૂતિ સહિત સંપૂર્ણ હોઈ, સોળ ચિહ્ન સંયુક્ત પોતે જ્ઞાન ગતિની અનંત ઐશ્વર્યતાના પ્રભાવથી, વિશ્વમાં રહેલાં નિજપદના જિજ્ઞાસુજનોને સકર્તાપતિને ઓળખાવવાના હેતુથી, પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે સર્વ શિરશ્રેષ્ઠ, જ્ઞાનગતિના ચક્રવર્તી મહારાજા, ભગવાન કરુણાસાગર પધાર્યા છે.



## પરિક્રમા : ૨



કૃપાસિંધુ શ્રીમંત કુવેર, મુજને મળ્યા જો;
જન્મ મરણ ભય સંશે, સર્વે ટળ્યા જો. કૃપાસિંધુ. ૧

પરમ દયાળુ, ભગવાન કરુણાસાગરના, અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે કૃપાના સાગર ! શ્રીમંત કુવેર સ્વામી ! પરોપકારી, પરમપદ દાતા ! પરમ જ્ઞાનગતિના ગુણવાન ! મહાન સમર્થ પ્રભુ ! મારા અહોભાગ્યે પૂર્ણ મહેર કરીને મને મળ્યા. જેથી જડ ચૈતનની વિભક્તિ કરવાનો, જ્ઞાન વિવેક બક્ષિસ આપ્યો ત્યારે અનેક જાતના અજ્ઞાન સહિત સર્વ પ્રકારના સંશયોનો નાશ થયો, તેથી જન્મ-મરણના ત્રાસનો ભય હંમેશને માટે મટી ગયો.

સુખ સદન મુખ બેન, યેન સંતનું જો;
કરુણા દ્દષ્ટ પાયો, મૂળ નિજતંતનું જો. કૃપાસિંધુ. ૨

હે મહાન સમર્થ પરમગુરુ! આપની કરુણા દૃષ્ટિ મારા ઉપર પડવાથી, જે નિજઘરની અગમ ગમ સકર્તાપતિને ઓળખવાની કળ, તે સોહંગ તારનો લક્ષ સમજી શકવાથી હું નિજસ્વરૂપે થયો છું જે મૂળ સોહંગ તારના વિષે સમસ્ત લોકની જાણ રહેલી છે, એ ગુરુગમની દૃષ્ટિએ સુખ સદન એટલે જે સુખનું ધામ છે તે આપ અલેખ સંતને રહેવાનું નિજઘર હોઈ, બેન કહેતા આપના સ્વમુખના અદલ વચનો દ્વારા પ્રાપ્ત કરી શક્યો છું.

સજ્જન સહાય કરન, કાયમ કર્તા હરિ જો;
અખિલાનંદ ખિલે ખલકપે, કરુણા કરી જો. કૃપાસિંધુ. ૩

જ્યારે કાયમ નિજસકર્તાપતિ પોતાના મૂળ સ્વરૂપે અખિલાનંદ એટલે ખીલ્યા વિનાના અદ્વૈત સ્વરૂપે હતા, ત્યારે સર્વ અંશોને પોતાની અલૌકિક બાજ દિવ્ય દૃષ્ટિએ વિયોગી બનેલા દુઃખી થતાં જોયા, તે કારણને લઈ કરુણા કરી અખિલ સ્વરૂપમાંથી ખીલીને દ્વૈતરૂપ દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી નિજપતિની શોધ કરનાર વિરહાતુર સંત હરિજનોને સહાય કરી શરણે લીધા છે.

કામધેનુ કલ્પતરૂ, ચિંતામણી જો;
ચરણ કમલ સુખ, શિરતા ઘણી જો. કૃપાસિંધુ. ૪

આ જગતમાં કલ્પવૃક્ષ, કામધેનુ અને ચિંતામણી, એ સર્વે પદાર્થોમાં શ્રેષ્ઠ ગણવામાં આવેલાં છે. એનાથી મળતા ફળનું વર્ણન કરીએ છીએ. કલ્પવૃક્ષની છાયામાં રહી જે જે ફળની કલ્પના કરવામાં આવે તે ફળ તત્કાળ મળે છે. તેમજ કામધેનુને પાસે

રાખી મનથી જે જે ઈચ્છાઓ થાય તે ફળ અવશ્ય મળે છે. તદુપરાંત ચિંતામણીને હાથમાં પકડીને જેવું ચિંત્તવન કરે તેવું ફળ તુર્ત જ મળે છે. ઉપર જણાવ્યા પ્રમાણે પદાર્થોના સેવનથી જે ફળ મળે છે તે સર્વ લૌકિક હોઈ દેહ રહે ત્યાં સુધી ભોગવી શકાય છે. પરંતુ પરમગુરુના ચરણ કમળનો મહિમા અપરંપાર છે, તે ચરણ સર્વ અંશોના શિરતા એટલે શિરછત્ર રૂપે હોઈ તે ચરણનો સ્પર્શ કરતાંની સાથે અંશ નિજસ્વરૂપે થઈ અંશીપદનું અસીમ સુખ પામી શકે છે. તેની ઉપમા કોઈ પ્રકારે આપી શકાય તેમ નથી.

નિજાનંદ ગુરુ ઘનશ્યામ, મુરતિ જો;
દીક્ષા લઈ અંશ ચરણ, પ્રોઈ સુરતિ જો. કૃપાસિંધુ. ૫

મહાન સમર્થ પરમ કૃપાનિધિ પ્રભુની ઘનશ્યામ વર્ણ જ્ઞાન સ્વરૂપ દિવ્ય મૂર્તિ હોવાથી, તે પરમ ગુરુ પોતાના નિજાનંદમાં નિરંતર મસ્ત રહે છે. એ પરમ દયાળુના જ્ઞાનનો પ્રકાશ પડતાં જે અંશ જાગૃત થયો, તે નિજ લક્ષની દીક્ષા લઈ, પરમગુરુના સોહમ્ ચરણમાં સુરતા જોડીને રહે છે. એ સદેહે વિદેહાનંદ ભોગવંતો હોઈ જગતમાં જીવનમુક્ત થઈ ફરે છે.

મિરાલ મગ ચરણ, ચાલ ચતુરા હરિ જો;
પ્રગટ દેદાર સુખ મુખ, બેન સુરસુરી જો. કૃપાસિંધુ. ૬

ઉપર કહી બતાવેલા પરમગુરુના ચરણ કમળના અનુરાગી મિરાલ કહેતા જે અંશ ઉર્ધ્વ ગતિના ઉપાસક હોઈ, અંતરિક્ષ ગુરુગમ માર્ગે ચાલવાવાળા જે કોઈ જન, ત્વરાથી ચાલીને પરમગુરુના સજાણ શરણમાં ગયા છે, તે પરમગુરુ ચતુરા એટલે અતિ વિચક્ષણ હોઈ સજાણ સર્વજ્ઞ ગમગતિવાળા સાક્ષાત હરિ છે. તે પ્રભુના પ્રગટ દેદારના દર્શન કરનાર પરમગુરુના સ્વમુખના અલૌકિક વચનોને સ્પર્શીને રહે છે. તે વચનો પરમસુખને આપવાવાળા હોઈ, જેની અમૃતમય અવિરલ ધારા, સુરસરી એટલે દેવલોકની દિવ્ય નદી ગંગા સમાન હોવાથી, તે જ્ઞાનગંગામાં સ્નાન કરનાર પાપરહિત પવિત્ર નિજ સ્વરૂપે થાય છે.

નેત્ર વદન ચંદ્ર ભ્રુકુટી, નિજ ઓપતિ જો;
અનંત અનંગ છબી, સુરત જન રોપતિ જો. કૃપાસિંધુ. ૭

હવે પરમગુરુના સ્વરૂપની શોભાનું વર્ણન કરું છું કે જેમના નેત્રો કમળના પુષ્પ સમાન હોવાથી, તેમની અમીદષ્ટિ જિજ્ઞાસુ જનો પર પડતાં શાંતિ પમાડે છે. તે પ્રભુના મુખનો દેખાવ ચંદ્ર સમાન તેજસ્વી અતિ શીતલ હોઈ, તેમની ભ્રુકુટિ એવી તો સુશોભિત છે કે જેની બરોબરીમાં ત્રણ દેવોના ધામ ઝાંખા પડી જાય છે. તેમજ તેઓની અતિ સુંદરતા અનેક કામદેવની છબીઓ સમાન હોવાથી, તેને જોતાં જન માત્રના મનને મોહિત કરે છે. એવા સ્વરૂપને જોઈ પ્રેમીજનોની સુરતા મુગ્ધ બની લોભાઈ રહે છે.

સુધા સાગર શ્રીમંત કુવેર, સુખદે ભર્યા જો;
દાસ નારણ બિન્દુ એક, ચરણમાં વર્યા જો. કૃપાસિંધુ. ૮

મહાન સમર્થ પ્રભુ કુવેર સ્વામી અમૃતના સાગર સમાન છે. તે સાગરમાં પરમાનંદનું અખૂટ સુખ ભરેલું હોઈ, તેઓ શરણે આવનારને પરમસુખ બક્ષિસ કરે છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું એક બિંદુ સમાન હોઈ તેમના ચરણમાં વરી જ્ઞાન અમૃત સાગરમાં ભળી ગયો છું.

 **પરિક્રમા : 3** 

અલ્યા પૂરવેની પ્રિત, જેહને હશે જો;
ચરણ શ્રીમંત કુવેરને, તે વસે જો. અલ્યા. ૧

પરમ કૃપાનિધિ, ભગવાન કરુણાસાગરના, અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે પરમમોક્ષના જિજ્ઞાસુજનો પૂર્વે એટલે જે ઘરથી સર્વ અંશો આવ્યા, તે નિજઘરના લક્ષની પ્રીતિ જેને લાગી છે, એવા આરતવાન જનો સ્વામી શ્રીમંત કુવેર સાહેબના સોહમ્ ચરણમાં વસી નિજાનંદનું સુખ લઈ શકે છે.

છાયા હમાહુની, જે જન પર જશે જો;
ક્ષિતિરાજ સુખ સાજ; તેને થશે જો. અલ્યા. ૨

દૃષ્ટાંતે જેમ હમાહુ પક્ષી આકાશગામી હોઈ હંમેશા આકાશમાં રહે છે. સંજોગવસાત્ તેની છાયા કોઈ ઉત્તમ પ્રારબ્ધવાન મનુષ્ય ઉપર પડે, ત્યારે તે મનુષ્ય તુર્ત

જ પૃથ્વીપતિ (રાજા) થાય છે અને તેને પૃથ્વીભરનું સર્વ સુખ મળે છે. એ ન્યાયે ચિદ્‌બ્રહ્મ આકાશમાં અદ્ધર અચળ આસને પરમગુરુ બિરાજેલા છે. તેમની કરુણા દષ્ટિની છાયા જે જન ઉપર પડે તે બ્રહ્મ ભૂમિકાનો અધિકારી થઈ બ્રહ્માનંદનું અગાધ સુખ ભોગવી શકે છે.

અનલ ઈંડ છોડી રહી ગગને વસે જો;
સુલઝે ઈંડ બાલ માત, ભેલાં થશે જો. અલ્યા. ૩

દષ્ટાંતે જેમ અનલ પક્ષી આકાશગામી હોઈ ઈંડુ આકાશમાં મૂકે છે. તે ઈંડુ પૃથ્વી પર આવે છે. છતાં તે અનલ પક્ષીની સુરતા ઈંડા પર રહેતી હોવાના કારણે ઈંડુ સેવાઈને બચ્ચું બને છે. ત્યારે તે બચ્ચું વિચારે છે કે આ દેશ મારો નથી. એમ જાણી ઉલટ દષ્ટિએ સુરતાની એકતાએ પોતાની સ્વજાતિ માતાને જઈ મળે છે. એવી રીતે ચૈતનચિદ્‌ આકાશ મધ્યે સકર્તાની સજાણ જાણ સ્થપાયેલી હોઈ જેમાંથી સર્વ અંશોનો ઉદય થયેલો છે. તે અંશો વિજાતિ જડ તત્ત્વોના સંબંધે પંચતત્ત્વોના પંચ શરીરોને વશ થયા. આમ સકર્તા પતિના વિયોગી બનવા છતાં, નિજકર્તાની બાજ દિવ્ય દષ્ટિ—અંશોને સ્પર્શીને રહી છે. એ લક્ષ સમજાવનાર સતગુરુ જેને મળે તે અંશ જડચેતનનો નિવેડો કરી, ઊર્ધ્વ દષ્ટિએ અંશીપદની એકતા કરી શકે છે.

કુંજી દૂર ઈંડ છોડી, ચારે ધસે જો.
અપત્ય આશ બાલ માત, ભેગાં થશે જો. અલ્યા. ૪

(દષ્ટાંતે જેમ કુંજ નામનું પક્ષી દરિયાકાંઠે ઈંડા મુકી ચારો ચરવા દૂર ચાલી જાય છે, છતાં તેની દષ્ટિ પોતાના ઈંડા ઉપર કાયમ રહે છે, તે સુરતાની એકતાએ કરી ઈંડા સેવાતાં બચ્ચા થાય છે. તે બચ્ચા અપત્ય એટલે માતાના આધાર વિનાના હોવા છતાં, માતા સાથેનો આસકભાવ ધારણ કરી સુરતાની એકતાએ, પોતાની માતાને ઓળખીને જઈ મળે છે.) એ દષ્ટાંતના ન્યાયે આપણે સર્વે અંશો સકર્તાપતિના બાળક છીએ. પરંતુ પતિ તરફથી દષ્ટિ ફેરવીને બ્રહ્મભૂમિકાના આધારી થયા ત્યારથી વિજાતિ તત્ત્વોના સંગદોષે ધીમે ધીમે નિજપતિના લક્ષનું વિસર્જન થવાથી, લાંબા કાળે, પ્રકૃતિ ગુણ તત્ત્વના શરીરોને વશ પડવા છતાં, પરમ માતારૂપી પરમગુરુની દષ્ટિમાંથી કોઈ પણ અંશ અલગ થયો નથી, એવું ભાન કરાવનાર સદ્‌ગુરુ જ્યારે મળે અને નિજઘરનો લક્ષ બતાવે ત્યારે

સકર્તાની સમજણભક્તિ = સોહંગ = પરમગુરુ.



અંશના હૃદયમાં પતિને મળવાની શુદ્ધ આરત ઉત્પન્ન થાય છે. જેથી લક્ષ દ્વારા સર્વે ભાવનાઓ સમ કરી અતિ અનુરાગપૂર્વક પરમપતિને જઈ મળે છે.

સુક્તિ શરદઋતુ પ્રિત, બુંદની હશે જો;
નિપજે મુક્ત મહા, ઠામ તે પામશે જો. અલ્યા. ૫

(દૃષ્ટાંતે જેમ સુક્તિ એટલે છીપ સમુદ્રમાં રહે છે તે શરદઋતુમાં આસો માસની માણેકઠારી પૂનમની રાત્રે, સ્વાતિ નક્ષત્રનું ઉત્તમ બિન્દુ ઝીલવા માટે સમુદ્રના તળિયેથી પાણીની ઉપર આવી, મુખ ખુલ્લું રાખી ચંદ્ર સામે મીટ માંડી રહે છે. તે સ્વાતિનું બિન્દુ મુખમાં પડતા મુખ બંધ કરી દે છે અને ખારું પાણી મુખમાં પ્રવેશ ન થઈ શકે તે માટે જતમતપણે સમુદ્રમાં રહે છે, ત્યારે છ માસ પૂરા થતાં ઉત્તમ પ્રકારનું મોતી પાકે છે. તે અમૂલ્ય મોતી રાજાના મુગટ પર શોભે છે.) સિદ્ધાંતે-સંસાર એ ખારો સમુદ્ર છે, તેમાં વસતા નિજકર્તાની આરતવાળા જિજ્ઞાસુજન છીપ સમાન છે, અને પરમગુરુ નિજપતિના વેત્તા, ચિદ્‌ઘનરૂપી આકાશમાં રહેલા હોવાથી ચંદ્રમા સ્વરૂપે જાણવા, તેમનો લક્ષબિન્દુ ગ્રહણ કરવાનો જે કોઈ જનને યોગ મળે તે સ્વાતિ નક્ષત્ર શરદ પૂનમ સમાન છે. જે લક્ષબિન્દુ ગ્રહણ કર્યું તેને સંસારરૂપી સમુદ્રમાં વિષય વિકારોરૂપી ખારા પાણીનો પટ નહિ લાગવા દેતાં, પરમગુરુના વચન અનુસાર જતમતપણે રહેણીમાં રહી આચરણ કરી શકે, તો તે લક્ષબિન્દુ મોતીની જેમ પરિપક્વ થતાં અંશપૂર્ણતાને પામી, ચકવે ગતિના રાજા પરમગુરુના ચરણનો અધિકારી થાય છે.

પતંગ પ્રિત દીપ સાથે, જઈને ફસે જો;
તજે પ્રાણ ક્ષણું એક, દૂર નવ ખસે જો. અલ્યા. ૬

(દૃષ્ટાંત જેમ પતંગિયું પ્રીતિને વશ થઈ, દીવાને સૂર્યનું કિરણ સમજી તેની સાથે અનુરાગી થઈ ઝંપલાય છે. તે દીવાની જ્યોતને અડકવાથી દાઝે છે, છતાં દીવાના પ્રેમને છોડી દૂર ખસતું નથી અને છેવટે બળી મરે છે.) સિદ્ધાંત પતંગિયાંની જગ્યાએ નિજપદના જિજ્ઞાસુજન હોઈ, દીવા સમાન પરમગુરુના અંતર લક્ષની ગતિના અધિકારી સંત છે, તેમનાથી પરમગુરુની એકતાનો પરમ ઉપદેશ જિજ્ઞાસુજનોને મળે છે, એવા જિજ્ઞાસુઓની પૂરણ પ્રીતિ સંતની સાથે જોડાયેલી હોવાથી દેહાંતે પણ પ્રીતિ છોડતાં નથી; એવા પ્રેમીજનો નિશ્ચયપૂર્વક પરમગુરુને પ્રાપ્ત કરી શકે છે.

ચકોર ચંદ્ર પ્રિત લગ્ન, અગન પર ધસે જો;
ભખત જીવત અંગાર, દગ્ધ કરી નવ શકે જો. અલ્યા. ૭

(દૃષ્ટાંતે જેમ ચકોર નામનું પક્ષી ચંદ્રનું સ્નેહી હોઈ, જ્યારે ચંદ્રનો ઉદય થાય છે ત્યારે ચંદ્ર સાથે સુરતા જોડી એકધ્યાન થઈ રહે છે. ચંદ્રના ધ્યાન પ્રતાપે ચંદ્રની અમી તેની સુરતા દ્વારા ઉતરવાથી દેહ શીતળ થાય છે, જેથી તે ચકોર પક્ષી ધ્યાનમુક્ત થતાં અગ્નિની જ્વાળાને ચંદ્ર સમજી અગ્નિમાં પ્રવેશ કરી અગ્નિના જીવતા અંગારાનું ભક્ષણ કરે છે. છતાં ચંદ્રની શીતળ અમીના પ્રભાવથી અગ્નિનાં અંગારા તેને દઝાડી કે બાળી શકતા નથી) સિદ્ધાંત-નિજપતિની આરતવાળો જન તે ચકોર પક્ષી જાણવો. ચંદ્ર સમાન પરમગુરુનું નિત્ય અવિગત સોહંગ સ્વરૂપ હોઈ, તે સાચા સ્વરૂપમાં જે ઉપાસકની દૃષ્ટિ લક્ષ દ્વારા સ્થિર થવાથી, પરમગુરુની કરુણામય ગતિ તેની સુરતામાં ઉતરતા પરમ શાંતિને પામે છે. તે આ જગતના વહેવારમાં સર્વની સાથે હળીમળીને રહે છે. છતાં તેને ત્રિવિધિના તાપ તપાવી શકતા નથી. તે પ્રતાપ પરમગુરુની કૃપાનો છે એમ સમજવું.

નિજાનંદ ફરક ફંદ, ગરક જ્ઞાનસે જો;
કરુણાસિંધુ કુવેર મિલે, ભક્તિ પ્રેમસે જો. અલ્યા. ૮

ઉપરના સર્વ દૃષ્ટાંતો જણાવ્યા પ્રમાણે પરમગુરુનો ઉપાસકજન અતિ આરતવાન, સદ્‌ગુરુના લક્ષમાં રસબસ રહી ભક્તિ પ્રેમના ઉમંગમાં લીન થાય છે; તેની અતિ ઉજાગ્રતવૃત્તિ પરમગુરુના નિજાનંદ સ્વરૂપના જ્ઞાનમાં ગરક બની માયાના ફંદથી અલગ થાય છે, એવા ભક્તિ પ્રેમના અધિકારીને જોઈ, કરુણાસિંધુ ભગવાન કુવેર સ્વામી અંતરિક્ષમાંથી ઊતરી તેને દર્શન આપે છે; એવા અંતરના અનુરાગી ઉપાસક જનથી ભગવાન ભિન્ન રહેતા નથી.

નારણદાસ ચરણ આસ, ચિત્તમે વસે જો.
હૃદય કમળમાંથી પ્રભુ, દૂર નવ ખસે જો. અલ્યા. ૯

પરમદયાળુ પરમગુરુના અખંડ ઉપાસક પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મારી એક જ પરમગુરુના ચરણની અખંડ શુભઈચ્છા ચૈતન ચિત્તમાં વસી રહી છે, જેથી પરમકૃપા નિધિ ભગવાન કરુણાસાગર સદા સર્વદા મારા અંતર હંગરૂપી હૃદયમાં બિરાજ્યા છે. તેથી મારા હૃદયમાંથી પળવાર દૂર ખસતા નથી. માટે હું ભાગ્યશાળી થયો છું.

 

## પરિક્રમા : ૪



સંત સજ્જન સુણો સિપાઈ, સત્‌ગુરુ તણા જો,
સસ્ત્ર સજ કરી આપ્યાં, તો તેમાં નહિ મણા જો. સંત સજ્જન. ૧

પરમ વિશેષ, પરમ દયાળુ, ભગવાન કરુણાસાગરના ઉત્તર અધિકારી પૂજ્યશ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે હે સંત સજ્જનો! આપણે સર્વે સમર્થ સદ્‌ગુરુના સિપાઈઓ થયા છીએ, તેથી ગુરુધર્મના નિયમમાં રહેવાની રીત તમને બતાવું, તે એક ચિત્તે સાંભળો. શ્રી સદ્‌ગુરુ દાતાએ કૃપા કરીને આપણા દેહનગરનું રક્ષણ કરવા, સત્યધર્મના હથિયારો તૈયાર કરીને આપ્યાં છે. તેમાં કોઈપણ જાતની મણા એટલે ખામી રાખી નથી.

હમિલ આદ્ય હંમેસ ડારી, માળા કોટ મેં જો;
ફરું નિરભે ડરું નહિ, કાળ ચોટમે જો. સંત સજ્જન. ૨

મહાન સમર્થ પરમ દયાળુ, ભગવાન કરુણાસાગરે સંત સજ્જનોને હમિલ એટલે જ્ઞાનગતિના અધિકારનો પટ્ટો આપીને આદ્ય સકર્તાપતિના લક્ષમાં રહેવા અમરમંત્રની માળા પહેરાવ્યા પછી સદ્‌ગુરુએ અમરમંત્ર સાથે મૂળ અજંપાની રહેણીમાં રહેવાની શુદ્ધ સમજ આપી. ત્યારે હું સદ્‌ગુરુની કૃપા થકી માયાના આવરણથી અલગ રહી નિર્ભયપણે ફરવા લાગ્યો. હવે મને કાળકર્મની ચોટનો લેશમાત્ર ડર રહ્યો નથી.

ખમૈયા ખાંડુ ધીરજ ઢાલ જમૈયો જતમતે જો,
કામ દહન કટાર કશ્યો, નિજ સતવતે જો. સંત સજ્જન. ૩

સદ્‌ગુરુએ મને જગત જંજાળના પ્રહારોથી બચવા માટે ખમૈયા ખાંડુ એટલે ક્ષમાની તલવાર અને ધીરજની ઢાલ આપી છે. તેમજ ઈંદ્રિયોને સંયમ નિયમમાં રાખવા જતમતપણાનો જમૈયો અને તીવ્ર વૈરાગના અગ્નિથી કામદેવનું દહન કરવારૂપ કટાર જે અંતર લક્ષરૂપી કરણીની કમ્મરે, સત્યના શીલવૃત્તથી બાંધીને તૈયાર થઈ રહ્યો છું.

બુદ્ધિ બંદુક મનકો બારૂત, ગોળી ચિત્ત ચળે જો;
અહંકાર અગન પલિતો પ્રેમ, નેમ સર્વ પળે જો. સંત સજ્જન. ૪

સત્યની શોધ કરનાર નિર્મળ બુદ્ધિની બંદૂક બનાવી વિરહાતુર વેગવાળા મનનો દારૂ, બંદૂકમાં ભરીને ઉર્ધ્વ ગતિનો આદર કરવા રૂપ, અહંકાર અગ્નિનો પલીતો ચાંપ્યો, તેથી ચિતમાં નિજચૈતનનું ચિતવન કરવા રૂપ, ગુરુજ્ઞાન ગોળી છૂટતાની સાથે અધોદૃષ્ટિની સર્વ વાસનાનો નાશ થયો. ત્યારે ગુરુની અનિન ભક્તિનો પ્રેમ નેમ પાળતા સર્વ તત્ત્વો એક મુખી નિજ સ્વરૂપની ભાવનાવાળા થયા.

શબ્દ ધનુષ્ય સુરત સર, ગમ ભાથો ભર્યો જો.
જ્ઞાનબળે ભક્તિ કળે, ત્યાગ દિયો પરો જો. સંત સજ્જન. ૫

સદ્‌ગુરુએ સાથે રહીને પ્રવૃત્તિ પક્ષના દુરાગ્રહીઓના સમુહથી હારી ન જવાય, એવા હેતુથી હથિયારો વાપરવાની રીત અમને શીખવાડી છે. ઓમકાર પ્રણવ રૂપી મૂળ શબ્દનું ધનુષ્ય કરી, શુદ્ધ સુરતાનું બાણ ગુરુ ગમના ભાથામાં ભર્યું, જ્યારે બાણ ચલાવવાના સમયે સુરતાનું બાણ ભક્તિરૂપી હાથમાં લઈ મૂળ શબ્દના ધનુષ્યની પ્રાણરૂપી પણછ ઉપર ચઢાવી, જ્ઞાનબળની તાકાતે કરી, સુરતાનું તીર છોડ્યું, ત્યારે પ્રકૃતિના વિસ્તારને વીંધી સહેજ શૂન્યમાં જઈ લાગ્યું.

ધરમ બખતર ઢાંકણ, શરીર કેરૂં કર્યું જો;
અનિત દોષ કરમ દેહ, થકી રહે પરૂં જો. સંત સજ્જન. ૬

અવગુણ રૂપી અસુરોનાં પ્રહારો લાગી ન શકે, તે કારણને લઈ સુરક્ષિતપણે રહેવા માટે શરીરને ઢાંકવા સારું ગુરુદેવે શીલ સંતોષમય ધર્મ ધ્યાનનું બખતર કરી પહેરાવી દીધું. તેથી અનીતિભર્યા કર્મદોષો મારા દેહથી હંમેશાં દૂર થયા, ત્યારે હું નિચિંતપણે રહેવા લાગ્યો.

ભાવ ભલક નેકના નેજા, તહાં ફરહરે જો;
દુષ્ટ દૂર બુદ્ધિ દલ, દેખીને તહાં થરહરે જો. સંત સજ્જન. ૭

ઉપર પ્રમાણે સદ્‌ગુરુના હુકમમાં રહી, તેમની આજ્ઞાને અનુસરી દિગ્વિજય કરવાના નિશ્ચયથી, શુદ્ધ ભાવનો ભાલો હિંમત રૂપી હાથમાં પકડ્યો, તહાં નેકના નેજા એટલે ન્યાય નીતિની ધ્વજાઓ ફરકવા લાગી. આવી રીતે સદ્‌ગુરુની ફોજ સબળ થયેલી જોઈને, મલિન બુદ્ધિનું દુર્ગુણરૂપી લશ્કર ધ્રુજીને ભય પામી ભાગી ગયું.

અશ્વ ઉમંગ લહે લગામ, છોગાં છમ છમે જો;
ભોવન ચર્તુદશકી પાર, કદમ ધમ ધમે જો. સંત સજ્જન. ૮

હવે મેં પરમગુરુના પૂર્ણ પ્રતાપથી ભય રહિત થઈ કાયમ પંથમાં ગમન કરી, કેવલ દેશમાં જવા સારુ અતિ ઉમંગનો ઘોડો કરી, લક્ષ લગનની લગામ પકડીને, ઘોડાની ચોતરફ સચેતનપણાનો છોગો છમછમતો મુકી, દશ ઈંદ્રિયો અને ચાર અંતઃકરણ એ ચૌદલોકની પાર, ઉઠતા અજંપાનો કદમ ભરી ધમધમાટપણે સોહંગ પ્રદેશમાં પ્રવેશ કર્યો.

સહેજ પલાણ સમજ, ચાબુક કરમે ગ્રહ્યો જો.
ઉમંગ અશ્વ ચલાવવાનો. ભેદ સર્વે લહ્યો જો. સંત સજ્જન. ૯

ઉમંગરૂપી ઘોડા પર સવાર થવા માટે, સહેજ સ્વભાવનું પલાણ બનાવી નિજઘરની સમજણ રૂપી ચાબુક, અંતરવૃત્તિ રૂપી હાથમાં પકડીને અતિ ઉમંગ રૂપી ઘોડા પર સવાર થઈને, અગમ પંથે, સુગમપણે, ચલાવવાનો અતિ સુક્ષ્મ ભેદ, સદ્‌ગુરુ પાસેથી સારી રીતે જાણી લીધો.

એ સબ સાજ સજકે, સાનિધ્ય ગુરુને ગયો જો;
ઉભો કુનસ્ત કરી પટો, દયા ધરીને દીયો જો. સંત સજ્જન. ૧૦

ઉપર પ્રમાણે સર્વે હથિયારો સજીને અતિ હર્ષભેર સદ્‌ગુરુની પાસે ગયો અને સનમુખ રહી કુનસ્ત એટલે પ્રણામ કરીને હાથ જોડી ઉભો રહ્યો ત્યારે, સમર્થ પરમગુરુ દેવે અતિ કૃપા કરીને નિજ ચરણનો અધિકારી જાણી, પરમપદ પામવા ગુરુગમ ગતિનો પટો બક્ષિસ આપ્યો.

શ્રી સરકાર શ્રીમંત કુવેર, મહારાજ છે જો;
નારણદાસ ખાના જાતના, ધિરાજ છે જો. સંત સજ્જન. ૧૧

શ્રી એટલે અનંત પ્રકારની ઐશ્વર્યતાવાળા, સમસ્ત લોકના સરકાર, મહાન સમર્થ, પરમ કૃપાનિધિ, ભગવાન શ્રીમંત કુવેર સાહેબ, સર્વેના મહારાજા છે. તેમની ગતિનો અમલ સચરાચરમાં વ્યાપક હોઈ, તે અમલની સત્તાથી કોઈ પણ અલગ નથી. ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, ખાના જાતના એટલે મારા સ્વજાતિ સમર્થ, ખુદ ખાવિંદ, સર્વ શિરશ્રેષ્ઠ, મહાધિરાજા

પરમગુરુ પોતે હોઈ, તેમના સજાણ શરણની હજુરમાં હંમેશા અખંડ રહી નિજાનંદ અનુભવું છું.

## ઈતિ શ્રી પરિક્રમા સંપૂર્ણ

## પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ વિરચિત

 **ગુરુ અષ્ટક** 

પ્રથમ વંદુ ગુરુ સત્ સ્વામી, સકલ ગુણ ગતિ સાગરં;
તા ચરણરજ લઈ ધરૂં શિર પર, દ્યો ગતિ અગમ ઉજાગરં. ૧

પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે, હું મારા મહાન સમર્થ પરમગુરુ પતિદેવને અંતરહંગના શુદ્ધ ભાવથી પ્રથમ નમસ્કાર કરું છું. તે પ્રભુ સર્વ અંશોના સ્વજાતિ સાચા સ્વામી હોઈ, અગણિત ગુણ ગતિના સાગર છે. તેમની ચરણરજ લઈ મારા મસ્તક ઉપર ચઢાવી વિનંતીપૂર્વક યાચના કરું છું, કે હે પરમદયાળુ ! અગમ્ય પરમપદમાં મારી નિજ દૃષ્ટિનું નિશાન પહોંચી શકે, તેમજ અતિ ઉજાગ્રતપણે આપના સનમુખ હંમેશા રહી શકું, એવી ગતિ મને બક્ષિસ આપો.

ત્યાગ ભક્તિ પુની પ્રેમ જ્ઞાન નિજ, અખંડ અનુભવ દીજીએ;
કરી કરુણા પ્રભુ દીન જાણી, જન આપનો કર લીજીએ. ૨

હે મહાન સમર્થ પ્રભુ ! મને જ્ઞાન વિનાનો ગરીબ જન જાણીને મારા ઉપર કરુણા કરો, જેથી પ્રકૃતિ પુરુષ સહિત સમસ્ત વિશ્વના ભોગોની આસક્તિનો ત્યાગ થઈ શકે. તેથી પુની એટલે ફરી આપની પ્રેમભક્તિ અહોનિશ કરી શકું, એ આપની અનિન ભક્તિ દ્વારા નિજ સ્વરૂપનું જ્ઞાન અને પતિપદનો અખંડ અનુભવ આપી મને સદાને માટે આપનો કરી લેશો.

જ્યેતિ જ્યેતિ જુગ તાત સ્વામી, અંતર જામી આપ હો;
ઉપાયે અંશકુ દક્ષ દેવા, જ્ઞાનમેવા લાયે હો. ૩

હે સમર્થ પરમ દયાળુ ! આપ જગતભરના પરમ પિતા હોઈ, સર્વ અંશોના ધણી છો, તેમજ અંતરજામી હોવાથી સર્વ જીવોના રોમે રોમ અને રગેરગની હકીકતને યથાર્થ જાણી શકો છો. જેથી આપની જાણ બહાર કાંઈ જ નથી. માટે ભૂલેલા સર્વ અંશોને નિજપતિપદને પામવાનો સાચો શ્રેષ્ઠ, ગુરુગમ ઉપાય બતાવી દક્ષ એટલે નિજલક્ષની પ્રવિણતાનો અધિકાર આપી અંશ અંશીપદની એકતા કરાવવા જ્ઞાન મેવા લઈને સદેહે પ્રગટ થયા છો; તેથી આપનો જય હો જય હો.

અમૃત ફલ નિજ મોક્ષ લાયે, પાયે સંત સજ્જન ભયે છકીતં;
દુષ્ટ જીવ દુર્મતિ કે ઘેરે, ન પાયે ભયે દુખીતં. ૪

હે પરમ દયાનિધિ પરમગુરુ ! આપ પરમ કેવલમોક્ષનું શ્રેષ્ઠ અમૃત ફળ લઈને પધાર્યા છો. તેથી જે જે અંતરવૃત્તિવાળા સંત હરિજનોને, આપની કૃપાદષ્ટિએ નિજમોક્ષને ભોગવવાનો અધિકાર પ્રાપ્ત થવાથી સર્વ ઈચ્છાઓ પૂર્ણ થતા, પરમ સુખને પામી આશ્ચર્યચક્તિ થયા છે. બીજા જે દુષ્ટ જીવો, મલિન બુદ્ધિથી ઘેરાયેલા હોઈ, આપના સત્ય જ્ઞાનને નહિ પામી શકવાથી દુઃખીના દુઃખી રહ્યા છે.

ઉભયે જન કુ સુખ સાહેક, સુનો સંચ સચેતનં;
જ્ઞાન હીન જગ ભિન્ન જડવત્, સ્થાવર સમ મનુવે તનં. ૫

હે સચેતન વૃત્તિના સંતો ! તમે સાંભળીને વિચાર કરશો કે, ઉભય એટલે એક મુમુક્ષુ અધિકારી; અને બીજા વિષયી પામર અણઅધિકારી જન હોય, એ બન્નેને પરમ સુખની સહાય કરવાના હેતુથી પરમગુરુએ કૈવલલક્ષ બોધ જણાવ્યો, છતાં તેમના પરમ કલ્યાણકારી વચનોને જે સમજી શકયા નથી, એવા જ્ઞાનહિણ જગતના જીવો જડ બુદ્ધિના હોવાને કારણે મનુષ્ય દેહધારી હોવા છતાં વૃક્ષો સમાન છે.

ઉમંગ નહિ નભ ઘનન ગર્જત, વરસત નહિ બિનું પ્રોજનમ્;
સિંચત બાગ જબ શિર નિયંતા, કાજ અકાજ સબ પ્રોક્ષનં. ૬

ઉપર જણાવ્યા પ્રમાણે નિજજ્ઞાન ભક્તિ વિના, જગતના મનુષ્યોમાં અતિ ઘોર અજ્ઞાન વધી જવાથી, સર્વ મનુષ્યો જડવત વૃક્ષો સમાન થઈ જાય, ત્યારે નિજકર્તા સાથે કોઈનો પ્રેમ કે ઉમંગ રહે નહીં, તે પ્રેમ ઉમંગ સહિત નિજકર્તાના હેત વિના આકાશની

ગર્જના પણ બંધ પડી જાય, તેથી પ્રયોજન એટલે નિજકર્તાના હેતુ વિના વરસાદ પણ વરસે નહિ, ત્યારે તેના પોષણ વિના સ્થાવર જંગમ સહિત વિશ્વનો બાગ આબાદ રહી શકે નહિ, (ઉપર દર્શાવ્યા મુજબ નિજકર્તાએ જે મતલબથી વિશ્વબાગની રચના કરેલી છે, તેમાં હેતુ બે પ્રકારના જાણવા, એક અંતર હેતુ, બીજો બાહ્ય હેતુ. જે બાજવૃત્તિના હેતુથી વિશ્વની રચના કરી, તેને ખીલવવા માટે અંતરવૃત્તિનો હેતુ ધારણ કરી અંશોને ઉપજાવી, સમસ્ત ઘાટોના વિષે પ્રેરક કર્યા, તે અંશોની એકતા સ્વજાતીયે સકર્તાપતિ સાથે સદાય રહી શકે, એવા આશયથી નિજકર્તાએ પોતાનો સજાણ પરમલક્ષ સર્વ અંશોને બક્ષિસ આપ્યો; પરંતુ વિજાતીય તત્ત્વોના ઘાટરૂપવૃક્ષોના અનુરાગી થયા તેથી બેદરકારીપણું વધી ગયું, અને નિજકર્તાની એકતામાં રહેવાનો જે લક્ષ આપેલો તે છૂટી ગયો.)

પરંતુ વિશ્વરૂપી બાગના શિર ઉપર અંતરિક્ષમાં રહેલા નિજ નિયંતા અપરોક્ષ કહેતાં, અપ્રત્યક્ષ ચર્મ દૃષ્ટિમાં ન આવે એવા સકર્તાપતિ ચૈતન ચિદ્દ્ઘનમાંથી જ્ઞાન ગર્જના કરી, જ્યારે કરૂણાની વૃષ્ટિનો વરસાદ વરસાવીને, વિશ્વના બાગમાં અંશોનું પોષણ કરતા હતા, ત્યારે અંશોને ક્ષુધાપિપાસા વગેરે કોઈપણ પ્રકારનું દુઃખ હતું નહિ. એવી યોગ્ય વ્યવસ્થા પ્રથમથી જ નિજકર્તાએ કરી હતી. છતાં નિજકર્તાનો લક્ષ અંશોની પાસે નહિ રહેવાથી, સજાણ ગતિની જાણ વિના નિજ સ્વરૂપને તેમજ સર્જનહારને ભુલી ગયા. તે કારણને લઈ કાજ એટલે કાર્યરૂપ વિશ્વભાગના જંગમરૂપ સર્વ વૃક્ષ અકાજ કહેતાં અકલ્યાણને માર્ગે જવા લાગ્યા.

ઉપજ સમી ફલ બીજ વાડી, બિનુ ફલ વૃક્ષ અખંડનં;
લાભ લિન ભિન્ન વૃત્તિ નાયક, સિંચત નહિ તરૂ વૃંદનં. ૭

ઉપર જણાવ્યા મુજબ સકર્તાપતિએ વિચાર્યું કે, મેં બ્રહ્મ ભૂમિકાના વિષે સચ્ચીદાનંદનું બીજ વાવીને વિશ્વ વાડીની રચના કરી છે, તે એવા મતલબથી કે મારા સજાતી અંશ કૈવલ મોક્ષફળ, ઉપજ એટલે પ્રાપ્ત કરી શકે. પરંતુ અંશોની દૃષ્ટિ ઈચ્છાવૃત્તિ ઉપર પડવાથી સમી એટલે તત્ત્વોમાં સમાઈ ગઈ. તેથી ઊર્ધ્વ ગતિનો આદર કરી શકયા નહીં. તે કારણને લઈ, કૈવલ મોક્ષ ફળ વિના પ્રણવરૂપ વૃક્ષ અખંડ રહેલું છે. છતાં અંશ અંશીપદની જાણના અભાવે પરમ લાભ લેવાનો હતો, તે લીન કહેતાં લય થઈ ગયો. ત્યારે પ્રકાશ બ્રહ્મવૃત્તિના નાયક એટલે પરમ શ્રેષ્ઠ સરદાર સકર્તાપતિ સર્વથી ભિન્ન રહેલા છે. તે નિજકર્તાએ જાણ્યું કે જે હેતુથી વિશ્વબાગને ઉત્પન્ન કરી અંશોને વસાવ્યા હતા, તે

આશયનો લોપ થાય તો ચૌદલોકના જુથરૂપ વૃક્ષોને સિંચવાનું કોઈ પ્રયોજન રહેતું નથી.

(અત્રે કોઈ પ્રતિવાદી પ્રશ્ન કરે કે તમો પરમપદને અમરફળ રૂપે બતાવો છો, તે અમરફળ સ્થૂળ શરીર રૂપ વૃક્ષને લાગે છે ખરૂં ? ઉત્તર-પુરુષ પ્રકૃતિની આદ્ય લઈ ચૌદલોક સહિત સ્થાવર જંગમના સમસ્ત ઘાટોમાં મનુષ્ય દેહને અતિ ઉત્તમ માનવામાં આવ્યો છે. તેનું પ્રમાણ વેદ, શાસ્ત્રો અને અનેક સંત મહાપુરુષોની અનુભવ વાણી દ્વારા વર્ણન કર્યું છે કે "મનુષ્યા દેહ દેવનકુ દુર્લભ" એટલે દેવ શરીરોથી પરમપદની પ્રાપ્તિ થતી નથી. તે પરમપદ મનુષ્ય દેહથી, સંતસેવા, સતસંગ અને ગુરુકૃપાએ યથાર્થ જાણી શકાય છે. તે મનુષ્ય દેહ વિના અન્ય શરીરોથી બની શકતું નથી, માટે મનુષ્ય દેહરૂપી વૃક્ષથી અમરફળ પ્રાપ્ત થાય છે. એ વાત ન્યાય સહિત સર્વમાન્ય છે.)

વિશ્વ બાગ કર્તા વૃત્તિ પ્રેરક, સિંચત ઘન સુખદાયકં;
જ્ઞાન જ દીપ જગત્યે સબ જાવે, મનુષ્ય શ્રેષ્ઠ ન સહાયકં. ૮

આદ્ય સકર્તાપતિએ રચેલા વિશ્વબાગને પોતાની કરુણા દૃષ્ટિએ પ્રેરણા કરીને પોષવા સારૂ જ્ઞાન સઘન ઘનમાંથી, અલૌકિક અમૃતમય વાણી દ્વારા વરસીને પરમ શાંતિનું સાચું સુખ આપવાનો નિશ્ચય કર્યો. નિજકર્તાએ જાણ્યું કે મારા સજાતિય અંશોને જ્યારે જ્ઞાન ગતિનું પોષણ ના આપું તો જ્ઞાન વિના જગતના મનુષ્યો, પશુ-પક્ષી અને સ્થાવર જાતિમાં જન્મ પામે, ત્યારે શ્રેષ્ઠ કોટીનો મનુષ્ય સહાયક એટલે સર્વ જીવોને મદદ કરવાવાળો તે પણ રહી શકે નહિ, તેથી સર્વ જગત જડ ગતિને પામી જડવત થઈ જાય.

સ્થાવર જંગમ સમ સૃષ્ટિ, પુષ્ટિ કરન પીછુ તે નહિ;
બિનું પુષ્ટિ પર લે સબ જાવે, ફેરી રચંતાં પ્રહેતન સહી. ૯

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે શ્રેષ્ટ કોટીના મનુષ્ય વિના, ગુરુજ્ઞાન ભક્તિના અભાવે ધીમે ધીમે સ્થાવર જંગમના ઘાટો સહિત સમસ્ત સૃષ્ટિ, સમ કહેતાં સમાઈ જાય ત્યારે, નિજકર્તાને પછીથી પુષ્ટિ કહેતાં કોઈને પોષણ આપવાનું રહેતું નથી. તેથી નિજકર્તાના જ્ઞાન અને જીવના પોષણ વિના નામ, રૂપ, ગુણની આદ્ય લઈ સર્વનો પ્રલય એટલે નાશ થઈ જાય તો ફરીથી સરજનહારને સૃષ્ટિની રચના કરતાં પ્રહેતન એટલે બહુ મહેનત પડે.

નિજપતિ ઈત હેર આજ્ઞા દેઈ, આપ અંશ પઠાવનં;
બિનુ નિજ જ્ઞાન જગત જન પરલે, સરલ ગેલ નહિ પાવનં. ૧૦

તે કારણને લઈ નિજપતિએ ઈતહેર એટલે આ બાજુ જગતમાં થયેલી હાલતને દિવ્ય અલૌકિક દૃષ્ટિએ જોઈ, ત્યારે સર્વને ચેતાવી આબાદ રાખવાના હેતુથી પોતાના પ્રથમ પાટવી, સર્વજ્ઞગતિના, પરમવિભૂતિવાન, પરમશ્રેષ્ઠ, પરમવિશેષ અંશને આજ્ઞા આપી, કહેવા લાગ્યા કે આપનપુ અને પતિપદના જ્ઞાન વિના મને મળવાનો ગેલ એટલે ગુરૂગમનો સરલ માર્ગ નહિ જાણી શકવાથી, જન એટલે જગતના મનુષ્યોનો પ્રલય થઈ જાય. માટે તમો ત્વરાથી જાઓ અને અંશ અંશીપદના લક્ષનું સજીવન જ્ઞાન આપી જાગૃત કરો.

દયાવંત અનંત ગતિ જીનું, ગવન સંત સંગ શોભિતં;
ગગન ઉડઘણ ચંદ્ર શોભે, અનંગ છબી સુરત જન લોભીતં. ૧૧

જ્યારે પરમકૃપાનિધિ, પરમદયાળુ, ભગવાન કરૂણાસાગર, સર્વ અંશોના હિતાર્થે મહા તેજસ્વી અકળ વિભૂતિનું શરીર લઈ પધાર્યા છે. તેઓની ગતિ અનંત અને અપાર છે. દૃષ્ટાંતે : જેમ આકાશમાં તારા મંડળની વચ્ચે ચંદ્ર પ્રકાશી રહ્યો છે. એવી રીતે સર્વ સગુણ નિર્ગુણના સંત સમાજની મધ્યે પરમગુરુ પૂર્ણિમાનાં ચંદ્ર સમાન સોળે કળાએ સંપૂર્ણ શોભી રહ્યા છે. એવા અજોડ અનંગ પ્રેમની મનોહર મૂર્તિ જોઈ સંત હરિજનોની સુરતા લોભાઈ રહી છે.

કલા ખટદશ નિધિ પૂરણ, સિદ્ધિ અષ્ટ ચરણે વસે;
દેવ ચતુરદશ સેવા કારણ, લાયે આપ સુર ધામ સે. ૧૨

પરમદયાળુ પ્રભુ કરૂણાસિંધુ વિશ્વમાં પધાર્યા ત્યારે સંત હરિજનોની મનોવાંચ્છના પૂરી કરવા માટે, અખૂટ સમૃદ્ધિ અને સોળ કળા સંયુક્ત પોતાની સાથે લાવેલા હોઈ તે હંમેશા ગુપ્ત રાખે છે. જે જે સમયે સંત હરિજનોને જ્યાં જેવી જરૂર દેખાય ત્યાં તે કળાનો પ્રકાશ પાડી કાર્ય કરી બતાવે છે. તેમજ નવનિધિ અને આઠ સિદ્ધિ પરમગુરુના ચરણમાં વસેલી હોવાથી, જે ભૂમિ પર પ્રભુના પગલાં પડે તે ભૂમિ પાવન થાય છે, તે ભૂમિમાં વસતા પ્રાણીઓ પાપરહિત થઈ પરમપતિના ગુણ ગાય છે. તે ઉપરાંત સમર્થ પ્રભુ ચૌદલોકના ચૌદ દેવ ધામોમાંથી ચૌદ દેવોને સેવા કરવા સારૂ પોતાની સાથે લાવ્યા છે.

એવા અકળ ગતિના અલખ પુરુષને ધન્ય હો.

અધર તખત પર અરસ આસન, દર્શતહી દિવ્ય નેતરં;
લક્ષાતિત પક્ષ તે વરજીત, સોહી સત્‌ગુરુ તત્‌પરમ્. ૧૩

તે પરમપદ દાતા પરમગુરુ જગતમાં મનુષ્ય આકૃતિએ દેખાવા છતાં અહીંના અહીં અને ત્યાંના ત્યાં રહે છે. તે સમર્થ પ્રભુનું અંતરિક્ષમાં તખત આવેલું હોઈ, તેમના દર્શન કોઈ માહા ભાગ્યશાળી દિવ્ય દષ્ટિવાળો અંશ કરી શકે છે. તે સદ્‌ગુરુ લક્ષાતિત એટલે લક્ષથી રહિત વ્રજીત કહેતાં પ્રકૃતિના સર્વે પક્ષોથી પર તત્ પરમ્ એટલે સર્વ ઈશ્વરોના શિર પ્રથમ પરમેશ્વર પોતે પૂર્ણ પ્રતાપી હોવાથી તેમની કરૂણાદષ્ટિ જે જન ઉપર પડે, તે જન નિજ સ્વરૂપને ઓળખી શકે છે.

અવનિ અંકુર બીજ જેતા, સદા સમ બિનુ જલ રહે;
અરસ નીર જબ પરસ પાયે, ઉદે અંકુર સનમુખ રહે. ૧૪

દષ્ટાંતે જેમ સ્થાવર જાતિના સર્વ બીજગ અંકુરો સદાને માટે જળ વિના, સમ કહેતાં પૃથ્વીમાં સમાઈને રહેલાં છે. જ્યારે વર્ષાઋતુનો યોગ આવી મળે ત્યારે આકાશમાં રહેલા સઘનઘનમાંથી વાદળ દ્વારા વરસાદ વરસે છે, તે પાણીના પોષણથી બીજગો ઉગીને ઉલટ દષ્ટિએ સઘનઘન સામે સનમુખ થઈ રહે છે.

સઘન ઘન નીર શુદ્ધ કરૂણા, શ્રીમંત કુવેરકી જબ થઈ;
અંશ અંકુર ઉદયે અચલમતિ, નિજપતિ સનમુખ દષ્ટ ભઈ. ૧૫

ઉપર જણાવેલા દષ્ટાંતના ન્યાયે નિજકર્તાના સામાન્ય અને વિશેષ અંશો તે ચેતન અંકુરો હોય, નિજકર્તાની અંતર એકતા વિના બ્રહ્મ ભૂમિકામાં સમાઈને રહેલા છે. તે સર્વ અંશોના માથે રહેલા સર્વજ્ઞ સજાણ જાણ સઘનઘન સ્વરૂપે ભગવાન કરૂણાસાગર, શ્રીમંત કુવેર સાહેબની જ્યારે શુદ્ધ કરૂણાદષ્ટિની અમીવૃષ્ટિ થાય છે, ત્યારે તે કરૂણાના પોષણથી અંશરૂપી અંકુરોની દષ્ટિ બ્રહ્મ ભૂમિકામાંથી વિકસીને વિજાતીય વિકારોથી શુદ્ધ થઈ, અચલ વૃત્તિએ નિજપતિના સનમુખ થઈ રહે છે.

તેજપુંજ તનું વિશેષ વિભૂતિ, શક્તિ જ્યોત નહિ પાવનં;
અજ ઉમિયાપતિ શ્રીપતિ શારદ, શેષ સહસ્ત્ર મુખે ગાવનં. ૧૬

ઉપર દર્શાવ્યા પ્રમાણે અંશોને નિજપતિ સાથે અખંડ સંબંધ જોડાવી આપનાર, મહાન સમર્થ ભગવાન કરુણાસાગરનો પ્રકાશમય દેહ પરમ વિભૂતિનો હોઈ, મહા તેજના અંબારરૂપે છે. તેમને આદ્ય શક્તિ કે નિરંજન યથાર્થ ઓળખીને પ્રાપ્ત કરી શક્યા નથી, એવા અવિગત ગતિના અલખ પુરૂષ-પરમગુરૂના ગુણ, અનુમાનથી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને સરસ્વતી તથા પચાસ કરોડ પૃથ્વીને ધારણ કરી રાખનાર શેષ નારાયણ પણ સહસ્ત્ર એટલે હજાર મુખે પ્રભુના યશોગાન ગાઈ રહ્યા છે.

સંત સહાય કરન નિજ કરતા, ભક્ત વત્સલ નરતનું ધરે;
શ્રીમંત કુવેર સબ સુખ કે દાતા, દાસ હેતુ ડોલત ફીરે. ૧૭

સર્વાતિત સર્વોપરી સકર્તા, પોતાની અગમગતિ અંશોને સુગમ રીતે સમજાવીને, અંશીપદનો વિયોગ મટાડી સંતોની સહાય કરવા ભક્તજનોના વાત્સલ્ય પ્રેમના કારણે, દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરી નિજકર્તા પોતે પ્રગટ થયા છે. જેને આપણે શ્રીમંત કુવેર સ્વામીના નામથી ઓળખીએ છીએ. તે સમર્થ પ્રભુ નિજદાસજનોના અંતરનો હેતુ સફળ કરવા આ પૃથ્વી પર ફરે છે.

ફીરત ભવભીડ ભંજન પ્રભુ, કરન કાજ સબ જીવનં;
અસંખ્ય જીવ ધણી ધામ પઠાવત, બંદી છોડ બ્રદ વૃંદનં. ૧૮

આવી રીતે મહાન સમર્થ પ્રભુ જગતભરમાં જ્યાં ને ત્યાં સર્વ સ્થળે ફરી ફરીને અનેક જીવોને શરણે લઈ ભીડભંજન એટલે જન્મ મરણનો ભય ભાંગી; પરમ કલ્યાણ કરે છે. તેમજ અનંત દયાળુ પરમદયા કરીને કાળમાયાના બંધનમાંથી વૃંદ એટલે બહુ અંશોના જુથને મુક્ત કરી, નિજલક્ષનું બિરુદ એટલે ટેક આપી કૈવલધણીના ધામમાં પહોંચાડે છે.

તિલક ભાલ વિશાલ લોચન, અધુર અનોપમ શોભિતં;
નિજાનંદ ઘનશ્યામ મુરત સંતજનકે મન લોભીતં. ૧૯

પરમ વિશેષ પરમશ્રેષ્ઠ પરમગુરુના પ્રગટ દિવ્ય દેહના પરમ પ્રભાવનું સહેજ વર્ણન કરું છું, તે પરમદયાળુના ભવ્ય તેજસ્વી લલાટમાં ભાલ તિલક નિજપતિના ઘરને દર્શાવનારૂં સંકેત કરતું હોય, એમ પ્રકાશી રહ્યું છે. એવી જ રીતે પ્રભુના દિવ્ય નેત્રોની

વિશાળ અમીદૃષ્ટિ જે જનો પર પડે, તેના મનને શાંતિ પમાડે છે. તેમજ પ્રભુના અધુર એટલે હોઠ અતિ લાલાશવાળાં હોઈ અનુપમ શોભે છે. એવા પરમ સુખદાતા પરમગુરુની નિજાનંદ સ્વરૂપ ઘનશ્યામ વર્ણ મૂર્તિને જોઈ, સંત હરિજનોનાં મન પ્રેમાતુર બની લોભાઈ રહે છે.

પાણ્ય જોડી શીર નાય સેવક, દાસ નારણ કરે વિનંતી;
માગુ પ્રેમ ભક્તિ ચરણ સેવા, યશ ગાવા અનુભવ ગતિ. ૨૦

પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરના, અખંડ ઉપાસક પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ બંને હાથ જોડી મસ્તક નમાવી નમ્રતા ભાવે વિનંતી કરતાં કહે છે કે, હે પરમદયાળુ સામથ્ર પ્રભુ ! આપની પ્રેમ ભક્તિ તેમજ ચરણ સેવાનો અધિકાર, અને આપના યશ ગાવા અનુભવ ગતિ બક્ષિસ કરો. જેથી ઈચ્છાપૂર્વક આપના ગુણ ગાઈ શકું. માટે અનિનદાસની શુદ્ધ માગણી સ્વીકારવા કૃપાવંત થશો.

### પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અનિન ઉપાસક લક્ષ જ્ઞાનગતિના અધિકારી સંતશ્રી પ્રેમદાસજી રચિત



## ગુરુ અષ્ટક



પ્રથમ કૈવલ સત સ્વામી, ન્હેઃકામી કિરતાર હો;
કરૂણાકર તબ અંશ ઉપાયે, કરન હાસ વિસ્તાર હો. ૧

પરમ દયાળુ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરના અનિન ઉપાસક, મહાન સમર્થ સદ્‌ગુરૂ લક્ષજ્ઞાન ગતિના અધિકારી પૂજ્ય સંતશ્રી પ્રેમદાસજી મહારાજ કહે છે કે, સર્વ અંશોના સાચા સ્વામી સકર્તા સતકૈવલને અંતર લક્ષ દ્વારા હું પ્રથમ નમસ્કાર કરું છું. તે અવિનાશી પ્રભુ પ્રથમ સકર્તા સતકૈવલ બીજી કોઈપણ ઈચ્છા કે દ્વૈતભાવ વિના એકાએક અદ્વૈતપણે, મહાદ શૂન્યના મધ્યે સ્વયં સજાણ સ્વરૂપે બિરાજે છે. એ સનાતન પ્રભુને ઘણા સમયના અંતે સહેજાસહેજ અચાનક ઉપજણ ઉપજી, ત્યારે અંતરવૃત્તિમાં ઉમંગ ધારણ કરીને કરૂણેશ પતિએ દ્વૈત આનંદનો પસારો કરવા છટ્ઠી અંશવૃત્તિના અંશો ઉત્પન્ન કર્યા.

સચ્ચુત સાહેબ અચ્ચુત આપે, અંશ અવનિ પઠાયે હો;
હાસ કરન એ હરખ આણી, પ્રાણી આપ બનાયે હો. ૨

તે સકર્તા સર્જનહાર સચ્ચુત એટલે ચલિત ન થાય તેવા અચલિત તેમજ અચ્ચુત કહેતા કોઈપણ જાતનાં આવરણની ઉપાધિ વિના અવિનાશી, અજર, અમર અને અવિગત હોઈ અનેક અંશોને સહાય કરનારા સાચા સાહેબ છે. તે સકર્તા સાહેબને પોતાના સજાતિ અંશોને દ્વૈત વિલાસનો આનંદ કરાવવાના હેતુથી હર્ષ ઉત્પન્ન થયો ત્યારે અંશો ને પંચતત્ત્વોના શરીરોમાં વસાવી પૃથ્વી પર મોકલ્યા.

તેહી જીવ જગજાલ સર્વે, પડ્યા મંદમતિ માયને;
બંદી છોડ હો કરી કીરપા, કાટો ભરમ જંજાલને. ૩

તે સર્વે અંશો વિજાતી તત્ત્વોના સંગ દોષે દેહોસ્મિનો દાવો કરી જીવદશાને પામ્યા, તેથી પોતાને તેમજ નિજકર્તાને ભૂલી, જડ બુદ્ધિના થવાથી જગતની માયાના ફંદામાં પડ્યા. તે કારણને લઈ નાના પ્રકારના બહુ દુઃખ ભોગવવા લાગ્યા ત્યારે જીવમાત્ર પોકાર કરીને કહે છે કે હે અનંત દયાળુ ! અનેક કર્મોના બંધનોમાંથી છોડાવનાર, અમારા ઉપર કૃપા કરીને અવિદ્યાની ભ્રમજાળને કાપી મુક્ત કરો.

અરજ સુની તબ અંતરજામી, બહુ નામી વિપુ ધરે;
પ્રગટ અવની ઉપર આઈ, કરન કાજ એહી આદરે. ૪

ઉપર પ્રમાણેની અરજ સાંભળી સર્વેના અંતરની ઈચ્છાને જાણનાર અંતરજામી, આપ નામરહિત હોવા છતાં બહુનામી કહેતાં જ્યાં જ્યાં જેવા લોકોના ધામ ત્યાં ત્યાં તેવું નામ, રૂપ, ધારણ કરી સર્વલોકને કૈવલ લક્ષ સમજાવતા સમજાવતા આ પૃથ્વી પર આવીને પ્રગટ થયા છો. સર્વ જીવોનું કલ્યાણ કરવા પરમદયાળુ તમો કરૂણાદૃષ્ટિ પસારીને અગાધ લક્ષબોધ આપી, નિજસ્વરૂપમાં જાગૃત કરવા અંશોને તારવાનો આદર કર્યો.

કલા ચતુરદ્વે દશ પુરણ, નિધિ નવ ચરણે વસે;
અષ્ટસિદ્ધિ મુક્તિ ચતુર ધા, ધારે આયુધ હરિ આપસે. ૫

મહાન સમર્થ પરમગુરૂના પરમ કલ્યાણકારી પ્રગટ દિવ્ય દેહમાં ચાર, બે અને દશ એમ સોળ કળાઓ અપાર સામર્થ્યતાવાળી અવ્યક્તરૂપે અતિ ગુપ્ત રહેલી છે.

તદ્ઉપરાંત અનિન ઉપાસકજનોને મન વાંચ્છિત ફળ આપનાર નવ નિધિઓ પણ પરમગુરૂના ચરણે વસેલી છે. આઠ સિદ્ધિઓ અને ચાર પ્રકારની મુક્તિઓ સહિત આયુધ એટલે હથિયારો ભક્તજનોનું રક્ષણ કરવા પોતાના હસ્તમાં પરમગુરૂએ ધારણ કરેલાં છે.

શંખ ચક્ર, પદ્મ, પાયે, લાયે કર ગદા ગ્રહી;
અનાથ કે પ્રભુ નાથ નિરગુણ, સિર્ગુણરૂપ સધારહી. ૬

પરમગુરૂના પ્રગટ શરીરની બરોબરી કરી શકે એવો આ જગતના વિશે કોઈ નથી, એવું પ્રભાવશાળી ચિહ્નોવાળું અદ્ભુત શરીર હોય તે ચિહ્નોનું વર્ણન કરી જણાવું છું. એક શંખ, બીજું ચક્ર, ત્રીજું પદ્મ અને ચોથું પોતાના હાથમાં ગદા ગ્રહણ કરેલી છે. તે પ્રભુ અનાથોના નાથ હોઈ, નિર્ગુણ સ્વરૂપે હોવા છતાં જગતજનોનું કાર્ય કરવા સગુણ શરીર લઈ પધાર્યા છે.

અમર અંકુશ કુલીશ કમલ, ધ્વજા ધેનુપદ સ્વસ્તિકં;
અરધ ચંદ્ર ખટકોન બિંદુ, એહી ચીન મંગલ-દાયકં. ૭

પાંચમું ચિહ્ન અમર, છટ્ઠું અંકુશ, સાતમું કુલીસ, આઠમું કમલ, નવમું ધ્વજા, દશમું ધેનુપદ એટલે ગાયના પગલાંનો આકાર અગિયારમું સ્વસ્તિક એટલે સાથિયો, બારમુ અર્ધચંદ્રરૂપે છ ખૂણાવાળું બિંદુના આકારે હોઈ, એ ચિહ્નોની શોભા કલ્યાણદાયક અનુપમ શોભે છે.

જંબુફલ જબ ઉરધ રેખા, ઈન્દ્ર ધનુષ્ય ત્રિયે કોણહી;
કલશ મીન સુધા હૃદયે, સંત જન કરે યેનહી. ૮

તેરમું ચિહ્ન જંબુ એટલે જાંબુફળ, ચૌદમું ઉર્ધ્વ રેખા, પંદરમુ ત્રણ ખૂણાવાળું ઈન્દ્ર ધનુષ્ય અને સોળમું કલશ એટલે લોટો જે જ્ઞાનામૃતથી ભરેલો હોઈ, હૃદય પર દીપી રહ્યો છે. સત્તરમું માછલી આકારનું ચિહ્ન પરમગુરુના પ્રગટ સ્વરૂપમાં શોભે છે. તેમનું અકળ સ્વરૂપ યેન એટલે સ્વસ્વરૂપે થયેલા અંશોને રહેવાનું મૂળ ઘર છે. તેને કોઈ વિરલા સંત જાણી શકે છે.

તેજ અરૂણ તે વિશેષ વિભૂતિ, ધરણીધર નહિ પાવહી;
જ્યોત શક્ત સુર ગુણ વંદે, સુનકાદિક નિત્ય ગાવહી. ૯

સોળ ચિહ્નો ઉપરાંત સમર્થ પરમગુરૂનાં સૂર્યના તેજથી વિશેષ પ્રકાશના પ્રભાવવાળી વિભૂતી પ્રથમ મૂળતત્ત્વના અંકુર રૂપે છે. તે પરમગુરુએ ધારણ કરેલી હોઈ, જે પરમ વિભુતિના આદિ અંતને આદ્યશક્તિ અને આદિપુરુષ નિરંજન પણ જાણી શક્તા નથી. તેમજ પચાસ કરોડ પૃથ્વીને ધારણ કરનાર શેષ નારાયણ જેવા આ પરમ વિભૂતિને ઓળખીને સમજી શક્યા નથી. તે પરમ વિભૂતિવાન પરમગુરુના સુર એટલે બીજા દેવ લોકો તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને બ્રહ્માજીના પુત્રો સનકાદિકો જેવા હંમેશાં ગુણ ગાઈ રહ્યા છે.

જપે કરતાકર નિગમ ગાવે, વંદે રજ કમલાપતિ;
શાસ્ત્ર ખટપદ શારદ સેવે, ગાવે ગુણ નારદ ગતિ. ૧૦

ઉપર કહી બતાવેલા નાની મોટી ઐશ્ચર્યતાવાળા દેવો આદ્યગુરુનો જાપ જપતા હોઈ, નિગમ એટલે વેદો પણ એજ જગતકર્તા છે એમ કહી નેતિ પોકારી જેના જશ ગાઈ રહ્યા છે. તે ગુરુપદની ચરણરજનું વંદન લક્ષ્મીપતિ વિષ્ણુ પણ કરી રહ્યા છે; જેના ચરણના મહિમાનું વર્ણન શાસ્ત્રો કરી શક્યા નથી. તે ગુરુલક્ષમાં રહી સરસ્વતી સદાય અહોનિશ સેવે એટલે ભજે છે. તેમજ નારદ પણ ગુરુ મહિમાના ગુણ હરદમ ગાઈ રહ્યા છે.

કૈવલકર્તા કરજોડ વિનવું, કરૂણાકર કરું વિનંતિ;
માગુ પ્રેમભક્તિ નિશદિન, ગાવા ગુણ દો સદ્ગતિ. ૧૧

હે કરૂણાના કરનાર કરૂણેશ કૈવલ કર્તા ! આપને હું નમ્રતાપૂર્વક વિનંતિ કરૂં છું કે, આપનું અલૌકિક પદ નેતિ ઉપરાંત પર નેતિનું હોવાથી મારી ગતિ પહોંચી શકતી નથી. જેથી હે, મહાન સમર્થ પ્રભુ ! મારા ઉપર કૃપા કરી આપની પ્રેમ ભક્તિ રાતદિવસ કરી શકું, તેમજ સહેલાઈથી આપના નિરંતર ગુણ ગાઈ શકું એવી સદ્જ્ઞાન ગતિ બક્ષિસ કરો.

જુગન-જુગન પ્રભુ સત સામ્રથ, સંતન કે સુખકારી હો;
સજ્જન સહાય કરન કારન, ચતુર દેહ હરિ ધારી હો. ૧૨

હે પરમદયાળુ ! જ્ઞાન અનુભવની અનંત સત્ય સામ્રથ્યતાને ધારણ કરનાર પ્રભુ ! આપનો પરમલક્ષ જગતની શરૂઆતથી અત્યાર સુધી કોઈ જાણી શક્યું નથી. કારણ કે યુગો-યુગના વિશે આપના હુકમીત આજ્ઞાકારી વિશેષ અંશો બ્રહ્મલક્ષ જણાવીને સંતોને સુખી કરી

ગયા છે. તથા જ્યારે જ્યારે સગુણના ઉપાસક સંત, સજ્જનો ભક્તિ કરતા ત્યારે-ત્યારે અસુરો દુઃખ દેતા તે ભક્તજનોને સહાય કરવા, ચારે યુગમાં દેહ ધારણ કરી વિશેષઅંશોએ હરિરૂપે અસુરોને સંહારી, દૃઢ નિશ્ચયવાળા ભાવિક ભક્તજનોનું રક્ષણ કર્યું છે.

ખુદ ખાવન ખલક પાવન, ધારન કીયો ધન્ય આપ હો;
લોક ચતુરદશ ચેતાવનકું, જ્ઞાન સુધા પયે પાય હો. ૧૩

ઉપર પ્રમાણે જ્યારે જગતને નિહાળી જોતાં જણાયું કે પોતાના સજાતિ અંશો, સગુણ નિર્ગુણની અનેક ઉપાસનાઓમાં ફસાઈ ગયેલા છે. તે સર્વે અંશોનું અજ્ઞાન મટાડી કૈવલ લક્ષજ્ઞાન આપી અનેક માયાના મલિન વિકારોથી રહિત પવિત્ર કરવા, અદ્વૈત હોવા છતાં ખુદ કૈવલ ધણીએ દ્વૈત એટલે બીજું રૂપ ધારણ કરીને, ચૌદલોકના દેવોને તથા જે તે ધામોના નિવાસીજનોને કૈવલ લક્ષબોધ આપી, ચેતાવ્યા તેમજ અલૌકિક જ્ઞાન અમૃતરસ પાન કરાવીને તૃપ્ત કર્યા છે.

સાહેબ કુવેર અયમ અનામી, આઈ લીયેહુ અવતાર હો;
અધમ અનેક અપાર તારે, મનુ તનસે કિરતાર હો. ૧૪

નિજ કૈવલકર્તાની જે ઈચ્છાવૃત્તિ તેજ અયમ શક્તિ છે. તે અયમ શક્તિની આદ્ય પરમ વિભૂતિનો અકળ દેહ ધારણ કરીને મહાન સમર્થ કુવેર સાહેબ પોતે સાક્ષાત કિરતાર હોઈ દિવ્ય મનુષ્ય અવતાર લઈને પધાર્યા છે. તે પરમ દયાળુ પ્રભુએ અધમ એટલે અનેક અધો દૃષ્ટિવાળા જનો ઉપર કૃપા કરીને, કૈવલ લક્ષજ્ઞાન આપી ભવજળમાં ડૂબતા જીવોને તારીને બચાવી લીધા છે.

સામ મુરત મંગલકારી, અનંગ અનંત છબી ઓપીતં;
નયન વદન વિશાલ, ભ્રુકુટી, ભાલ તિલક શિર શોભિતમ. ૧૫

પરમકૃપાનિધિ, પરમગુરૂની, ઘનશ્યામ વર્ણ પરમ કલ્યાણકારી મૂર્તિની શોભા, અનંગ એટલે અનંત કામદેવને લજ્જા પમાડે તેવી હોઈ જેની ઉપમા આપી શકાય તેમ નથી. તે પ્રગટ પ્રભુના નેત્રો અતિ નિર્મળ હોઈ, અમૃતમય દૃષ્ટિએ જન સમૂહનાં સામુ જોતાં, સર્વના મનને શાંત કરે છે, તે પરમ દયાળુના દિવ્ય મુખનો અનેરો દેખાવ, તેમજ વિશાળ ભ્રુકુટિ અને તેજસ્વી લલાટમાં ભાલ તિલક અતિ સુંદર શોભી રહ્યું છે.

અવિનાશી આયે અવન પર, કાટે ભરમ જંજીર હો;
જેહી જેહી જીવ શરન આયે, તાઈ કર ધરે શીર હો. ૧૬

એવા આદ્ય અવિનાશી પ્રભુ જગતના જીવોનું બંધન છોડાવવા પૃથ્વી ઉપર પધાર્યા, ત્યારે જે જે કોઈ આરતવાન જીવ પરમગુરૂના શરણે આવ્યા, તેના મસ્તક પર હાથ મુકી ગુરુગમ સમશેરથી બહીર કરમ ભરમની બેડી કાપીને, અંતરલક્ષ લખાવી સદેહે જીવનમુક્ત કર્યા છે.

મહેરબાન જબ મહેર લાઈ, અભેપદ મોઈ દીજીએ;
પ્રેમદાસ નિવાસ ચરનન, જન આપનો કર લીજીએ. ૧૭

પરમદયાળુ ભગવાન કરૂણાસાગરનાં અનિન ઉપાસક સંત શ્રી પ્રેમદાસજી મહારાજ કહે છે કે હે પ્રભુ ! આપના ચરણકમળનો હું નિવાસી થયો છું. જેથી આપ મહેરબાન મારા ઉપર મહેર કરીને અખંડ અભયપદ આપી મને પોતાનો કરી લેશો.

**સંતશ્રી પ્રેમદાસજી રચિત ગુરૂ અષ્ટક સમાપ્ત.**

## अथ कर्त्रकष्टकम् ।

देवो य आदौ विदधाति विश्वमिच्छाक्रियाज्ञानसमन्वितः सन् ।
हेतुः स्वतंत्रः परमेश्वररोजः क्रर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥१॥

पदच्छेद

देवः यः आदौ विदधाति विश्वं इच्छा क्रिया ज्ञान समन्वितः सन् ।
हेतुः स्वतंत्र परमेश्वर ओजः कर्तारं आद्यं, प्रणमामि अहं तम् ॥

| अन्वय | | शब्दार्थ | अन्वय | | शब्दार्थ |
|---|---|---|---|---|---|
| देवः | = | દેવ | स्वतंत्रः | = | સ્વતંત્ર |
| यः | = | જે પોતે | परमेश्वर | = | પરમેશ્વરનું |
| आदौ | = | આદિ (સર્વથી પહેલાં) | हेतुः | = | હેતુ |
| विदधाति | = | રચના કરે છે | ओज | = | ઓજસ(ચૈતન્ય) |
| विश्वं | = | વિશ્વની | कर्तारम् | = | કર્તાને |
| इच्छाक्रियाज्ञान समन्वितः | = | ઈચ્છા, ક્રિયા અને જ્ઞાન સહિત | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| | | | प्रणमामि | = | પ્રણામ કરું છું. |

| | | | | | |
|---|---|---|---|---|---|
| सन् | = | છે. | अहं | = | હું |
| | | | तं | = | તેમને |

ભાવાર્થ

સર્વની આદ્યે જે નિજપતિ દેવ પોતે પોતાની સર્વજ્ઞ મહદ સુજાણ જાણ દ્વારા, ઈચ્છાવૃત્તિ અને ક્રિયાવૃત્તિથી અનંત બ્રહ્માંડોની રચના રચીને ધારણ કરે છે. તે સકર્તાપતિ આદ્ય અંત અને મધ્યમાં કાયમ સન્ કહેતાં છે, છે, ને છે. એ નિજકર્તાનો સમસ્ત વિશ્વ કરવાનો પરમ હેતુ સ્વતંત્ર હોઈ, તેમનું અલૌકિક ચૈતન્ય ઓજસ બ્રહ્મ પ્રકાશ અખંડ સર્વત્ર પ્રકાશી રહ્યું છે. તેવા આદ્ય સકર્તાપતિને હું નમસ્કાર કરું છું.

समस्तकल्याणगुणाकरो यो लोकैकनाथोखिललोकपूज्यः ।
सच्चिद्घनो नित्यसुखस्वरुपः कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥२॥

समस्त कल्याण गुणाकरः यः लोक एकनाथः अखिल लोकपूज्यः ।
सत् चित् घनः नित्य सुख स्वरूपः कर्तारं आद्यं प्रणमामि अहं तं ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| समस्त | = | સમસ્ત (બધા) | घनः | = | ઘન |
| कल्याण | = | કલ્યાણ | नित्य | = | હંમેશા |
| गुणाकरः | = | ગુણોની ખાણરૂપ | सुखस्वरुप | = | સુખ સ્વરૂપ |
| यः | = | જેઓ | कर्तारम् | = | કર્તાને |
| लोकैकनाथ | = | ચૌદ લોકના એકજ નાથ | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| अखिल लोक पूज्यः | = | અખિલ લોક વડે પુજાયેલા | प्रणमामि | = | પ્રણામ કરું છું. |
| सत् | = | સત્ | अहं | = | હું |
| चित् | = | ચિત્ | तम् | = | તેમને |

જેઓ નિત્ય પરમ સુખ સ્વરૂપે હોઈ, તેમની અકળ સક્રિય ગતિ સદ્દ, ચિદ્દ, ઘન, મય, હોવાથી તેનાં ગંભીર અને ઘેહરાપણાનો પાર લાવી શકાય તેમ નથી. તેઓ સમસ્ત ચર અચર જીવોના કલ્યાણદાતા હોઈ, અનેક દિવ્ય ગુણોના અખૂટ ખજાના રૂપે છે. જે સર્જનહાર સર્વે લોકના એક જ નિજનાથ હોવાથી, અનંત લોક વડે પૂજાયેલા છે. એવા આદ્ય સનાતન પતિને હું નમસ્કાર કરું છું.

यः शास्ति राजेव समस्त जंतून पित्तेव गोपायति सृष्टिं गोप्ता ।
सत्यप्रियः सर्वगुरुर्गरीयान् कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥३॥

यः शास्ति राजाएव समस्त जंतून् पिता एव गोपायति सृष्टिं गोप्ता ।
सत्यप्रियः सर्वगुरुः गरीयान् कर्तारं आद्यं प्रणमामि अहं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| यः | = | જેઓ | समस्त जंतून | = | સમસ્ત જીવો ઉપર |
| शास्ति | = | શાસન ચલાવે છે | पिता एव | = | પિતાની જેમ |
| राजा एव | = | રાજાની જેમ | गोपायति | = | પાલન કરે છે |
| सृष्टिं | = | સૃષ્ટિનું | कर्तारं | = | કર્તાને |
| गोप्ता | = | પોતે ગુપ્ત રહીને | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| सत्यप्रिय | = | સત્ય જેમને પ્રિય છે એવા | प्रणमामि | = | પ્રણામ કરૂં છું |
| सर्वगुरुः | = | સર્વ ગુરુઓમાં | अहं तम् | = | હું તેમને |
| गरीयान् | = | મહાન એવા | | | |

જેઓ અતિ ગુપ્ત રહીને સૃષ્ટિનું પાલન પોષણ કરતા હોઈ, સર્વના પરમ પિતા છે, તેમજ તેઓ રાજાની જેમ પોતાના ઉત્પન્ન કરેલા સર્વ જીવો ઉપર શાસન કરે છે. સત્ય જેમને અતિ પ્રિય છે. એવા સર્વ ગુરુઓમાં પરમ શ્રેષ્ઠ આદ્ય નિજકર્તાને હું નમસ્કાર કરું છું.

शब्दार्थसंबंधविधिं विधाय धर्मोपदेशं श्रुतिभि करोति ।
यो वारयत्येव जनान्नधर्मात् कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥४॥
शब्द अर्थ संबंधविधि विधाय धर्म-उपदेशं श्रुतिभि करोति ।
यः वारयति एव जनान अधर्मात् कर्तारं-आद्यं प्रणमामि अहं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| शब्द | = | શબ્દ | यः | = | જેઓ |
| अर्थ संबंध विधिं | = | અર્થનો સંબંધ વિધિપૂર્વક | वारयति | = | દૂર રાખે છે |
| विधाय | = | નક્કી કરીને | एव जनान् | = | માણસોને જ |
| धर्म उपदेशं | = | ધર્મનો ઉપદેશ | अधर्मात् | = | અધર્મથી |
| श्रुतिभि | = | શ્રુતિઓ વડે | कर्तारं | = | કર્તાને |
| करोति | = | કરે છે | प्रणमामि | = | પ્રણામ કરૂં છું |
| | | | अहं तं | = | હું તેમને |

જે પરમગુરૂ સત્-શબ્દનો પરમ અર્થ અંશ અંશીપદના સંબંધવાળો હોઈ વિધિપૂર્વક નિશ્ચય કરાવે છે. તેમજ પંચમ્-શ્વસંવેદની પરાત્પર દિવ્ય વાણી દ્વારા અંશ સ્વરૂપ અને નિજકર્તાની એકતાનો ધર્મ ઉપદેશ કરે છે. જેઓ જીવ માત્રને અધર્મથી અટકાવી દૂર રાખે છે. એવા આદ્યકર્તાને હું નમસ્કાર કરું છું.

अक्षैरदृष्टो रचनानुमेयः सर्वज्ञ एकः पुरुषः पुराण ।
देबासुरैर्नम्रतरैः प्रणभ्यः कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥५॥
अक्षैः अदृष्टः रचना अनुमेयः सर्वज्ञ एकः पुरुषः पुराणः ।
देव असुरैः नम्रतरैः प्रणभ्यः कर्तारं आद्यं प्रणमामि अहं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| अक्षैः | = | ચક્ષુથી | असुरैः | = | અસુરો કરતાં પણ |
| अदृष्टः | = | અદશ્ય | नम्रतरैः | = | માણસોને જ વધુ નમ્ર થઈને |
| रचना | = | રચના | प्रणभ्यः | = | પ્રણામ કરે છે. |
| अनुमेय | = | અનુમાન કરાય એવા | कर्तारं | = | કર્તાને |
| सर्वज्ञ | = | સર્વજ્ઞ (બધું જાણનારા) | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| एकः पुरुषः | = | એક જ પુરુષ | प्रणमामि | = | પ્રણામ કરું છું. |
| पुराना: | = | પુરાણા (જૂના) | अहं तं | = | હું તેમને |
| देव | = | દેવો | | | |

જે નિજકર્તા ચર્મ દષ્ટિએ નહી જોઈ શકાય એવા, દશ્ય અદશ્ય સમસ્ત રચના દ્વારા અનુમાન કરી શકાય તેવા છે. તેઓ સર્વજ્ઞ પુરાણા એક જ પુરુષ હોઈ, જેને દેવો અને અસુરો વધુ નમ્ર બનીને પ્રણામ કરે છે. એવા આદ્ય અવિનાશી કર્તાને હું નમસ્કાર કરું છું.

वात्सल्यवत्त्वादथ नीतिमत्वात् सर्वेसमा यस्य न पक्षपातः ।
योगस्य यः कर्मफलस्य दाता कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥६॥
वात्सल्यवत् त्वात् अथ नीतिमत् त्वात् सर्वेसमा यस्य न पक्षपातः ।
योग्यस्य यः कर्मफलस्य दाता कर्तारं आद्यं प्रणमामि अहं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| वात्सल्यवत् | = | વાત્સલ્ય ભાવ | पक्षपातः | = | પક્ષપાત |
| त्वात् | = | ને લીધે | योग्यस्य | = | યોગ્ય |
| अथ | = | હવે પછી તેમજ | यः कर्मफलस्य | = | જે કર્મનું ફળ |
| नीतिमत् त्वात् | = | નીતિમત્તાને લીધે | दाता | = | આપનાર, દેનાર |
| सर्व समा | = | સર્વ કોઈ પ્રત્યે સમાન ભાવ રાખે છે. | कर्तारं | = | કર્તાને |
| | | | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| | | | प्रणमामि | = | પ્રણામ કરું છું |
| यस्य न | = | જેઓને નથી | अहं तं | = | હું તેમને |

જેમનો સર્વે અંશો ઉપર પરમ વાત્સલ્યભાવ હોવાથી, તેમજ અતિ શુદ્ધ નીતિમત્તાને લીધે એક સરખી સમાન દૃષ્ટિ રાખે છે. જેઓ કોઈ પ્રત્યે કદી પણ પક્ષપાત કરતા નથી. તેઓ શુભાશુભ કર્મનું યોગ્ય ફળ આપનાર છે. એવા આદ્ય સકર્તાને હું નમસ્કાર કરું છું.

अतन्निरासादवशिष्यते यो वस्त्वंतरं नास्ति च येन तुल्यं ।
मायागुणाकार विकारहीनः कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥७॥
अतन्निरासात् अवशिष्यते यः वस्तु अंतरं न अस्ति च येन तुल्यं
माया गुण आकार विकार हीनः कर्तारं आद्यं प्रणमामि अहं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| अतन्निरा सात् | = | અંતિમ પ્રલય કાળના નાશ વખતે | नास्ति | = | નથી |
| | | | तुल्यं | = | તુલનામાં |
| अवशिष्यते | = | એકલા જ અવશેષ રૂપ રહે છે. | यः | = | જેઓ |
| | | | माया गुण | = | માયા ગુણ |
| यः | = | જેઓ | आकार | = | આકાર |
| | | | विकार हीनः | = | વિકાર રહિત છે એવા |
| वस्तु | = | વસ્તુ | कर्तारं | = | કર્તાને |
| अंतरं | = | અંતર | प्रणमामि | = | પ્રણામ કરું છું |
| च येन | = | અને જેમની | अहं तं | = | હું તેમને |

જેઓ અંતિમ પ્રલયકાળના નાશ વખતે એકલા જ અવશેષ રૂપે રહે છે. તેઓ વસ્તુ સ્થિતિએ અંતરદશામાં અખંડ રહેતા હોઈ, તેમની તુલનામાં આવે એવું બીજું કોઈ જ નથી. તેઓ માયાના સર્વે આકાર અને વિકારોથી રહિત છે. એવા આદ્ય સકર્તા સત્ કેવલને હું નમસ્કાર કરું છું.

योनेक ब्रह्मांडसमूहसृष्टा यस्तत्त्वपूगस्य परोविधाता ।
कर्ता स्थिराणामथ जंगमानां कर्तारमाद्यं प्रणमाम्यहं तं ॥८॥
यः अनेक ब्रह्मांड समूह सृष्टा य तत्व पूगस्य परः विधाता ।
कर्ताः स्थिराणां अथ जंगमानां कर्तारं आद्यं प्रणमामि अहं तं ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| यः | = | જેઓ | यः | = | જેઓ |
| अनेक ब्रह्मांड समूहसृष्टा | = | અનેક બ્રહ્માંડ સમુહના રચનાર | तत्व पूगस्य | = | તત્ત્વ સમુહની |
| | | | परः | = | એકલા એ અલગ રહીને |

| | | | | | |
|---|---|---|---|---|---|
| विधाता | = | રચના કરી છે | कर्तारं | = | કર્તાને (રચનારને) |
| कर्ता: | = | કર્તા છે (રચનાર છે) | आद्यं | = | આદ્ય (સૌ પ્રથમ) |
| स्थिराणां | = | સ્થાવર | प्रणमामि | = | પ્રણામ કરૂં છું |
| अथ | = | તેમજ | अहं तं | = | હું તેમને |
| जंगमानां | = | જંગમ પદાર્થોનાં | | | |

પોતે એકલા અલગ રહીને દિવ્ય તત્ત્વોને ઉપજાવી, જેઓ અનંત બ્રહ્માંડોની રચના કરે છે. જેઓ સ્થાવર તેમજ જંગમ સર્વે પદાર્થોનાં કર્તા છે. એવા આદ્ય કરૂણેશ પતિને હું નમસ્કાર કરું છું.

इति श्री करुणासागर विरचितं कर्त्रकष्टकं समाप्तं ।




विश्वेश्वराज़ां प्रणतो गृहीत्वा य आगत: कौजनतारणाय ।
नृभ्यो नृरुपेण ददाति बोधं नमामि देवं करुणार्णवं तं ॥१॥

पदच्छेद

विश्वेश्वर: आज़ां प्रणत: गृहीत्वा य: आगत: क: जनतारणाय ।
नृभ्य: निरुपेण ददाति बोधं नमामि देवं करुणा अर्णवं तम् ॥

| अन्वय: | | शब्दार्थ | अन्वय: | | शब्दार्थ |
|---|---|---|---|---|---|
| विश्वेश्वर | = | જગત પિતાની | नृभ्य: | = | માણસો માટે |
| प्रणत: | = | પ્રણામ કરીને | नृरुपेण | = | મનુષ્ય રૂપથી |
| आज़ां | = | આજ્ઞાને | ददाति | = | આપે છે |
| गृहीत्वा | = | લઈને | करुणा | = | દયા |
| य: | = | જેઓ | बोधं | = | બોધ |
| आगत: | = | આવેલા | अर्णवं | = | સાગરને |
| को जनतारणाय | = | કેટલાક માણસોને તારવા માટે | देवं | = | દેવને |
| | | | तं नमामि: | = | હું તેમને નમસ્કાર કરૂં છું |

### ભાવાર્થ

જેઓ સકર્તા સત્-કૈવલની આજ્ઞા લઈને અવિગત લક્ષ વડે નમસ્કાર કરી, પરમદયાળુ ભગવાન કરૂણાસાગર જગતના કેટલાક જીજ્ઞાસુજનોને તારવા માટે વિશ્વમાં પધાર્યા છે. પોતાના સ્વરૂપને ભુલેલા જીવોને તારવા અવ્યક્ત દિવ્ય વિભૂતિનો અકળ મનુષ્યદેહ ધારણ કરી કૈવલ લક્ષ બોધ આપે છે. એવા દેવાધિદેવ ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

अहो जना बोधतं विश्वनाथं तदुक्तमधर्मं च समाचरत ।
इत्याह यो वै विहरन् पृथिव्यां नमामि देवं करुणार्णवं तं ॥२॥
अहो जनाः बोधत विश्वनाथं तद् उक्तधर्मं च समाचरत ।
इति आह यः वै विहरन् पृथिव्यां नमामि देव करुणा अर्णवं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| अहो | = | અહો | यः | = | જેઓ |
| जनाः | = | માણસો | वै | = | એ |
| बोधतः | = | જાણો | विहरन् | = | વિચરતાં |
| विश्वनाथं | = | વિશ્વનાથને | पृथिव्यां | = | પૃથ્વીમાં |
| तद | = | તે | नमामि | = | હું નમસ્કાર કરૂં છું |
| उक्तधर्मं | = | કહેલા ધર્મનું | देवं | = | દેવને |
| समाचरत | = | પાલન કરો | करुणार्णवं | = | દયાના સાગરને |
| इति | = | એ પ્રમાણે | तं | = | તે |
| आह | = | બોલ્યા કે | | | |

અહો ! હે જગતના જનો, વિશ્વના રચનાર સાચા સર્જનહારને તમે જાણો ? અને સ્વાચાર પત્રિકાના નિયમ મુજબ અનુસરી નિજકર્તાને ઓળખવા, મારા સ્વમુખે કહેલા ધર્મનું પાલન કરો એ પ્રમાણે પૃથ્વી પર વિચરતાં પરમગુરૂ સકર્તા સબંધીનો આશ્ચર્યકારક પરમ ઉપદેશ આપે છે. એવા ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

यो देशनायाः समये समर्थो दृष्टांत सिद्धांत समेत वाक्यैः ।
सद्भ्यः सुबोधं विमलं ददानो नमामि देवं करुणार्णवं तं ॥३॥
यः देशनायाः समये समर्थ दृष्टांत सिद्धांत समेत वाक्यैः ।
सद्भ्यः सुबोधं विमलं ददानः नमामि देवं करुणा अर्णवं तम् ।

| | | | | | |
|---|---|---|---|---|---|
| यः | = | જેઓ | सुबोधं | = | સુબોધ |
| देशनायाः | = | દેશના દેવાના | विमलं | = | વિમલ |
| समये | = | સમયે | ददान | = | આપવામાં |
| समर्थ | = | સમર્થ છે | नमामि | = | હું નમસ્કાર કરૂં છું |
| दृष्टांत सिद्धांत समेत वाक्यैः | = | દૃષ્ટાંત અને સિદ્ધાંત સાથેના વાક્યો બોલીને | करुणार्णवं | = | કરૂણાસાગરને |
| | | | तं | = | તે |
| सदभ्यः | = | સજ્જનોને | | | |

જેમણે જગતભરને નિજકર્તાના લક્ષ ભજન વિના કર્મના ઋણમાં ડુબી ગયેલું જોઈ, તે સમયે સજ્જનોને પરમ પવિત્ર પરમ અર્થની પ્રાપ્તીનો અગાધ બોધ, દૃષ્ટાંત અને સિદ્ધાંત સાથેના શ્રેષ્ઠ વાક્યો બોલીને સત્ય સમજાવવા મહાન સમર્થ છે. એવા પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

हिंस्रैर्निरीशैर्व्यभिचारिभिश्च नीते कुवाक्यैः कुपथेनृलोके ।
येनेशभक्ति गदिता सधर्मा नमामि देवं करुणार्णवं तं ।।४।।
हिंस्रैः निरीशेः व्यभिचारिभिः च नीते कुवाक्यैः कुपथे नृलोके ।
येन ईशभक्तिः गदिताः सधर्माः नमामि देवं करुणा अर्णवं तम् ।

| | | | | | |
|---|---|---|---|---|---|
| हिंस्त्रैः | = | હિંસાવાદીઓ | इशभक्ति | = | ઈશ ભક્તિ |
| निरीशैः | = | નિરીશ્વરવાદીઓ | गदिताः | = | ઉચ્ચારી |
| व्यभिचारिभीः | = | વ્યભિચારીઓ | सधर्मा | = | ધર્મ સહિત |
| च | = | અને | नमामि | = | હું નમસ્કાર કરૂં છું |
| नीते | = | લઈ જવાતા હતા | देवं | = | દેવને |
| कुवाक्यैः | = | કુવાક્યો વડે | करुणा | = | કરૂણાના |
| कुपथे | = | ખરાબ રસ્તે | अर्णवं | = | સાગરને |
| येन | = | જેમણે | तं | = | તે |

હિંસાવાદીઓ, નાસ્તિકવાદીઓ અને વ્યભિચારીઓ જ્યારે જગતના મનુષ્યોને જુઠ્ઠું સમજાવી નિજકર્તાથી વિમુખ કરતા હતાં, તે વખતે તેઓને ઉગારવા પરમ દયાળુ પરમગુરૂએ સકર્તા સંબંધી જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્ય સહિતનો સ્વમુખે દિવ્ય વાણીનો

ઉચ્ચાર કર્યો, એવા ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

समृद्धृतः प्राकृतवेदधर्मः संस्थापितो येन च कर्त्तृवादः ।
सुतर्कवाक्यैर्निहतः कुतर्को नमामि देवं करुणार्णवं तं ॥५॥
सम उध्धृतः प्राकृतवेद धर्मः संस्थापितः येन च कर्त्तृवादः ।
सुतर्क वाक्यै निहतः कुतर्कः नमामि देवं करुणा अर्णवं तम् ।

| | | | | | |
|---|---|---|---|---|---|
| समृद्धृतः | = | ઉદ્ધાર કર્યો | सुतर्क वाक्यैः | = | સુતર્ક ભરેલાં વાક્યો વડે |
| प्राकृतवेद धर्मः | = | પ્રાકૃતવેદ ધર્મનો | निहतः | = | નાશ કર્યો |
| संस्थापितः | = | સ્થાપના કરી | कुतर्क | = | કુતર્ક |
| येन | = | જેમણે | नमामि | = | હું નમસ્કાર કરું છું |
| च | = | અને | देवं | = | દેવને |
| कर्त्तृवादः | = | કર્તાવાદ | करुणा अर्णवं | = | કરુણાસાગરને |
| | | | तं | = | તે |

જેમણે સ્વશંવેદની અતિશુદ્ધ જાણ જણાવી, વિશ્વમાં સકર્તા સિદ્ધાંતનું સ્થાપન કર્યું છે, તેમજ ન્યાય સહિત સકર્તાપતિને જણાવનારા સુતર્કથી ભરેલા વાક્યો વડે, બીજા અનેક દેવી દેવતાઓને ઓળખાવનારા કુતર્ક ભરેલા વાકયોનો નાશ કર્યો. એવા પરમ વિશેષ ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

सद्बोधदा यत्कृत बोधग्रंथा निरूपितो येन च पुण्यपंथाः ।
निवारिता येन च जीवहिंसा नमामि देव करुणार्णवं तं ॥६॥
सद्बोधदा यत्कृत बोधग्रंथाः निरुपितः येन च पुण्यपंथाः ।
निवारिता येन च जीवहिंसा नमामि देवं करुणा अर्णवं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| सद्बोधदा | = | સદ્દ્બોધ દેનાર | निवारिता | = | નિવારી |
| यत | = | જે | येनः | = | જેમણે |
| कृतबोधग्रंथाः | = | બોધ ગ્રંથો રચ્યા | च | = | અને |
| निरुपिताः | = | નિરૂપણ કર્યું | जीवहिंसा | = | જીવહિંસા |
| येन | = | જેમણે | नमामि | = | હું નમસ્કાર કરૂં છું |
| च | = | અને | देवं | = | દેવને |
| पुण्यपंथा | = | પુણ્યપંથોનું | करुणा अर्णवं | = | દયાના સાગરને |
| | | | तं | = | તે |

કેવલ લક્ષ બોધ આપનાર જે અઢાર ધર્મ ગ્રંથની રચના કરી, જેમાં નિજપતિને મળવાના ઉર્ધ્વગતિના પુણ્યપંથનું જેમણે નિરૂપણ કર્યું છે, તેમજ અધોગતિના પ્રપંચી પંથોમાં જતાં મનુષ્યોને અટકાવી, આત્મઘાત રૂપી હિંસા નિવારી છે. એવા પરમ કૃપાળુ પરમગુરૂ ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

अध्यात्मशास्त्रास्त्रवरेण लोके छिन्ना अविद्याभवजीवदोषाः ।
आविष्कृता येन च कर्तृभक्तिर्नमामि देव करुणार्णवं तं ॥७॥
अध्यात्शास्त्र अस्त्रवरेण लोके छिन्ना अविद्या भव जीवदोषा ।
आविष्कृता येन च कर्तृभक्तिः नमामि देवं करुणा अर्णवं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| अध्यात्मशास्त्रः | = | અધ્યાત્મશાસ્ત્ર રૂપી | येन | = | જેમણે |
| अस्त्रवरेण | = | ઉત્તમ અસ્ત્ર વડે | च | = | અને |
| लोके | = | જગતમાં | कर्तृभक्ति | = | કર્તા પ્રત્યેની ભક્તિ |
| छिन्ना | = | છેદી નાંખ્યા | नमामि | = | હું નમસ્કાર કરૂં છું |
| अविद्या | = | અવિદ્યા | देवं | = | દેવને |
| भव जीव दोषा | = | ભવના જીવોના દોષો | करुणा अर्णवं | = | દયાના સાગરને |
| आविष्कृता | = | પ્રદર્શિત કરી | तं | = | તે |

જેમણે પંચમ શ્વસંવેદ રૂપી અતિ ઉત્તમ અસ્ત્ર વડે, ભવભરના મનુષ્યોના અવિદ્યારૂપી દોષો છેદી નાંખ્યા, તથા તેઓએ નિજકર્તા પ્રત્યેની અતિ ગુપ્ત ભક્તિ પ્રદર્શિત કરી, એવા મહાન સમર્થ ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

सदा प्रफुल्लाननपंकजो यो महीतटे गुर्जरसंज्ञदेशे ।
विराजतेनंतगुणो गुणज्ञो नमामि देवं करुणार्णवं तं ॥८॥
सदा प्रफुल्ल आनन पंकजः यः महीतटे गुर्जरसंज्ञदेशे ।
विराजते अनंतगुणः गुणज्ञः नमामि देवं करुणा अर्णवं तम् ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| सदा | = | હંમેશા | महीतटे | = | મહી નદીને કાંઠે |
| प्रफुल्ल | = | આનંદમાં રહેતું હતું | गुर्जर संज्ञदेशे | = | ગુજરાત દેશમાં |
| आनन पंकज | = | મુખ કમળ | विराजते | = | વિરાજતા હતા |
| यः | = | જેઓ | अनंतगुणः | = | અનંત ગુણો ધરાવનાર |

| | | | | | |
|---|---|---|---|---|---|
| गुणज्ञः | = | ગુણજ્ઞ હતા | करुणाअर्णवं | = | દયાના સાગરને |
| नमामि | = | હું નમસ્કાર કરું છું | तम् | = | તે |
| देवं | = | દેવને | | | |

જેમનું કમળના જેવું મુખ સદાય અતિ આનંદમાં પ્રફુલ્લિત રહેતું હતું. અને તેઓ અનેક દિવ્ય ગુણોને ધારણ કરનાર સર્વે ગુણોને જાણતા હતા. તેવા પરમ દયાળુ પરમગુરૂદેવ ગુરૂગાદી સારસા પુરીમાં મહીનદીનાં કાંઠે ગુજરાત દેશમાં બિરાજતા હતા. એવા ભગવાન કરૂણાસાગરને હું નમસ્કાર કરું છું.

ईति श्री वृजलालाचार्य विरचितं करुणासिंध्वष्टकं समाप्तं ।



પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ

ઉપાસક પૂજ્ય શ્રી છોટમ મહારાજ રચિત



## ગુરુ મહિમા

**સાખી**

પરમગુરુ પરમાત્મા, તેમને કરુ પ્રણામ;
પરમારથ કારણ વિપુ ધરે, રૂપ ગુણ નામ. ૧

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અનિન ઉપાસક છોટમ મહારાજ કહે છે કે, મહાન સમર્થ સર્વજ્ઞ પરમગુરૂનું જે પરમાત્મા (સોહંગ) સ્વરૂપ, અપાર કરૂણામય મહામંગલકારી હોઈ, તેમને મારા અંતરહંગના શુદ્ધભાવથી નિજલક્ષ દ્વારા પ્રણામ કરું છું. તે સ્વરૂપ સકળ ઘટમાં વ્યાપી રહ્યું છે. જે ચર-અચર ઘાટોના જીવનરૂપે હોવા છતાં, સર્વથી ન્યારૂં છે. જેનો સંબંધ સદોદિત સકર્તા સત્ કૈવલ સાથે અખંડ રહેલો છે. એવા જે સર્વજ્ઞ પરમગુરૂએ નિજપતિના પદને પ્રાપ્ત કરાવવાના હેતુથી પરમ અર્થને સમજાવવા સારું, સર્વ જીવો ઉપર મહાન કૃપા કરીને અવ્યાકૃત દિવ્ય વિભુતિનો મનુષ્ય દેહ ધરીને અલૌકિક જ્ઞાન, ગુણગતિ, પરમ પુનિત, પરમ પ્રભુતા સંયુક્ત, આ પૃથ્વી પર પધારી પોતે શ્રીમંત કુવેર સ્વામીના નામે પ્રગટ થયા છે.

કામ ધેનુ ચિંતામણિ, કલ્પવૃક્ષ છે જેહ;
તેથી ગુણ જેમાં ઘણા, દીસે નરનો દેહ. ૨

કામધેનું, ચિંતામણિ અને કલ્પવૃક્ષ જો કોઈને પ્રાપ્ત થાય તો, તેના મનની ઈચ્છા પ્રમાણે ભૌતિક પદાર્થનું સુખ મળી શકે છે. પરંતુ તેનાથી પણ અધિકાધિક જેમાં અગણિત ગુણ સમાયેલા છે, એવા પરમશ્રેષ્ઠ, કૈવલમોક્ષ ફળ આપનાર સર્વજ્ઞ શ્રી પરમગુરૂનો દિવ્ય દેહ, પુરુષરૂપે પ્રગટ દેખાય છે.

બોધ અગાધ અગમ અતિ, સુગમ કરન સંસાર;
અગણિત જન ઉદ્ધારવા, વિચરે અવની મોજાર. ૩

સર્વ જીવોને મુક્ત કરનાર, અગાધ બોધ અતિ અગમ હોવાથી કોઈની ગતિ મતિ ન પહોંચી શકવાને કારણે જગતના લોકો જાણી શકેલા નથી. તે સકર્તા સત્કૈવલનો લક્ષબોધ પોતાના સ્વમુખની દિવ્ય વાણી દ્વારા, જગતભરના જીવોને સ્પષ્ટ સમજાવી અગણિત જનોને ભવપાર કરવા, શ્રી પરમગુરુદેવ પરમકૃપા કરીને આ પૃથ્વીને વિષે ફરી ફરીને જાહેર જણાવ્યો છે.

આપનું આપને પતિ પદ, દર્શાવે દિવ્ય હાલ;
કરુણા સિંધુ કુવેર ગુરુ, ક્ષણમાં કરે નિહાલ. ૪

જે કોઈ મુમુક્ષુજન શ્રી પરમગુરૂના લક્ષબોધને ગ્રહણ કરે તો, તેને સગુણ નિર્ગુણથી પર રહેલું આપનું આપ અંશસ્વરૂપ તેમજ નિજપતિનું અલૌકિક પદ, ગુરુગમ ગતિ બક્ષિસ કરીને દિવ્ય દૃષ્ટિએ તુરત જ પ્રત્યક્ષ દેખાડે છે. એવા પરમપ્રતાપી પરમપદ દાતા, કરૂણાઓના સાગર, શ્રી પરમગુરૂ શરણે આવેલા જીવોને નિજપતિનો, સાક્ષાત્કાર કરાવી એક ક્ષણમાં ન્યાલ કરી દે છે.

હંસ રૂપ આપે નિજ, કરતા કેવલ સોય;
સામથ્ર સાહેબ કુવેર વિના, જુગ નવ જાણે કોય. ૫

મહાન સમર્થ પરમદયાળુ પરમ ગુરૂનું જે વ્યાપક કરૂણામય સોહંગ સ્વરૂપ તેને હંસ સ્વરૂપ કહેવામાં આવે છે. તે પરમગુરૂ પોતે કેવલકર્તા સ્વરૂપે હોઈ તેમનું જ આ અકળ શરીર છે. તેના વિશે સકર્તાપતિનો અંતર આશય તેમજ પરમ હેતુ સંપૂર્ણ સમાયેલો

છે. તેથી જ્યારે સકર્તા સતકૈવલને પોતાના સ્વજાતીય અંશોને ચેતાવવાની ઈચ્છા થાય છે, ત્યારે પરમહેત ધારણ કરી પોતાની નિજગતિ રૂપ પરમવિશેષ અંશને આજ્ઞા કરી કહે છે કે, 'ક્યું કરે બેર' એ ઉપરથી પરમ પવિત્ર કુવેર સાહેબનું નામ ધારણ કરી, અનંત સમર્થતાવાળી શક્તિઓ સાથે લઈને, સકર્તાપતિનો લક્ષ જણાવવા શ્રી પરમગુરુ ભગવાન કરૂણાસાગર, આ પૃથ્વી ઉપર પ્રગટ થયા છે. તેમના વિના આ જગતમાં સકર્તાપતિનો લક્ષ સામાન્ય કોટીના કે વિશેષ કોટીના કોઈપણ અંશો જાણી શકતા નથી; તે વાત સર્વથા સત્ય છે.

મહિમા પ્રબળ પ્રચંડ અતિ, પરમગુરુ નિજનામ;
દિવ્ય બોધદાયક સદા, સાહેબ સુખનું ધામ. ૬

સાહેબ કુવેર સદા સુખના ધામરૂપે હોઈ, પોતે સકર્તાપતિનો અતિ દિવ્ય લક્ષ બોધ આપીને અંશોને પોતાના શરણમાં વસાવે છે. તે અતિ પવિત્ર નિજ નામ ધારી શ્રી પરમગુરુનો મહિમા, અતિ વિશાળ તેમજ અનંત હોઈ, જેનું વર્ણન મન બુદ્ધિ કે વાણી દ્વારા થઈ શકે તેમ નથી.

 **મોતીદામ છંદ** 

સદા સુખ ધામ ગુરુપદ સાર, કરે જશ નેતિ નિગમ ઉચ્ચાર;
અખંડ અલેખ અનામિ આપ, અવ્યય અદ્દ્ભુત અમોઘ પ્રતાપ. ૧

પરમ દયાળુ કૃપાનિધિ શ્રી પરમગુરુનું પરમશ્રેષ્ઠ ધામ સદાય સુખના સાગર રૂપે હંમેશા કાયમ રહેલું છે. તે ગુરુનું નિત્યપદ સર્વોત્તમ સર્વ લોકના સ્વામીરૂપે હોઈ, સર્વ સિદ્ધાંતોના સત્ય સાર રૂપે છે. તે ગુરુપદના જશ તેમજ ગુણ ગાતા વેદનેતિ નેતિ કહીને હારી ગયેલા છે. જેથી ઈતિ સુધી વર્ણન કરી શકેલા નથી. તે સમર્થ સદ્દ્ગુરુનું પદ અખંડ, અનામી અને અલેખ હોવાથી, તેને લક્ષમાં લાવી બાવન અક્ષર દ્વારા લખીને કોઈ પ્રકાશમાં લાવી શક્યું નથી. તે ગુરુપદ અવ્યય એટલે તત્ત્વ આકૃતિ વિનાનું સુજાણ ગતિ રૂપે, ઉપમા રહિત અતિ અદ્દ્ભુત છે. જેના અલૌકિક પ્રતાપનું મૂલ થઈ શકે તેમ નથી.

પરાપર ધામ પુરાતન સોઈ, હરિ હર આદ્યે સેવે સહુ કોઈ;
વિધિ સનકાદિક નારદ સાર, ગુરુ ગુરુ નામ જપે નિરધાર. ૨

શ્રી પરમગુરુનું પદ પરા આદિ ૐકારની પાર આવેલું છે. તે સમર્થ ગુરુનું ધામ પુરાતન એટલે જુનામાં જુનું અસલ અનાદિ હોઈ, જેને આદ્ય કે અંત લાગી શકતા નથી. તે ગુરુપદની પ્રાપ્તિ અર્થે હરિહર એટલે વિષ્ણુ અને શિવજીની આદ્ય લઈ, સર્વ કોઈ ઉપાસના કરી રહ્યા છે. વિધિ કહેતા બ્રહ્માજી અને તેમના પુત્રો, સનકાદિકો, નારદમૂનિ વગેરે ગુરુપદને સત્ય સાર રૂપે માનીને ગુરુના નિર્મળ નામનો જાપ નિશ્ચય પૂર્વક અહોનિશ જપે છે.

રમા, સચિ, સાવિત્રીને ઉમિયાય, પ્રેમે નિત્ય પૂજે ગુરૂજીના પાય;
અહીપતિ, ઈન્દ્ર આદ્યે સહું દેવ, સદા શુદ્ધ ભાવે કરે ગુરૂ સેવ. ૩

રમા એટલે વિષ્ણુના ધર્મપત્ની લક્ષ્મી તેમજ સાવિત્રી બ્રહ્માજીના અર્ધાંગના, ઈન્દ્રની પટરાણી સચિ તથા મહાદેવજીના ગૃહપત્નિ ઉમિયાજી, એ બધાય દેવકોટિના અધિકારવાળા વિશેષ વિભુતિવાન હોવા છતા આત્મસ્વરૂપને ઓળખી પરમાત્મા પદને પામવાના હેતુથી ગુરૂ ચરણની પૂજા અતિ શુદ્ધ પ્રેમથી કરે છે. અહીપતિ કહેતા નાગલોકના પતિ શેષ નારાયણ, તેમજ ઈન્દ્ર રાજાની આદ્યે દેવલોકમાં વસતા સર્વે દેવો, શુદ્ધ ભાવથી સદ્‌ગુરુની સેવા એક નિષ્ઠાથી કરે છે.

ઋષિ મુનિ તાપસ સિદ્ધ ચોરાસી, ગુરૂપદ પંકજ ભ્રંગ નિવાસી;
શિવે સમજાવ્યું સતીને સાર, ગુરૂ સમ તત્ત્વ નથી નિરધાર. ૪

સૃષ્ટિની શરૂઆતથી અત્યાર સુધી જે જે ઋષિમુનિઓ થયા, તે ગુરુના ઉપદેશથી આત્મા પરમાત્માને જાણી વિરામ પામ્યા છે. તેમજ તપસ્વીઓ અને ચોરાશી પ્રકારના સિદ્ધ પુરુષોને જગત જાહેર જાણે છે. તે સર્વ સદ્‌ગુરુ ચરણ કમળમાં ભ્રમર કમળના ન્યાયે અનુરાગ પૂર્વક લાગી રહ્યા છે. (જેમ ભમર, કમળની વાસનામાં વશ થતાં ક્યાંય પણ જઈ શકતો નથી.) એવી રીતે જ્ઞાન ભક્તિના માર્ગમાં થયેલા અનેક મહા પુરુષો કલ્યાણકારી ગુરુના ચરણ કમળમાં રહેલા છે. શ્રી મહાદેવજી મહાન વિભૂતિવાન દેવ હોવા છતાં સદાએ ગુરુમૂર્તિનું ધ્યાન ધરતા હોઈ, પોતાની અર્ધાંગના પાર્વતીને ઉપદેશ

કરતા કહે છે કે હે સતી ! આ ચૌદ લોક સુધીના જગતમાં ગુરુ સમાન કોઈ તત્ત્વ જ નથી. એમ નિશ્ચય કરીને વારંવાર ગુરુ ગીતામાં સમજાવ્યું છે.

ભવદુઃખ ટાળે સહેજે ભવાની, કરે ભવ કોટી કલેશની હાની;
યથા વિધી જુક્ત બતાવું જેમ, કરો નિત્ય નેમ ધરી સતી તેમ. ૫

તદ્ઉપરાંત ફરીથી સમજાવતા પાર્વતીને કહે છે કે હે ભવાની તમારા કરોડો જન્મના કલેશનું મહાદુઃખ તે, ગુરુ કૃપા કરીને સહેજે હણી લેશે. માટે ગુરુની અંતર ઉપાસના કરવાની તમોને જુક્તિ એટલે રીત જણાવું છું. તે એકાગ્ર ચિત્તે નિત્યનેમ ધારણ કરી યથા વિધિ પ્રમાણે બતાવું છું તેમ કરશો.

નિશા જ્યારે શેષ રહે ઘડી દોઈ, ઉઠીને આરાધન કીજીયે સોઈ;
મનોમય માનસી પૂજા જેહ, કરે શુદ્ધ ભાવ ધરી કરી નેહ. ૬

ગુરુલક્ષ કરવાની રીત નીચે પ્રમાણે શિવજી પાર્વતીને જણાવે છે કે, નિશા એટલે રાત પૂરી થતાં સૂર્યોદય થવાની બે ઘડી બાકી રહે તે પહેલાં શૌચ આદિ સ્નાન વિધિથી પરવારીને, ગુરુમંત્રનું આવાહન કરવા પવિત્ર જગ્યાએ એકાંતમાં આસનવાળી શરીરને સમ કરી બેસવું. બે ઘડીનો સમય પૂરો થતાં સુધી દૃઢતા રાખવી, તેમજ મનોમય માનસિક પૂજાનો પ્રારંભ કરવો. પ્રથમ પરમદયાળુ ગુરુદેવને પોતાના હૃદયમાં બિરાજમાન કરી, ગુરુદેવને ચિતવનનું ચંદન પ્રેમના પુષ્પ, ધીરજનો ધુપ, અને જ્ઞાનનો દીપક પ્રગટાવી માનસિક ગુરુપૂજન અતિ હેત પૂર્વક શુદ્ધભાવથી કરવું.

પિંડ માંહે પંકજ પત્ર હજાર, કરતા સુરત તણો એકતાર;
ગર્જે ઘણું નાદ અનહદ ઘોર, નહિ જ્યાં કાળ કર્મનું જોર. ૭

પિંડમાંહે એટલે દેહમાં મસ્તકના વિષે, હજાર પાંખડીનું કમળ આવેલું છે. જે બ્રહ્મરંદ્રના નામથી ઓળખાય છે. ત્યાં ઓહંગ પ્રણવનો અજંપો સમદમ થાય છે. તેની સાથે સુરતાને પરોવી એકતાર કરવો. તે પ્રણવ ધ્વનિમાં સુરતા ઓતપ્રોત થતાં દશનાદ સહિત અનહદ નાદની મધુરી ગર્જના સંભળાતી હોય ત્યાં સર્વ જગતનું ભાન ભૂલી જવાય છે. તે ભૂમિકાને નૂર ભૂમિકા તથા પરમકારણદેહ પણ કહે છે. ત્યાં સ્થિતિ કરનાર ઉપાસકને કાળ કરમનો ભય લાગી શકતો નથી.

**રવિ શશી વિના ઉદ્યોત અપાર, તેમાં ગુરુ ધારો દ્વિભૂજ આકાર;**
**નખશિખ સુંદર શ્રી ઘનશ્યામ, સદ્ ચિદ્ આનંદ કંદનું ધામ. ૮**

આપણા શરીરને વિશે ડાબા અને જમણા અંગમાં ઈંગલા પિંગલા બે નાડીઓ રહેલી છે. ડાબા અંગની ઈંગલા નાડી સ્ત્રીરૂપ હોય તેને ચંદ્ર સ્વર કહે છે. અને જમણા અંગની પિંગલા નાડી, પુરૂષરૂપ હોય તે સૂર્યસ્વરના નામથી ઓળખાય છે. તે ઈંગલા અને પિંગલા બંને નાડીઓ ભ્રૂકુટિ સ્થાને સમ થતાં ચંદ્ર અને સૂર્ય બંને સ્વરો સુક્ષ્મણામાં સમાઈ જાય છે. ત્યારે સુક્ષ્મણાના નિહંગ પ્રણવનો અપાર પ્રકાશ સાધકની નિર્મળ દૃષ્ટિમાં અનુભવાય છે. તે સુક્ષ્મ પ્રણવમાં દૃષ્ટિને સ્થિર કરી આદ્ય જગત્‌ગુરુના સ્વરૂપને ધારીને જોતાં બંને હાથે આશીર્વાદ આપતાં અપાર કરૂણામય ગુરુના દર્શન થાય છે. તે પરમ તેજસ્વી ગુરુની અલૌકિક મૂર્તિને નખથી શિખા સુધી નિહાળતાં અતિ અદ્‌ભુત, ઘનશ્યામ વર્ણ હોઈ મંગલકારી સદાચિદાનંદની મૂળ રૂપે, જેનું ધામ સર્વોપરી આવેલું હોવાથી, તેમની કૃપાદૃષ્ટિના અધિકારી ઉપાસક જનને લક્ષ અનુભવ દૃષ્ટિએ દશ્યમાન થાય છે.

અનુભવ ઉગ્ર મહાગતિગુઢ, પ્રચંડ પોકારી કહે પદ પ્રૌઢ;
દીસે દિવ્ય દૃષ્ટિ ઉદાર અપાર, વપું ધરે વિશ્વતણા કિરતાર. ૯

એ પરમ દયાળુ પરમગુરૂનું નિત્ય સ્વરૂપ પરમ કરૂણામય વ્યાપક હોવાથી તેમના ઉગ્ર અનુભવની ગતિ મહાન ગુપ્ત હોઈ તેમની જ કરૂણાથી સમજાય તેમ છે. તે સર્વજ્ઞ ગુરુપદ અતિ વિશાળતાવાળું હોઈ પોતાના સ્વરૂપને સમજાવવાના આશયથી ઉપાસકને લક્ષ દ્વારા દર્શન આપી, સ્વમુખે આશ્ચર્યચક્તિ કરી નાખે એવા અગાધ અનુભવનો ટહંકાર કરીને અગમ ઘરનો રસ્તો નિજદાસને સુગમ રીતે જણાવે છે, તે નિજદાસ ઉર્ધ્વ-દૃષ્ટિએ પરમાનંદ રૂપ પરમગુરૂના સ્વરૂપને જોવાની અતિ ચાહના કરે છે. ત્યારે કૈવલ ભગવાન કરૂણાસાગરનું મહા દિવ્યરૂપ ધારણ કરીને અતિ ઉદારભાવે દર્શન આપે છે.

એવું ધ્યાન ધારીયે અંતર દૃષ્ટ, પૂજા વિધિ કરીએ અતિ ઉત્કૃષ્ટ;
સુર સરી નીર ઉષ્ણોદક સાર, સ્નાન કરાવો ઉમંગે અપાર. ૧૦

ઉપર જણાવ્યા પ્રમાણે કૃપાનિધિ શ્રી ગુરુદેવના ચરણકમળનું એકાગ્ર મનથી અંતરદૃષ્ટિએ ધ્યાન ધરવું. તેમજ પોતાના હ્રદયમા સાવધ થઈને પૂર્ણપ્રેમથી અતિ

ઉત્કૃષ્ટપણે શ્રી ગુરૂદેવનું યથાવિધિ પૂજન કરવું. સુરસરી એટલે દેવ નદી જે સુક્ષ્મણા હોય તેના સુક્ષ્મ પ્રણવનું પાણી વિરહ અગ્નિથી તપાવેલું હોય તત્ત્વોના વિકાર રહિત શુદ્ધ થયેલા સાર પ્રણવરૂપપાણીથી સમર્થ શ્રી સદ્‌ગુરુ દેવને પોતાના હંગમાં અપાર ઉમંગ ધારણ કરીને સ્નાન કરાવવું.

પછી પટ પહેરાવીએ મહામુલ, અરચીએ અગર ચંદનને ફુલ;
શુભ શણગાર સુમનના હાર, ધુપદીપ નૈવેદ મેવા અપાર. ૧૧

પરમપ્રિય શ્રી ગુરૂદેવને મહા કિંમતી વસ્ત્રો પરિધાન કરાવી શુદ્ધ સદ્‌ભાવનાનો શણગાર ધરાવી, મનની શુદ્ધ ભાવનાનો હાર પરમ પૂજ્યશ્રી ગુરૂદેવને પહેરાવવો, અને અગર ચંદન પુષ્પથી પ્રીતિપૂર્વક પૂજન કરવું. તેમજ શ્રી ગુરૂદેવની સુકીર્તિનો ધુપ તથા નિજલક્ષનો દીવો કરી, ગુરૂદેવ પ્રસન્ન થાય એવા ઉત્તમ ગુરુમય ભાવનાના માનસિક મનોરથ રૂપી મેવા મિઠાઈઓના થાળ, ગુરૂશ્રીની આગળ અતિ આગ્રહપૂર્વક ધરી જમાડવા.

કરી મુખ મંજન પાઈએ નીર, મુખવાસ દીજે ધરી મન ધીર;
ઉતારીએ આરતી સુંદર સાજ, વધાવીએ પુષ્પ ગુરૂ મહારાજ. ૧૨

ઉપર પ્રમાણે ગુરુ ઉપાસકે લક્ષ ઉપાસનામાં સદ્‌ગુરુને જમાડી નિર્મળ ભાવનાનાં શુદ્ધ નિરથી મુખ મંજન કરાવી, શ્રી ગુરૂદેવને તે નીર પીવડાવવું, તેમજ મુખવાસ કરવા માટે ઉત્તમ પ્રકારના લગનીનાં લવીંગ, અને અક્કલની એલચી, તથા સ્મરણ રૂપી સોપારી મુખમાં અર્પણ કરી, પોતાના મનમાં બહુ ધીરજ ધરી ગુરૂ સનમુખ સ્થિર થઈ રહેવું. તેમજ અખંડ સુખીની ઈચ્છા પૂર્ણ કરવા પોતાના અંતરમાં વિરહા તુર બની, ગુરુપદ પામવાની અતિ આરતરૂપી આરતીના ઉપયોગમાં લેવાતાં, સુલક્ષણોરૂપી સાજ સજીને આરતી ઉતારી પ્રેમ પુષ્પથી ચકવે જ્ઞાન ગતિના મહારાજાશ્રી પરમગુરુદેવને વધાવી લેવા.

પ્રકંમા સ્તુતિ અનંત અપાર, દંડવત કોટિ કીજે નમસ્કાર;
પછી ગુરુ મંત્ર તણો જપો જાપ, પ્રલય થાય કોટિ જન્મના પાપ. ૧૩

પરમગુરૂની અંતર ઉપાસનાની વિધિપૂર્ણ કરી. તેમના અનિનદાસ બની ગદ્‌ ગદ્‌ કંઠે ગુરુશ્રીની પ્રકંમા, સ્તુતિ, બાર આંગળના પંથમાં ઉલટ સુલટ ફરીને કરવી. તેમજ

જેનો અંત લાવી પાર ન પામી શકાય એવા મહાન સમર્થ પરમગુરુને કરોડોવાર દંડવત્ નમસ્કાર કરી પછી, ગુરૂશ્રીના ચરણમાં તન મનથી આધીન થઈ અમર મંત્રનો જાપ જપવા, અંતરવૃત્તિને એકાગ્ર કરવી. ગુરૂમંત્ર જાપના પ્રતાપથી એક પળમાં કરોડો જન્મોના પાપ નાશ પામે છે.

એવું નિત્ય ધ્યાન ધરે જન જેહ, વસે સહુ તિરથ તેને દેહ;
કૃતારથ થાય તે આઠે અંગ, સુરીનર ઈચ્છે સદા સત સંગ. ૧૪

ઉપર જણાવ્યા મુજબ સદ્‌ગુરુના નિત્ય સ્વરૂપનું ધ્યાન જગતમાં જે જન ગુરૂકૃપા મેળવીને ધરી શકે, તો તેને દેહ છતાં વિદેહ દશા પ્રાપ્ત થાય છે. તદુપરાંત પૃથ્વીભરના જેટલા તીર્થો છે, તે સર્વે ગુરૂ ઉપાસી જનના તનમાં આવી વસે છે. તે પવિત્ર જનના આઠે અંગો કૃતાર્થ એટલે પાપરહિત અતિ નિર્મળ થઈ જાય છે. એવા ગુરુકૃપાના અધિકારી જનના સતસંગની ઈચ્છા સુર એટલે દેવલોકો, મુનિજનો, અને મનુષ્યો સદાય રાખે છે. એવા ગુરુમુખી જનને ધન્ય છે.

કરે ગુરુ ઉપાસના જન કોય, તેને ઘેર સ્વર્ગતણું સુખ હોય;
સકલ સૌભાગ્ય તણો તહાં વાસ, રિદ્ધી સિદ્ધી મુક્તિ થઈ રહેદાસ. ૧૫

ઉપર દર્શાવ્યા મુજબ ગુરુના ચરણની ઉપાસના કોઈ ભક્તજન અતિ ઉજાગ્રતપણે કરી શકે, તો તેના ઘરમાં સ્વર્ગના સુખનો આનંદ મળે છે; એમાં કોઈ શંકાને સ્થાન નથી. તેમજ તે ગુરુ ઉપાસીજનના ઘેર સકલ સૌભાગ્ય એટલે સારું સદ્‌ભાગ્ય સુખ, આનંદ, કલ્યાણ, ઐશ્વર્યતા, સૌંદર્ય અને કીર્તિ વગેરે આવીને વાસ કરે છે. તથા રિદ્ધિ એટલે સર્વ પ્રકારની સંપત્તિ અને અષ્ટ પ્રકારની સિદ્ધિઓ તેમજ ચાર પ્રકારની જે મુક્તિ કહેવામાં આવે છે, જેના માટે જગતનાં જીવો જપતપ આદિ વિધવિધ પ્રકારનાં કર્મો કરે છે. છતાં તેઓને મુક્તિ મળતી નથી, તે મુક્તિ ગુરુ ઉપાસીજનના ઘેર દાસી થઈને રહે છે. તેથી તે ઉપાસકને ધન્ય છે.

પ્રેમે પૂજે ગુરૂને જે કોઈ જન, તેને વસુધામે ના વ્યાપે વિઘન;
ગુરૂનું વચન લોપે જીવ જેહ, પીડા થકી પાર ન પામે તેહ. ૧૬

જે ભક્તજન પોતાના ગુરૂશ્રીને દેવાધિદેવ જાણીને ચરણની પૂજા પૂર્ણપ્રેમથી કરે

છે, તેને કોઈ જાતનું વિઘન વસુધા કહેતા આ પૃથ્વી ઉપર આવી શકતું નથી, ત્યારે બીજી બાજુ જે જીવ ગુરુ વિમુખી છે, તે ગુરુના વચનનું પાલન નહિ કરતા ગુરુવચનને લોપી મન ગમતું આચરણ કરે છે. તે જીવને અનેક પ્રકારના દુઃખો આવીને ઘેરી લે છે. તે દુઃખોના કષ્ટો ભોગવતાં અનેક જન્મો સુધી પાર પામી શકતો નથી.

ગુરૂને મનુષ્ય ભાવે કરી માને, તે તો નર સુકર, શ્વાન સમાન;
ગુરુને કર્તામાં અંતર ધારે, તે તો ભવ માંહી ભમે વારે વારે. ૧૭

કોઈ દેહ અભિમાની અજ્ઞાનીજન, તારણહાર, મુક્તદાતા ગુરુ (પરમગુરૂ)ને મનુષ્ય રૂપે માને છે, તેને મહાદોષ લગાતો હોઈ, સકર્તાધણીનો ગુનેગાર બને છે. તે મનુષ્ય હોવા છતાં સુકર અને શ્વાન સમાન ગણાય છે. તથા પરમ દયાળુ ગુરુદેવ(પરમગુરૂ) અને સકર્તા વચ્ચે જુદાપણું ધારે છે, તે જીવને આ ભવ સંસારમાં વારંવાર જન્મ મરણરૂપી લક્ષ ચોરાસીનું ચક્ર અનેકવાર ફરવું પડે છે, છતાં તે છૂટી શકતો નથી.

હુંકારે ટુંકારે ગુરુને દે સાદ, તેને અંગે થાય ઘણો અપરાધ;
ગુરૂ થકી મનમે રાખે અંતરાય, તેને પ્રભુ પ્રસંન તે કેમ થાય. ૧૮

જે કોઈ જડબુદ્ધિનો જીવ, અહમરૂપી કેફમાં છકી ગયેલો હોઈ પરમ હિતકારી ગુરૂદેવના પ્રતિ ઉત્તરમાં, હું હું કરીને હુંકારેથી ટુંકારા ભર્યા અઘટિત વચન બોલે છે. તેના દેહથી ઘણા અપરાધો થતા હોવાને કારણે અસંખ્ય કષ્ટો સહન કરવા પડે છે. છતા તેના ઉપર કોઈ દયા દ્દષ્ટિ કરતું નથી. તેમજ એવા જન ગુરુ સાથે રહેવા છતાં પોતાના મનથી અલગના અલગ રહે છે. તેઓ ગુરૂની રીઝ મેળવવા અંતરની એકતા કરતા નથી, અને લોક દેખાવમાં ઉપલક સેવા કરતા હોય છે, તેથી તેના ઉપર જગત કર્તા પ્રભુ પ્રસન્ન થતાં નથી.

જેને ગુરુવચન લોપે નહિ ત્રાસ, કોટિ કલ્પ ભોગવે નર્ક નિવાસ;
આરાધન જેને નહિ ગુરૂ ઈષ્ટ, પડે કુંભી પાક તે પ્રાણી પાપીષ્ટ. ૧૯

જે ગુરુદ્રોહી, અસુરીજન, ગુરુના વચનોનો લોપ એટલે અવગણના કરવા છતાં, પોતાના મનમાં ત્રાસ પામી પસ્તાવો કરતો નથી, તે મૂર્ખના દેહનો અંત આવ્યા પછી કરોડો કલ્પ સુધી નર્કમાં પડી નર્કવાસના અનેક દુઃખો ભોગવવા પડે છે, જે કોઈ દુરિજન જીવ

સાચા ગુરુદેવ મળવા છતાં પોતાના અનેક અવગુણે કરી, સમર્થ ગુરુદેવને ઓળખી ઈષ્ટ માની શુદ્ધભાવથી આરાધના કરતો નથી, અને પાછળથી ભૂલો જુએ છે, એવા દુષ્ટ પ્રાણીને અઘોર પાપના ફળ ભુક્તમાન કરાવવા યમના દુતો કુંભીપાક નામના નર્કમાં નાંખે છે.

પ્રેમે જે ન પૂજે ગુરુજીના પાય, અંતકાળે તેને કોણ કરે સહાય;
રહી ગુરુ આધીન દીનના ભાખે, નિશ્ચે તેને લક્ષ ચોરાશીમાં નાંખે. ૨૦

જે કોઈ ભક્તિના ઉપલક ડોળ કરનાર ભક્તજન, શુદ્ધ પ્રેમથી ગુરૂશ્રીના ચરણની પૂજા કરતો નથી, એવા મિથ્યા ઢોંગીને દેહના અંતે કોઈપણ સહાય કરી શકતું નથી. તેમજ એવા વિષયી પામર જીવ ગરીબી ધારણ કરીને ગુરૂદેવને આધિન થઈ નમ્રતાવાળા વચન બોલતા નથી. તે અપરાધના કારણે નિશ્ચે કહું છું. કે તેના કરેલા કુકર્મ નક્કી લક્ષ ચોરાસીમાં નાંખે છે.

સહેજે ગુરુ આજ્ઞા કરે જે ભંગ, અનેક જન્મ તે થાય અપંગ;
ગુરુનું ધ્યાન હૃદયે નવ ધારે, તેને યમ કિંકર કુટીને મારે. ૨૧

કોઈપણ પ્રકારનો ભય રાખ્યા સિવાય સામાન્ય વિષયની વાતવાતમાં ગુરુમુખના વચનોનો ભંગ કરે છે, એવા અક્કલ વિનાના અવિવેકી જીવને અનેક જન્મો અપંગ થઈ કીટ સર્પાદિક વગેરે શરીરો ધારણ કરી, અનેક જન્મ અથડાવવું પડે છે. જે જન ગુરુને કલ્યાણકારી જાણીને ભાવ ભક્તિથી પોતાના હૃદયમાં ધ્યાન ધરતા નથી એવા શાકુટ જનોને યમના કિંકર એટલે દૂતો ગુરુ વિમૂખીને કુટી કુટીને બહુ માર મારે છે.

ગુરુ ઉપદેશ વિસારે જે જન, તેને શિર આવે અનેક વિઘન;
સજીવન મંત્ર દાતા ગુરુ દેવ, ભણાવે કૈવલ લક્ષ મહા ભેવ. ૨૨

જે કોઈ જન ગુરૂલક્ષ બોધ લઈ, યાદ નહિ રાખતા વિસારી દે છે, અગર ભૂલી જાય છે, તેના મસ્તક ઉપર કાળ માયાના અનેક વિઘનો આવે છે તે વિઘનોથી બચવા તેને કોઈ રસ્તો સૂઝતો નથી, તેને બચાવનાર પરમ પ્રતાપી સજીવન મંત્ર દેનાર શ્રી પરમગુરુદેવ છે. તેમના અમર મંત્રનો જાપ, અંતરવૃત્તિએ દૃઢતાપૂર્વક જે કોઈ જન કરી શકે તો, પરમગુરૂદેવ કરૂણાદષ્ટિએ કરૂણા કરીને અંશને પતિપદ પામવાનો મહાન કૈવલ લક્ષનો ભેદ ખુલ્લો કરી જણાવે છે. એવો ગુરુ ઉપાસનાનો મહાન પ્રતાપ છે.

તજી તેના શરણ જે કોઈ જન જાય, કરી રીસ કાળ કુટી તેને ખાય;
પ્રચંડ અપાર ગુરુ પ્રતાપ, હરિહર બ્રહ્મા જપે તેનો જાપ. ૨૩

એવા મહાન સમર્થ સદ્દગુરુના શરણને તજીને જે કોઈ જન પાછો પડી જાય છે, તેને આ જગતમાં તરવાનો બીજો કોઈ આધાર કે ઉપાય મળી શકતો નથી. જેથી કાળપુરુષ તેના ઉપર અતિ રોષ કરી કુટીને, પોતાના વિકરાળ મુખે ભક્ષણ કરી જાય છે. એવો અતિ અઘરો દંડ ભોગવવો પડે છે, માટે કોઈપણ જન ગુરુ વિમુખી થશો નહિ, એવા જે નિજકર્તા સાથે એકમેક રહેલા સદ્દગુરુની અકળગતિનો પ્રતાપ પરમશ્રેષ્ઠ હોઈ જેનો મહિમા અગમ અગાધ છે. એવા મહાન સમર્થ ગુરુદેવના નામનો શિવ, વિષ્ણુ તેમજ બ્રહ્માજી હરદમ જાપ જપે છે.

આણી ઉર વચન તણો આધાર, વિરંચી વિશ્વ સરજે બહુવાર;
પ્રજા પાળે વિષ્ણુ ધરે અવતાર, નિશ્ચે ગુરૂ વચન થકી નિરધાર. ૨૪

જે ગુરુવચન સર્વવ્યાપક હોઈ, ઘટોઘટમાં રમી રહ્યું છે, તે ગુરુવચનનો પોતાના હૃદયમાં સંપૂર્ણ વિશ્વાસ લાવી. વિરંચી એટલે બ્રહ્માજી નિજકર્તાની આપેલી કરૂણાના અધિકાર મુજબ વારંવાર વિશ્વ સરજે છે. એવી રીતે કે જ્યારે બ્રહ્મદેવની રાત પડે છે ત્યારે વ્યષ્ટિ જગતનું વિસર્જન કરે છે. રાત્રીનો અંત આવતાં તેમનો દિવસ ગણાતો હોઈ. સૃષ્ટિને સરજે છે. એ પ્રમાણે ગુરુ વચનના પ્રતાપે વારંવાર સર્જન વિસર્જનનો વહીવટ કરે જાય છે. જગતમાં જ્યારે આસુરી અધર્મીઓનું બળ વધી જાય છે, ત્યારે દૈવી સંપત્તિના ધર્મશીલ સજ્જનો કોઈક કોઈક પ્રભુમય જીવન જીવવાવાળા હોઈ, તે દુઃખી થાય છે. ત્યારે જગતકર્તાને પ્રાર્થના કરે છે. તેમનો પોકાર સાંભળી શ્રી વિષ્ણુદેવ કર્તાથી મળેલી કરૂણાના અધિકારનું કાર્ય કરવા પૃથ્વી ઉપર અવતાર લઈ અસુરોનો નાશ કરી, ભક્તજનોને તેમાંથી બચાવી ધર્મનો જય કરે છે. તેઓ નિશ્ચયપૂર્વક ગુરુવચનના આધારે પોતાની ફરજ બજાવી રહ્યા છે.

સંહારે સદા શિવ સૃષ્ટિને જેહ, શિષધરી વચનગુરૂનું તેહ;
જપે ગુરુવચન જીહવાએ શેષ, ભૂમિનો ભાર ન લાગે લવલેશ. ૨૫

જ્યારે જગતનો નિત્ય પ્રલય આવી પહોંચે, ત્યારે શિવજી કર્તાના આપેલા અધિકાર

પ્રમાણે સૃષ્ટિનો સંહાર કરે છે. આ પ્રમાણે કાયમ એક કલ્પ પૂરો થાય, ત્યાં સુધી ગુરુવચનને પોતાના મસ્તક પર ધારણ કરી, સુષ્ટિના નિયમ પ્રમાણે સંહારનું કાર્ય કર્યે જાય છે. તેમજ શેષનારાયણ પચાસ કરોડ જોજન પૃથ્વીને પોતાના મસ્તક ઉપર ધારણ કરી રહેલા છે. તેઓ ગુરુદેવના મહામંત્રનો જાપ અતૂટપણે મુખ જીભ્યા દ્વારા નિરંતર જપી રહ્યા છે. તેથી તેમને ગુરુ લક્ષ મંત્ર જાપના પ્રતાપથી પૃથ્વીનો ભાર લેશ માત્ર પણ લાગતો નથી.

ગુરૂનું વચન પાળે ચંદ્ર સૂર, ત્રિલોકમાં તેજ પોખે ભરપૂર;
ઈન્દ્ર સુર રાજતણો અધિકાર, તેને ગુરુ વચન તણો આધાર. ૨૬

પરમ કૃપાનિધિ ગુરુનો મહિમા, અનંત અને અથાહ છે, ગુરુના વચનની હું શું પ્રશંસા કરું ! ચંદ્ર અને સૂર્ય જેવા મહાન ગ્રહો ગુરુ વચનના હુકમને શિરે ચઢાવી ત્રણે લોકમાં પ્રકાશ પહોંચાડવાનું કામ હંમેશના માટે, ગુરુ વચનની મર્યાદામાં રહી નિત્ય નિયમિતપણે પાલન કરી રહ્યા છે. તેમજ ઈન્દ્ર લોકના અધિપતિ ઈન્દ્ર તે સરવે સામાન્ય દેવોના રાજા છે, તેમજ દેવોના રાજા તરીકેનો શ્રેષ્ઠ રાજસત્તાનો અધિકાર મળેલો હોવા છતાં તે પણ ગુરુ વચનના આધારે દેવલોકો ઉપર રાજ કરી રહ્યા છે.

પવન પાવક અવનિ આકાશ, વરૂણ વચન તણો વિશ્વાસ;
દુષ્ટનો દંડ કરે યમરાય, તેને શિર ગુરુ વચન સહાય. ૨૭

જે સમષ્ટિ પાંચ મહાતત્ત્વો, આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી તે સૃષ્ટિભરના સર્વે ઘાટોના કારણ રૂપ છે. એકંદરે તપાસીને જોઈએ તો સ્થૂળથી લઈ પરમકારણ સુધીના પાંચે દેહ તત્ત્વોની અંદર આવી જાય છે, એવા એ પાંચ મહાભૂતો પણ ગુરુવચનના આધારે ટકી રહ્યા છે. કોઈ દુષ્ટ બુદ્ધિવાળા જીવો પ્રભુનો ડર નહિ રાખતાં, નિષેધ કર્મો આચરે છે. તેના કર્મોની શિક્ષા કે દંડ યમરાજા જ્યારે કરે છે, ત્યારે ગુરુવચનને શિર પર ધારણ કરીને જ કરે છે.

દેવી દેવ કોટી અનેક અનંત, ઋષિમુનિ તાપસ સિદ્ધને સંત;
પિતૃ યક્ષ કિન્નરને ગાંધર્વ, વરતે ગુરુવચન આધીનથી સર્વ. ૨૮

સકર્તા સર્જનહારની રચેલી સૃષ્ટિમાં, દેવ દેવાંગનાઓ જુગલ જોડીવાળા જુદા જુદા દેવધામોમાં વસતા અનંત કરોડની સંખ્યામાં વર્ણવેલા છે. તે સઘળા દેવો ગુરુવચનની

આજ્ઞામાં રહી પોતાને મળેલા અધિકાર પ્રમાણે કામ કરી રહેલા છે. તેમજ બીજા પૃથ્વી ઉપર વસતા ઋષીમુનિઓ, તપસ્વીઓ, સિદ્ધપુરુષો : અને સંતો આ બધાએ જેને જેવી ગુરૂગમ ગતિ જે જે ગુરુઓના સિદ્ધાંત પ્રમાણે મળી તે મુજબ વચનમાં રહી ગતિને મેળવી પોતાની ઉજ્જવળ કીર્તિ આ જગતમાં મૂકી ગયા છે.

ગ્રહ ભૂત પ્રેત પિશાચને તાવ, પાળે ગુરુવચન તણો પ્રભાવ;
વીર વૈતાળ વ્યાધિ વિષરોગ, માને ગુરુ આણથી મંત્ર અમોઘ. ૨૯

આ સંસારમાં ઘણા મનુષ્યો, કર્મ અનુસાર દુઃખ આવે ત્યારે એમ માને છે કે મને ગ્રહ પીડા નડે છે, તો કોઈ ભૂતપ્રેત, તો કોઈને અધોગતિ પામેલા પિશાચ નામના ભૂત જાતિ જેવા તેમજ તાવ વગેરે પણ પીડે છે. કોઈ કોઈ મનુષ્યને આ સર્વે નીચ યોનિના ગણાતા મલિન જીવો સંજોગોવશાત દુઃખી કરતાં હોય, તે સમયે ગુરૂવચનનો અમલ કરવામાં આવે તો ગુરૂવચનનો પ્રભાવ પડતાંની સાથે દૂર હટી જાય છે, વીર વૈતાળ નામનો ભૂતયોનિનો સરદાર શરીરોમાં થતો વ્યાધિ અને કોઈ ઝેરી પ્રાણીના લાગેલા ડંખનું ઝેર, તથા કોઈપણ જાતનો થતો રોગ આ સર્વે ગુરુવચનની આજ્ઞા પ્રમાણે, ગુરુવચનને માન આપી અટકી જાય છે.

સ્થાવર જંગમ અસુરને સુર, ગુરુ મરજાદા પાળે ભરપુર;
વીંછી સર્પ વ્યાઘ્ર કીટ પંખી આદ્ય, માને ગુરૂવચન તણી મરયાદ. ૩૦

આ સમસ્ત જગતમાં સ્થાવર કહેતા બોલવા ચાલવાની ક્રિયા જે ઘાટોમાં નથી તેને સ્થાવર કહેવામાં આવે છે. અને જેમાં બોલવા ચાલવાની પ્રગટ ક્રિયાનું જ્ઞાન છે તે જંગમ, તેમજ અસુર એટલે રાક્ષસો અને સુર કહેતાં દેવો આ સર્વે નામધારી ગુરુવચનની મર્યાદામાં ભરપૂર કહેતા સંપૂર્ણ લાગણીપૂર્વક ગુરુવચનની મર્યાદાનું પાલન કરી રહ્યા છે, પશુપક્ષીની યોનિમાં હિંસક તરીકે ઓળખાતા વીંછી, સર્પ, વાઘ તથા કીટ એટલે સાપની જાત જેવા તેમજ પતંગ એટલે નાનામોટા પંખીઓની આદ્યે લઈને ગુરુવચનથી મર્યાદાને માન આપી લેશમાત્ર આગળ વધી શકતા નથી.

એવો ગુરુ મહિમા ના જાણે જે મંદ, કોટિ કલ્પ ભોગવે તો દુઃખ દ્વંદ;
ગુરુનો મહિમા ન જાણે જે મૂઢ, યુગો યુગ થાય તે જળનો ઝૂડ. ૩૧

એવો અલૌકિક કલ્યાણકારી ગુરુમહિમા મનુષ્યદેહ મળવા છતાં જે જન જાણી શકતો નથી. તેને મંદ કહેતા અક્કલ હોશિયારી વિનાનો જ્ઞાનહિણ આત્મઘાતી, ગુરુભક્તિનો કાયર, કરોડો કલ્પ સુધી લક્ષ ચોરાસીના દુઃખ ફરી ફરીને ભોગવે છે, તે અતિ આળસુ, અજ્ઞાની, મૂર્ખ કલ્યાણના સંબંધમાં કંઈ દરકાર કરતો નથી. તેના કારણને લઈ જુગોજુગ સુધી જળના વિષે મોટા મગરમચ્છનો દેહ પામી ઘણા પ્રકારના કષ્ટો સહન કરે છે.

ગુરુ ઉપદેશ પામ્યો હોય જેહ, પછી ગુરુ નિંદા કરે જો તેહ;
તેને ગુરુદ્રોહી કુટિલ કહેવાય, તેનું કુળ કોટિ નરકે જાય. ૩૨

કોઈક મનુષ્ય પ્રકૃતિના પદાર્થની ઈચ્છા પૂર્ણ કરવા ગુરૂ કરી, ગુરૂ ઉપદેશ લે છે. અને ભક્ત તરીકે બાહ્ય ઉપાસના ભૌતિક પદાર્થની લાલચથી કંઠી, તિલક, દિવાબત્તીને પૂજાપાઠ થોડા સમય સુધી કરે છે. પરંતુ પોતાની આશા પૂરી ન થતાં પૂજાપાઠ છોડી ગુરૂની પણ નિંદા કરે છે. તે એવું નથી સમજી શકતો કે ગુરૂ ઉપદેશ લેવાની શું મતલબ છે ? તેમાં ક્યો હેતુ સમાયેલો છે ? ગુરુ લક્ષબોધના સેવનથી કયા ફળની પ્રાપ્તિ થાય છે ? તે નહિ જાણવાના કારણે ગુરુદ્રોહી થઈને મહા અધમ કુટિલ એટલે કપટી કહેવાય છે. તેવા જનને અનેક શબ્દોના સોટામારી પરમ હિતકારી જ્ઞાની સંતપુરુષો તેના હિત માટે ઘણું કહે છે. છતાં તે સમજી શકતો નથી, અને અંતે કોટી એટલે આત્માના કુળની કક્ષાનો અધિકાર પોતે નહિ જાણી શકવાથી વૃત્તિઓરૂપી સર્વે પરિવારને લઈ મહા અઘોર નર્કમાં જાય છે.

તે તો શઠ શાકુટ નીચ નઠોર, વિમુખ વહેલ ધણી વિનુ ઢોર;
નિર્દય જડ નીચ નિર્લજ નકામ, નહિ ત્રણ લોકમાં તેહનું ઠામ. ૩૩

તેવા શઠ શાકુટ પૃથ્વી ઉપર મનુષ્ય જન્મ પામી નઠારા અને નીચ કર્મો કરે છે, કે તેમને શિખામણ આપવા ઘણા શબ્દો કહેવામાં આવે છે, છતાં તે શઠ જનોને રેખમાત્ર અસર થતી નથી, એવા ગુરુવિમુખી પાપાચરણ કરનાર ધણી વિનાના હરાયા ઢોરને વહેલ એટલે કે રથે જોડવામાં આવે તો સીધે રસ્તે નહિ ચાલતાં જ્યાં ત્યાં ખાડામાં ગબડાવી પાડે છે. એવી રીતે નીચ કર્મો કરનાર નુગરા જનો મનુષ્યદેહરૂપી રથે જોડાયેલા છે તે મનુષ્યરૂપી રથનું જતન નહિ કરતા ચોર્યાસીની ચાર ખાણરૂપી ખાઈમાં જઈ પડે છે. એવા નિર્દય લોકોને પોતાના જીવની પણ દયા નથી, કે અરેરે અંતે અમારું શું થશે ? તો પછી

બીજાનું ભલું ક્યાંથી કરી શકે ? એવા પથ્થર જેવા જડ કે જેને પોતાની અધોગતિ માટે લાજ કે શરમ પણ આવતી નથી, એવા અચેત અજ્ઞાની પરોપકારના કાર્યમાં જરાય મદદરૂપ થતા નથી, જેથી એમને નકામા બેશરમ ગણેલા છે. તેઓને સુખશાંતિનું ઠામ કે ઠેકાણું આ ત્રણેય લોકમાં એટલે સ્વર્ગ મૃત્યુ કે પાતાળમાં પણ મળતું નથી. જેથી અધમ યોનિના ઘાટોમાં જઈ પડે છે.

ગુરુ ધર્મ પાળે નહિ જે આપ, તેને પડછાયે ચઢે બહુ પાપ;
કોટિ જન્મના પૂન્ય ઉદય હોય જેને, કૈવલના વેત્તા ગુરૂ મળે તેને. ૩૪

જે ઉપલક ધર્મના ચિહ્નો ધારણ કરી કહે છે કે અમો ગુરુધર્મ પાળીએ છીએ એમ માને છે, પરંતુ તેઓ નથી જાણતા કે ગુરુધર્મ વસ્તુ શું છે ? ગુરુધર્મની રહેણીકરણીમાં રહી ગુરુવચનનું પાલન કરવામાં આવે તો પોતાના સ્વરૂપે થતા વાર લાગતી નથી. એવો ગુરુધર્મ અલૌકિક છે. એને નહિ સમજનારા બાહ્ય ઉપાસનાનો ડોળ કરી, લોકોને બતાવે છે કે અમો ગુરુધર્મ પાળીએ છીએ. તે પાળે ક્યાંથી ? જાણતા હોય ત્યારે ને ? પરંતુ વાસ્તવિક રીતે તપાસી જોતાં તે ખરો ગુરુધર્મ પાળી શકતા નથી. એવા દંભીઓનો પડછાયો પડવાથી આપણને મહા દોષ લાગે છે. જે જનના કરોડો જન્મના પુણ્ય એકીસાથે ઉદય થયા હોય, તેને કૈવલવેત્તા ગુરુ ભગવાન કરૂણાસાગર લક્ષ દ્વારા પ્રત્યક્ષ મળે છે. એમાં કોઈ સંદેહ નથી.

ભેટે જેને કૈવલવેત્તા ગુરુ સંત, સહેજે તેના સુકિ્ત વાધે અનંત;
ભોમિરજ મેઘના બિન્દુ ગણાય, વળી નભ તારા તણો લેખ થાય. ૩૫

પૂર્ણ ભાગ્યશાળી એને કહેવાય કે જેને કૈવલવેત્તાં પરમગુરૂ અલેખ સંત સ્વરૂપનો મેળાપ થાય છે. જેની અપાર કરૂણામય દૃષ્ટિ પડતાં અનંત ઘણું સુકિ્ત વધી જાય છે. તેનો પાર લાવી શકાય તેમ નથી. (ગુરુકૃપાની છાયાના પ્રભાવથી દેહરચનાના સર્વે તત્ત્વો ઉર્ધ્વમુખી થતાં ગુરૂધર્મનો અમલ રોમેરોમ ને રગેરગમાં અંતર અને બહાર વર્તાવા લાગે છે, તેથી પરમગુરૂનાં એકનિષ્ઠા, એકત્વપણાની ધૈર્યતા અને એક નિશાન પરમગુરુ કૃપાએ સિદ્ધ થતાં, તેને નિજ સ્વરૂપાનંદનું અખંડ સુખ પ્રાપ્ત થાય છે. એ પરમગુરુના પરમશ્રેષ્ઠ પ્રતાપનો મહિમા મન વાણી દ્વારા કહી શકાય તેમ નથી તો તે ગુરુમહિમાને હું કઈ રીતે વર્ણવી શકું ?) આ જગતમાં પૃથ્વીના રજકણો તથા મેઘ વરસાદના બિંદુઓની ગણત્રી

કોઈ મહા કવિજન કરી શકે છે. તેમજ આકાશમાં રહેલા તારાઓની ગણત્રી કોઈ યોગી પુરુષ કરી શકે તે બનવા યોગ સંભવિત છે. પરંતુ પરમ ગુરુનો મહિમા કહી શકવા કોઈ સમર્થ નથી.

આદિ અંત જોતાં સર્વેનો આવે, કોઈ ગુરુમહિમાનો પાર ન પાવે;
એવો ગુરુ મહિમા જાણી જે ગાય, તેને સહુ સાધનનું ફળ થાય. ૩૬

ખરૂં જોતાં ગુરૂમહિમાનું વર્ણન અત્યાર સુધી કોઈ કરી શક્યા નથી. આદિ અને અંત જગતને લાગેલા છે. જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તેનો અંત પણ જરૂરથી આવે છે. વિવેકદષ્ટિથી તપાસી જોતાં જણાય છે કે, નામરૂપ ગુણવાળા સર્વ પદાર્થો નાશ થવાવાળા છે, પરંતુ ગુરુપદને આદિ અંત લાગી શકતા નથી તે ગુરુપદ અકળ, અવિનાશી, અવિગત, અચળ ગુરુનું નિત્યપદ હોવાથી ગુરુપદના મહિમાનો પાર લાવી શકાય તેમ નથી; એવા સર્વાતિત, સર્વોત્તમ, સર્વેશ્વર, ગુરુપદને ગુરુગમ ગતિ દ્વારા યથાર્થ ઓળખી મહાન સમર્થ પરમગુરુનો મહિમા જે ગાશે તેને સર્વે સાધનોના ફળરૂપ પરમપદની પ્રાપ્તિ થશે.

અંતે પદ પામે તે કૈવલ મોક્ષ, પ્રભુપદ તેને રહે નહિ પરોક્ષ;
ઉપન્યો મહિમા સુણી આનંદ, કહે કર જોડીને છોટમ છંદ. ૩૭

ઉપર કહી બતાવ્યા મુજબ ગુરુ ઉપાસી જે કોઈ સંત અને સજ્જનો, સદેહે પરમગુરુના નિત્ય સ્વરૂપને અંતરદષ્ટિએ નિહાળી જે ઓળખી શકયા છે, તેઓ દેહના અંતે નિજસ્વરૂપે થઈ કૈવલ મોક્ષ પામી શકયા છે. એવા અતિ ઉગ્ર અનુભવી અંશોને સકર્તા સત્ કૈવલનું પદ પરોક્ષ કહેતા અપ્રત્યક્ષ નહિ રહેતા પ્રત્યક્ષ, પતિપદમાં એકતારૂપે રહી નિજાનંદનું સુખ માણે છે. પરમ દયાળુ પરમ ગુરુ દેવનો મહિમા સાંભળી મારા અંતર હંગમાં નિજપતિને મળવાની શુદ્ધ આરત જાગી ત્યારે, મને પ્રેમ આનંદ ઉત્પન્ન થયો. મહાન સમર્થ પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરના અનિન ઉપાસક લક્ષ જ્ઞાન ગતિના સંપૂર્ણ અધિકારી પૂજ્ય સંતશ્રી છોટમ મહારાજ બે હાથ જોડી કહે છે, કે મોતીદામ છંદના રાગમાં પરમગુરૂની પરમ કૃપાથી પરમગુરૂનો મહિમા ગાયો છે. તે ગુરુમહિમાનો પાઠ કરનાર પ્રેમીજનો, પરમગુરૂના આશયમાં દૃષ્ટિ રાખી, હંમેશાં પાઠ કરશે તો સદેહે વિદેહી થવાની ગતિ પરમગુરૂ અવશ્ય બક્ષિસ કરશે.

## સાખી

ગાય શીખે ને સાંભળે, માની શ્વસંવેદ વચન;
કહે છોટમ જે આચરે, તેને યુગ મે ધન્ય. ૧

આ પરમશ્રેષ્ઠ ગુરૂ મહિમાના વિષે પરમ રહસ્ય પરમ જ્ઞાન અને સર્વે ગુણોના સમુહનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં સૂક્ષ્મ દૃષ્ટિના વિચારથી અક્ષરે અક્ષરને તપાસી અંદર રહેલા પરમ અર્થ રૂપ આશયને સમજી જે જન ગાશે, સાંભળશે, તેમજ અનુસરશે તથા પંચમશ્વસંવેદના વચનને માની અનુભવ કરશે, તો પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે એવા સંત સજ્જનોને આ જગતમાં ધન્ય છે, કે જેણે પરમગુરૂની ઉપાસના કરી પોતાનું પૂર્વ વતન જાણી લીધું છે.

જપ તપ તિરથ વ્રત વિધિ, કોટિ કરે જો કોય;
સુખ પામે તે સ્વર્ગનું, પણ ગુરુ વિના મોક્ષ ન હોય. ૨

વેદ વચન અનુસાર વિધિકર્મ કહેતા શુભ કર્મ જગતના લોકો કલ્યાણની આશાએ, કરોડો તીર્થ અને કરોડો વર્ષની તપશ્ચર્યા તેમજ કરોડો વર્ષ કોઈ પણ દેવના મંત્રનો જપ કરે, અને કરોડો વિધિયુક્ત વ્રત કરે તો તેનાથી આ લોકમાં તેમજ પરલોકમાં ભૌતિક સુખની પ્રાપ્તિ થાય છે. પરંતુ સદ્‌ગુરૂની શુદ્ધ અંતર ઉપાસના કર્યા વિના કૈવલ મોક્ષ મળતો નથી.

ઈષ્ટ ઉપાસના અતિ ઘણી, દેવી દેવતા આન્ય;
કહે છોટમ સાધન બહુ, નહિ ગુરુ ધર્મ સમાન. ૩

આ પૃથ્વી ઉપર જગત રચાયું ત્યારથી મોટામાં મોટો સગુણ પક્ષ સ્થપાયેલો છે. (તે સગુણ મતમાં નાની મોટી વિભૂતિવાળા પ્રભાવશાળી દેવગતિના દેવો, અને દેવીઓ, દશ અવતારો, સર્વ ધર્મના આચાર્યો, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ, શક્તિ અને નિરંજન આ બધાઓનો સગુણમાં સમાવેશ થઈ જાય છે.) આ સગુણ મતને માનવાવાળા ઉપાસકો ઉપર કહી બતાવેલા ઐશ્વર્યતાવાળા સર્વને ઈષ્ટ માની ઉપાસના કરે છે. આ બધા ઈષ્ટોના સાધનો અલગ અલગ છે. કોઈ આરતવાન જિજ્ઞાસુ મોક્ષની આશાએ સાધન સંજુક્ત સર્વ ઈષ્ટોની ઉપાસના કરે છે, છતાં અનુભવદૃષ્ટિએ ન્યાય સહિત તોલ કરી જોતાં કોઈ ઈષ્ટ ઉપાસના કે સાધન ગુરુધર્મની બરોબરીમાં આવી શકે તેમ નથી. ગુરુધર્મ અનાદિનો એક

હોઈ જેનું સેવન કરવાથી અંશ સદેહે સકર્તાપતિની એકતાનો અનુભવ કરી નિજ પતિપદને પામી શકે છે.

**સમાપ્ત**

## ઈતિ શ્રી છોટમ કૃત ગુરૂમહિમા સમાપ્ત.

### પરમ દયાળુ ભગવાન કરૂણાસાગરના પટ્ટશિષ્ય ઉત્તરાધિકારી પૂજ્ય શ્રી નરવેદ સાગર રચિત



# ગુરુ મહિમા

**દોહા**

પ્રથમ પરમ ગુરૂને નમું, દીયે કર્તા સંબંધી જ્ઞાન,
આપનપું પતિ જાનકે, તજે જકત અભિમાન. ૧

પરમ કૃપાનિધિ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક, સંપૂર્ણજ્ઞાન ગતિના અધિકારી, પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હું મારા અંતર હંગમાં અતિ આરતભરી પ્રણવ દ્વારા સુરત-નુરતની એકતા કરીને શુદ્ધ ભાવથી, પરમવિશેષ પરમદયાળુ પરમગુરુ દેવને પ્રથમ નમસ્કાર કરું છું. તે મહાન સમર્થ પ્રભુએ મને સગુણ-નિર્ગુણથી પર સકર્તા સંબંધીનું અલૌકિક લક્ષજ્ઞાન આપ્યું. તે લક્ષજ્ઞાન દ્વારા આપનપુ અને પતિ પદને યથાર્થ જાણી માયાથી રચાયેલા જગતનું મિથ્યા અભિમાન ત્યાગી દીધું.

જગ બંધન અતિ જનકુ, તન મન કીયે બેહાલ;
મહા વિકટ કળી કાળમાં, પ્રગટે દીન દયાલ. ૨

મનુષ્ય માત્રને જગત ઉપાધિનું અતિ બંધન હોવાથી બહાર અને ભીતર આઠ પ્રકારની વાસનાથી સર્વ જીવ બંધાયા છે. તેના કારણે તેઓના તન મન બેશુદ્ધ થઈ જવાથી પૂર્વઘરની નિજ જાણ ભૂલી ગયા. તેથી પ્રકૃતિના પદાર્થોમાં મોહવશ થઈ કર્મકલેશનું દુઃખ વારંવાર ભોગવે છે. તે ત્રાસમાંથી છોડાવવા અનંત દયાળુ સકર્તાપતિએ મહાન કઠિન કળીકાળમાં નિજજ્ઞાન વિનાના ગરીબજનો ઉપર દયા કરીને, કેવલ લક્ષ જણાવવા

નિજકર્તા પરમગુરૂ સ્વરૂપે પ્રગટ થયા છે.

અનંત બ્રહ્માંડ કી વિભૂવિત, પ્રગટ ચિન્હ સંજુક્ત;
ધન્ય પરમ ગુરૂ પોમી પર, અંશ કરનકું મુક્ત. ૩

અનંત બ્રહ્માંડનું વિત, જે ચૈતન બ્રહ્મ, તેની અનંત ઐશ્વર્ય શક્તિ સાથે લઈને, સંપૂર્ણ કળા તેમજ સોળ ચિહ્ન સંયુક્ત પ્રગટ દિવ્ય દેહ ધારણ કરી, પરમ વિભૂતિવાન કરૂણાસિંધુ જીવમાત્રને કાળમાયાના અનેક બંધનોથી છોડાવવા માટે, આ પૃથ્વી ઉપર મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર પધાર્યા છે. તેથી તેમને અનેકવાર ધન્ય હો.

 **મોતીદામ છંદ** 

પતિપદ પરમગુરૂ એકમેક, સમજે જે સંત એ મોટો વિવેક; ૪
અકળ કળા ન કળે કોઈ જંત, એવી ગતિ પરમગુરૂની અનંત. ૫

સોહમ બ્રહ્મની પાર સકર્તાપતિનું અવિગત, અલૌકિક પદ અને પરમગુરૂ સ્વરૂપાકારે એકમેક અદ્વૈત રહેલા છે. (દૃષ્ટાંતે જેમ સોનું અને સોનાના બનાવેલા અલંકાર એમ બે નામ પડે છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં સોનું એક જ છે.) એ નિજકર્તાના સંબંધવાળી સત્ય સુજાણ જાણને સદ્દગુરુ કૃપાએ જાણી, જડ ચૈતનનો નિવેડો કરી યથાર્થ અનુભવી ગુરુપદમાં જે સ્થિર થયા છે, એવા સંતને મોટા પરમ વિવેકી જાણવા. પરમગુરુનું ચૈતનચિદ્દ અકળ સ્વરૂપ ચર અચર સર્વે ઘાટોમાં વ્યાપી રહેલું છે. જેની ગતિ અનંત અને અપાર છે. એ ગુરુપદને ઓળખવાની ગમ કોઈ પણ મનુષ્ય આપોઆપ પોતાની મેળે જાણી શકતો નથી.

અનંત બ્રહ્માંડાધિશ કહાવે, તેનો લક્ષ પરમગુરુ યાંહા લાવે; ૬
સર્વાતિત સર્વેશ્વર સ્વામી, તેનો લક્ષ દેવાને કોક જ દામી. ૭

સકર્તા સતકેવલે પોતાના અલૌકિક દિવ્ય બાજનેત્ર કટાક્ષથી અનંત બ્રહ્માંડોને ધારણ કરી રાખ્યા છે, માટે ધીશ કહેવાય છે. તે સકર્તા પતિપદને પામવાનો પરમલક્ષ શ્રી પરમગુરુ દેવ જીવમાત્રને બક્ષિસ આપી કલ્યાણ કરવા માટે અહીં પૃથ્વી ઉપર લાવ્યા છે.

એવા નિજપતિ સર્વાતિત કહેતા, દશ્ય અદશ્ય સમસ્ત રચનાથી ન્યારા અલગ રહેલા છે. તેઓ પોતે સર્વે પ્રકારની સંપૂર્ણ ઐશ્વર્યતાના સ્વામી હોઈ તે પરમપતિનો લક્ષ આપનાર પરમગુરુ વિના, સકર્તાની બરાબરી કરી શકે એવો સમોવડીઓ અનેક બ્રહ્માંડોમાં કોઈ જ નથી.

નિગમ નેતિ કહે નિરધાર, સામાન્ય જીવ ન જાણે સંસાર; ૮
રચ્યો જેણે જક્ત સકલ પસાર, જોયે જેમ તેમ દેત તાંહાં આહાર. ૯

નિગમ એટલે વેદ જે સકર્તાપદને નક્કી કરીને સમજાવી શક્યા નથી. તેથી નયેતિ નયેતિ કહીને હારી ગયેલા છે. તો સામાન્ય ગતિના અલ્પજ્ઞ સંસારી જીવ, અજ્ઞાન અંધકારથી ઘેરાયેલા તે પદને કેમ કરીને જાણી શકે ? જે સર્જનહારે શુદ્ધ સંકલ્પ દ્વારા રચના કરી, સમસ્ત જગતનો પસારો કર્યો છે, તેમજ જ્યાં જેવા ઘાટો સર્જ્યા છે, ત્યાં તે પ્રમાણે જેને જોઈએ. તેવા ખાનપાન આદિ નિજકર્તાએ પ્રથમથી જ તૈયાર કરી આપ્યા છે.

એવા સુખ દાયક લાયક સ્વામી, તેને ન ભજાવે ભરી કોઈ હામી. ૧૦
હિંમત વિના જે હામી ભરી જે, શરણે આવે તેને તે શું પદ દીજે. ૧૧

ઉપર કહી બતાવ્યા પ્રમાણે એવા જે નિજકર્તા, શરીરધારી જીવમાત્રને ઘણા પ્રકારનું લૌકિક સુખ આપી આનંદ કરાવી રહ્યા છે. તેવા પરમ દયાળુ પતિદેવને ઓળખીને જાણવાલાયક સકર્તા સ્વામીને કોઈ હિંમત ભીડીને, ભજાવી શક્યા નથી. જેની પાસે નિજ અનુભવની ઐશ્વર્યતારૂપ હિંમત નથી, છતાં વાણીવિલાસના બળની બાથ ભીડી કહે છે કે અમો નિજપદ ઓળખાવીએ છીએ. એવું સાંભળી જ્યારે કલ્યાણની ઈચ્છાવાળા જે કોઈ જન શરણે આવે તો તે સત્ય જાણ વિનાના ગુરૂ થઈ બેઠેલા એ જીવને કયું પતિપદ સમજાવી મુક્ત કરશે ?

એવા ગુરૂ ઠગ ઠગે સહુ લોક, પતિપદ સાચું લહ્યા વિના ફોક. ૧૨
પતિપદ પરમગુરુ એક જાણે, ભવેલા પદારથ સહુ કોઈ વખાણે. ૧૩

એવા ધર્માચાર્યો જગતમાં ગુરુ થઈ બેઠેલા નિજકર્તાના લક્ષજ્ઞાન વિના, જગતના સર્વ લોકોને કહે છે કે અમે તમારું કલ્યાણ કરીશું. એવી લાલચ આપી રૂચતી વાણી બોલી પોતાની આજીવિકા ચલાવવાના મતલબથી, ઠગવિદ્યા વાપરીને જગતના લોકોને પૂરા ઠગી

લીધા છે. જે કંઈ સંભળાવ્યું તે સર્વ સાચા પતિપદના લક્ષજ્ઞાન વિનાનું ફોક છે. જેથી કોઈનો ઉદ્ધાર થશે નહિ. પરિણામે જીવોને નિજજ્ઞાનથી વિમુખ રાખ્યાનો દોષ સ્વાર્થી ગુરુઓને લાગશે, અને ઘણા પ્રકારના દુઃખો તેમને ભોગવવા પડશે. આ સમસ્ત જગતના વિશે પતિપદને સંપૂર્ણ રીતે એક પરમગુરુ જ જાણે છે. તે સુજાણજાણ સ્વરૂપે અખંડ રહેલા હોવાથી, પતિપદને તેઓ જ ઓળખાવી શકે છે. બીજા આ ભવમાં જન્મ પામેલા દેહધારી અનેક મત ધર્મના આચાર્યોની આદ્યે ગુણના અવતારો વગેરે દેહરૂપ પદાર્થવાળા છે. તેજ દેહધારીઓના વખાણ સર્વ લોકોએ વાણી દ્વારા કરેલા છે.

ભવેલાને જે કોઈ કહે ભગવંત, એવા ગુરુ બાદલ સંત અનંત; ૧૪
પરમગુરુ નિજપતિના વેત્તા, ભુલાયા જીવ કીયા તે સચેતા. ૧૫

ભવેલા એટલે જનનીના ઉદરે જન્મેલાઓને ભગવાન કહેવાવાળા બાદલા ગુરુઓ અને સંતો આ જગતમાં અનંત છે. પોતે નામરૂપ ગુણવાળા હોવાથી જગતકર્તાને પણ એવા મનાવી જીવમાત્રને અજ્ઞાનરૂપી અંધારામાં રાખ્યા છે. નિજ સકર્તાપતિના પરમવિશેષ અંશ, શ્રી પરમગુરુદેવ નિજપતિપદના પોતે જાણકાર હોઈ, તે નિજપતિપદની પરમશ્રેષ્ઠ જાણને સત્ય વચનો દ્વારા, યથાર્થ જણાવી ભ્રમજાળમાં ભુલાયેલા જીવોને સચેતન એટલે સ્વસ્વરૂપમાં જાગ્રત કરે છે.

પતિપદ દર્શાવે દિવ્ય નેન, દેખાડે સર્વ અંશોનું યેન; ૧૬
કરે અંશ પોતાને ઘેર નિવાસ, એવો ગુરુ જ્ઞાન ગતિનો પ્રકાશ. ૧૭

કરૂણાના દાતા શ્રી પરમગુરુ ભગવાન કરૂણાસાગર કરૂણા કરી દિવ્ય જ્ઞાનચક્ષુ આપી, શરણે આવેલા અંશોને પ્રત્યક્ષ પતિપદ બતાવે છે. તેમજ સર્વ અંશોનું યેન એટલે અદલ સાચું કેવલધામ દેખાડી પતિ સાથે એકતા કરાવે છે. તે અંશો સ્વસ્વરૂપે થયેલા હોઈ પોતાના મૂળ ઘરમાં જઈને નિર્ભયપણે વાસ કરે છે. ત્યાં પરમ સકર્તાપતિ સદા સદોદિત અદ્વૈત સ્વરૂપે અખંડ બિરાજે છે. તે પતિનો સાક્ષાત મેળાપ કરાવનાર શ્રી પરમગુરૂ અમાપ જ્ઞાનગતિના પ્રકાશવાળા હોઈ, તેના પ્રતાપથી અંશો સ્વસ્વરૂપે થઈ, અંશીપદને પ્રાપ્ત કરી પરમાનંદનુ સુખ માણે છે.

એવા ગતિયાર ગુરુને જે પૂજે, તેના ઘટમાંહી ગતિ બહુ સૂઝે. ૧૮
અનુભવાનંદ આનંદનો કંદ, સંશે ગર્ભ સંકટ ટાળે ફંદ. ૧૯

એવા ગતિયાર કહેતા સર્વવ્યાપક ગતિના સજાણજાણ સમર્થ સદ્‌ગુરુની અંતરનાં શુદ્ધ ભાવથી જે જન સમર્પણ થઈ ઉત્કૃષ્ટપણે પૂજા કરશે, તેના હૃદયમાં બહુગતિની સૂઝ પડશે. (એટલે કર્તાની સર્વ રચનાને જાણી શકશે.) એવો નિર્મળ ઉપાસક પરમગુરૂની ગમગતિમાં અખંડ અતિ ઉજાગ્રત રહે છે. તેની અંતરદૃષ્ટિ સર્વજ્ઞ માહાદ નિજ ચૈતનમાં લાગેલી છે. તે માહાદ નિજ ચૈતન સ્વયં પરમગુરુ પોતે હોવાથી, અનુભવાનંદ એટલે સર્વ આનંદોના કંદ કહેતા મૂળરૂપે હોઈ, જેમાંથી અનેક આનંદોની શાખાઓ સમસ્ત લોકમાં પસરેલી છે. એવા પરમ આનંદકારી સર્વોત્તમ સદ્‌ગુરૂ દાસ ઉપર દયા કરીને અનેક વાસનાઓના કારણરૂપે જે અવિદ્યા તેમાં રહેલા સર્વ સંશયોના ગર્ભ સંકટરૂપી ફંદને તોડી મુક્ત કરે છે.

ગુરુ હમાહુ છાયા કૃપા પસારે, કર્તા શરણે સુખ દે દુઃખ નિવારે. ૨૦
એવા ગુરુ જાણી કર્યો વિશ્વાસ, મોટા મુનિ ચરણે કરે છે નિવાસ. ૨૧

(જેમ હમાહુ પક્ષીની છાયા કોઈ મનુષ્ય ઉપર પડતાં તે એક પળમાં પૃથ્વી પતિ સમૃદ્ધિવાન રાજા થાય છે.) એવી રીતે આદ્ય સનાતન શ્રી પરમગુરૂ કોઈ પૂર્ણ ભાગ્યશાળી અધિકારી જન પર કૃપાદૃષ્ટિ કરીને, નિજકર્તાના શરણનું અભય સુખ આપી, કાળ માયાના કલેશનું મહાદુઃખ દૂર કરે છે. એવા સમર્થ સર્વશ્રેષ્ઠ સદ્‌ગુરૂને જાણી, મારા અંતરમાં દૃઢ વિશ્વાસ ધારણ કરી હું નચિંત થયો છું. એવા પરમગુરૂના ચરણમાં રહી ઉનમૂનિ દશાના અનુભવી મોટા મુનિજનો પણ સદ્‌ગુરુના શરણનું સાચું સુખ ભોગવે છે.

અજ ભવ શ્રીપતિ સુર સમેત, લહે શુક શનકાદિક થઈ બડવેત; ૨૨
શંકર દત્ત કપિલ હી વ્યાસ, મહિમા કરે નારદ ગુરુ પ્રકાશ. ૨૩

અજભવ શ્રીપતિ એટલે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની આદ્ય લઈ સર્વે દેવો સહિત, ગુરુ ઉપાસનામાં અહોનિશ રહી પરમમોક્ષની આશા રાખે છે. તેમજ ગુરુવચનના હુકમમાં રહી પોતાને મળેલા અધિકારનું કાર્ય સતત કર્યે જાય છે. તેમજ સદ્‌ગુરુ શરણના અનુરાગી બ્રહ્માજીના પુત્રો સનકાદિકો, ગુરુપદની પ્રાપ્તિ માટે બ્રહ્મદેવની દેવપુરીના સુખને ત્યાગી, તીવ્ર વૈરાગ ધારણ કરી ગુરુની અંતર ઉપાસનામાં સ્થિર થયા છે. તે સોહંગ બ્રહ્મના અંતરપટમાં નિરંતર રહી ચૈતન બ્રહ્મના મહાન જાણકાર થઈ, બ્રહ્માનંદનું સુખ ભોગવે છે. શ્રી શંકરાચાર્ય ગુરુના દાસ બની ગુરુ ઉપાસનાના પ્રતાપથી અદ્વૈત બ્રહ્મને જાણી ભવ

પાર થયા છે, તેમજ મહામુનિ દત્તાત્રેય ગુરુદેવના ધ્યાનમાં સ્થિર થઈને, ગુરૂની રીઝ મેળવી કષ્ટ સાધ્ય તપશ્ચર્યા કરી સાતમી ભૂમિકામાં આરૂઢ થયા છે તેમજ મહાનમુનિ કપિલદેવ સાંખ્યશાસ્ત્રના રચિતા ગુરુકૃપાથી તત્વોનો ભાગ ત્યાગ કરી, ઉગરતી વસ્તુરૂપ આત્મા તત્ત્વને નક્કી કરી બતાવી ગયા છે. એવી જ રીતે મહામુનિ વ્યાસજીએ ગુરુની ઉપાસનાના પ્રતાપથી, ગુરુજ્ઞાનના અધિકારી થઈ ચાર વેદનું રહસ્ય જાણી, બુદ્ધિથી વિલોકન કરી વેદના અંતિમ સારરૂપ વેદાંત શાસ્ત્ર નિર્માણ કર્યું છે. તેમજ મહામુનિ નારદજી પણ આઠે પહોર ગુરૂના કીર્તનમાં રહી પ્રેમપૂર્વક ગુરૂના ગુણ ગાઈ રહ્યા છે. ઉપર કહી બતાવેલા સર્વ મહાપુરુષો ગુરૂપદને શિર ઉપર ધારણ કરી, ગુરુ મહિમાનો પ્રકાશ પાડી જાહેર જગતને જણાવી ગયા છે.

શારદ શેષ વખાણે વેદ, ગુરુ વચનાર્થનો અતિભેદ; ૨૪
માને જગ ઈશ દશુ અવતાર, રહે નિજ ગુરુ તણે આધાર. ૨૫

શારદા એટલે બ્રહ્માજીના પુત્રી સરસ્વતી, ગુરૂપદનું બહુ પ્રકારે વર્ણન કરવા છતાં પાર પામી શક્યા નથી. શેષ નારાયણ પણ ગુરુના નિર્મળ નામનો જશ હજાર મુખે ગાઈ રહ્યા છે. તેમજ વેદ પણ આદ્ય ગુરુના વારંવાર વખાણ કરતાં કહે છે કે ગુરુ વચનાર્થ એટલે ગુરુમંત્રનો અતિ ગુપ્ત ભેદ અમો જાણી શક્યા નથી. વળી આખું જગત જેને ઈશ્વર માને છે, એવા જે દશ અવતારો તે પણ ગુરૂપદના આધારે રહી ગુરૂના ઉપદેશને ગ્રહણ કરી આત્મ લક્ષને જાણી બ્રહ્મપદના હિમાયતી થયેલા છે.

પામ્યા ઈશતા ગુરુ કૃપા જો પાઈ, બિનુ કૃપા જગ જીવ સરાઈ; ૨૬
ગુરુ સમર્થ સબે સુખ દાતા, આવે શરણે તેને કરે ગતિ માતા. ૨૭

જે જન કે જેઓ ગુરુના શરણમાં રહી વચનને અનુસરી, અનુભવ ઐશ્વર્યતાને પામી મહાપુરૂષોની ગણત્રીમાં ગણાયા છે. અને જે ગુરૂથી વિમુખ રહ્યા તેના ઉપર ગુરૂની કૃપા નહિ થવાથી જગતમાં સામાન્ય જીવ સરખા થઈ, અધમ કર્મ કરી અધોગતિમાં ગયા છે. શ્રી પરમગુરૂદેવ અપાર સામર્થ્યતાવાળા મહાન પરમપદના દાતા હોઈ, સર્વ પ્રકારના સુખ આપે છે, જે કોઈ આરતવાન શરણે આવે તેને જ્ઞાનગતિ આપીને નિજાનંદના સુખમાં મસ્ત બનાવી દે છે.

પીએ રસ પૂરણ અંશ છકેતુ, રહે હજુરી અંશ થઈ બડવેતુ; ૨૮
પોખે વિત પરમગુરૂ હેત આણી, મેલાવે પતિપદ દે નિરવાણી. ૨૯

એવા અંશે ગુરુગમ ગતિના પૂર્ણ રસને પીવાથી સ્વરૂપાનંદમાં ચકચૂર થઈ જાય છે. તે અંશ મહાન અવિગત ગતિનો જાણકાર થઈને, પરમગુરૂની હજુરમાં અખંડિતપણે કાયમ રહી શકે છે. પરમ દયાળુ શ્રી પરમગુરૂદેવ પોતાની હજુરમાં રહેલા અંશ ઉપર અતિ પૂર્ણ હેત લાવીને નિજ ચૈતનજ્ઞાન વિતનું પોષણ કરે છે. જ્યાં કોઈ પ્રકારની વાણી પહોંચી શકતી નથી. એવું નિર્વાણ પદ આપી નિજ પતિપદનો મેળાપ કરાવે છે.

ગુરુ પદ પ્રોઢ પ્રચંડ પ્રત્યક્ષ, પામે નિજ કૈવલ મોક્ષ કે દક્ષ, ૩૦
ગતિ ચકવે અનુભવ અનાદુ, લઘુ જીવકો જાણે વાદ વિવાદુ. ૩૧

પરમગુરૂનું પરમપદ મહાન વિશાળ અને અનંત હોઈ જેનો સંબંધ કૈવલપદ સાથે અતૂટ રહેલો છે. તે પ્રત્યક્ષ એટલે પ્રગટ ગુરુપદના પોષણથી, અંતરવૃત્તિનો અંશ ગુરૂજ્ઞાનનો અધિકારી થઈ પોતે કૈવલ મોક્ષને પામી શકે છે. પરમશ્રેષ્ઠ પરમગુરૂની ગતિ આકાશની જેમ ચકવે સર્વવ્યાપક હોઈ. જેનો અનુભવ અનાદિ હોવાથી તેને આદ્ય કે અંત લાગી શકતા નથી. એ ગુરુપદની ગતિને અલ્પબુદ્ધિના જીવો, સગુણ ઈષ્ટોના વાદવિવાદમાં પડેલા હોવાના કારણે જાણી શકયા નથી.

ગુરુપદ મોટુ અમોઘ અમુલ્ય, આવે નહિ કોઈ ગુરુ સમ તુલ્ય;૩૨
વૈષ્ણવ કોટિ અનંત અનેક, તેને શિર શોભે ગુરૂપદ એક. ૩૩

ગુરુપદ મોટુ એટલે મહાન સર્વશિર શ્રેષ્ઠ હોઈ, તેને ઉપમા આપી શકાય તેમ નથી. એવું અનુપમ અમોઘ એટલે જેની કોઈ પણ ઉપાયે કિંમત આંકીને મોલ કરી શકાય એમ નથી. બ્રહ્માંડભરમાં એવી કોઈ વ્યક્તિ કે પદાર્થ નથી કે ગુરૂની સમતુલનામાં આવી શકે. ગુરુ તો એક પરમગુરૂ જ છે. જેની કરૂણાદષ્ટિ સર્વના ઉપર સમાન રહેલી છે. આ જગતમાં વૈષ્ણવ એટલે ચાર સંપ્રદાયને અનુસરનાર, અને છ દર્શીઓ તેમજ બાર પંથના અનુયાયીઓ, અને બાવન દ્વારને માનવાવાળા તથા, ઋષિમુનિઓ વગેરે જતીસતી અને ભક્તજનો સહિત સાત્ત્વિક વૃત્તિનુ જીવન જીવી, ગુરુધર્મની મર્યાદામાં રહી, એમની ઉજ્જવળ કીર્તિને આ જગતમાં મૂકી ગયા છે. તે પ્રતાપ ગુરૂની સેવા ભક્તિનો છે એમ જાણવું.

ગુરૂ ગુરૂ જહાં તહાં સહુ કોઈ કહે છે, ચાર પ્રકારે ગુરુ પદ રહે છે. ૩૪
પ્રોક્ષ ગુરુપદ પ્રોક્ષ બતાવે, પદારથમાં જીવકું વિલમાવે. ૩૫

ગુરુ ગુરુ નામનો પોકાર, જ્યાંને ત્યાં આ જગતમાં સૌ કોઈ કરી રહ્યા છે. પરંતુ ગુરુના પ્રકાર ચાર હોય છે. જેની ભિન્નતાનો ન્યૂનાધિક ભેદ કોઈ સમજી શકયા નથી. ગુરુધર્મની માન્યતા આદ્યથી ચાલતી આવી છે. છતાં કોઈએ ખરા ગુરુપદનો નિર્ણય કર્યો હોય એવું જાણવા મળતું નથી. જેને પ્રોક્ષગુરૂ કહેવામાં આવે છે, તે શાસ્ત્રો પુરાણોમાં લખેલી અપ્રત્યક્ષ અનુમાનવાળી અદબદ વાતો લોકોની આગળ બેઠા બેઠા કહે છે. તેમજ જીવોને સમજાવતા કહે છે કે તમો બહુ પુન્ય કરો તેથી તમને અહીં કે સ્વર્ગલોકમાં મનવાંછિત સુખ ભોગવવા મળશે, અને આજથી તમો પાપ તો કરશો જ નહિ. જો પાપ કરશો તો નરકે જશો. એવી રીતે કર્મ ધર્મની વાતોમાં જીવોને ભરમાવી, જપતપ કે તીર્થવ્રત આદિ કર્મકાંડની જડ ઉપાસનામાં અટકાવી રાખ્યા છે. પરંતુ પુન્ય પાપનું કારણ શું છે ? અને શાથી થાય છે ? તે પોતે સમજી શક્યા નથી, એ કારણને લઈ જીવોને, પદાર્થની એટલે સગુણની ઉપાસનામાં લગાડી દીધા છે.

ગુરુપદ દેવ બતાવે જે પ્રત્યક્ષ, દર્શાવી દેહમાં આપે તેહી દક્ષ; ૩૬
સતગુરુ સત બતાવે જે અંશ, નરણે કરી જુવે કર્તા કો વંશ. ૩૭

બીજા પ્રકારના પ્રત્યક્ષ ગુરૂ, બ્રહ્માંડમાં રહેલા સર્વે પ્રગટ દેવોના અલ્પ અંશો સ્થુલ શરીરોના સર્વે અવયવોમાં અલગ અલગ આવેલા છે, તે અલ્પ અંશોને તેના સ્વજાતીય વિશેષ ગતિવાળા દેવોનો મંત્ર ઉપદેશ આપી, એકતા કરાવીને તેના ઉપાસકને દેહમાં પ્રત્યક્ષ દર્શાવે છે, તેથી તેને દશ્ય ભૌતિક પદાર્થનું ફળ મળે છે.

હવે ત્રીજા પ્રકારના જે સદ્‌ગુરૂ અંશના સત્ય સ્વરૂપને સાંખ્ય સિદ્ધાંતના ન્યાયે સમજાવે છે કે પંચ તત્ત્વોના પંચદેહરૂપ તું નથી. તે પંચદેહોમાં રહેલી અવસ્થા, કે અંતઃકરણ, દસ ઈન્દ્રિયોની આદ્યે ગુણ, ગણ, પુરૂષ, પ્રકૃતિ કે પ્રાણ રૂપ તું નથી. ઉપર કહી બતાવેલા સર્વ જડ તત્ત્વોનો પ્રકાશક તું પોતે હોઈ ન્યારો છે. આ પ્રમાણે સદ્‌ગુરૂ લક્ષબોધ આપી તત્ત્વની અસ્મિનો દાવો છોડાવી અંશને નિજજાણ સ્વરૂપે કરે છે, ત્યારે સ્વસ્વરૂપમાં જાગૃત થઈ તે કહે છે કે હું નિજકર્તાનો સ્વજાતીય અંશ હોઈ તેમનો જ વંશ છું; એવો નિર્ણય કરી શકે છે.

તેહી અંશ આપનપુ તબ જાણે, જબી સતગુરુ તેહી પ્રમાણે; ૩૮
જેનો અંશ તાંહી મેલાપ કરાવે; અંશી પદમાં એકતા કરવાવે. ૩૯

જેથી તે અંશને સ્વરૂપનો સાચો અનુભવ તબ એટલે ત્યારે જ થયો કે જ્યારે સદ્‌ગુરુએ કૃપા કરી જડથી નિજ ચૈતન સાક્ષી તું અલગ છે, એવો લક્ષ જણાવ્યો. તેથી સબળ ગુરૂગમના પ્રતાપે વિજાતીય તત્ત્વોથી જુદો પડી નિજસ્વરૂપે નિર્ભય થયો. આ અંશને નિજસ્વરૂપે કરનારને જ યોગ્ય પરમ વિવેકી સદ્‌ગુરુ કહી શકાય. તે સિવાયના બીજા બાદલા ગુરુ આ બાજુના હોઈ, ચૈતન અંશને ઓળખાવી શકતા નથી. હવે જે અંશને સદ્‌ગુરુએ જ્યારે નિજ સ્વરૂપે કર્યો, તે અંશને તેના સ્વજાતીય નિજ કર્તા સાથે કાયમ સંબંધ જોડાવી આપનાર શ્રેષ્ઠ પરમ કૃપાનિધિ પરમ ગુરુદેવ ભગવાન કરૂણાસાગર, ગુરૂગમ ગતિ આપી અંશ અંશીપદની એકતા કરાવે છે.

અંશીપદ કૈવલ એક સમેવા, આયે તેનો લક્ષ પરમગુરૂ દેવા; ૪૦
પરમગુરૂ પરમપતિ કે પ્યારા, મીલે ગર્ભ સંકટથી કરે ન્યારા. ૪૧

તે પરમગુરૂ અંશીપદ કૈવલમાં સ્વરૂપાકારે એકમેક હોવા છતાં, કૈવલપદનો પરમલક્ષ આપવા જગતમાં આવીને શ્રી પરમગુરૂ દેવ સર્વ જીવોને પોકાર કરી જણાવે છે. માટે શ્રી પરમગુરૂ પરમપતિના પરમ પ્યારા હોઈ, જે કોઈ અંશ સમર્થ પરમગુરૂ દેવને આવી મળે તો જડ ચૈતનના મહાન હિરણ્યગર્ભ સકંટના ત્રાસમાંથી છોડાવીને તેને ન્યારો કરે છે.

એવા ગુરુ આનંદ મહાસુખકારી, પર ઉપકાર કરન દેહધારી; ૪૨
દિવ્ય રૂપ સુંદીર શોભા રસાળ, ઘનશ્યામ મૂરત મહા વિશાળ. ૪૩

એવા પરમ કરૂણામય, પરમગુરૂ અતિ પરમાનંદ સ્વરૂપે મહાસુખકારી હોઈ, જીવમાત્ર ઉપર પરમ ઉપકાર કરવા પરમપદના પરમઅર્થને સમજાવવાના હેતુથી, મહાન સમર્થ પરમગુરૂએ પ્રગટ દેહ ધારણ કર્યો છે તે પરમ દયાળુનું મહા તેજસ્વીરૂપ અતિ સુંદરતાવાળું રસિક હોઈ, અનુપમ શોભે છે જેના દર્શન કરતાં જનમાત્રની સુરતા આકર્ષાઈને પ્રેમવશ થઈ રહે છે; તે ઘનશ્યામ વર્ણ મૂર્તિ મહાવિશાળ હોઈ, જેને કોઈક જ પૂર્ણ ભાગ્યશાળી ઓળખી શકે છે.

પદ પંકજ અલી અંશ શોભે, લેતા મકરંદ મનોજહી થોભે; ૪૪
અસંખ્ય અંશ કરે જાહાં નિવાસ, શરણે આવે જે તેનો થાય સમાસ. ૪૫

જેમ ભમરાઓ કમળના પુષ્પોની સુગંધીમાં લોભાઈને દેહનું ભાન ભૂલી સ્થિર થઈ રહે છે. એમ અંશરૂપી ભમરાઓ પરમગુરૂદેવના ચરણકમળમાં લક્ષજ્ઞાનની શ્રેષ્ઠ સુગંધીનો આનંદ લેવા આતુર થઈ રહે છે. ત્યારે તનની સર્વ ક્રિયાને ભૂલી જવાથી મનોજ એટલે મનમાં ઉત્પન્ન થતી આકાંક્ષાઓ સમાઈ જવાથી કામદેવ પણ સ્થંભી જાય છે. ઉપર પ્રમાણે જે જે અંશોનું મન સ્થિર થયું છે, એવા જે અગણિત અંશો જ્યાં નિવાસ કરીને રહે છે, તે અખંડ કૈવલધામમાં પરમગુરૂના સજાણ શરણમાં આવેલા અંશોનો સમાવેશ કરી કાયમ રાખે છે.

ફરી ગર્ભ સંકટ તે નવ પામે; સાચે દલ આવે મહાદુઃખ વામે; ૪૬
એવો પદ પંકજનો પ્રતાપ, મીલે પતિપદ લહે નિજ આપ. ૪૭

શ્રી પરમગુરૂના હજુરમાં રહેનાર અંશને, ફરીથી આ ભવની વાસનાના ગર્ભસંકટનું મહાદુઃખ (ચોર્યાસી લાખનું ચક્ર ફરવાનું) રહેતું નથી. જેના અંકુરમાંથી પ્રકૃતિપક્ષની જંજાળ નિર્મૂળ થઈ ગઈ છે, એવા સાચા હૃદયના જે અંશ નિજકર્તાને મળવાનો સંપૂર્ણભાવ ધારણ કરી આવે છે તેના કાળકર્મના બંધનનું મહાદુઃખ હંમેશને માટે દૂર થઈ જાય છે. એવા પરમગુરૂના સોહંગ ચરણકમળનો પરમશ્રેષ્ઠ પ્રતાપ છે. એવા પરમપુનિત પ્રતાપના પ્રભાવથી અંશ નિજ સ્વરૂપને જાણી, પતિપદ સાથે એકતા કરી શકે છે.

એવા સુખમાં જન ઝીલે અપાર, અહો જન ધન્ય જે પામે દેદાર; ૪૮
એવા જન ભાગ્યવાન ભવેતું, ભયે ભવમાં જેહી ભક્તિ કે ખેતું. ૪૯

જે જે અંશને પરમગુરૂની કૃપાદષ્ટિએ પતિપદનો મેળાપ થયો છે, એવા અપાર અંશો પરમપતિના અમાપ સુખસાગરમાં, નિરંતર અલૌકિક સ્નાન કરે છે. એવા અંશોને ધન્ય છે કે જેનો ભાગ્યોદય થયો હોય, તે સ્વરૂપાનંદની દશામાં રહી નિજપતિના દેદારના પળેપળ દર્શન કરે છે. એવા જન પૂર્ણભાગ્યશાળી હોઈ આ ભવમાં જાણકાર થઈ ભવના ભોગોમાંથી વૃત્તિને ઉપરામ કરી આ ભવમાં રહેવા છતાં ભક્તિરૂપી ખેતરમાં ગુરૂલક્ષનું બીજ વાવીને તેને વિકસાવવા અતિ સાવધ રહે છે.

ગુરૂ ઘન જ્ઞાન સીંચે જલધારા, પાકે પ્રભુતા વિધિ ગતિ અપારા; ૫૦
તેહી પ્રભુતા પદ પ્રૌઢ તે પદમી, કર્તાકાર થઈ લહે સુખ કદમી. ૫૧

ભક્તિરૂપી ખેતરમાં વાવેલા નિજલક્ષરૂપી બીજને સિંચનાર પરમગુરૂ પરમજ્ઞાન ઘન સ્વરૂપે હોઈ, કેવલજ્ઞાન જળની વૃષ્ટિ કરે છે. ભક્તિરૂપી ખેતરમાં વાવેલું સદ્ધર બીજ કેવલજ્ઞાન જળના પોષણથી વિકસીને મહાન વિશાળ વૃક્ષ થાય છે. તે વધેલા અનુભવ વૃક્ષની અનંત શાખાઓ સમસ્ત લોકમાં પ્રસરેલી હોવાથી, જેને પરમ રસથી ભરેલા અમુલ્ય અમર ફળ લાગે છે. તેના ભોગી અતિ ઉજાગ્રત વૃત્તિના અંશ ગુરુગમ દષ્ટિના સેવનથી તે અમરફળ આરોગીને પરમ તૃપ્ત થઈ મહાપ્રભુતાને પામી શકયા છે. તે મહાપ્રભુતાને પામેલો જન અપાર પૂર્ણપદનો અધિકારી બની, નિજપતિની ગતિ દ્વારા કર્તાકાર થઈ પરમસુખના અનાદિ પદને પામી શકે છે.

તેહી સુખના જે દાતા ગુરુ પોતે, ટળે જે અસૂઝ ગુરૂ મુખ જોતે; ૫૨
અરૂણ ઉદય અંધકુ નવ સૂઝે, બિન અંશ ભક્તિ પતિ નવ બૂજે. ૫૩

જે સનાતન પતિનું કેવલપદ પરમ સુખદાતા પરમગુરૂ દેવ પોતે આપી શકે છે. જ્યારે ગુરૂજ્ઞાન ભક્તિનો અધિકારી જે અંશ પરમદયાળુ પરમગુરૂ દેવના સન્મુખ થાય છે, ત્યારે સમર્થ સદ્‌ગુરુનું મહામંગલકારી અતિ તેજસ્વી મુખ જોઈને તે અંશનું અસૂઝપણું એટલે અગણિત જન્મોનું અજ્ઞાન તત્કાળ ટળી જાય છે. (જેમ સૂર્યોદય થયેલો હોવા છતાં જન્માંધ માણસોને કંઈ જ દેખાતું નથી. તેમ પરમગુરૂ રૂપ સૂર્યના ચૈતન જ્ઞાનપ્રકાશને, નિજ સ્વરૂપના અજાણ્યા અજ્ઞાની અંશો લક્ષજ્ઞાનચક્ષુ વિના જોઈ શકતા નથી. તેથી સકર્તાપતિની ભક્તિ નહિ સમજી શકવાના કારણે, તે અજ્ઞાની અંશોને નિજપતિનો વિયોગ સહન કરવો પડે છે.)

ભજાવે ગુરુ તે પતિપદ વાચે, લેવા તેહી લક્ષ રહો મન સાચે; ૫૪
સાચો સંબંધ સદા સુખકારી, તન મન ધન ગુરુ પર વારી. ૫૫

અસંખ્યકાળનું અજ્ઞાન મટાડી નિજપતિપદમાં મેલાપ કરાવવાના મતલબથી, મહાન સમર્થ પરમગુરુ દેવ કરૂણા દષ્ટિ કરીને સનાતન પતિને ભજાવવા કેવલ લક્ષ લઈને પધાર્યા છે. જેથી અગાધ બોધ અગમ વાણીનો ટહંકાર કરીને જીવોને જગાડી

કહે છે કે, પતિની આરતવાળા હે અંશો ! સાચા મનથી મારા શરણે આવી રહો. જેથી હું તમને પતિપદ પામવાનો પરમલક્ષ વાચે એટલે મારા સ્વમુખે ઉચ્ચાર કરીને સમજાવીશ, તેથી તમો સકર્તા સ્વામીને મળી શકશો. સકર્તા સતકૈવલ સાથેનો સાચો સંબંધ સદા સદોદિત પરમ સુખકારી હોઈ. શરીરના છેલ્લા શ્વાસ સુધી લક્ષ દ્વારા સાચવી રાખવાનો છે, તેથી તમો તમારા તનમન પ્રાણ શ્રી પરમગુરૂ દેવને સમર્પણ કરી; પરમગુરૂના થઈને રહેજો.

મિથ્યા પદ દેતા મહાપદ પાવે, થઈ શરણે રહે ભક્તિ કે દાવે; ૫૬
ગુરૂ તુમ વિના નહિ કોઈ મારૂં, લાગ્યું કાળ માયા તણું બહું લારૂં. ૫૭

જે તમારા તન મન મિથ્યા અહંમપદના મમત્વવાળા છે તેને તમો પરમ ગુરૂની આગળ મૂકી દેશો, ત્યારે તમો મહાપદ કૈવલ મોક્ષને પામી શકશો, એવા શ્રેષ્ઠ અધિકારને મેળવવા નમ્રતા ભાવે વિનંતી કરી સદ્‌ગુરૂના ચરણમાં રહી, દાસભાવે એક ગુરુભક્તિનો દાવો રાખી, પરમગુરૂની ઉપાસના અતિ ઉજાગ્રતપણે પૂર્ણ વિશ્વાસથી કરતા રહો. ઉપર દર્શાવ્યા પ્રમાણે તમો વારંવાર સદ્‌ગુરુ દેવને વંદન કરી કહેજો કે હે સમર્થ પ્રભુ ! તમારા વિના આ જગતમાં મારું કોઈ નથી. જેથી હે પરમ દયાળુ ! મને કાળ માયાના દુઃખ રૂપ લારૂ કહેતા લાગેલા લંગરમાંથી બચાવીને મુક્ત કરો.

જેથી દુઃખ પામ્યો અગાધ અપારુ, કુણ કરે સહાય નહિ કોઈ મારૂં. ૫૮
કામ, ક્રોધ, લોભ, મહા બડ ભૂપ, ઈન્દ્રી ગુણ અંતસ શત્રુ જનુપ. ૫૯

એવા જે આવરણની ઉપાધિથી છૂટવાની ઈચ્છાવાળો જન, પરમગુરુને પ્રાર્થના કરી કહે છે કે હે પરમદયાળુ ! હું જગત જંજાળથી ઘેરાયેલો હોઈ અપાર દુઃખી થાઉં છું. તે દુઃખના ત્રાસમાંથી સહાય કરીને મને કોણ બચાવી શકે ? હે પરમ કૃપાનિધિ ! આપ વિના સ્વજાતિનો સંબંધ જોડાવી ઉગારી શકે એવો આ બાજુ કોઈ જ નથી. હે પરમગુરૂ દેવ ! આપને હું શું વિનંતી કરું. મહા અન્યાયી અનીતિભર્યા જુલ્મ ગુજારનાર દુષ્ટ દુર્ગુણો અનેક અપરાધી હોઈ, ઉત્પાત કરી મને બહુ પીડે છે. આપના સત્ય માર્ગે ચાલતાં અંતરાય કરનાર કામ, ક્રોધ, લોભ મહામોટા રાજાઓ થઈ રાજ જમાવી બેઠા છે. દશ ઈન્દ્રિ, ચાર અંતઃકરણ, ત્રણ ગુણ આ બધા શત્રુઓનું જુથ જામેલું હોવાથી જરાયે મને ચેન પડવા દેતા નથી.

એહી સબ શત્રુ વેધે તન મારૂં, કરે છે બેહાલ નહિ સુખ સારૂં. ૬૦
ત્રાહેત્રાહે પોકારૂં છું પતિકુ સુણો, ધણી અરજ એ દુઃખ સતીકું. ૬૧

હે સમર્થ પરમગુરૂ દેવ ! ઉપર જણાવેલા સર્વ શત્રુઓએ મારા શરીરને વીંધીને બેહાલ કરી દીધું છે, તેથી હું શક્તિહીણ નિર્બળ થઈ ગયો છું, જેથી કોઈ પણ પ્રકારનું સાચું સુખ નહિ મળવાના કારણે આત્માઘાતિ શત્રુઓના ભયથી શુદ્ધ બુદ્ધ ભૂલી જઈને હું અચેત થઈ ગયો છું. હે સમર્થ પતિદેવ ! આ વિશ્વમાં વિચિત્ર ભાતના વિષયવિકારોથી ત્રાસી જઈને હું આપને પોકારીને કહું છું, કે હે નિજનાથ ! પ્રાણ આધાર ! મારી અરજ સાંભળીને લક્ષમાં લઈ આપના વિયોગનું દુઃખ દૂર કરવા કૃપાવંત થશો.

હોય પતિવ્રતા તો પતિને લાજુ, વિતંડીને સુખ ન મિલે સમાજુ. ૬૨
એવા ગુરુ ચરણ તણો જે ઉપાસી, સુખે પદ પામે કર્તા અવિનાશી. ૬૩

જેમ પતિવ્રતા નારી કોઈ પણ પ્રકારે દુઃખી થતી હોય, તો તેની લાજ તેના પતિને જ હોઈ શકે, તે પતિવ્રતાનું દુઃખ જાણીને સત્વરે સહાય કરીને દુઃખ મટાડી સંતોષ પમાડે છે. પરંતુ વંઠેલ સ્ત્રીને પતિ સાથે સાચો પ્રેમ નહિ હોવાથી, પતિપક્ષનું તેમજ સમાજનું એકેય સુખ તેને મળતું નથી. એમ પતિવ્રતાના ન્યાયે જે ઉપાસક જન પરમગુરુ પતિના શરણની ઉપાસના શુદ્ધભાવે આરતવાન બની એકનિષ્ઠાથી કરે તો, તેના ઉપર પરમગુરૂની દયાદષ્ટિ થતાં સરળતાથી નિજકર્તા પદનું અખંડ અવિનાશી સુખ પામી શકે છે.

ગુરુ તે કર્તામાં નહિ ભિન્ન ભાવ, નિશ્ચે નિજ જન તણો એહી દાવ. ૬૪
પ્રીતે પીવે પાવ ગુરુના પખાળી, તેનું હૃદય શુદ્ધ થાય અજવાળી. ૬૫

તે સમર્થ સદ્દગુરૂ, ને નિજકર્તા એક અદ્વૈત સ્વરૂપે અભિન્ન હોઈ જેમાં જુદાપણાનો ભાવ લેશમાત્ર ઘટતો નથી. (જેમ પુષ્પ અને તેમાં રહેલી સુગંધ એમ બે નામ પડે છે. પણ વાસ્તવમાં વસ્તુ એક જ છે.) એ ન્યાયે જે કોઈ જન દઢતાપૂર્વક ગુરૂ ઉપાસના કરશે તો તેને નિશ્ચયાત્મક કહું છું કે તેને મળેલો મનુષ્યજન્મનો દાવ જરૂરથી સફળ થશે. ગુરૂને દેવાધિદેવ માનીને જે જન પૂર્ણપ્રીતિથી ગુરૂશ્રીના પગ ધોઈને પીવે, તેનું અંતર હૃદય અતિ શુદ્ધ પવિત્ર થશે. તે ગુરૂ ચરણામૃતના પ્રતાપથી ગુરૂ જ્ઞાનનો પ્રકાશ થશે. તેથી હું કોણ ? અને મારો નિજકર્તા કોણ ? એ યથાર્થ સમજી શકશે.

તીર્થ અનેક તણું ફળ આવે, પ્રસાદી પ્રીતે કરીને જે પાવે; ૬૬
પૂજે પ્રીત કરી ગુરૂજીના પાય, ચતુર્દશ દેવ પૂજા ફળ થાય. ૬૭

જે કોઈ ગુરુનો લાલ બની ગુરુની ગુરુગમ પ્રસાદી પ્રીતિપૂર્વક લઈને ગ્રહણ કરશે, તેને અનેક તીર્થોનું ફળ એકીસાથે સહેજે આવી મળશે. તેમજ ગુરૂનો ઉપાસક જન તનમનના સાચા પ્રેમથી ગુરુના સત ચરણની, અંતરદષ્ટિએ સૂરત નૂરત દ્વારા સેવાપૂજા કરશે તેને ચૌદલોકના દેવોની પૂજાનું ફળ પ્રાપ્ત થશે, એવો ગુરુપૂજાનો શ્રેષ્ઠ પ્રતાપ છે.

ગુરુ સેવા માનસિક શુદ્ધ કરીજે, વિધિ સંજુક્ત હી ધ્યાન ધરી જે. ૬૮
જેનો શુદ્ધ ગુરુ વિષે છે ભાવ, તેને શિર જમ તણો નહિ દાવ. ૬૯

જે ગુરુનો ઉપાસક જન હોય તેને ગુરુદેવની માનસિક સેવા શુદ્ધ અંતઃકરણથી નિષ્ઠાપૂર્વક અડગ રહી અતિ ઉમંગે કરવી. પ્રથમ સદ્‌ગુરુ મૂર્તિને મનોમય માનસિક ભાવે સ્નાન કરાવી, પવિત્ર વસ્ત્ર પહેરાવી, શુભ શણગાર ધરાવી, કેશર ચંદનનું તિલક, પુષ્પહાર, ધૂપ, નૈવેદની આદ્ય લઈ સર્વ સામગ્રી સહિત વિધિ સંજુક્ત મનોમય સેવા કરવી. તેમજ નિજ દષ્ટિને ગુરુના સ્વરૂપમાં સ્થિર કરી, અતિ ઉત્કૃષ્ટપણે ધ્યાન ધરવું. જે ગુરુમુખી જનના અંતરહંગનો શુદ્ધભાવ, પરમગુરૂના સત્ય સોહંગ સ્વરૂપમાં એકમેક થશે, તે જનના મસ્તક ઉપર દુષ્ટ કર્મોના જમાવ રૂપી જમદૂતની શિક્ષા ભોગવવાનો હક્ક દાવો રહી શકશે નહિ.

જથા જુક્ત સુઝે કરે ગુરુ સેવા, કર્તા શરણે જઈ લહે સુખ મેવા. ૭૦
ભજન કરે ગુરુનું ચિત્ત લાઈ, ઈચ્છા મનવાંછીત તે ફળ પાઈ. ૭૧

ગુરૂભક્તિની યથાર્થ જુક્તિ ગુરુવચન પ્રમાણે એટલે ગુરૂગમની રીત જાણીને અનિનદાસ થઈ. સદ્‌ગુરૂની સેવા કરશે તે અંશ, વિના પ્રયત્ને સરળતાથી નિજકર્તાના શરણમાં જઈ, પરમમોક્ષના મેવાનું અભય સાચું સુખ પામી શકશે. જે જન જ્ઞાનવૈરાગથી સજ્જ થઈ ચિત્તની ચંચળતાના વેગને શાંત કરી, શુદ્ધ ચિત્તથી એકાગ્રપણે પરમગુરૂનું લક્ષ ભજન કરશે તે પોતાના મનની ઈચ્છા પ્રમાણે ફળ પામી શકશે.

વચન ગુરૂકો કબૂ નવ લોપે, તેનો મહિમા જગમાં બહુ ઓપે; ૭૨
વિરોધી વચન બોલે ગુરુ આગે, અનાહુત પાપ આવી સબ પાગે. ૭૩

જે જન ગુરુને આધીન થઈ, ગુરુવચન અનુસાર વર્તે છે તે કદાપિ ગુરુ વચનની અવગણના કરી વચનભંગ થતો નથી. તેથી પરમગુરૂના લક્ષની રહેણીમાં રહીને ગુરુભક્તિ કરનાર ઉપાસક જનનો મહિમા જાહેર જગતમાં પ્રસિદ્ધ હોઈ અતિ સુંદર શોભે છે. જે ગુરુવિમુખી હોય તે ગુરુધર્મ વિરોધી વચનો બોલીને, ગુરુની આગળ મિથ્યા વાદ કરે છે. એવા અધર્મીને અનાહૂત એટલે ન ધાર્યા હોય તેવા અગણિત પાપો આવીને ઘેરી લે છે.

લોપે મરજાદ ગુરુની જે શિષ, તેને શિર સ્વામી નહિ અનઈશ; ૭૪
એને કોઈ દુઃખ દેવે મહાભારી, છોડાવે તેને કુણ દયાદલ ધારી. ૭૫

જે કોઈ મનુષ્ય શિર ઉપર ગુરુપદ ધારણ કરીને ગુરુધર્મની મર્યાદામાં નહિ રહેતા, ધર્મની આમન્યા તોડીને અવગણના કરી ઉલટો ચાલે છે, તેને માથે ધણીપદનો કોઈપણ ડર નહિ હોવાથી, ગુરુ ઈષ્ટની ઉપાસના વિના, હરાયા ઢોરની જેમ જ્યાં ત્યાં ભટકતો ફરે છે. ધણી વિનાના ઢોરને કોઈ બહુ માર મારી મહાદુઃખી કરે, તો પણ તેને કોઈ બચાવી શકતું નથી. એમ ગુરૂ ઈષ્ટની ઉપાસના નહિ કરનારને ભવસાગરમાં ઘણા પ્રકારના દુઃખો સહન કરવા પડે છે, છતાં તેને કોઈ દિલમાં દયા લાવીને છોડાવી શકતું નથી.

કરે ગુરૂ નિંદા સુણે દેઈ કાન, નિચ પદવી પાય દે ન કોઈ માન; ૭૬
ગુરુ સંગથી વિછડે જન જેહ, ગયો ધરાબોળ આવે નહિ છેહ. ૭૭

જે મનુષ્ય ગુરુને અઘટતા વચન બોલી નિંદા કરે છે, તેની પાસે રહી ગુરૂના દોષ કાન દઈ સાંભળનાર મહા અઘોર અધમ યોનિના ઘાટોમાં જન્મ પામે છે. તે કલ્પ સુધી ઉચ્ચ પદવીને પ્રાપ્ત કરી શકતો નથી. તેથી શ્વાન, સુકર, ખર, મંજારી જેવા શરીરોમા માનભંગ થઈને પરાધીનતાનું ઘણું દુઃખ ભોગવે છે. જે જન ગુરુ ઉપદેશ લીધા પછી અતિ અજ્ઞાનતાના કારણે ગુરુમહિમા નહિ સમજી શકવાથી, ગુરૂ પ્રત્યે અભાવ કરી સંગ છોડી દે છે, તે ગુરૂદ્રોહના ગુનાઓની શિક્ષા ભોગવવા ધરાબોળ જાય છે. એટલે પૃથ્વીના અંતકાળ સુધી તેને ફરી મનુષ્યજન્મ મળતો નથી.

ફરે નૂગરો ભૂકંપે ક્રપ ધારી, લગે ભાર શેષ સહે ન અપારી; ૭૮
તેનું મુખ દીઠે લગે બહુ દોષ, હરિ ગુરુ સંત કરે તેનો રોષ. ૭૯

જે જન ગુરુના ગુણને ગણતો નથી; તે ગુરૂદ્રોહી બની નિજ ઘર વિનાનો નુગરો થઈ આ પૃથ્વી ઉપર ફરે છે. ત્યારે પૃથ્વી પણ મહા કોપ કરી કંપી ઊઠે છે. ૫૦ કરોડ જોજન પૃથ્વીને શિર પર ધારણ કરી રાખનાર શેષ નારાયણને, એક નુગરાનો ભાર અપાર લાગતો હોવાથી સહન કરી શકતા નથી. એવા નુગરાજનનું મુખ જોતાં બહુ દોષ લાગે છે. તે મહાદુષ્ટ કર્મ કરતો હોવાથી, હરિ ગુરૂ અને સંત મહા પરમદયાળુ હોવા છતાં નાખુશ થઈ તેના તરફ રોશ ભરી દૃષ્ટિએ જુએ છે.

મહા ક્રુપ કરી દેવે જમ ત્રાસ, છોડાવે તેને કુણ થાય નિરાશ; ૮૦
તેની સાખ સંમત જુવો પુરાણે, પૂછો સત શાસ્ત્ર નિગમ નરાણે. ૮૧

એવા અધર્મી આસુરીજનોને મહાક્રોધ કરી યમરાજાના દૂતો અતિ ત્રાસ આપે છે. તે યમદૂતોના ભયંકર દારૂણ દુઃખમાંથી છોડાવનાર કોઈ નહિ હોવાથી, અંતે નારાજ થઈ તે વારંવાર પસ્તાય છે. તે નુગરાજનને કોઈ સહાય કરી શકતું નથી. તેની સાબિતિ માટે અઢાર પુરાણો અને છ શાસ્ત્રો સંમત થઈ સાક્ષી પૂરે છે. તેના વધુ પુરાવા ચાર વેદમાં તમે નિર્ણય કરી જોશો. તો આ હકીકત તમને સત્ય સમજાશે.

વદે વસુધામે ભયે જન જેતા, ગુરુ વિના મોક્ષ નહિ કહે વેતા; ૮૨
તન મન ધન જે શિશ સમરપે, પોતા તરફ રાખે ન સહુ સુખ અર્પે. ૮૩

વસુધા એટલે પૃથ્વી ઉપર જેટલા જ્ઞાની મહાપુરુષો અત્યાર સુધીમાં થઈ ગયા તેઓ પોતાની અનુભવ વાણી દ્વારા બોલી ગયા છે કે ગુરૂ વિના કોઈનો મોક્ષ થયો નથી. તેમજ ભવિષ્યમાં પણ થશે નહિ. એ મત સર્વથા સાચો હોઈ, નિર્વિવાદ છે. જે ગુરુ મુખી જન અડગ નિષ્ઠાવાળો હોય તેજ તન, મન, ધન અને મસ્તક સહિત સદ્‌ગુરૂના શરણમાં સમર્પણ કરી દે છે. તેમજ પોતાની પાસે કંઈ પણ નહિ રાખતા પ્રારબ્ધ કર્મના યોગે મળેલું સર્વ સુખ, ગુરુદેવને અર્પણ કરી તે કાયમ ગુરૂનો થઈ રહે છે.

એવો અધિકાર ધરે જન જેહી, પામે પદ કૈવલ મોક્ષ સદેહી; ૮૪
એવા પ્રતાપી જે ગુરૂ ગતિ વંતા, તેને તજી જીવ લહે નહિ અંતા. ૮૫

ઉપર કહી બતાવ્યા પ્રમાણે સદ્‌ગુરૂના શરણે થયેલો, કૃપાપાત્ર ગુરૂજ્ઞાન ગતિનો ઉત્તમ અધિકારી જન, સદેહે જીવનમુક્ત થઈ કૈવલમોક્ષને પામી કૈવલપદના અસીમ

સુખનો આનંદ નિરંતર અનુભવે છે. એવા જે મહાન સમર્થ શ્રી પરમગુરૂ દેવ કેવલવેત્તા, પૂર્ણ પ્રતાપી અજોડ પરમ પુરૂષ છે. તે સર્વજ્ઞ ગતિવંત હોઈ, અંશ-અંશીપદની અખંડ ઐક્યતા લક્ષ દ્વારા કરાવે છે. એવા પરમ દયાળુ કરૂણાસાગર પ્રભુને ત્યજીને કોઈ પણ જીવ આ ભવનો અંત લાવી નિજકર્તાને મળી શકતો નથી.

પામ્યો મનુષ્યા દેહ મહામોંઘો અમુલ્ય, કુણ કુમત્ય આવી તુજ ભૂલ્ય; ૮૬
ફરી દાવ આવો કબુ નહિ આવે, ચુકે ગુરુથી જમપુર હી જાવે. ૮૭

પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે અરે ! અહો ! હે અજ્ઞાની જીવ ! તને શું શિખામણ આપું ? ઘણા જન્મોના પૂન્યથી તને મહા અણમોલ, જેની કિંમત ન થઈ શકે એવો મનુષ્ય દેહ પ્રાપ્ત થયો છે, તે મનુષ્ય દેહથી ગુરૂસંતની સેવા બંદગી કરી પતિપદ પામવાનો જે નિજલક્ષ લેવાનો હતો, તેના બદલે કુબુદ્ધિના કારણે પ્રકૃતિના પદાર્થોમાં મોહવશ થઈ તું ફસાયો ? હે અલ્પજ્ઞ જીવ ! વારંવાર તને હું શું કહું ? મનુષ્ય જન્મનો દાવ પરમમોક્ષના દરવાજારૂપ મળ્યો છે, તે ફરી ફરીને કદાપિ મળશે નહિ. જેથી તું કેવલ સાથેનો સંબંધ જોડી આપનાર પરમગુરૂને ભૂલી જઈશ તો સીધો જમપુરીમાં જઈ, ત્યાં પોતાના થયેલા ગુનાઓના કારણે તારે બહુ મુંઝાવું પડશે.

જઈ જમપુર કરે તાંહાં વાસ, સહે મહા સંકટ ગર્ભ નિવાસ. ૮૮
કહું કેટલી તુજ મુરખ પ્રાણી, જાને શરણે ગુરુ શું હેત આણી. ૮૯

અનેક પદાર્થોના ભોગની વાસનાઓના સમુહરૂપ જામેલા જમાવને જમપુર કહેવામાં આવે છે. (પુર એટલે મોટું ગામ કે નગર એવો અર્થ થાય છે જેમાં પશુ, પંખી, કીટ મનુષ્ય વિગેરે ઘણાં પ્રાણી વસતા હોય છે.) એ ન્યાયે શુભઅશુભ મિશ્રણ કર્મના ભાવવાળી વાસનારૂપી જમપુરીમાં, અનેક જન્મો ધારણ કરવાના કારણરૂપ કર્મના અંકૂરો રહેલાં છે. ત્યાં જઈને તારે હે જીવ ! સદાકાળ વાસ કરવો પડશે. તે મહા અઘોર અજ્ઞાન અંધકારમય હોઈ, તને દેશ કે દિશા સૂઝશે નહિ. જેથી તારે તે ગર્ભવાસનું મહા સંકટ ભોગવવું પડશે. પરમ કૃપાનિધિ પરમગુરૂ દેવ કહે છે કે હે મૂર્ખ ! મનુષ્ય પ્રાણી, તને કલ્યાણના સંબંધમાં કેટલું કહું છું, છતાં હજુ તું નિજકર્તાને મળવાનો ઉપાય શોધતો નથી. હવે તો તું મારા કલ્યાણકારી વચનોને ગ્રહણ કરીને અંતરમાં અતિ હેત લાવી સદ્ગુરૂના શરણે જા. તેમના શરણે જવાથી સદ્ગુરૂ દયા કરી ગર્ભવાસનાના ફંદને તોડી તને બહાર

નીકળવાનો નિજ લક્ષ લખાવશે.

તન, મન, ધન શીષ સમરપીને રહેવું ગુરુ કસોટી દે તે સર્વ સહેવું; ૯૦
સહી કસોટી સુખ પામ્યા અપારું, અહો જન ધન્ય એવા અધિકારૂં. ૯૧

હે અંશ ! તારૂં તન, મન, ધન અને શીષ સર્વસ્વ સદ્‌ગુરુના શરણમાં અર્પણ કરીને નિજસ્વરૂપે થવા, સદ્‌ગુરુએ આપેલા લક્ષમાં રહેજે. પછી સદ્‌ગુરૂ તને સકલ તત્ત્વોના વિકાર રહિત શુદ્ધ પવિત્ર કરવા, જ્ઞાન, ભક્તિ અને વૈરાગ સંયુક્ત, મહા વિકટ વિશ્વના વિલાસથી વિરક્તપણે નિર્ભય રહેવા, સત્ય વચનની કઠણ કસોટીમાં કસીને નિર્મળ કરશે. તે કસોટીને તું સહન કરી રહેણીમાં રહી શકીશ તો તને સદેહે નિજઘરની પ્રાપ્તિ થશે. ઉપર દર્શાવ્યા પ્રમાણે જેણે પરમગુરૂના વચનોને અનુસરીને કસોટી સહન કરી છે, એવા પૂર્ણ ભાગ્યશાળી જન, નિજકર્તાપદના અપાર સુખને પામી કૃતાર્થ થયા છે. અહો ધન્ય છે એવા અધિકારી જનોને કે જે સદેહે જીવનમુક્ત થઈ નિજપતિનો મેળાપ કરી શક્યા છે.

તેનો યશ જ્યાં ત્યાં સહુ કોઈ ગાશે, જેને હરદે ગુરુ કરે જો પ્રકાશે; ૯૨
ગુરુ સેવામાં ચુકેચુક પડાવે, તેને ઠોર ઠેકાણે કોણ ઠરાવે. ૯૩

એવા અધિકારી જન આ જગતમાં શ્રેષ્ઠ કોટિના હોય પરમગુરૂની કૃપાદૃષ્ટિમાં વસેલા છે. જેથી તેના જશ ગુણ જ્યાંને ત્યાં સમસ્ત લોકમાં ગવાય છે. જેના પવિત્ર હૃદયમાં સમર્થ સદ્‌ગુરૂ બિરાજી જ્ઞાનગતિનો પ્રકાશ કરે છે, તેથી તેને કાળ માયાના કલેશનો કોઈ બાધ લાગતો નથી. જે કોઈ જીવ કરોડો જન્મથી કુકર્મ કરતો આવ્યો હોય, એવો દુષ્ટ નુગરો જન પ્રથમથી જ ગુરુસેવા ચુકી ગયેલો છે. જેથી પોતે સેવા કરતો નથી અને ગુરુસેવા કરનારની વચ્ચે અંતરાય કરી ચૂક પડાવે છે. એવા અધમ પાપીને આ લોકમાં કે પરલોકમાં તેને સ્થળ કે ઠેકાણે કોઈ ઠરીને બેસવા દેતું નથી.

ભમે ભવમાં ભમતો ભૂર ભાવે, સુખ નહિ પામે ખપે કાળ દાવે; ૯૪
જેને માથે કાળ તણો ભય ભારી, તેને ગુરૂ ભક્તિ લગે નહિ પ્યારી. ૯૫

જે જન દુરાગ્રહી, સત્યનો શત્રુ, અને ધર્મનો વિરોધી હોવાથી ગુરુસેવામાં ચૂક પડાવી હરિ તરફ જતાં જનને અટકાવી પાછો પાડે છે. આવા પ્રકારના પાપકર્મોના

પરિણામે, સંસારરૂપી ભવમાં ચોર્યાસી લાખ પ્રકારના ઘાટો ધારણ કરી જ્યાં ને ત્યાં ભટકતો ફરે છે. તેને ભવના ભોગોની મલિન ભાવના હોવાને કારણે, વિષયભોગની વાસના તેને ઠરીને બેસવા દેતી નથી. તેમજ જગત વહેવારનું સુખ પણ તેને કદાપિ નહિ મળવાથી વિધવિધ પ્રકારના દુઃખો ભોગવી અંતે કાળના ખાતામાં ખપી જાય છે. જે જન ગુરૂધર્મ નીતિ નિયમ વિરૂદ્ધ વર્તન કરે છે તેના માથે કાળનો મહામોટો ભય ઝઝુમી રહ્યો છે, તેને ગુરૂની ભક્તિ પ્યારી લાગતી નથી.

એને ગુરુ કેમ કરે પ્રતિપાળ, દયાળુ ઘણા પણ દે મુખકાળ; ૯૬
ગુરુ પાસે બેસે નહિ સ્થિર થાઈ, વૃત્તિ વિલમે જહાં અનાહૂત પાઈ. ૯૭

સમર્થ પરમગુરૂ દેવ સર્વે જીવોના પ્રતિપાળ એટલે ભરણપોષણ કરનાર અનંત દયાળુ છે. પરંતુ ગુરુભક્તિનો બોધ ગ્રહણ નહિ કરનાર અપરાધી જીવોને કાળના મુખમાં જતા બચાવી શકતા નથી. એવા જડ બુદ્ધિના અધો-કર્મ કરવાવાળા જીવ પરમમોક્ષદાતા સમર્થ પરમગુરૂની પાસે સ્થિર થઈને બેસી શકતા નથી. પરમદયાળુ ગુરૂદેવ પ્રત્યેક ઘાટોના સનમુખ (નૈનાં આગળ નિજનાથ) અચળપણે બિરાજેલા છે. પરંતુ ઓળખે કોણ ? કારણ કે પ્રથમથી જ ગુરુભક્તિનો આદર નહિ કરનાર જીવોની, વૃત્તિ નાશવંત ભોગોમાં લાગેલી હોય, અનાહુત એટલે ન કરવા જેવા નિષેધ કર્મો કરી, તેને વશ થઈ ત્યાં જ વિરામ પામે છે.

અનર્થ અર્થ કમાયો કુટીલ, ખોયો મનુષ્યા દેહ મહામોઘો સુશીલ; ૯૮
સાકુટ કુ કેટલી કહું શિક્ષાય, ગયો અધોગત બિનુ ગુરુ દિક્ષાય. ૯૯

પરમ અર્થ રૂપ પરમપદને પ્રાપ્ત કરવાની ઐશ્વર્ય સમૃદ્ધિ, નિજકર્તાએ મહા અમુલ્ય મનુષ્યદેહ રૂપી મહેલમાં ભરીને, સત્યનું શીલ મારી મહેલના વિશે હે અંશ તને વસાવ્યો હતો. પરંતુ સમય વિતતાં અવિદ્યાના સંગદોષે કરી જીવદશાને પામી તું સાકુટ થયો, ત્યારે તે સદર સમૃદ્ધિ અનર્થ એટલે પાપ કરવામાં ખર્ચીને ખલાસ કરી. મહા કિમતી મનુષ્યદેહને ખોઈ બેઠો. તેથી તારે ફરી ફરી જન્મ મરણના ચક્રમાં ફરવું પડે છે. પરમ કૃપાનિધિ પરમગુરુ દેવ કહે છે કે સાકુટ જીવ તને શીખામણના વચનો કેટલા કહ્યા. છતાં વિચાર કરી સમજવા જરાપણ પ્રયત્ન કર્યો નહિ. તેના કારણે તું સદ્‌ગુરુ લક્ષની દીક્ષા વિના અધમ યોનીના ઘાટોમાં ગયો.

તદપિ ગુરુ મહા પરમ દયાળુ, લઈ શરણે સુખ દેવે રસાળું; ૧૦૦
એવા દયાળુ ગુરુના ગુણ ગાતાં; રહી જગમાં લહે જે સુખ માતાં. ૧૦૧

ઉપર જણાવેલ કર્તા વિમુખી જીવોનું અસહ્ય દુઃખ જોયું, (તદપિ) ત્યારે મહાપ્રભુ કરૂણાસાગર સમર્થ શ્રી પરમગુરુ દેવ, જીવો પ્રત્યે મહાન પરમ કૃપા દૃષ્ટિ કરીને, દુસ્તર દુઃખમાંથી છોડાવી પોતાના શરણમાં લઈ અમૃતથી અધિક આનંદકારી રસાળ સુખ આપીને સુખી કર્યા છે. એવા પરમ દયાળુ, પરમ કલ્યાણકારી, પરમ પરમાર્થી શ્રી પરમગુરૂ દેવના ગુણ, અંતર હંગના શુદ્ધ ભાવથી લક્ષ દ્વારા ગાઈને પરમ સુખને પ્રાપ્ત કરી જગતમાં રહેવા છતાં અખંડ નિજાનંદમાં મસ્ત થઈ મહાલું છું.

રિદ્ધિ સિદ્ધિ સુખ સંપત ન માગું, ઈચ્છા પદરજ ચરણ ચિત્ત લાગું; ૧૦૨
માગું શુભ સેવા ભક્તિ પદ સાચું, એવો અધિકાર આવે એવું જાચું. ૧૦૩

તેથી નિજ લક્ષમાં રહી શ્રી પરમગુરુ દેવના પરમગુણ ગાતા સ્વરૂપાનંદનું સાચું સુખ મળ્યું છે. જેથી હું જગતની આદ્યથી તે અંત સુધીના ચૌદલોક સહિત રિદ્ધિ સિદ્ધિના પદાર્થ સુખની પરમગુરુ આગળ માંગણી કરતો નથી. પરંતુ મારી એક શુભ ઈચ્છા સદ્‌ગુરુશ્રીના ચરણરજની હોઈ, પરમ દયાળુના ચરણકમળમાં સદાકાળ ચિત્ત લાગી રહે, એવી નમ્ર વિનંતી કરું છું. હે પરમગુરુ દેવ ! મારા શરીરના છેલ્લા શ્વાસ સુધી આપની શુભ, પવિત્ર સેવા, તેમજ ભક્તિપદનો સાચો અધીકાર આપની કૃપાથી મને મળે, જેથી હું અહોનિશ નિરંતર આપની અનિન ભક્તિમાં સરળપણે રહી શકું, એવી વારંવાર યાચના કરું છું.

દિન બંધુ બંદી છોડ કહાવો, મોઈ ગરીબ લગે તબ દાવો; ૧૦૪
એવા ગુરુ જાણી આવ્યો છું શરણ, મટાડો મહાદુઃખ જન્મ ને મરણ. ૧૦૫

હે પરમ પરમેશ્વર પરમગુરુદેવ ! હું અનેક કર્મના બંધનથી બંધાયેલો, નિજ જ્ઞાનધન વિનાનો ગરીબ છું. જેથી તમારા સિવાય મારે બીજો કોઈ આધાર નથી. હે પરમ દયાળુ ! આપ દીનબંધુ હોવાથી મારા ઉપર દયા કરીને મને સર્વ પ્રકારના બંધનોમાંથી છોડાવશો. હું ગરીબ છું, છતાં તમારો સ્વજાતીય હોઈ મને આપને કહેવાનો હક્ક લાગે છે. હે મહાન સમર્થ પ્રભુ આપને સર્વ સત્તાધીશ અગાધ ગતિવાળા કરૂણામય ગુરૂ જાણીને

હું તમારે શરણે આવી અરજ ગુજારું છું. કે હે દયાળુ ! મને જન્મમરણના મહા સંકટમાંથી બચાવી મુક્ત કરો.

મોઈ શીર શત્રુ અનેક ભડે હે, વેધે તન જે કામ બાણ ગડે હે; ૧૦૬
તેમાં ચેન કેમ પડે દુઃખ ભારી, સ્વામી શરણે લ્યો ગ્રહી બાંય હમારી. ૧૦૭

હે કરૂણાના સાગર ! મારા માથા પર અનેક નિર્દય શત્રુઓ, ભેગા થઈને જુલમ ગુજારી મને આ ભવની સાથે ભેળવી દીધો છે. તેમજ મહાન જોરાવર કામદેવ શત્રુએ મને મોહરૂપી વાસનાના બાણ મારી મારા શરીરને વિંધી બેહોશ કરી નાંખ્યું છે. તદ્‌ઉપરાંત વિષય વિકારોના બાણ મારા શરીરમાં ખુંપી રહ્યા છે. જેથી મારી વેદનાનો કોઈ અંત જ નથી. માટે હે પ્રભુ, હું આપને શું કહું ! એ અધમોના ઓદ્ધાર કરૂણાસાગર પ્રભુ, મહાન કઠિન ક્રૂર શત્રુઓના ભયથી હું ત્રાસી જઈને ભારે દુઃખી થાઉં છું. તેથી મને કંઈ પણ ચેન પડતું નથી માટે હે અનંત દયાળુ દયા કરી મારો હાથ પકડીને આપના શરણમાં લઈ બચાવો.

તુમ સામ્રથ હરો દુઃખ મારું, દાતા દીનબંધુ એ બ્રદ તમારું. ૧૦૮
છાયા કલ્પવૃક્ષમે જે નર આવે, ઈચ્છા મન વાંછીત તે ફળ પાવે. ૧૦૯

હે મહાન સમર્થ પ્રભુ તમો સર્વે અંશોના સ્વામી હોઈ દીન એટલે જ્ઞાન હીણ ગરીબજનોના દીનબંધુ છો. જેથી અનેક દુર્ગુણરૂપી દુશ્મનોના બંધનમાંથી છોડાવી, મારુ મહાભવ દુઃખ હણી લેશો. હે પતિત પાવન ! સર્વે સુખના દાતા દીનબંધુ દીનજનો ઉપર દયા કરી; દુઃખીઓના દુઃખને મટાડી સર્વે પ્રકારનું સુખ આપવું એ તમારું બ્રદ એટલે આપના સ્વમુખે બોલેલું વચન હોઈ, તેનો અમલ કરવા કૃપાવંત થશો. જેમ કલ્પવૃક્ષની છાયામાં કોઈ મનુષ્ય આવી ચઢે ત્યારે મનની ઈચ્છા પ્રમાણે અવશ્ય ફળ પામી શકે છે.

પારસ પર્સ રહે લોહ જાતી, કહે કોણ પારસ નામ વિજાતી; ૧૧૦
દોહી કામ દુર્ગા ભૂખ નવ ભાગી, લજે નામ કામ કરે પદ પાગી. ૧૧૧

જે પારસનો લોઢા સાથે સ્પર્શ થવાથી સોનું નહિ બનતાં જાતે લોઢું જ રહે તો તેને સાચો પારસ છે એમ કોણ કહેશે ? જેથી તે ખરો પારસ નહિ મનાતા વિજાતિની

ગણત્રીમાં ગણાશે. કામદુર્ગા એટલે દેવગાય (કામધેનુ) મનની સર્વે કામનાઓ જેનાથી પૂર્ણ થાય છે, તે ગાય દોહવાથી ભૂખ ન ભાગે તો દેવગાય(કામધેનુ)નું નામ લાજે. તો તેને કામધેનુ કોણ કહેશે ? એમ વિચારતાં નક્કી થાય છે કે જ્યારે કામધેનુ દોહનારના મનની સર્વે કામનાઓ પૂર્ણ થાય ત્યારે કામધેનુના પદની એટલે તેના અધિકારની ઉપમા પૂર્ણ પ્રમાણી શકાય.

ચિંતામણી ગ્રહી ઈચ્છા ફળ આપે, રહે ન દારિદ્ર દુઃખ સર્વ કાપે; ૧૧૨
એથી અધિક પરમગુરૂ આપે, મળ્યા જેને તેને ન દુઃખ અદાપે. ૧૧૩

કોઈ ભાગ્યશાળી મનુષ્યને તેના ભાગ્યબળે, વિના પ્રયત્ને અનાયાસે, જ્યારે ચિંતામણી મળે ત્યારે તે માણસ તેને હાથમાં પકડીને, જે સમયે જેનું જેવું ચિત્તવન કરે ત્યારે તેને તેવું ફળ જરા પણ વાર નહિ લાગતાં તુરત જ મળે છે, જેથી તેનું દરિદ્ર (દુઃખ) કંગાલપણું જરા પણ રહી શકતું નથી. તેમજ વહેવારિક શારીરિક અને માનસિક સર્વે દુઃખો દૂર થઈ જાય છે. ઉપર કહી બતાવેલા ચાર ઉત્તમ પદાર્થો જગત દૃષ્ટિએ શ્રેષ્ઠ માનવામાં આવેલા છે, તેના સેવનથી ભૌતિક પદાર્થનું ઘણું સુખ મળે છે. તેમજ તે સુખ શરીર રહે ત્યાં સુધી ભોગવી શકાય છે, પણ શરીર છૂટ્યા પછી કંઈ કામ લાગતું નથી. માટે તે સુખ અંતવાળું કહી શકાય. એનાથી પણ હે પરમ દયાળુ શ્રી પરમ ગુરૂદેવ ! આપ પોતે અધિકાધિક પરમ સુખના સાગરરૂપ વારપાર વિનાના અનંતને અપાર છો. એવા જે આપનાથી મળેલા સુખનો કોઈ પાર પામી છેડો લાવી શકે તેમ નથી. હે પરમ કૃપાવંત પરમાનંદના કારણરૂપ પરમ સુખદાતા ! આપ પોતે આ જગતમાં જેને મળ્યા તેના જન્મ મરણ રૂપી મહા દુઃખના અદાપ ભોગવવાના રહેતા નથી. તેમજ એવા જનો દેહના અંતે નિજઘરના નિવાસી થઈ પૂર્ણાનંદ સુખને પામે છે.

પામે દુઃખ દાસ બહ્રો બહુ બેસે, ગ્રહી બાંય બ્રદ પાળો ગુરુ એસે; ૧૧૪
જોસો અપરાધ મારો મન ધારી, છૂટુ ન કબુ કર્મ દોષ અપારી. ૧૧૫

હે ભીડભંજન કરુણાનિધિ ભગવાન ! ઉપર કહી બતાવેલા વચન અનુસાર વિચારી જોતાં, આપની અનુપમ પરમ પ્રભુતાનો મહિમા વર્ણવી શકાય તેમ નથી. એવા તમો સર્વે સુખના દાતા પરમ દયાવંત અતિ ઉદાર હોવાથી, આપના શરણે આવેલો દાસ દુઃખ પામીને દુઃખી થાય તો એ યોગ્ય ગણાય નહિ. જેથી એવા તમારા પરમ પ્રતાપી પરમ

કલ્યાણકારી નામને બહુ બટ્ટો કહેતા ઘણો બાધ લાગે એ ઘટતું કહેવાય નહિ, તેમજ આપના શરણે આવેલા દાસનું દુઃખ દુર કરવું એમ સ્વમુખે કહેલું છે કે "ગ્રહી બાંય બ્રદ પાળો ગુરુ એસે." એટલે મારો હાથ પકડી એ બોલેલા અદલ વચન પાળી દાસને દુઃખ રહિત કરશો. એ જ મારી પ્રાર્થના છે, હે ભક્તવત્સલ ભગવાન ! સૃષ્ટિરચનાની આદિથી અત્યાર સુધી મેં મારી કુબુદ્ધિના કારણે અપાર કુકર્મો કર્યા છે. મારા કરેલા કુકર્મોના અપરાધ સામે આપ ધારીને જોશો, તો કોઈ કાળે હું છૂટી શકું તેમ નથી. જેથી હે કરૂણાના સાગર, પ્રભુ મારા અપરાધોના સામું નહિ જોતાં, મને બચાવી લેવા કૃપાદૃષ્ટિ કરશો.

ખૂની ખૂનકા ગુના દેતા ન પાર, કરો બક્ષિસ ગુરુ શરણ તુમાર; ૧૧૬
લજે શરણુ જો ઉગારો ન મોઈ, અપત્ય અનિન દાસ ગુરુ તોઈ. ૧૧૭

હે પતિતપાવન પરમદયાળુ પરમગુરુ દેવ ! આપને હું શું કહી શકું ? કહેવા જેટલી મારી લાયકાત જ રહી નથી, કારણ કે અનેક જન્મોથી આપના ન્યાય વિરુદ્ધ વર્તન કરતો આવ્યો છું. આપની કોઈ પણ પ્રકારની દરકાર નહિ રાખતાં મન, વાણી અને કાયાથી કંઈ પણ ભય રાખ્યા સિવાય મેં અગણિત ખુન કર્યા છે. તે ખૂનના ગુનાઓનું બહુ ઋણ મારા માથે ચઢેલું હોવાથી, તેનો બદલો હું આપવા જાઉં તો કલ્પના અંતે પણ પાર આવે તેમ નથી. એવું જાણીને હે અનંત દયાળુ સમર્થ ગુરુદેવ હું આપના શરણે આવ્યો છું. જેથી મારાથી થયેલા ગુનાઓને માફ કરી છોડાવી લેશો, હે અધમ ઓધારણ અંતરજામી ! મારાથી થયેલા અગણિત ગુનાઓના પાપથી મને બચાવી લેશો. જો શરણાંગતને બચાવી ન શકો તો લાજ તમારી જશે. દૃષ્ટાંતે જેમ પતિવ્રતા દુઃખી હોય તો તેની લાજ પતિને હોઈ એ ન્યાયે તમો મારા સામુ કૃપાદૃષ્ટિથી જોશો. કારણ કે આપ તો સજાણ સર્વજ્ઞ છો. અને હું તો એક તમારો અલ્પજ્ઞ લઘુ બાળક અનિનદાસ છું, તેથી આપને વિનંતિ કરું છું.

કરું શું સ્તુતિ મુંગો મુખ વાચે, આઈ ગુરુ શરણ પડ્યો દલ સાચે; ૧૧૮
દેખું ન તુમ સમ ઓર ન કોઈ, નાવ વાયસ વૃત્તિ મમ જોઈ. ૧૧૯

હે સંકટ નિવારણ સમર્થ સ્વામી ! ઉપર જણાવેલા અનંત કાળકર્મના બોજામાં હું દટાઈ ગયેલો હોવાથી, મારામાં બોલવા જેટલી પણ શક્તિ રહી નથી. જેથી હું મારા મનમાં મુંઝાઈને વાચા રહિત મુંગો બની ગયો છું, એ કારણથી હે પરમ દયાળુ ! કરેલા કર્મના ભયથી બચવા માટે મુંગા મોઢે આપની સ્તુતિ સાચા દિલથી કરતો કરતો હે પરમ

ગુરુદેવ ! તમારા પાવનકારી શરણમાં આવી પડ્યો છું. હે સમર્થ ગુરુદેવ ! તમારા સમાન આ સંસારમાં હું બીજા કોઈને દેખી શકતો નથી. મારે તો એક તમારો જ આધાર છે. દૃષ્ટાંતે જેમ કોઈ નાવિક પુરુષ, સમુદ્રના સામે કિનારે જવા નાવમાં બેસીને જઈ રહ્યો હતો. તે દરમ્યાન એક કાગડો નાવના સ્થંભ ઉપર આવીને બેઠો. નાવ જ્યારે ફરતું ફરતું સમુદ્રના મધ્યમમાં પહોંચ્યું ત્યારે તે કાગડો સમુદ્રની બહાર નીકળી જવાની ઈચ્છાથી નાવને છોડી આમતેમ આજુબાજુ ચોતરફ નજર ફેરવવા લાગ્યો, ત્યારે તેને સમુદ્રના અથાહ પાણીમાં નાવના સ્થંભ વિના બીજો કોઈ આધાર દેખાયો નહિ; એવી રીતે હે કૃપાનિધિ ! હું પણ આપના શરણે આવી પડ્યો છું.

સિદ્ધાંત : એવી રીતે હે કૃપાનિધિ આ સંસારરૂપી સમુદ્રમાં લક્ષ રૂપી નાવના ખેવટીઆ આપ પોતે છો. તેમાં રહેલો પ્રણવરૂપી સ્થંભ હોઈ વાયસ કહેતાં કાગ જેવી મારી વૃત્તિ હોવાથી, પ્રણવરૂપી સ્થંભને છોડી, સંસાર સમુદ્રને પાર કરવા આમ તેમ ફરવા લાગી. પરંતુ સમુદ્ર અથાહ હોવાથી પ્રણવરૂપ સ્થંભ વીના બીજો કોઈ આધાર દેખાયો નહીં, જેથી છેવટે થાકી ને લક્ષ રૂપી નાવના પ્રણવ રૂપી સ્તંભ ઉપર આવીને આપના શરણનો આધાર લીધો.

ઠોર ઠરન અવર ન આસ, જાવું જહાં તહાં બંધન કી પાસ; ૧૨૦
પાસ છોડાવો સામ્રથ સ્વામી, શ્રીમંત કુવેર ગુરુ કો નમામિ. ૧૨૧

હે મહાન સમર્થ સ્વામી ! મને માયાના અનેક પદાર્થોની પ્રવૃત્તિના પાશની ઉપાધિના બંધનોમાંથી છોડાવી, આપના નિજસ્વરૂપની સ્થિતિમાં સ્થિર કરો. હે પરમ પરમેશ્વર શ્રીમંત કુવેર સ્વામી ગુરુ ! હું આપશ્રીને વારંવાર નમસ્કાર કરું છું. હે પરમ, વંદનીય નમસ્કાર કરવા યોગ્ય પૂર્ણ યોગના અખંડ અધિકારી પરમ સુખદાતા આપ સમસ્ત જગતના સર્વોપરી સદ્દગુરુ હોઈ, તથા ચર અચર જગતના પરમેશ્વર આપ જ છો. એવા અકળ ગતિના ગુપ્ત મહિમાને જે કોઈ જન જાણે, તેને શ્રી પરમગુરુ તમો ધારણ કરીને આપના પરમપદને વિશે વસાવીને રાખો છો, મહાન સમર્થ શ્રી પરમ ગુરુદેવ આપ અનેક અકળ અતિ દિવ્ય ઐશ્વર્યતાવાળી વિભૂતિઓના પૂર્ણ પુરુષ હોઈ, સર્વોપરી શ્રીમંત છો. તમારું અખંડ અલૌકિક કૈવલજ્ઞાન સર્વેને મુક્ત કરવાવાળું મહાન સળંગ સુત્રવત સર્વવ્યાપક છે.

નમામિ જગત ગુરુ જગ ઈશ, લહે મહિમા તેના ગુરુ ધીશ; ૧૨૨
શ્રીમંત કુવેર ગુરુ ચક્રવૃત્તિ, જ્ઞાન અમલ જુવે કોઈ નરતી. ૧૨૩

હે મહાન સમર્થ ? આપ સમસ્ત જગતના આદ્ય ગુરુ હોઈ, આપને હું મારા અંતર હંગના શુદ્ધ ભાવથી વારંવાર નમસ્કાર કરું છું. અહો ! હે કૈવલ મોક્ષ દાતા અનેક ઈશ્વરોનાં શિર આપ સર્વ સત્તાધીશ સર્વેશ્વર છો. જેથી આપની કરૂણાદષ્ટિએ જે કોઈ જન આપના અવર્ણનીય મહિમાને જાણી શકે. ધીશ એટલે તેને ધારણ કરી, તમો આપના સ્વધામમાં વસાવો છો. એવા આપ અમાપ અનુભવના અમલી ચકવેપતિ છો.

તે ચકવે જ્ઞાન ગતિરૂપ અમલના અમલી શ્રી પરમગુરૂ આપ ચક્રવૃત્તિ રાજા છો. તેથી ચક્રવૃત્તિના પેટામાં સગુણ, નિર્ગુણ સર્વે સિદ્ધાંતો સમાઈ જાય છે. આવા આપના પરમલક્ષ જ્ઞાન અમલને કોઈ મહાભાગ્યશાળી અધિકારી જન નરતી એટલે નિજપતિની આરતવાળો મનુષ્ય શુદ્ધ જાગ્રત થયેલો હોય. તે જ જ્ઞાન અમલને અંતર દષ્ટિએ જોઈ શકે છે.

અમલ મોટો જે પામે અધિકારી, તેની પ્રભુતા સબકું લાગે પ્યારી. ૧૨૪
ગુરુ શિર છત્ર બિરાજે જેને, દમે કેમ કાળ માયા જગ તેને. ૧૨૫.

અંતર દષ્ટિથી જોનાર ખટ સંપત્તિનો અધિકારી પરમગુરુ દેવના મહાન મોટા પરમ શ્રેષ્ઠ જ્ઞાન અમલને પ્રાપ્ત કરી શકે છે. તે જ્ઞાનગતિનો વેગ વિજળીના ઝબકારા જેવો હોઈ, અસંખ્ય લોકના ભોગોની વાસનાને ભેદી, એક ક્ષણ માત્રમાં નિજપદમાં પહોંચાડી દે છે. ત્યારે નિજપતિની સાથે અખંડ એકતાવાળો થવાથી તેની અંતર દષ્ટિમાં અતિ ઉગ્ર અનુભવ પ્રગટ થાય છે. તે અનુભવીનો શ્રેષ્ઠ મત અંશ અંશીના ભાવવાળો હોવાથી સર્વેને સુખી કરનાર છે. ઉપર જણાવેલા જ્ઞાન અમલનો અધિકારી દેહાતિત વર્તનવાળો હોઈ વિદેહાનંદ અનુભવે છે. તેમની પ્રભુતા જગતભરના લોકોને અતિપ્રિય લાગતી હોઈ, તેના શીર પર પરમદયાળુ પરમગુરુ દેવ છત્રરૂપે કાયમ બીરાજે છે. તેને કાળ, માયા કે જગત કોઈ દુઃખ દઈ શકતા નથી. કેમ કરીને દઈ શકે ? જેનાં શિર ઉપર સમર્થ સદ્‌ગુરુની પૂર્ણ મહેર છે. એને કોણ સતાવી શકે તેમ છે. (જેમ કોઈ મનુષ્ય ઉપર રાજાની દષ્ટિ હોય તે મનુષ્યને દેશ પૈકીનો કોઈપણ વ્યક્તિ ડરાવી શકતો નથી.) એ ન્યાયે પરમગુરુની કૃપાદષ્ટિમાં વસેલા અધિકારી જનની હકકીત જાણવી.

પિડે ન પિત્રુ યક્ષ દાનવ દેવ, સાચો પરમગુરુ સાથે અહંમેવ; ૧૨૬
રાજા રંક ભૂત પિશાચ સમેત, નવગ્રહ આદ્ય પનોતિ સહેત. ૧૨૭

જેના અંતર હૃદયનો પરમગુરુ સાથે પૂર્ણ શુદ્ધભાવ છે, તે પરમગુરુને એક ક્ષણ માત્ર પણ વિસરતો નથી. તેનું રક્ષણ શ્રી પરમગુરુ દેવ કરે છે. તેથી પિત્રુઓ પિડી શકતા નથી. તેમજ યક્ષ, રાક્ષસ કે કોઈ પણ દેવ રાજા રંક ભુત પિશાચ અને નવગ્રહોની આદ્ય લઈ, પનોતી સહિત દુઃખ દેવાની દૃષ્ટિએ સામું જોઈ શકતા નથી. પણ તેઓ ગુરુભક્તિના પ્રતાપથી પ્રભાવિત થઈ, ગુરુજનના સામું સેવાભાવની દૃષ્ટિએ જુએ છે. એવો ગુરુભક્તિનો શ્રેષ્ઠ પ્રતાપ છે.

ગુરુ રીઝમાં સુખ સંપત સર્વ, વિમૂખિ વિરોધી પામે ટળે ગર્વ; ૧૨૮
જેનું મદસુદન નામ કહાવે, ચઢ્યો મદ એકુ ન ગુરુ રહાવે. ૧૨૯

જેના ઉપર પરમગુરુની રીઝ થઈ છે, તેને સર્વ પ્રકારની સમૃદ્ધિ અનાયાસે સહેજે આવી મળે છે. એવા ગુરુ ઉપાસી જનના સખત વિરોધી ગુરુના વચનની અવગણના કરનાર ગુરુ સંત સાથેનો વિયોગ પડાવતા હોઈ, એવા અધમ મહાપાપી જનને પરમગુરૂ કરેલા ગુનાઓની શિક્ષા ભુક્તમાન કરાવે છે તેથી આ સંસારમાં મહાદુઃખ પામી છેવટે મિથ્યાભિમાનને છોડી દઈ પોતાનાથી થયેલી ભૂલોનું પ્રાયશ્ચિત્ત કરે છે ત્યારે તેને પરમગુરૂ શરણમાં લે છે. એવા જે પરમ દયાળુ પરમ કૃપાનિધિ શ્રી પરમ ગુરૂદેવનું મહાન મંગલ સ્વરૂપ કરૂણામય છે, જેનું પરમ પવિત્ર પાવનકારી અલૌકિક નામ જીવમાત્રના મદને છેદી નાંખી સર્વે પાપને હણી લઈ પવિત્ર કરનાર હોવાથી ભગવાન કરૂણાસાગરને મધુસૂદન કહે છે માટે જે કોઈ આ ભવમાં ભૂલેલા અંશ પરમ ગુરુને શરણે આવે તો નિજલક્ષ લખાવી, દેહોસ્મિના ચઢેલા સર્વ મદને ઉતારી નિર્મળ કરે છે.

ગુરુ સામ્રથ શ્રીમંત કુવેર, નારણદાસ લહ્યો એ નવેર; ૧૩૦
જોયું નરણે કરી આ જુગ માંહી, ગુરુ વિના સત્ય પદારથ નાંહી. ૧૩૧

તે પરમદયાળુ સર્વથી શ્રેષ્ઠ, મહાન સમર્થ સદ્‌ગુરુ સુજાણ-જાણ સ્વરૂપે હોઈ, સર્વ અંશો ઉપર કરૂણા કરી સ્વજાતિનો સાચો સંબંધ કરાવવાના હેતુથી, આ જગતમાં શ્રીમંત કુવેર સ્વામીના નામથી પ્રગટ થયા છે. પુજ્યશ્રી નરવેદ સાગર

મહારાજ કહે છે કે ભગવાન કરુણાસાગરની કૃપાથી ન્યાય સહિત નિજલક્ષ દ્વારા સારાસાર ને યથાર્થ જાણીને જડ ચૈતનનો નીવેડો કરી શકયો છું. તેથી સમસ્ત જગતના વિશે વ્યાપક ગતિના અનુભવ વિવેકથી, સૂક્ષ્મ દૃષ્ટિએ તપાસી નિર્ણય કરી જોતાં જણાયુ કે, સમર્થ પરમગુરૂ વિના કોઈ પણ પદાર્થ નિત્ય કે સત્ય નથી. કારણ કે સર્વ પદાર્થો અંતવાળા હોઈ નાશ પામે છે. ત્યારે ગુરુપદ અનંત અને અપાર હોવાથી સત્ય સ્વરૂપે અવિનાશી અને અખંડ રહે છે.

એવું સત્ય જાણે માણે સુખ માતુ, ગમે ન તેને વિષયાનંદ નાતુ; ૧૩૨
સાચો સબંધ સદા ગુરુ જોડે, કરે જગ આડ્ય તેનું મન મોડે. ૧૩૩

સત્ય તો એક પરમગુરૂ દેવનું અવિનાશી સ્વરૂપ સદા સદોદિત છે. જે સર્વ અંશોના સાક્ષી હોઈ, સગુણ નિર્ગુણના આદિ કારણરૂપ અલગના અલગને સલંગના સલંગ હોવા છતાં પોતાના મૂળ પદમાં અવિગત અદ્વૈત સ્વરૂપે અચળ રહે છે. એ પરમગુરૂનું સત્ય પદ ચૈતન ચિદ્દરૂપે સમસ્ત જગતના ચર અચર ઘાટોમાં વ્યાપી રહ્યું છે. તે સુજાણ ગુરુપદને કોઈક વિરલ જન ગુરુગમ દ્વારા જાણીને ગુરુના નિત્ય પરમપદની મોજ માણતો હોય, તેમાં મસ્ત બની જાય છે. જેથી એવા ગુરુ ઉપાસીજનને આ લોકમાં કે પરલોકમાં પ્રકૃતિ સંબંધના ભોગોનો આનંદ લેશ માત્ર તેને રૂચનો નથી. તેથી અહોનિશ ઉદાસ રહે છે. તે અંશ પરમ દયાળુ પરમગુરૂ દેવનો શરણાંગત થયો હોવાથી, તેને મહા પ્રભુ કરૂણાસાગર ગતિ આપીને સકર્તા સાથે સાચો સંબંધ સદેહે જોડાવી આપે છે, એવા પરમવિદેહી દશાના અંશો ને ગુરુગમના રસ્તે ચાલતા હોઈ પણ જગતના જીવ અંતરાય કરે તો, શ્રી પરમગુરૂ કટાક્ષદૃષ્ટિથી તેના મનને ફેરવી અંતરાય કરતાં અટકાવે છે.

એવો શુરવીર ડગે કેમ દેખી, શ્રીમંત કુવેર શરણ લીયો પેખી; ૧૩૪
ડરે કેમ કેસરી બાલ કરાલ, ભગે જુથ કુંજર મહા વિકરાળ. ૧૩૫

એવો જે શુરવીર નિજપદનો અધિકારી, જે સદ્દગુરુની કૃપાથી સત્યધર્મના હથિયારોથી સજ્જ થઈ, દુર્ગુણો રૂપી દુશ્મનોનું દળ જીતી લીધું છે, એવો મહાન સુભટ શુરવીર ભક્તિના માર્ગમાં જગતનું કોઈપણ આવરણ આવવા છતાં ડગતો નથી. તે ડગે શાનો ? જેણે મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીનું સાચું ચરણ પારખી લીધું છે. જેથી તેનું સર્વ પ્રકારે રક્ષણ શ્રી પરમગુરૂ દેવ કરે છે. દૃષ્ટાંતે જેમ કેસરી કહેતાં સિંહનો બાળ

વનના વિશે રહે છે. પણ બીજા પશુઓને જોઈને ગભરાઈને નાસી જતો નથી. તે કેમ કરીને ગભરાય. પોતે સિંહનો બાળક હોવાથી સિંહણનું દૂધ પીને ઉછરેલો છે. તેના કઠિન કરડાઈભર્યા ભયંકર ગર્જનાના અવાજો સાંભળીને, વિકરાળ હાથીઓના ટોળેટોળા ભય પામીને દૂર નાસી જાય છે. છતાં ધીરજ ધરી શકતાં નથી. એ ન્યાયે મહાન સમર્થ સદ્‌ગુરૂરૂપી સિંહનો બાળક જ્ઞાનભક્તિરસનું પાન કરી, ગુરુગમ જ્ઞાનગતિની પ્રભુતાને પામેલો હોવાથી, બીજા અનેક પંથ પ્રતિવાદીઓના પ્રશ્નોથી ડરતો નથી. તે ડરે શાનો ? પરમગુરુ દેવની પરમ પ્રેરણાથી તેના ઉગ્ર અનુભવની અગમવાણીનો ભયંકર ટહંકાર સાંભળીને, સગુણ નિર્ગુણના મત પંથવાદીઓ રૂપી હાથીઓના ટોળા દૂર ભાગી જાય છે. એવા મહાન સમર્થ પરમગુરૂના અલૌકિક કૈવલજ્ઞાન ગતિનું પોષણ પામેલો હોઈ, તે પરમગુરૂના વચનોની યોગ્યતાને ડગલે ને પગલે ભૂલતો નથી.

પોખે પ્રતાપ ગુરુ જેહી વિત્ત, રહે નુગરો જગમાં નિર્વિત; ૧૩૬
ધરે શણગાર કન્યા જે કુંવારી, શોભા સુખ નહિ બિનુ ભરથારી. ૧૩૭

ઉપર જણાવ્યા પ્રમાણે મહાન સમર્થ, પરમ પ્રતાપવાન પરમગુરુ, સર્વ શ્રેષ્ઠ જ્ઞાનગતિનું પોષણ કરવા છતાં અધોદ્દષ્ટિના જીવ ગ્રહણ નહિ કરી શકવાને કારણે, આ જગતમાં 'નૂગરા' એટલે નિજઘર વિનાના નિર્વિત કહેતા ગુરુજ્ઞાન સમૃદ્ધિ વિના, જ્યાં ને ત્યાં ભટકે છે. દૃષ્ટાંતે; જેમ કુંવારી કન્યા સોળે શણગાર સજે, છતાં પણ પતિ વિનાની શોભા ન્યાયની દૃષ્ટિએ યોગ્ય ગણાય નહિ. તેમજ શણગાર સજવાનો મતલબ પતિના મનને ખુશ કરવાનો હોય છે. પણ પતિ વિનાની કન્યા શણગાર સજીને કોને ખુશ કરશે ? જેથી ભરથાર વિનાની ભામિની પતિના અંગત સુખનો આનંદ તે કદાપિ પામી શકતી નથી. એવી રીતે સાચા સદ્‌ગુરુ વિના ભક્તજનો ભક્તિનો શણગાર સજી સેવા, પૂજા કે ઉપાસના, તેમજ સ્મરણ કે ધ્યાન, ગુરુધર્મના નીતિનિયમ વિરૂદ્ધ હોય તેનું ફળ મળવું અસંભવિત છે. કારણ કે અંતરલક્ષની ઉપાસના વિના, જડ ઉપાસના કરવાથી નિજ ચૈતન અંશને પતિનું સાચું સુખ મળતું નથી.

કીયા ઉદે અંશ પતિ તેહી જાણો, મિલે તેહી લક્ષ ગુરુ પરમાણો; ૧૩૮
ગુરુ તે કર્તામાં નહિ ફેરફારી, શ્રીમંત કુવેર કી જ્યોં બલિહારી. ૧૩૯
નારણદાસ ચરણ ચિત્ત લાગું, ઈચ્છા પદ રજ ભક્તિપદ માગું. ૧૪૦

સર્વ અંશોનો ઉદય જેણે કર્યો છે, તે સકર્તા સર્જનહાર પોતે સર્વ અંશોના સ્વજાતી પરમપતિ હોવાથી, તે નિજપતિની સાથે એકતા કરવાનો અલૌકિક અંતરલક્ષ, સજાણ સર્વજ્ઞ પરમગુરૂથી જ મળે છે. તે સર્વે અંશોના સાચા સદ્‌ગુરુરૂપ પરમ અર્થનું કાર્ય પૂર્ણ કરનાર, સર્વજ્ઞ કૃપાનિધિ પરમગુરૂ પરમદયાળુ ભગવાન કરૂણાસાગર છે. ગુરુને કર્તામાં નહિ ફેરફારી એટલે ગુરૂ અને કર્તા વચ્ચે જરાય જુદાપણું નથી. જેમ કારણ અને કાર્ય એમ બે નામ પડે છે. પણ ખરું જોતાં કારણથી કાર્ય ભિન્ન રહી શકતું નથી. સિદ્ધાંત : સકર્તા સતકૈવલની અંતરવૃત્તિના આદિકારણથી જે દ્વૈત ઉમંગે કરી, બાજવૃત્તિનો પ્રાદુર્ભાવ થયો, તે અંતરબાજવૃત્તિની એકતાએ મહદ ચૈતન સોહંગ લહેર ઉત્પન્ન થઈ, જેમાં અનેક વિભૂતિઓ સમાયેલી હોવાથી, તેનું નામ ભગવાન કરૂણાસાગર પડેલું છે. પરંતુ સકર્તાની અંતરવૃત્તિના કારણથી કાર્યરૂપ બાજવૃત્તિ અલગ નથી. મૂળ કૈવલ અને પરમવિત્ત પરમગુરુ એકમેક છે. જેમ ઘી અને ઘીમાં રહેલો સ્વાદ એમ, નામ સંકેતો બે છે. પણ વસ્તુતાએ એક જ છે. એ ન્યાયે નિજકર્તા અને પરમગુરૂ નામ વિશેષણની દૃષ્ટિએ બે મનાય છે. પરંતુ નામીપદને ન્યાય સહિત, લક્ષ અનુભવથી નિહાળીને જોતાં, નામ વિશેષણ સંભવતું નથી, છતાં અનામી અલખપંદને જગતના જીવોને સમજાવવાના હેતુથી, નામનું વિશેષણ લગાડી, વાણી દ્વારા વર્ણન કરવાની ફરજ પડેલી છે. તેમજ એ અલૌકિક ઘટનાની ખૂબી પરમદયાળુ પરમગુરુ ભગવાન કરૂણાસાગરે, જગત જીવોના હિતાર્થે કરેલી છે. તે મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામીની બલિહારી છે. જેણે આપણા ઉપર અનંત દયાદૃષ્ટિ કરીને ભ્રાંતિઓથી ભરેલા સર્વ પ્રકારના સંશયો મટાડી મુક્ત કર્યા છે. પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્યશ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે, મહાન સમર્થ પરમદયાળુ પરમગુરૂના ચરણમાં મારું ચિત્ત જોડીને, યાચના કરી ચરણરજ અને ગુરુની અનિન ભક્તિનો યોગ્ય અધિકાર માંગી લીધો છે.




મહેર કરી મોઈ દીજીયે; સેવા સમરણ ધ્યાન;
યશ ગાવા અનુભવ ગતિ, કરું પતિ પરમ અવિલાન. ૧૪૧

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ, ભગવાન કરૂણાસાગરને અરજ કરતાં કહે છે કે હે પરમદયાળુ ! આપના ચરણકમળની શુભ સેવા, તેમજ આપના પરમ પવિત્ર અલૌકિક નામનું સ્મરણ અને આપની મહામંગળ મૂર્તિના લક્ષ ધ્યાન દ્વારા આપના યશ ગાવા, અનુભવ ગતિ બક્ષિસ કરો, જેથી નિજપતિ પદનું સરળતાથી અવલોકન કરી શકું.

પરમ ગુરુ કે શરણ કે, મહિમા અપરંપાર;
શારદ શેષ ન કહી શકે, કેસો રહે ઈતબાર. ૧૪૨

શ્રી પરમગુરુ દેવના નિત્ય વ્યાપક સ્વરૂપના શરણનો મહિમા, અપરંપાર હોવાથી, વર્ણન કરવા સંબંધી મને વિશ્વાસ કેમ રહી શકે ? કારણ કે તે મન વાણી દ્વારા વર્ણન કરીને પાર પામી શકાય તેમ નથી. જેને સરસ્વતી અને શેષ નારાયણ જેવા પણ કહી શકવા અસમર્થ છે.

વાર પાર જાકો નહિ, ગુણ ગતિ દધિ સમતોલ;
ચિડીયા ચંચ ભરી રહે, સાગર સમતમ છોલ. ૧૪૩

જે પરમગુરૂનું ચૈતન ચિદસ્વરૂપ, વારપાર વિનાનું હોઈ જેનો પાર પામી શકાય તેમ નથી. તે પરમગુરૂના અપાર કરૂણામય સ્વરૂપની ગુણ ગતિ, દધિ એટલે સમુદ્ર સમાન છે.

દૃષ્ટાંતે : જેમ ચિડીયા કહેતા ઘણા પક્ષીઓ સમુદ્રમાંથી ચાંચ ભરી પાણી પીએ છતાં સમુદ્રમાં કંઈ ઓછું થતું નથી, પણ સમુદ્ર જેમ છે તેમ અખૂટ ભરપૂર ભરેલો રહે છે.

દધિ સમતમ ગુરુ ગતિ, મમ મતિ અલ્પ અજાણ;
મહા પતિતકુ પાવન કરો, શ્રીગુરુ પરમ સુજાણ. ૧૪૪

ઉપર જણાવ્યા પ્રમાણે પરમગુરૂ દેવ ગુણગતિના સાગર છે. જેમાં અનેક પક્ષીઓ રૂપી અંશ આવીને જ્ઞાન ગુણગતિનું પાન કરે, છતાં ગુણ કે ગતિ ઘટી નહિ જતાં સાગરની જેમ પૂર્ણ અખૂટ રહે છે. માટે હે પરમ કૃપાવંત પરમગુરૂ દેવ ! આપની ગતિ સમુદ્ર સમાન હોવાથી મારી બુદ્ધિ પક્ષીના જેવી અલ્પજ્ઞ અને અજાણ હોઈ, કંઈ જાણી શકતો નથી.

તેથી પતિત કહેતાં હું મહાન પાપી હોવાથી હે પરમ વિભૂતિવાન, પરમગુરૂ, પરમદયાળુ, આપ સુજાણ જાણ સ્વરૂપે હોઈ, મને પાપ રહિત પવિત્ર કરો.

સજાણ શરણ આવી પડ્યો, નારણદાસ અતિ દીન;
પ્રૌઢ પરમગુરૂ જાણ કે, ગ્રહી શરણ રહ્યો લોલીન. ૧૪૫

પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ અતિ ગરીબીપૂર્વક ભગવાન કરૂણાસાગરને વિનંતી કરતાં કહે છે કે, હે પરમગુરુ ! આપ પ્રાણીમાત્રના રોમેરોમ અને રગેરગની હકીકતને જાણનાર સર્વજ્ઞ સજાણ પુરુષ હોવાથી, પ્રૌઢ એટલે આપને મહા વિશાળ ગતિવાળા જાણી, હે પરમગુરુ આપનું શરણ ગ્રહણ કરી લોલીન એટલે તદ્‌વત થઈ રહ્યો છું.

અખીલાનંદ સુખ શરણ કે, માણે તેહી સંત સજાણ;
નારણદાસ શરણાંગત રહે, દઢ દેઈ તન મન પ્રાણ. ૧૪૬

અખિલ આનંદનું જે સુખ મહાન સમર્થ પરમદયાળુ પરમગુરુના શરણમાં હોઈ, તે સુખ અંતર લક્ષના હિમાયતી સંત સજ્જનો નિશંકપણે ભોગવે છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મારા તન મન સોંપી દઈને હું દઢતાપૂર્વક શ્રી પરમગુરુ દેવનો શરણાંગત થઈ રહ્યો છું.

ગુરુ મહિમા મુખસે પઢે, પ્રાતઃસમે કરે પાઠ;
અનંત જન્મ અઘ સંશય કો, સબકો ઘાલે ઘાટ. ૧૪૭

ગુરુનો મહિમા અગમ અગોચર હોઈ અકથ્ય છે. તે ગુરુના અદ્‌ભુત મહિમાને પ્રાતઃ સમય કહેતાં રતયુક્ત પરાના ઘરમાં સુરતાને સમ કરી, ગુરુગમ દ્વારા અતિ ઉજાગ્રતપણે અંશની નિજ દષ્ટિ રૂપી મુખે, ગુરુના મહિમાને અતિ શુદ્ધભાવે ભણવો, જેથી પરમગુરૂના જ્ઞાનકિરણનો પ્રકાશ પડશે. તેથી અનંત જન્મના પાપ સહિત અજ્ઞાનયુક્ત સંશયોના ઘાટ જડ ગ્રંથીથી બંધાયેલા હોય તે સર્વ પીગળી જશે. (જેમ ઠંડીના યોગે પાણીનો બરફ જામે છે તે સૂર્યના કિરણો પડતાં ઓગળી જાય છે એમ જાણવું.)

મનન કરે મધ્યાન સે, અર્થ વિચારે જેહ;
તીનકો કેવલ મોક્ષકો, યામે નહિ સંદેહ. ૧૪૮

આત્મગતિના ઉદયની પૂર્ણ સ્થિતિને મધ્યાંન કહે છે. જે ચિદ્‌ના ઘરમાંથી ઉઠેલો ઓહંગ રૂપ અજંપો, પાછો વળી તે જ ઘરમાં સમાય છે. ત્યારે અંશની દષ્ટિમાં કોઈ તત્ત્વ પદાર્થની વાસનાનું આવરણ રહી શકતું નથી. જેથી અંશની દષ્ટિ અતિ નિર્મળ થવાથી પરમગુરૂના આશયને ઉરમાં ધારણ કરી, અંશ-અંશીપદના પરમ અર્થને અંતરહંગમાં અનુભવી, મનનપૂર્વક જે વિચાર કરી શકશે તેને પ્રત્યક્ષ કૈવલમોક્ષ મળે છે, એમાં કોઈ જાતનો સંશય નથી.

સંધ્યા સમયે એહી પાઠકું, સુણે સુણાવે જે અર્થ;
ઉપાસક હોય ગુરુ તણા, પામે અનુભવ ગ્રથ. ૧૪૯

સંધ્યા એટલે ઓહંગ સોહંગની સંધિને સંધ્યા કહે છે. પરંતુ ઓહંગ અને સોહંગની વચ્ચે જે વિજાતિ આવરણ રહેલું છે, તે અંશના અલ્પજ્ઞ હંગને અંતરાય કરતું હોવાથી, કર્તાના સર્વજ્ઞ હંગની સાથે એકતા થવા દેતું નથી. તે કારણને લઈ અંશને અલ્પજ્ઞ હંગમાં શુદ્ધ જાગ્રત રહી, એહી પાઠકો એટલે પરમગુરૂના સુજાણ જાણ સ્વજાતી સ્વરૂપનું અતિ આરતપૂર્વક લક્ષ ભજન કરવું. તે લક્ષ ભજનના પ્રતાપથી પરમગુરૂની કરૂણાએ વિજાતીય આવરણ વિલાસઈ જતાં, હંગેહંગની એકતા થઈ શકશે. એ ગુરૂ લક્ષના પરમ અર્થને સદ્‌ગુરુ પાસેથી યથાર્થ સાંભળીને ગ્રહણ કરી, નિજપતિના પદને પામવાની આરતવાળા અધિકારી જન હોય, તેને સંભળાવવું. એ વિધિ પ્રમાણે અલૌકિક રહેણીમાં રહીને જો પરમગુરૂની શુદ્ધ અંતર ઉપાસના કરે તો, ગ્રથ એટલે કૈવલજ્ઞાન અનુભવ પ્રાપ્ત કરી, પરમાનંદનું સાચું સુખ ભોગવી શકે છે.

અષ્ટ સિદ્ધિ નવ નિધિ સબે, સુખ સંપત સબ સાજ;
ગુરુ ઉપાસનામાં સબે, પામે અનુભવ રાજ. ૧૫૦

મહાન સમર્થ પરમગુરૂ દેવના લક્ષ ભજનમાં આઠે પહોર અતિ ઉજાગ્રત રહેનાર, સંત સજ્જનોને અષ્ટસિદ્ધિ નવનિધિની આદ્ય લઈ, સર્વ પ્રકારની સંપત્તિનું સુખ મળે છે. તેમજ પરમગુરૂની ઉપાસના કરતા સગુણ નિર્ગુણ તથા આપનપુ અને પતિપદનું અલૌકિક જ્ઞાન થાય છે. જેથી વ્યાપક અનુભવ ગતિનું રાજ તેને બક્ષિસ મળે છે.

તેહી દાતા ગુરુ પરમહી, શ્રીમંત કુવેર સત્‌નામ;
નારણદાસ નિર્ભય ભયે, ગ્રહી ચરણ વિશ્રામ. ૧૫૧

ઉપર દર્શાવ્યા પ્રમાણે લૌકિક, અલૌકિક સુખ તેમજ અમાપ અનુભવ ગતિનું રાજ આપનાર, તે દાતા પરમદયાળુ પરમકૃપાનિધિ, પરમગુરૂદેવ છે. તેમનું અસલ સ્વરૂપ સોહંગ બ્રહ્મની પાર જે મહાદ નિજ ચૈતન હોય, તેને જ સતનામ વિશેષણ લાગે છે. એ કૈવલ કર્તાનું સર્વજ્ઞ અંતરહંગ સજાણ જાણ સ્વરૂપ હોવાથી, તેમણે અસીમ કૃપા કરી સર્વ અંશોને પરમલક્ષ જણાવવાના હેતુથી, સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થઈ, પોતાના મૂળ ઘરની અગમ્ય ગતિને સુગમ રીતે જગતમાં જાહેર જણાવી ગયા છે. પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે તે મહાન સમર્થ પ્રભુનું સજાણ શરણ ગ્રહણ કરીને અખંડ વિશ્રામ લઈ હું નિર્ભય થયો છું.

## ભગવાન કરૂણાસાગર રચિત

## અવિનાશી પદ : ૧

મેં અવિનાશી ઉપાસી હો સંતો, મેં અવિનાશી ઉપાસી;
ગતિ અગમ અગાધ લખાસી, હો સંતો મે અવિનાશી ઉપાસી. ૧

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમકૃપાનિધિ, ભગવાન કરૂણાસાગર કહે છે કે, હે સગુણ-નિર્ગુણના ઉપાસક સંતો ! મારો સકર્તા સિદ્ધાંત તમારા બન્ને પક્ષોથી પર આવેલો છે. તે અવિનાશી સનાતન સકર્તાપતિની મહાદ સુજાણ-જાણ સર્વજ્ઞ ગતિ, એ મારું સત્ય સ્વરૂપ હોઈ, તે પરમ અલૌકિક સકર્તાના નિજ સ્વરૂપના પરમાનંદમાં કાયમ એકમેક તદ્દ્વત્ રહું છું. તે જ મારી શુદ્ધ ઉપાસના છે. એ પરમપતિ અગણિત અંશોનો ઉદય કરનાર સ્વયં સાક્ષી હોવાથી, ત્યાં કોઈની પણ ગમ પહોંચી શકતી નથી. તે અગાધ ગતિનો લક્ષ લખાસી એટલે ઓળખાવીને જણાવું છું.

જપ તપ તીરથ વ્રત વેદોગત; સાધન સિદ્ધ અધ્યાસી;
સુરત નૂરત ધરી લગન લગાવે, તો તીન લોક પદ પાસી. હો સંતો. ૨

હે જ્ઞાનદર્શી સંતજનો ! તમે કહો છો કે અમે પોતે બ્રહ્મરૂપ છીએ. ત્યારે બીજી બાજુ વેદવચન અનુસાર જપ, તપ, તીર્થ અને વ્રતની આધ લઈ અધ્યાસ રાખી, જડ ઉપાસનાનું સાધન સાધી સિદ્ધ થવા પુરુષાર્થ કરો છો. તો શું બ્રહ્મમાં કંઈ કરવાપણાનો

કે થવાપણાનો ગુણ સંભવે છે ખરો ? તમારા બોલવા પ્રમાણે વિચારી જોતાં ખરેખર સત્ય બ્રહ્મને તમે જાણતાં જ નથી. તેથી તમો સુરત નૂરતની એકતા કરી, જેના લક્ષની લગની લગાવો છો તે ત્રણ ગુણના દેવોનું ધ્યાન હોઈ, દેહના અંતે તમો બ્રહ્મલોક વૈકુંઠ કે કૈલાસને જ પામી શકો છો. પરંતુ હું કોણ ? અને મારો કર્તા કોણ ? તે તમો જાણી શક્યા નથી.

**દશ અવતાર ધરે ધરણી પર, દ્વૈમાંહી અમલ જમાસી;**
**નામ રહે રૂપ રહે ન ના પાવે, અંતકાલ ગયે નાશી; હો સંતો. ૩**

હે સગુણ મતના સાત્વિક સંતો ! વિષ્ણુના જે દશ અવતાર આ પૃથ્વી ઉપર થયા તેને તમો જગતકર્તા માની કલ્યાણની આશાએ ઉપાસના કરો છો. પરંતુ તમો ન્યાય સહિત વિવેકબુદ્ધિએ નિર્ણય કરી જોશો તો તમને જણાશે કે, આઠ અવતાર અલ્પ કાર્ય કરવા માટે થયેલા છે. બાકીના રામ અને કૃષ્ણ બંનેના દેહ પ્રત્યક્ષ રહ્યા ત્યાં સુધી તેમનો અમલ ચાલેલો છે. જ્યારે તેઓના દેહનો અંતકાળ આવ્યો ત્યારે ક્ષણવાર પણ રહી શકયા નથી. ફકત લેવા પૂરતું નામ જ રહ્યું છે. (જે નામીનું આપણે નામ લઈએ છીએ, તે નામીના ઠેકાણાની ખબર ન હોય તો તેમના ઉપાસકોની પ્રાર્થના, પહોંચી શકશે કે કેમ એ વિચારવા જેવું છે. આ માન્યતા અંધશ્રદ્ધાળુઓની જાણવી.)

**પૃથ્વી તેજ પવન નભ પાણી, અતિ પરલંત વિલાસી;**
**ચૌદલોક હે ઉનકી ભીતર, ઉનકી હે જુઠી આશી, હો સંતો. ૪**

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને આકાશ આ પંચ મહાભૂતોના વિશે ચૌદ લોકનો વસવાટ છે. જ્યાં સુધી પંચતત્ત્વોનો પસારો છે, ત્યાં સુધી પ્રકૃતિનું સામ્રાજ્ય વ્યાપી રહેલું છે. પરંતુ ખરું જોતાં આ પંચભૂતના શરીરો પ્રકૃતિથી જતમત રહેલા છે. એ કારણને લઈ પાંચે તત્ત્વોના દેહોમાં વસનાર સામાન્ય ગતિના કે વિશેષગતિના અંશો, ભક્તિ યોગ કે ધ્યાન જે કંઈ કરી રહ્યા છે તે સર્વ માયાની ઉપાસના છે. આ બધી રમતને રમાડનાર માયા જીવના પડખે રહી ખેલ ખેલાવે છે. છતાં અત્યાર સુધી એવો કોઈ જ્ઞાની થયો નથી કે માયાના ખરા સ્વરૂપને ઓળખીને ઓળખાવી શકે. તેથી સગુણની ઉપાસના કરે છે, પરંતુ પાંચ તત્ત્વોનો વિલાસ પ્રલયકાળ આવતાં નાશ પામે છે. ત્યારે પૃથ્વી પાણીમાં, પાણી અગ્નિમાં, અગ્નિ વાયુમાં, વાયુ આકાશમાં, ગત આકાશ અવિગત આકાશમાં એમ ઉત્તરોત્તર લીન પામી અરૂપ થઈ જાય છે. ત્યારે ચૌદ લોકનું નામ કે નિશાન રહેવા પામતું

નથી. તો જે ફળની આશાએ તમો ઉપાસના કરી રહ્યા છો, એ ઈષ્ટ દેવો અનિત્ય હોવાથી, અવધિકાળે નાશ પામશે ત્યારે તમો નિરાશ થઈને પસ્તાશો.

હાડ માંસ રગ લોહ ન ચર્મ, એસી હે દેહ હમાસી;
સોહંગ સાહેબ નામ હમેરા, નિજ કૈવલ પદ વાસી. હો સંતો. ૫

મહાન સમર્થ પરમગુરૂદેવ કહે છે કે, હે સંતો ! તમે મને પ્રતિવાદી તરીકે એમ પ્રશ્ન કરો કે તમે કોણ ? અને કેવા છો ? તેમજ તમે કોના લક્ષની ઉપાસના બતાવો છો ? તે અમને સમજાવો.

ઉત્તર : ભગવાન કરૂણાસાગર કહે છે કે, મારું સર્વવ્યાપક રૂપ કે જે હાડ, માંસ, રૂદ્ર કે ચર્મવાળું નથી. પરંતુ મારો નિજ દેહ તે સોહંગ સ્વરૂપ હોઈ, જેનો સંબંધ સકર્તાપતિ સાથે અખંડ રહેલો છે. હું પોતે સકર્તાપતિનો સજાણ સર્વજ્ઞ મહાદ અંશ છું. તે અંશની ચૈતન દૃષ્ટિનો ભાસ પડતા પ્રકાશ બ્રહ્મમાંથી ચૈતન સોહંગ લહેર ઉઠી છે. તે સોહંગ બ્રહ્મના જીવનથી અગણિત બ્રહ્માંડોમાં વસતા લોકો જીવતા જાગતા રહેલા છે. તે જ મારું કરૂણાસાગર સ્વરૂપ હોઈ, સોહંગ સાહેબ નામથી ઓળખાઉં છું. પરંતુ મારું નિજસ્વરૂપ કૈવલકર્તાનાં અદ્વૈત સ્વરૂપમાં એક-મેક રહેતું હોય, અખંડપણે કૈવલધામમાં વસું છું.

બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર દેવા, જેણે આ સૃષ્ટિ પ્રકાશી;
મહંમાયા કા એક દિવસ મેં, અનેક બેર મરજાસી. હો સંતો. ૬

હે સગુણ મતના સંતો ! તમો જગતના પરમેશ્વરને સગુણ શરીરધારી કર્તા માનીને ઉપાસના કરો છો. તે ત્રણ ગુણની વિશેષ વિભૂતિવાળા દેવો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ હોઈ, જેની મારફતે આ સૃષ્ટિનો પસારો થયો છે. તે ત્રણેય આદ્ય શક્તિ મહંમાયાના પુત્રો છે. તેઓ પણ ફરી ફરીને દેહ ધારણ કરતા હોવાથી, તેઓ મહંમાયાના એક જ દિવસમાં અનેકવાર જન્મીને મરણ પામે છે. તથા તેઓની ઉપાસના અનિત્ય હોઈ, ઉપાસના કરનાર જીવને નિત્યપદ પ્રાપ્ત થતું નથી.

વિતે કલ્પ રહે શક્તિ તન, જ્યોતમે જાઈ મેલાસી;
ઐસે કલ્પ રહે સત્ જ્યોતિ, બ્રહ્મમેં જાઈ ભેલાસી. હો સંતો. ૭

ઉપર દર્શાવ્યા પ્રમાણે ગુણોની આદ્ય લઈ સમસ્ત જગતની જન્મદાતા આદ્યશક્તિ

મહંમાયા છે. તેના એક જ દિવસમાં બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવ અનેકવાર ઉદય પામી અસ્ત થાય છે. એવો શક્તિનો જે એક જ દિવસ, એ ગણત્રીએ ત્રીસ દિવસનો માસ, અને બાર માસનું એક વર્ષ, એવા એકસો વર્ષ પુરા થાય તેને એક કલ્પ કહેવામાં આવે છે. તે કલ્પ પૂરો થતાં શક્તિના આયુષ્યનો અંત આવી રહે છે. ત્યારે આદ્ય શક્તિ મહંમાયા જ્યોતિ નારાયણમાં લીન થઈ જાય છે. એ ન્યાયે ઉત્તરોત્તર સો કલ્પ પસાર થતાં જ્યોતિ નારાયણ(નિરંજન પુરુષ)નું આયુષ્ય પૂરું થવાથી વ્યાપક બ્રહ્મમાં સમાઈ જાય છે. તે વેળાએ મહાદ ખગાકાર શુન્યમાં એક અદ્વૈત સનાતન બ્રહ્મ પ્રકાશરૂપે રહે છે.

બ્રહ્મ ચિદાનંદ આનંદસિંધુ, જીનું કેવલ પ્રકાશી;
ઉઠત ઈચ્છ સૃષ્ટિ સબ ફોરત, સમતા સકલ સમાસી. હો સંતો. ૮

જે સનાતન બ્રહ્મ કેવલપતિના નિજ સ્વરૂપનો પરમ પ્રકાશ હોઈ, તે ચિદાનંદ સાગર મહદ અવિગત શૂન્યમાં સભરાભર ભરાઈને રહેલો છે. જ્યારે સકર્તા પતિને દ્વૈત ઉમંગની ઈચ્છા ઉત્પન્ન થાય છે. ત્યારે ચિદાનંદ સાગરમાંથી સૃષ્ટિ રચનાનો પ્રારંભ થાય છે. તે સંકલ્પનો વેગ પહોંચે ત્યાં સુધી સૃષ્ટિ રહે છે. જ્યારે સંકલ્પનો વેગ પૂરો થાય છે. ત્યારે સકર્તા સરજનહાર ઈચ્છાને લીન કરી સર્વે સૃષ્ટિને સમાવી લે છે.

આદૌ અંશવંશ હમ જાકે, અવધકાલ નહિ ખાસી;
નિજ ઘર સુરતા જઈ મમ લાગી, આન્યદેવ તે ઉદાસી. હો સંતો. ૯

સકર્તાપતિ, સર્જનહારના, જે મહાદ સજાણ, જાણ સર્વજ્ઞગતિના, પરમ કૃપાનિધિ, પ્રથમ પાટવી મહાદઅંશ પરમગુરૂ છે. નિજપતિને જ્યારે જ્યારે અચાનક ઉપજણ થાય છે, ત્યારે સૃષ્ટિનું સર્જન વિસર્જન મહાદઅંશ દ્વારા વખતોવખત થાય છે. તે મહાદઅંશ પરમપતિની સાથે અખંડ અદ્વૈતપણે એકમેક રહે છે. તેથી તેમને અવધિકાળ લાગી શકતો નથી. એવા આદ્ય અંતથી રહિત મહાદનિજ ચૈતનઅંશની, વ્યાપક દૃષ્ટિથી વ્યષ્ટિ સમષ્ટિ જીવન ભોગવે છે. તે દૃષ્ટિને ઉલટ કરી મહાન સમર્થ પરમગુરૂ પોતાના નિજઘરમાં સમાવી લે છે. ત્યારે બીજી એક એક કરુણાના અધિકારવાળા નાના મોટા અનંત બ્રહ્માંડોમાં વસતા દેવોની કરૂણાઓ, કરૂણેશની વ્યાપક કરૂણામાં સમેટાઈ જવાથી સર્વ દેવોના વિલાસીક ઉમંગોનો ભંગ થાય છે. તેથી દેવોનો અંતકાળ આવતાં ઉદાસ થઈ, જ્યાંથી ઉપજ્યા ત્યાં સમાઈ જાય છે.

હે કેવલ સદોદિત પુરણ, નિરાલંબ નિરાશી;
કાયમ સોઈ કુવેર કહે મમ, આદ્ય પુરુષ અવિનાશી. હો સંતો. ૧૦

ઉપર દર્શાવ્યા મુજબ અનાદિ સકર્તાપતિ સંકલ્પ સૃષ્ટિને લીન કર્યા બાદ, સદા સર્વદા અતિ પૂર્ણ સ્વરૂપાનંદના પરમ આનંદમાં, દ્વૈત ભાવ વિના અદ્વૈતરૂપે એકલા જ રહે છે. નિરાલંબ કહેતા આધાર કે ટેકા સિવાય, ઈચ્છા રહિત અમાપ શૂન્યના વિષે પોતાના મૂળ સ્વરૂપે અસંખ્યકાળ વિરામ લે છે, પરમ વિશેષ, પરમકૃપાનિધિ ભગવાન કરૂણાસાગર કહે છે કે, એવા જે મારા સકર્તાપતિ અચલ, અનાદિ, સ્વયં, સ્વતંત્ર હોઈ, તેમના સર્વજ્ઞ અંતર હંગ સ્વરૂપે હું કાયમ કેવલાકાર થઈ રહું છું.



## અવિનાશી પદ-૨



વા ઘર કાહુ ન જાન્યા, હો સંતો વા ઘર કાહુ ન જાન્યા;
નેતિ નિગમ પોકાર કહ્યાના, હો સંતો વા ઘર કાહુ ન જાન્યા. ૧

વા ઘર કહેતા મહદ શૂન્યના વિષે સકર્તાપતિનો પરમ પ્રકાશ સભરાભર ભરાઈને રહેલો છે. તેના મધ્યમાં નિજપતિનું અવિગત સિંહાસન આવેલું હોય તેના ઉપર કૈવલપતિ અચળપણે સદા-સદોદિત અખંડ બિરાજે છે. તે કૈવલધામના વિષે મુક્ત દશાના અંશો જ્યાં સુધી નિજપતિની દ્વૈત ઉપજણ પતિમાં સમાતી નથી ત્યાં સુધી નિવાસ કરીને નિજપતિના સનમુખ રહી પરમસુખ માણે છે. તે કૈવલધામને વા ઘર કહેવામાં આવે છે. એ કૈવલધામની નિગમ એટલે વેદે નેતિ પોકારી છે, તે અગમ અને અપાર હોવાથી અત્યાર સુધી કોઈ યથાર્થ જાણી શક્યું નથી.

વેદ કતેબ કુરાન પુરાના, તામે આ જગત ભૂલાના;
જન્મ મરણ ધોખે ઘર ખાયા, આતમા નહિ પહેચાના. હો સંતો. ૨

હિન્દુ સમાજના મુમુક્ષુ તત્ત્વજ્ઞાનના જિજ્ઞાસુ અને તત્ત્વજ્ઞાન રહિત, ભગવાનની ભક્તિમાં શ્રદ્ધા રાખી બાહ્ય ઉપાસના કરવાવાળા, વેદો અને પુરાણોના કહેવા મુજબ જડ ઉપાસના કરી રહેલા છે. ત્યારે મુસલમાન ભાઈઓ કિતાબ અને કુરાનોના માર્ગદર્શન અનુસાર તેઓ પણ રોજા, બાંગ, નમાઝ કે કલમા પઢતા હોવાથી, કંઈક જુદું જ કરતાં

દેખાય છે. આ બન્ને પક્ષો વાદવિવાદની દૃષ્ટિએ ભિન્ન ભિન્ન મજબૂત પકડ રાખીને બાહ્ય કર્મ કર્યા જાય છે. એ બન્ને પક્ષોના મોટા જૂથને જોઈ જગતના અણસમજુ જીવો સત્ય જાણના અભાવે જેને જે ઠીક લાગ્યું તે પક્ષમાં જાય છે. ઉપર પ્રમાણે ભ્રમજાળની મહા ભૂલમાં ફસાઈ જવાથી મનુષ્ય માત્રને પ્રથમથી હિન્દુઓના આચાર્યો અને પંડિતો તથા મુસલમાનોનાં કાજી મુલ્લાઓએ જગતના જીવોને ધોખો કહેતા ભારે દગો દીધો છે. તેઓએ કોઈને આત્મા સ્વરૂપ નહિ ઓળખાવી શકવાના કારણે વારંવાર જીવોને જન્મ-મરણનું દુઃખ સહન કરવું પડે છે.

સાંખ્ય વેદાન્ત મિમાંસા પતાંજલિ, ન્યાય વિશેષીક લહ્યાના;
એ ખટ દર્શન કે નિજ હારદ, ગુણ ગોલકકા જ્ઞાના. હો સંતો. ૩

ચાર વેદોનું સૂક્ષ્મ બુદ્ધિએ દોહન કરી છ શાસ્ત્રની જેણે જેણે રચના કરી. તે નીચે જણાવવામાં આવે છે. કપિલ મુનિએ સાંખ્ય શાસ્ત્ર, વ્યાસ મુનિએ વેદાંતશાસ્ત્ર, જૈમિનીએ મિમાંસા શાસ્ત્ર, કણાદમુનિએ વિશેષીક શાસ્ત્ર શેષનારાયણે પતાંજલિ (યોગ દર્શન) અને ગૌતમમુનિએ ન્યાયશાસ્ત્ર આ પ્રમાણે છ આચાર્યોએ ખટ દર્શન એટલે છ શાસ્ત્રોના વિષે નિજ હારદ કહેતા જેને જેવું સમજાયું. તે તેવું રહસ્ય નક્કી કરીને જણાવી ગયા છે. તેને અનુસરી જગતના જીવો પ્રકૃતિ ગુણ વિલાસના જ્ઞાનમાં આનંદ માનીને ગુણની ઉપાસનાનો અભ્યાસ ગો એટલે ઈન્દ્રિયો અને અંતઃકરણ દ્વારા કરી રહ્યા છે.

લોક ચર્તુદશ વિશ્વ ચરાચર, તિનું આ દેવ ઠરાના;
રાજસ સાત્ત્વિક રુદ્ર તમો ગુણ, જોગી જોત્યકા ધ્યાના. હો સંતો. ૪

આ ચૌદ લોક સુધીના વિશ્વમાં વસતા સામાન્ય વિશેષ સ્થાવર જંગમ દેહધારી જીવમાત્રની દૃષ્ટિ પ્રકૃતિના ગુણોમાં રંગાયેલી હોઈ, સમસ્ત વિશ્વ ગુણની વિશેષ વિભૂતિવાળા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ આ ત્રણે દેવોને મુખ્ય ઈષ્ટ સ્થાપીને ઉપાસના કરે છે. તેથી કંઈક વિશેષ જાણવાની જિજ્ઞાસાવાળા પતાંજલિ યોગશાસ્ત્રમાં જણાવ્યા મુજબ રજોગુણના વિલાસને છોડી, યોગના આઠે અંગને સાધવા અડગ આસનવાળી પ્રાણને રેચક પૂરકને કુંભક કરી છ ચક્રના ભેદને યથાર્થ જાણી લે છે. તેમજ શરીરના પાછલા ભાગે વંકનાળ આવેલી હોવાથી, વંકનાળના માર્ગે સુક્ષ્મ અજંપા ધ્વનિ ઉઠે છે. તે ધ્વનિમાં ઓતપ્રોત થઈ, સાતમા ગગન ચક્રમાં જાય છે. ત્યારે ત્યાં રહેલી જાગૃત જ્યોતના ધ્યાનમાં સ્થિર થતાં દશ

પ્રકારના નાદો સંભળાવા લાગે છે. તે યોગીને ત્યાં આનંદ પણ ઘણો જ થતો હોવા છતાં, મહાકાળના ભયથી તેઓ બચી શકતા નથી.

ઈન્દ્રી એકાદશ વશ કરી રાખે, વંદે સકલ જહાંના;
કિરતી કીચ કલી મત ભાખે, નાંખે જીવકુ ફાના. હો સંતો. ૫

ઉપર જણાવ્યા પ્રમાણે જે યોગી પુરુષો દશ ઈંદ્રિ ને અગિયારમું મન સંયમ નિયમથી વશ કરી, યોગના સાધન દ્વારા સિદ્ધિઓ સાધી, જગતને ચમત્કાર બતાવે છે. તે ચમત્કારને જોઈ જગતના લોકો શરણમાં જઈ પૂજ્યભાવે પ્રેમઘેલા થઈ નમસ્કાર કરે છે, પરંતુ તે યોગી પુરુષની ઈચ્છા પૂજાવવાની હોઈ જગતના લોકોને ભૌતિક ફળની લાલચ બતાવીને પૂજાય છે. તેના અંતઃકરણમાં યોગાભિમાન હોવાના કારણે કીર્તિના કાદવમાં ખૂંપી જાય છે; તેથી પુણ્ય ખર્ચાઈ જવા છતાં ક્રિયા કર્મના મતને સર્વદા સાચો છે એમ જણાવી જીવોને માયાના ફાંસામાં નાંખે છે.

હે હમ જીવ કરે નિત્ય કરીયા, પોથી પાઠ પઢાના;
રસનાએ રટણ કરે રત લાઈ, મોક્ષ મુગત મન માન્યા. હો સંતો. ૬

સામાન્ય ગતિના જીવો માયાના પ્રભાવમાં પ્રભાવિત થઈ અલ્પ બુદ્ધિના કારણે, સાચું શું છે તે નહિ સમજી શકવાથી શાસ્ત્રોમાં બતાવ્યા પ્રમાણે, નવધા ભક્તિની ક્રિયા નિત્ય નિયમિતપણે કરે છે. નામરૂપ ગુણવાળા ઈષ્ટોની ઉપાસનામાં વિશ્વાસ લાવી પોથીમાં લખેલી વાતોને સાચી માની પ્રીતિપૂર્વક પાઠ કરે છે. તેમજ વૈખરી વાણી દ્વારા દેહધારી ઈષ્ટોનું રટણ આરતપૂર્વક કરતા હોઈ, અમો મુક્ત થઈ મોક્ષ પામીશું, એમ મન સાથે માનીને દેહના અંતકાળ સુધી બાહ્ય કર્મની ક્રિયા કર્યે જાય છે. છતાં સાર વસ્તુને સમજી શકતા નથી.

ભેખ અનેક રચે વિવિધી વિધ, પંથ વહેવાર વિભાના;
સંસાર ફંદ તજી લોહ ફાંસી, કંચન પાસ બંધાના. હો સંતો. ૭

જગતમાં ન્યાયદૃષ્ટિએ જોતાં જણાય છે કે, સગુણ પક્ષના ઘણા મતપંથો નીકળ્યા છે. તે મતપંથોના આચાર્યોએ જગતના લોકોને ભક્તિરસની રુચતી વાતો કરી પોતાના મત પંથમાં વાળી લીધા, ત્યારે પંથના પંથીઓનો વધારો થવા લાગ્યો, તે જોઈ કલ્યાણની

જિજ્ઞાસાવાળા લોકો ભેખ ધારણ કરવા લાગ્યા. તે ભેખના પ્રકાર અનેક હોવાથી તેઓના નિયમો પણ જુદા જુદા છે, તે તે વિધિ નિયમો અનુસાર પંથના વહેવારનું અભિમાન ધારણ કરીને આત્માનું ભાન ભૂલી ગયા છે-પહેલાં ગૃહસ્થાશ્રમમાં હતા, ત્યારે સંસારના વહેવારનું મમત્વ રાખી સ્વાર્થ સાધ્ય કરતા હતા. તેને લોખંડની ફાંસી જાણવી. ભેખ લીધા પછી પંથ વહેવારનું અભિમાન રાખી જપ તપ યજ્ઞાદિક નિમિત્તે મઠ મંદીરો ને જર-જમીનનો જમાવ કરવો તેને સોનાની ફાંસી જાણવી. આ બંને, ફાંસી આત્મઘાતક હોઈ, શુભાશુભ કર્મના ભવબંધનમાંથી કોઈ છૂટી શકતા નથી.

જે જીનકે મતકી ગત ઠાનત, શિર સાહેબકા બાંના;
મેરી તેરી છૂટત નાંહિ, નિજપતિ પરમ અયાના. હો સંતો. ૮

જે જે પંથના મતવાદીઓ સગુણ ઈષ્ટોને માનતા હોય તેઓની માપક સ્થાપનામાં નિષ્ઠા રાખી અટકી રહેલા છે. છતા તેઓને કોઈ પૂછે કે તમો ક્યો ધર્મ પાળો છો ? ત્યારે કહે છે કે અમે સનાતન ધર્મને અનુસરીએ છીએ, અને જગતકર્તાનું બાનુ શિર પર અમોએ ધારણ કરેલું છે, એમ બતાવે છે. ત્યારે બીજી બાજુ પોતાની ભેદબુદ્ધિમાંથી મારા તારાના મમત્વની ખેંચતાણ છૂટતી નથી તે ખરેખર જીવદશાની નિશાની છે. તેથી પોતાના સ્વજાતીય પરમપતિને નહિ જાણવાના કારણે તેઓ પ્રથમથી જ અજાણ્યા રહેલા છે.

ધરમ અરથ કામ મોક્ષ પદારથ, શાસ્ત્ર સકલ બખાના;
સાયુજ સાલોક મુક્તિ સામિપ્ય જે, સાંનિધ્ય દ્વૈત ડેહેકાના. હો સંતો. ૯

શાસ્ત્રોના મત અનુસાર વિવેકબુદ્ધિથી, વિચારી જોતાં નક્કી થાય છે કે, ઈંદ્રિઓ અને અંતઃકરણને નીતિનિયમમાં રાખી જે જેના કર્તવ્ય સમજી ફરજ અદા કરવી તેને ધર્મ કહે છે. અંતઃકરણના વિષે જે કોઈ ઈષ્ટદેવની ઉપાસનાનો આશય દૃઢ થયેલો છે, તે દેવના ધામને પામવાનો પુરુષાર્થ કરવો તેને અર્થ કહે છે. કામ કહેતાં પોતાના મનથી માનેલા ધામોના ભોગ ભોગવાની ઈચ્છા પૂર્ણ કરવા, શુભ કર્મ આચરવા તેમજ તેના પરિણામે વૈકુંઠ આદિ ધામને પામવું તેને મોક્ષ માનવામાં આવેલો છે. ઉપર બતાવેલા બધા દેહ આકૃતિવાળા પદાર્થ હોઈ, તેના સર્વ શાસ્ત્રોમાં જુદા જુદા પ્રકારે વખાણ કરેલા છે. તે દેહધારી દેવોની ઉપાસના જે કોઈ મનુષ્યો કરે છે. તેને સાલોક્ય, સામિપ્ય, સાંનિધ્ય, સાયુજ એ ચાર પ્રકારની મુક્તિ મળે છે. પરંતુ એ ચાર પ્રકારની મુક્તિ વિષ્ણુની અંગીકૃત

હોવાથી ક્રત પૈકીની છે. તે માયાના દ્વૈત વિલાસમાં ડહેકાના કહેતા, ખૂંપી ગયેલા જીવ પરમમોક્ષને પામી શક્યા નથી.

બ્રહ્મવેત્તા જુગમે જન જેતા, જીનુ વ્યાપક વિત્ત ઠાના;
કહેં કુવેર પેર વિત્ત કારન, સો પતિ પરમ અયાના. હો સંતો. ૧૦

આ જગતની અંદર શનકાદિક તથા ઋષભદેવના પુત્ર નવ યોગેશ્વરોની આદ્ય લઈ, જે જે બ્રહ્મવેત્તા થયા તેમણે એક અદ્વૈત, અકર્તા, વ્યાપક બ્રહ્મને નક્કી કરી અંત આણેલો છે. પરંતુ અકર્તા બ્રહ્મને વિશે વિત્તરૂપ વ્યાપક ચૈતન સત્તા પ્રેરક થવાથી, બ્રહ્મ સહિર ગતિવાળું થયું તેથી સર્વ તત્ત્વો સજીવન ગતિ ભોગવે છે. તે ચૈતન વિત્તનો પ્રેરક કોણ છે ? તેને હજુ સુધી કોઈ જાણી શકેલા નથી. પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે બ્રહ્મ પ્રકાશના પ્રકાશક બ્રહ્મને વિશે ચૈતનવિત્તને પ્રેરક કરનાર આદ્ય કારણરૂપ તે નિજ સકર્તાપતિ હોઈ તેમને જાણવા સંબંધી, સર્વ બ્રહ્મવેત્તા પ્રથમથી અજાણ્યા રહી ગયેલા છે.

## અવિનાશી પદ-૩

અદ્ભુત જ્ઞાન હમારા હો સંતો, અદ્ભુત જ્ઞાન હમારા;
કોઈ જાણે જાણનહારા, હો સંતો અદ્ભુત જ્ઞાન હમારા. હો સંતો. ૧

પરમવિશેષ, પરમશ્રેષ્ઠ, પરમગુરૂ ભગવાન કરૂણાસાગર કહે છે કે હે જ્ઞાની દર્શી સંતો ! હમારું જ્ઞાન અદ્ભુત કહેતા અલૌકિક નિજપતિ પદને ઓળખાવનારું છે. તે કૈવલ લક્ષ જ્ઞાન અતિ અકડાઈવાળું અક્ષરાતિત હોઈ, તેને મહાન સમર્થ એક પરમગુરુ વિના સમસ્ત જગતમાં કોઈ યથાર્થ જાણીને જણાવી શક્યું નથી.

દેવલ દેવ પૂજા વિધિ પાતી, ષોડશ કર્મ આચારા;
ધૂપ દીપ સજી અરઘ આરતી, એ સહુ ઓરલા વહેવારા. હો સંતો. ૨

જગતમાં જોતા જણાય છે કે સગુણ મતના ઉપાસકો મઠ, મંદિર અને દેવાલયો બનાવી, પોતાના મનથી માનેલા ઈષ્ટદેવની સ્થાપના કરી, શાસ્ત્ર વિધિ પ્રમાણે ધૂપ, દીપ, પુષ્પ, તુલસીપાન આદિ સોળ પ્રકારના ઉપચારથી પૂજન કરે છે. તેમજ અરઘ કહેતા

દેવમૂર્તિની સેવાપૂજા કરવામાં ઘંટ, ઘડિયાળ, શંખ વગેરે સાજ સજીને આરતી ઉતારે છે. એ સર્વે બાહ્ય દૃષ્ટિની જડ ઉપાસના મનથી કલ્પેલી કાલ્પનિક હોઈ એ બધો વહેવાર આ બાજુનો છે એમ જાણવું.

**આસન મારી પવન પુની સાધે, બંધે દશ દરબારા;**
**વંકનાળ ચઢી જોત્ય જગાવે, તોહુ ન બંચે કારા. હો સંતો. ૩**

બીજા પ્રકારના યોગી પુરુષો યોગક્રિયામાં કલ્યાણ માની, અષ્ટ પ્રકારના સાધન દ્વારા યોગસાધનાનો પ્રારંભ કરે છે. તે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા ધ્યાન અને સમાધિ સિદ્ધ કરવા મેરૂ દંડને સીધો રાખી, પદ્માસન વાળી શરીરને શમદમ કરે છે. પછી દશે ઈંદ્રિઓના દ્વાર ને બંધ કરી પ્રણવને સાધવા, રેચક પુરક અને કુંભકની ક્રિયા થકી નાભી કમળમાં રહેલી નાગણીને જાગૃત કરે છે. શરીરના પાછલા ભાગે જે વંકનાળ આવેલી છે, તેને કુંભક કરેલા પ્રણવના બળથી તે દ્વારને ખુલ્લો કરી, પ્રણવને ઉલટાવી, છ ચક્રને ભેદી બ્રહ્મરંધ્રમાં ચઢાવે છે, ત્યારે તેને ઝગમગ જ્યોતિ સ્વરૂપનું દર્શન થાય છે. તેથી અમો કૃતાર્થ થયા એમ માને છે. છતાં તેઓ મહાકાળના ત્રાસમાંથી બચી શકતા નથી.

**શ્રવણ કીરતન પૂજા આદિ ભક્તિ નવ પરકારા;**
**દશધા પ્રેમ લક્ષણા જો પાવે, તો ગૌલોકનાથ દેદારા. હો સંતો. ૪**

શાસ્ત્રકારોએ કુશળતા ભરેલી રોચક વાણીથી નવ પ્રકારની ભક્તિનું વર્ણન કરી, જગતના જીવોને હરિ તરફ વાળવા ભક્તિનો ક્રમ બતાવ્યો છે તે નીચે પ્રમાણે છે : શ્રવણ-કીર્તન, સ્મરણ, સેવા, પૂજન, વંદન, સખ્ય, દાસ્ય, આત્મનિવેદન, પ્રેમ, લક્ષણા, ભક્તિ કરવાથી ગૌલોકનાથના દર્શન થાય છે. આ દશે પ્રકારની ભક્તિનું ફળ, આ લોકમાં કે પરલોકમાં ભૌતિક પદાર્થનું સુખ આપે છે, પરંતુ પરમમોક્ષ મળતો નથી.

**ત્રિપદ દેવ નહિ ચિદ્શક્તિ, નહિ પંચભુત આકારા;**
**તહાં ગૌલોકને વૈકુંઠ નાહી, અવિગત અરસ સાંઈયારા. હો સંતો. ૫**

સર્જનહારના પદમાં પંચભૂત, તથા ત્રિપદ દેવ, એટલે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ, તેમજ ગૌલોક કે વૈકુંઠની આદ્ય લઈ, ચિદ્શક્તિ એટલે ૐકારની ગતિ પણ ત્યાં પહોંચી

શકતી નથી. એવા જે અવિગત સકર્તાપતિ સગુણ નિર્ગુણની પાર, લક્ષાતિત અતિગુપ્ત હોઈ અંતરિક્ષમાં બિરાજે છે.

ઈંગલા પિંગલા સુષુમણા નાડી, બ્રહ્મરંધ્ર ઝનકારા;
યોગી યોગ સકલ વિધિ સાધન, યાહાં લગી અમલ તુમારા. હો સંતો. અદ્દ્ભુત. ૬

જ્યોતિ નારાયણના ઉપાસકો જે યોગી પુરુષો શરીરમાં રહેલી ડાબા પડખે ઈંગલા નાડીનો ચંદ્રસ્વર અને જમણા પડખે પિંગલા નાડીનો સૂર્ય સ્વર બન્નેને સમાવી સુષુમણાને ખુલ્લી કરે છે. ત્યારે ત્યાં તેમને બ્રહ્મરંધ્રના વિષે અનહદ નાદના મધુરા અવાજ સંભળાવા લાગે છે. તે નાદના આનંદમાં દેહનું ભાન ભૂલી જ્યોત સ્વરૂપના ધ્યાનમાં મસ્ત બની જાય છે. જેમ જેમ તે ભૂમિકાના ઘરનો ભોગવટો વધતો જાય છે. તેમ તેમ ઉત્તરોત્તર સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તે યોગી પુરુષો યોગક્રિયાની વિધિનું સર્વે સાધન યુક્તિપૂર્વક કરે, ત્યાં સુધી સિદ્ધિઓનો અમલ રહે છે. જ્યારે યોગસાધન કરવામાં ન આવે ત્યારે સિદ્ધિઓનો અમલ રહી શકતો નથી.

ગુપ્ત ચલે ધરણી ગગને ગમ, લેખ કરે નભતારા;
ચૌદ લોક કે મનકી જાણે, પ્રકૃતિ લીયા અવતારા. હો સંતો. અદ્દ્ભુત. ૭

ઉપર દર્શાવ્યા પ્રમાણે યોગી પુરુષ પાંચ મુદ્રાઓનું સાધન કરનાર પાંચે તત્ત્વોના જગતમાં ઈચ્છા પ્રમાણે ધારે ત્યાં જઈ શકે છે. જેમ ભૂચરી મુદ્રાના સાધનથી પૃથ્વીમાં અદશ્ય થવાય છે, ચાચરી મુદ્રા સિદ્ધ કરવાથી ચરાચર ઘાટોની ક્રિયાનું જ્ઞાન થાય છે. અગોચરી મુદ્રાથી વેશપલટો કરવો કે અદશ્ય થવું, ખેચરી મુદ્રા સિદ્ધ કરવાથી આકાશમાં ગમન કરવાની ગતિ મળે છે. તેથી આકાશમાં રહેલા ચંદ્ર તથા તારાઓની ગણત્રી કરી બતાવે છે. તદ્દ્ઉપરાંત વિશેષમાં ચૌદ લોકના મનની વાત પણ જાણી શકે છે. આ બતાવેલું સર્વ જ્ઞાન પ્રકૃતિના સંબંધવાળું હોઈ, પ્રકૃતિ પ્રાણની સાથે રસબસ મળીને રહેલી છે. તેથી એવો અધિકાર મેળવવા છતાં અવતારા એટલે જન્મ-મરણ મટતું નથી.

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, મન બુધ ચિત્ત અહંકારા;
એ અષ્ટ આવ્રણ રહિત અગમઘર, અપરંપાર અપારા. હો સંતો. અદ્દ્ભુત. ૮

સ્થુળ દેહથી લઈ મહાકારણ સુધીના ચારે દેહમાં મુખ્ય ચાર અવસ્થા રહેલી છે. તે

જાગ્રત, સ્વપ્ર, સુષુપ્તિ, તુરીયા આ ચારે અવસ્થાઓના મોખરે ચાર અંતઃકરણ વહીવટ કરે છે. પ્રથમ જાગ્રત અવસ્થામાં મન, સ્વપ્નમાં બુદ્ધિ, સુષુપ્તિમાં અહંકાર, તેમજ તુર્યામાં ચિત અંતઃકરણ રહેલું છે. આ ચારે અવસ્થાના પટ, અને ચારે અંતઃકરણની ક્રિયારૂપે આઠે આવ્રણથી રહિત બ્રહ્મદર્શીઓનું અગમઘર આવેલું છે. અગમ એટલે જ્યાં ઈંદ્રિયો અને અંતઃકરણની ગમ કહેતા જાણ પહોંચી શકતી નથી. ૐકાર પ્રણવનું અંતિમ ઘર જેને બ્રહ્મદર્શીઓએ પોતાનું અસલ ઘર માનેલું છે. એ ચિદાભાસ ચિદ્‌બ્રહ્મમાં સમાઈ જવાથી પ્રકૃતિ તત્ત્વનું કોઈપણ આવ્રણ રહી શકતું નથી. તે પ્રદેશમાં નિર્મળ દ્રષ્ટિ થવાથી વ્યાપક બ્રહ્મને અનુભવતાં વારપાર વિનાનું અપાર હોવાથી બ્રહ્મદર્શીઓ ત્યાં વિરામ પામ્યા છે.

ભક્તિ કરે જીુગમે દ્રઢતા ધર, તન મન સહિત સકારા;
પરચા આન્ય પુરાવે પરસ્પર, ગુનકે સાધન વારા. હો સંતો. અદ્‌ભુત. ૯

જગતભરના લોકો ભવપાર થવાના મતલબથી અતિ વિશ્વાસ લાવી, મનની દ્રઢતાને ધારણ કરી, તન મન સહિત ભક્તિને સ્વીકારે છે. અંતઃકરણની સંપૂર્ણ નિષ્ઠાથી ત્રણ ગુણના દેવોને પ્રીતિપૂર્વક સાધી, ઈન્દ્રિયોના મલિન વિકારોથી રહિત થઈ પવિત્રપણે ત્રણ ગુણોની ઉપાસના કરવાથી, ત્રિગુણના દૈવતનું ઓજસ અંતઃકરણમાં ઉતરે છે. તેથી તે ઉપાસક જગતમાં ઘણા જનોને પરસ્પર પરચા બતાવવા હોઈ તે ગુણની, સેવા ભક્તિનો પ્રભાવ છે. પરંતુ તેઓ કર્મના બંધનમાંથી છૂટી શકતા નથી.

સમલીત બ્રહ્મ ચરાચર વ્યાપક, ઘટ ઘટ હંગ હકારા;
અહંગ સહંગ દોનું રહિત દુગ્ધા, નિજ પરમપદ ન્યારા. હો સંતો અદ્‌ભુત. ૧૦

ચૈતન બ્રહ્મ સમલીત કહેતા વધઘટ વિના સમરૂપે એક સરખું મળીને, સ્થાવર જંગમ સમસ્ત ઘટોઘટમાં વ્યાપી રહ્યું છે. તે એક જ બ્રહ્મ સળંગ સૂત્રવત્ સભરાભર ભરાઈને રહેલુ હોય, યાવત જગતમાં કોઈ પણ પદાર્થ બ્રહ્મથી ભિન્ન નથી. તેજ બ્રહ્મના ઓહંગ અને સોહંગ બે અંશો હોઈ, ઓહંગ વાહક અને સોહંગ પ્રેરક છે, તેથી સમસ્ત જગતનો ખેલ તે ઘટના દ્વારા ચાલી રહ્યો છે. જેથી સ્થાવર જંગમના ઘટોઘટ વિષે શબ્દ સંયુક્ત જે હુંકારો થઈ રહ્યો છે, તે અંશના હંગની લક્ષણા છે. જ્યારે અંશના હંગનો ભાસ મૂળ પ્રણવ ઉપડ પડે છે. ત્યારે શબ્દધ્વનિ ઊઠે છે. તેનાથી જે કોઈ જગતના જન ઓહંગને સોહંગની સત્ય જાણથી રહિત એટલે અજાણ્યા રહ્યા છે. ત્યાં સુધી જન્મમરણ આદિ

ભવના દુઃખનો અંત આવતો નથી. માટે હે સંત સજ્જનો ! સકર્તા સર્જનહારનું નિજ પરમપદ ઓહંગ અને સોહંગથી ન્યારું હોઈ, તે ગુરુગમ ગતિ દ્વારા જાણી શકાય છે. (એ નિજ પરમપદ પામવાનો અવિગત લક્ષ મહાન સમર્થ પરમગુરૂથી બક્ષિસ મળે છે.)

પિંડ બ્રહ્માંડ ફોડ મમ સુરતી, ગજ્ઞ તજ્ઞ ભઈ પારા;
કહેં કુવેર કૈવલ પરસ્પર, ભઈ ગતિ અગમ અપારા. હો સંતો. અદ્‌ભુત. ૧૧

સકર્તાપતિની અલૌકિક અંતરવૃત્તિનો આવિર્ભાવ થવાથી, બાજવૃત્તિમાંથી સમસ્ત લોકના કારણરૂપ જે મહાદ ચૈતન સોહંગ લહેર ઉત્પન્ન થયેલી હોઈ, એ અપાર કરૂણામય સદ્‌ગુરુનું સોહંગ સ્વરૂપ છે. તે સદ્‌ગુરુએ અંશોને નિજપતિની અગમ જાણ જણાવવાના હેતુથી, સ્વેચ્છાએ કુવેર સ્વામીના નામે અવ્યાકૃત શક્તિની આદ્ય વિભૂતિનો દિવ્યદેહ ધારણ કરીને પ્રગટ થયા છે. તે પાત્રમાં જે સકર્તાપતિના સર્વજ્ઞ અંતર હંગનું સજાણ વિત ઉતરી આવેલું છે. તે મહદ અંશ હોય તેમની અતિ ઉજાગ્રત સુરતા પિંડ બ્રહ્માંડને ફોડી, તેમજ ગત આકાશને તજી તેની પાર મહદ અવિગત શૂન્ય આવેલું છે. જેના મધ્યે નિજપતિ અટલપણે અખંડ બિરાજે છે. પરમગુરુ ભગવાન કરૂણાસાગર કહે છે કે, હું તે કૈવલની સાથે અંતર સ્વરૂપને સ્પર્શીને એકમેક થઈ રહ્યો છું તે અલૌકિક અગમ ગતિનો કોઈ પાર માપી શકે તેમ નથી.



## અવિનાશી પદ-૪



દેશ હમારા વંકા હો સંતો, દેશ હમારા વંકા;
જાહાં નહિ કાલ જાલકી શંકા હો સંતો, દેશ હમારા વંકા. ટેક.

મહાન સમર્થ પરમવિશેષ પરમદયાળુ ભગવાન કરૂણાસાગર કહે છે કે હે સર્વ મતપંથના સંતો ! મારો દેશ અતિ અટપટો હોવાથી ત્યાં સગુણ નિર્ગુણને વટાવી પાર જવાનું ઘણું વિકટ છે. જ્યાં નિરંજન રૂપી કાળ અને માયારૂપી જાળની કોઈ પણ શંકા લેશમાત્ર રહી શકતી નથી એવો એ નિર્ભય દેશ છે.

ચલના ચાહો કોહુ મમ મારગ, છોડો આ તનકી આકાંક્ષા;
કાટી શિષ ધરો ધરણી પર, કુન રાય કુન રંકા.
હો સંતો. દેશ હમારા. ૧

હમારા અગમ્ય કેવલધામના માર્ગે ચાલવાની કોઈ ભાવના કે આરત રાખતા હોય, તેને આ સ્થૂલ શરીરના સર્વે ભોગોના સ્વાદની ઈચ્છાઓ ત્યાગી દેવી, તેમજ નામરૂપ ગુણની અહંતા અને મમતાનું મસ્તક ગુરુજ્ઞાન સમશેરથી કાપીને, પ્રકૃતિરૂપી પૃથ્વી પર મૂકી દેવું પડશે. કારણ કે પંચભૂતના કારણરૂપ પ્રકૃતિ છે. માટે જેની જે વસ્તુ તે તેને સોંપી છૂટા થશો ત્યારે તે રસ્તે ચાલતાં ફાવી શકશો. ભલે કોઈ રાજા હોય કે રંક હોય સર્વના માટે હમારો એક અદલ ન્યાયનો હુકમ છે.

ગતિ વિના ગવન પાંવ વિના પંથા, રવિ વિના તેજ અસંકા;
રૂપ વિના મુરત સુરત વિના નિરખન, તાર વિના બાજત રરંકા.
હો સંતો. દેશ હમારા. ૨

મહાન સમર્થ પરમગુરુ કહે છે કે મારા અલૌકિક દેશમાં જવા માટે પગ વિના ચાલવાનો અવિગત પંથ છે. તે પંથે ચાલતાં અંતરવૃત્તિ કે બાહ્યવૃત્તિની ગતિ ચાલી શકતી નથી. ત્યાં બંને વૃત્તિઓ સમાઈ જાય છે, ત્યારે અંશ સ્વરૂપના નિજ હૃદયમાં પતિ મેળવવાનો આશય સહિત શુદ્ધ ભાવ રહેલો છે. તે ભાવની ઋચાઓનો વેગ પરમપતિને પામવાનો હોઈ, તેને ગતિ વિનાનું ગમન કહેવામાં આવે છે. ત્યાં સૂર્ય વિનાનું તેજ કહેતા નિજ આપનપુ અને પતિપદના અમાપ અનુભવનો પ્રકાશ કોઈ પણ પ્રકારની શંકા વિનાનો હોઈ, જેમ છે તેમ યથાર્થ શુદ્ધ સમજ પડે છે. રૂપ વિનાની મૂર્તિ સુરતા વિના જોવાની છે. તે સર્વજ્ઞ સજાણ જાણ જ્ઞાનસ્વરૂપ અવ્યક્ત મૂર્તિના દર્શન અંશની સ્વસૂઝ દિવ્યદષ્ટિથી થાય છે. તાર વિના રરંકા એટલે અંશના નિજ ભાવમાં પરમપતિના અજાપ જાપનો ધ્વનિ નિરંતર ઊઠી રહ્યો છે, તેને ગુરુમુખી અધિકારી જન જાણી શકશે.

ઘન બિના નીર ગગન બિન ગર્જના, ધરા બિન વિશ્વ ધરંકા;
ધડ વિના શીર પીર વિના પરચા, પતિ વિના પાયે પરંકા.
હો સંતો. દેશ હમારા. ૩

તે નિજપતિના દેશમાં દશ્ય ભૌતિક પૃથ્વી વિના, અવ્યક્ત બ્રહ્મરૂપી ભૂમિકામાં, કેવલના અનેક અંશોના સમાજનું દિવ્ય જગત શોભી રહેલું છે. ઘન વિના નીર કહેતાં કરુણેશની કરુણા અમીનું પોષણ અંશોને અવિરલ ધારાએ મળી રહ્યું છે. તથા આકાશ વિના ચૈતન બ્રહ્મના અલૌકિક નાદોની ગર્જના થઈ રહી છે. ધડ કહેતાં સ્થુલથી લઈ પંચમાં

પરમકારણ સુધીના દેહ વિના, શેષ ઉગરતું અંશનું નિજ જાણ સ્વરૂપ તે મસ્તક હોઈ પીર કહેતા, ગુરુ કે પતિપદ ભિન્ન નહિ એવો આલૈકિક પરચો અનુભવી, એક અદ્વૈત મહાદ સજાણ જાણ અનામી પદના શરણમાં અંશોએ પોતાના અહંગ ભાવ વડે પાયે પડવાનું છે.

ગુણ વિના જ્ઞાન ધ્યાન વિના ધારણ, ધે વિના ધરત ધ્યાનંકા;
ધાતા વિના ધવન ગવન વિના ગુણીજન, ઋતુ વિના રાગ અલંકા.
હો સંતો. દેશ હમારા. ૪

ગુણ વિનાનું જ્ઞાન કહેતાં હંગેહંગની એકતારૂપ આપનપુ અને પતિપદનું સ્વજાતીય જ્ઞાન છે. ત્યાં ધણીની સમિપ એકમેકપણામાં ધ્યાન ધરવાનું હોઈ શકતુ નથી. પરંતુ નિજ ચૈતન અંશ દિવ્યદષ્ટિએ ધારણા એટલે મીટ માંડી રહે છે. ત્યાં પ્રણવરૂપી ધ્યેય પદ જ નથી. એવું અંશની નિજ દૃષ્ટિએ અંશીપદનું ધ્યાન ધરવાનું એટલે કેવલના સ્વરૂપમાં તદાકાર રહેવાનું છે. તે અલૌકિક દેશમાં સુરતારૂપ ધ્યાતા અને ધવન કહેતા મંત્ર કે અજંપા વિના જાપ જપવાનો છે. ચાલવાના શ્રમ વિના જ્ઞાન ગતિના અધિકારી ગુણવાન અંશો પરમપતિની સનમુખ રહી પ્રકૃતિના સંબંધવાળી ઋતુ એટલે આરત વિના, ચૈતન અંકુરરૂપ નિજ સ્વરૂપે થઈ અલંકા કહેતા, ઉમંગરૂપ આલાપથી પરમપતિના યશોગુણ ગાય છે.

પૂજા વિના દેવ સેવ વિના સનમાન, રિદ્ધિ વિના ભોગ ધરંકા;
અંતઃકરણ ચારુ વિના ચિતવન, લખી ન શકત બાવન અંકા.
હો સંતો. દેશ હમારા. ૫

સમસ્ત લોકના સર્જનહાર, અનંત દયાળુના, અદ્વૈત સ્વરૂપમાં અંશને સમર્પણ થઈ રહેવું તેને પૂજા કહે છે. તેમજ અંશના ઉરની નિજપતિ સાથે અતિ આરતપૂર્વક પતિના પરમ આનંદમાં તદ્રૂપ પ્રેમવશ થવું તે સેવા વિનાનું સનમાન જાણવું. તેમજ નિજ અંશના અંતરનો શુદ્ધ ભાવ સજાતીય સકર્તામાં ધરવો તેને રિદ્ધિ એટલે સમૃદ્ધિ વિનાનો ભોગ ગણવામાં આવે છે. તથા ચાર અંતઃકરણ વિનાનું ચિત્તવન અંશના અંતર હંગ દ્વારા થાય છે. એવા નિજપતિનો અલૌકિક આશય અલખ હોઈ બાવન અક્ષરથી લખી શકાતો નથી.

કોટી અનંત ભયે જન આગે, ધરી મન અગમ અશંકા;
અગમકી ચલક ભલક ભવ તારન, પરચા સોઈ પદ પરમકા.
હો સંતો. દેશ હમારા. ૬

આ પૃથ્વી ઉપર જગતની શરૂઆતથી અત્યાર સુધીમાં ઋષિમુનિઓની આદ્ય લઈને જ્ઞાની દર્શી, યોગી-વૈરાગી તેમજ ધ્યાની પુરુષો અનંત કરોડો થઈ ગયા છે તેઓના મન અવતારી પુરુષોમાં વિશ્વાસ લાવી, તે અગમ ગતિના સાક્ષાત બ્રહ્મ સ્વરૂપ છે એમ માની, નિઃશંકપણે તેઓના ધ્યાનમાં સ્થિર થયા છે. પરંતુ તે અવતારો અગમ્ય નિર્ગુણ બ્રહ્મના ચલકારા રૂપે હોઈ, આ જગતમાં પ્રકાશ પાડી ગયા છે. તેમના પ્રભાવને જોઈ તે પરચો પરમપદરૂપ પરબ્રહ્મનો છે, એમ જાણી ભવપાર થવાની આશાએ, સાત્વિક વૃત્તિના સર્વ ઉપાસકો ત્યાં વિરામ પામ્યા છે. તેથી નિજપતિ પદને જાણી શક્યા નથી.

ઓરલા અગમ રહત પદ નિગમ, અવ્યાકૃત ઘર એ માયમકા;
પરચા હોત સબે ઉનહીતે, યામે સકલ ડેહંકા.
હો સંતો. દેશ હમારા. ૭

ઓરલા કહેતા આ જગતમાં સામાન્ય ગતિના ઉપાસકો પ્રથમથી અજાણ્યા હોવાથી તે કારણને લઈ સર્વે સગુણ ઈષ્ટોના પદ, અવ્યાકૃત માયાના ઘરમાં રહેલા છે. તેને કોઈ પણ ઉપાસકો નિગમ એટલે જાણી શક્યા નથી તે અવ્યાકૃત માયાના અનેક પરચા આ જગતમાં થયેલા છે. તે પરચાઓના ઓજસમાં અંજાઈને જગતના ધર્મઘેલા મનુષ્યો તેમાં ખૂંપી ગયા છે.

જ્યાં નહિ શકત જક્ત નહિ ઉત્પન્ન, નહિ ગતિ જ્યોત તેજમકા;
કર્તા ઈશ અનંત સુપનવત, તા સરભર નહિ રેખમકા
હો સંતો. દેશ હમારા. ૮

જ્યાં નિજ સકર્તાપતિ સ્વયં બિરાજે છે, ત્યાં જગતના કારણરૂપ આદ્ય શક્તિ મહામાયા નહિ હોવાથી ત્યાં જગત ઉત્પત્તિનો ક્રમ પણ સંભવી શકતો નથી. તે નિજ સકર્તાપદમાં જ્યોતિનારાયણના તેજની ગતિ નહિ પહોંચી શકવાના કારણે, અકર્તા બ્રહ્મમાં વિરામ પામ્યા છે. તેમના સિવાય નિજકર્તાના જગતરૂપ સ્વપ્નમાં અનેક ઈશ્વરો થયા તે કર્તા કહેવાયા છે. પરંતુ તે સ્વપ્નના રાજા સમાન હોઈ નિજ કર્તાની બરોબરીમાં એક રેખમાત્ર નથી.

બ્રહ્મ સનાતન કહત સબે મીલી, તાંકી કહું મે ઉપમકા;
અનંત કોટી કૃષ્ણ કેલ કરત જાહાં, તે તે રામ રહંકા.
હો સંતો. દેશ હમારા. ૯

જગતભરના સર્વ મહાપુરુષો વેદના સિદ્ધાંતને અનુસરી સનાતન બ્રહ્મનો જે નિર્ણય કર્યો, તે ભગવાન કરૂણાસાગર કહે છે કે તેની ઉપમા તમને શુદ્ધ સમજ પડે એવી રીતે કહી બતાવું છું. નિજ કૈવલકર્તાની વ્યાપક પ્રકાશ બ્રહ્મવૃત્તિમાંથી સમરૂપ સોહંગનો પ્રાદુર્ભાવ થયો. તે સમશ્વાસા રૂપ સોહંગમાંથી દમરૂપ ઓમકાર ઉત્પન્ન થયો, તેમજ દમરૂપ પ્રણવથી શ્વાસ થયો, તે શ્વાસમાંથી રરંકાર ધ્વનિ ઉત્પન્ન થયેલો છે. તે રરંકારને વેદ વક્તાની આદ્ય લઈ સગુણ નિર્ગુણના મતવાળા સર્વ આચાર્યો વ્યાપક સનાતન બ્રહ્મ કહી ઓળખાવે છે. તે રરંકારના કારણરૂપ જડ બીજગ જ્યોતિ સંયુક્ત શુદ્ધ ઓમકાર હોઈ, તેમાંથી વ્યષ્ટિ પસારાના વિશે નિજકર્તાના મતલબની ઈચ્છા અનુસાર, સૃષ્ટિની આદ્યથી ચાલતી પ્રણાલિકા પ્રમાણે, યુગે યુગમાં જ્યારે જ્યાં જેવી જરૂર દેખાય, ત્યારે ત્યાં ઓછી વધતી કળાને લઈ વિશેષ અંશો નિરંજનની નૂર ભૂમિકામાંથી આવે છે. એ વ્યાપક ઓમકાર બીજગમાં અનંત કરોડ કૃષ્ણ તથા અનંત કરોડ રામ નૂર ભૂમિકામાં રહી, રરંકારમય હોવાથી બ્રહ્માનંદના ભાસનો આનંદ ભોગવે છે.

એસે અસંખ્ય ધામ પર કૈવલ, જાને ન કોઉ જાનનકા;
રામ કૃષ્ણ લવ ધ્યાન ધરત વાકો, છૂટત કરત કલંકા.
હો સંતો. દેશ હમારા. ૧૦

એવા એક પછી એક અધિકાધિક અસંખ્ય ધામોની પર સકર્તાપતિનું અચલ અનાદિ અતિ દિવ્ય પરમધામ આવેલું છે. તે ધામમાં પોતે અદ્વૈત સ્વરૂપે કાયમ અખંડ બિરાજે છે. તે નિજકર્તાને જગતમાં થયેલા જ્ઞાનીદર્શી કે બ્રહ્મવેત્તા અનુભવી હોવા છતાં કોઈ જાણી શક્યા નથી. તેમનો ચૈતન બ્રહ્મ પ્રકાશ સમસ્ત લોકમાં વ્યાપક રહેલો છે. જેનું લવમાત્ર ધ્યાન ધરવાથી પૃથ્વી પર જન્મ પામેલા રામ-કૃષ્ણ, જેવા ક્તમાં રહી કરેલા કર્મના કલંકથી મુક્ત થયા છે.

અગણિત પાણ્ય પાદુ શ્રવણ નૈન, સંખ્યા રહિત બરનનકા;
કહેં કુવેર સોહી પતિ મેરા, જાુગ જાહેર જશ ડંકા.
હો સંતો. દેશ હમારા. ૧૧

જે સર્જનહારે શુદ્ધ સંકલ્પ દ્વારા અનંત બ્રહ્માંડો ઉત્પન્ન કર્યા છે. તેમનો પાર પામી અંત લાવી શકાય તેમ નથી. તે પરમપતિ ને અગણિત હાથ, અગણિત ચરણ, અગણિત શ્રવણ, અગણિત નૈન, તેમજ દિવ્ય અનેક ઐશ્વર્યતાઓ જેને સ્વયં સ્વાધિન રહેલી છે. એવા આદ્ય સકર્તાની વિભૂતિઓનું વર્ણન સંખ્યા રહિત હોવાથી ચાર વાણી કે ચાર વેદ વર્ણન કરી શકતા નથી. પરમવિશેષ પરમદયાળુ મહાન સમર્થ ભગવાન કરૂણાસાગર કહે છે કે તે અલૌકિક મારા નિજ પરમ-પતિ હોઈ. જેના જશનો જાહેર જગતમાં લક્ષ જ્ઞાનનો ડંકો બજાવીને જણાવું છું.

પરમશ્રેષ્ઠ, પરમવિશેષ ભગવાન કરૂણાસાગરના
અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી
શ્રી નરવેદસાગર રચિત

 ## ગોડી પદ : ૧ 

પ્રગટ મનુજ અવતારા, કૈવલકુલ પ્રગટ મનુજ અવતારા;
કોઈ જાણે જાનનહારા, કૈવલકુલ પ્રગટ મનુજ અવતારા. ટેક.

મહાન સમર્થ પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી, પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, કૈવલકુલ એટલે જાતે કેવલ પોતાના સ્વજાતિ અંશોને કાળ માયાની જંજાળમાંથી મુક્ત કરવાના હેતુથી, અયમ આદ્ય શક્તિની અવ્યક્ત વિભુતિનો પ્રગટ દિવ્ય મનુષ્ય દેહ ધારણ કરીને, આ પૃથ્વી ઉપર પધાર્યા છે. તેમજ પોતાની સર્વજ્ઞ ચૈતન ગતિ દ્વારા અહીના અહીં અને ત્યાંના ત્યાં રહી જીવમાત્રનું કલ્યાણ કરી, પરમપદનું અભયદાન આપે છે. એવા પ્રભુને યથાર્થ ઓળખનાર આ જગતમાં મહાન ભાગ્યશાળી કોઈક જ વિરલા સંત છે.

નયેતિ નિગમ તિત શાસ્ત્ર બચનસે, અનુભવ અગમ અપારા;
ન ભવતું ભવિત લહિત ગતિ જાકે, સો પતિ ખુદ કિરતારા. કૈવલ કુલ. ૧

સકર્તા સર્જનહારનો અપાર અનુભવ, નિગમ કહેતાં ચાર વેદની નેતિ ઉપરાંત પરનેતિનો હોવાથી, શાસ્ત્રોના વચન પ્રમાણથી અગમ્ય છે. જેને અત્યાર સુધી કોઈ જાણીને જણાવી શક્યું નથી. ન ભવતું કહેતાં આ ભવના વિશે આવી શકે એવા નથી, છતાં પોતાના સજાતીય અંશોને નિજલક્ષ જણાવવાના હેતુથી દયા કરીને સ્વેચ્છાએ આ ભવમાં પધાર્યા છે. તે પરમપતિ ખુદ કિરતાર હોઈ, તેમની જ્ઞાનગતિને ગ્રહણ કરનાર અધિકારી જન જે હશે તે જ ઓળખી શકશે.

અષ્ટાદશ ચિન અંગ શોભિત જીનું, નૌતમ છબી શુભ સારા;
લલિત લક્ષ ઘનશ્યામ, સ્વરૂપકે, દર્શન તે ભવપારા. કૈવલ કુલ. ૨

પરમદયાળુ પરમગુરૂ દેવના પરમ પવિત્ર મહાન તેજસ્વી શરીરમાં સામુદ્રિકના નિયમ પ્રમાણે અઢાર ચિહ્નો અતિ શોભા આપી રહેલા છે. તેમજ લલિત એટલે મનોહરલક્ષથી અતિપ્રિય આનંદકારી હોવાથી, ઘન કહેતા જ્ઞાનગતિના જમાવરૂપ તેમના ગગનાકાર ઘનશ્યામ વર્ણ સ્વરૂપના દર્શનમાત્રથી ભવપાર થવાય છે.

ભૂષણ વિવિધ વિધ પટ શોભિત; સુવર્ણ સકલ શણગારા;
મંગલ મૂરત મનોજ લજાવન, સો પ્રભુ પ્રગટ દેદારા. કૈવલ કુલ. ૩

મહાન સમર્થ પરમદયાળુ શ્રી પરમગુરુના દિવ્યદેહમાં વિવિધ એટલે જુદા જુદા પ્રકારનાં, કિંમતી ઉત્તમ વસ્ત્રો શોભી રહ્યાં છે. તેમજ સોનાના અલંકારોનો શણગાર સર્વાંગે સજેલો હોય, તે પરમગુરુની કલ્યાણકારી મૂર્તિને જોઈ, મનોજ કહેતાં કામદેવ પણ લજ્જા પામે છે. એ કરૂણામય પ્રભુએ સાક્ષાત પ્રગટ થઈ દયા કરીને દર્શન દીધાં છે.

સુંદિર સિંઘાસન આપ બિરાજે, છત્ર સો શિર પર ધારા;
દાહ વામ દોઉ ચમર ઢોળત હે, છડીદાર દોઉ ઠારા. કૈવલ કુલ. ૪

હે કૃપાનિધિ ! જ્યારે જ્યારે જ્ઞાનગતિની આતુરતાવાળા સેવકોની સભા ભરાય છે ત્યારે, અતિ સુંદર સુશોભિત સિંઘાસન પર આપ બિરાજી અમી દૃષ્ટિએ સર્વેને નિહાળો

છો. તથા આપના શિર ઉપર છત્ર ધરી રાખેલું હોઈ, ડાબા અને જમણા બંને પડખે ચમ્મર ઢોળી રહેલા છડીદારો નેકી પોકારતા ઉભા છે.

વિધિપૂર્વક પૂજા સબ સજકે, બાજીંત્ર બજે ઝનકારા;
ઝગમગ જ્યોત જરત દોઉ દિપક, જ્ઞાન કરત ગતિયારા. કૈવલ કુલ. ૫

જે જે સમયે મહાન સમર્થ પ્રભુ, આરતી ઉતારવાના પ્રસંગે સિંઘાસન ઉપર અચળપણે બિરાજે છે ત્યારે, વિધિપૂર્વક સર્વ પ્રકારની પૂજા સજવામાં આવે છે. પછી સંત સજ્જનો સનમુખ થઈ અતિ દાસાત્વપણે પ્રભુની સેવામાં પ્રેમઘેલા બની, શુદ્ધ ભાવથી સેવાપૂજા કરે છે. તેમજ જુદી જુદી પ્રકારનાં રસિક મધુરાં વાજિંત્રોના ઝનકારા સર્વે જનોનાં મનને પીગળાવી દે એવા વાગી રહ્યા છે. તથા ઘીની જ્યોતિના ઝગમગતા બે દિપક જલી રહ્યા હોય, તે દરમ્યાન ભવભીડભંજન ભગવાન કરૂણાસાગર વ્યાપક ગતિના ધણી પોતાની અમૃતમય વાણી દ્વારા, પ્રચંડ જ્ઞાનગર્જના કરી જિજ્ઞાસુ સંત સજ્જનોને નિજ લક્ષજ્ઞાન સમજાવી સંતોષ પમાડે છે.

સંત સજ્જન આરતી સજ ઠાડે, જોડી કર સૂરત સકારા;
નિરખી રૂપ રસ લિન સૂરત જબ, હો ગયે ચિત્ર આકારા. કૈવલ કુલ. ૬

કૈવલમોક્ષના દાતા પરમગુરૂની આરતી ઉતારવાના અતિ ઉમંગમાં, સંત સજ્જનો આરતી સજાવીને સનમુખ ઉભા છે. તેમજ તેઓ બે હાથ જોડીને પોતાની સુરતા દ્વારા પરમગુરુના સ્વરૂપને નિહાળતાં, ગુરુની અનિન ભક્તિના રસમાં લીન થઈ, સંત સજ્જનો સ્થિરપણે ચિત્રેલી આકૃતિના ચિત્ર સમાન એકધ્યાન થઈ રહે છે.

પુષ્પાંજલિ સ્તુતિ વિનયે વિધિ, કરે જન હરખ અપારા;
અહો નિજ આપ તાત સબનકે, સુખ નિધિ શરણ તુમારા. કૈવલ કુલ. ૭

સંત સજ્જનોનો સર્વ સમાજ, વિનયભાવે, વિધિપૂર્વક પ્રસન્ન મનથી, પુષ્પાંજલિ કહેતાં બન્ને હાથમાં પુષ્પો લઈને, સન્મુખ રહી સમર્થ પરમગુરુને વધાવે છે, તેમજ નમ્રતાથી વિનંતીપૂર્વક ગુરુમુખી જન અપાર હર્ષ લાવીને પ્રાર્થના કરી કહે છે કે, અહો હે પ્રભુ ! આપ પોતે સર્વ અંશોના સ્વજાતીય પરમપિતા છો. વળી આપ પરમ સુખના સાગર હોવાથી અમો તમારા શરણાંગત થઈ રહ્યા છીએ.

કરૂણાસાગર નામ પ્રમાણિક, કરૂણા દૃષ્ટિ પસારા;
કરૂણા મોક્ષ કૈવલ પતિ પાવે, અંશ અનંત ભવપારા. કૈવલ કુલ. ૮

પરમદયાળુ પરમગુરુનું જે અપાર કરૂણામય સર્વવ્યાપક સોહંગ સ્વરૂપ છે, તે કરૂણાના સાગર હોય અનેક કરૂણાઓ જેમાં સમાઈને રહેલી છે. તેમનું કરૂણાસાગર નામ યોગ્ય પ્રમાણિક હોવાથી, તેમની કરૂણાદૃષ્ટિ જગત પસારાના સર્વ અંશો પર એકસરખી પ્રસરી રહેલી છે. તે કોઈ કોઈ મુમુક્ષુ ઉર્ધ્વદૃષ્ટિવાળા કરૂણાના અધિકારી જન, પરમગુરુના વચનોને અનુસરી કૈવલપતિના પરમમોક્ષને પામી શકે છે. એ ન્યાયે અંતરલક્ષની રહેણીમાં રહેનાર પરમગુરુની કરૂણાના પ્રતાપે અનંત અંશો ભવપાર થયા છે.

શ્રીમંત કુવેર ધન્ય પ્રગટ પોમી પર, કદમ કીયે અઘજારા;
નારણદાસ આશ પદ રજકી, શરણાંગત સરકારા. કૈવલ કુલ. ૯

એ ભૂમિના અહો ધન્યભાગ્ય છે, કે જ્યાં ભગવાન કરૂણાસાગર સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પ્રગટ થયા છે. જ્યાં જ્યાં પ્રભુના પુનિત પગલાં પડ્યાં, ત્યાં ત્યાં જિજ્ઞાસુ જનોને દર્શન આપી અઘજારા એટલે સર્વ પ્રકારના પાપોને બાળી પવિત્ર કર્યા છે. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, મહાન સમર્થ પરમગુરૂ અલૌકિક કૈવલજ્ઞાન અમલના અમલી, ચક્રવતિ મહારાજા છે. તેમણે પોતે ન્યાય સહિત તે વ્યાપક જ્ઞાનના અમલથી સગુણ નિર્ગુણના સર્વે સિદ્ધાંતો સર કરી લીધાં છે. તે શ્રીમંત સરકારના ચરણરજની આશા રાખી, શરણાંગત થઈ રહ્યો છું.



## ગોડી પદ-૨



અલખ ખોજો ઘટમાંહી, હો સંતો અલખ ખોજો ઘટમાંહી;
તા તેં જન્મ મરણ ભય નાંહી. હો સંતો. અલખ ખોજો. ટેક.

પરમદયાળુ ભગવાન કરૂણાસાગરના અતિપ્રિય ઉપાસક પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હે સંત સજ્જનો ! તમો તમારા ઘાટને વિશે સાંખ્ય સિદ્ધાંતના ન્યાયે, સ્થૂલથી લઈ પરમકારણ સુધીના તત્વોનો ભાગ ત્યાગ કરી, વિવેકબુદ્ધિએ સૂક્ષ્મ દૃષ્ટિથી

નિજસ્વરૂપની શોધ કરો, તે નિજસ્વરૂપ અલખ હોઈ બાવન અક્ષરોના લેખમાં આવી શકતું નથી. એવા આપનપુનો ગુરુગમ દ્વારા અનુભવ કરશે તેને જન્મમરણનો ભય લેશમાત્ર રહી શકશે નહિ.

અલખહી આપ લખીત તન સારું, વારૂં આ વિશ્વ વિલાઈ;
વિલંતાં વિત રહે જે વસ્તુ, ઉદે ન અસ્ત સોહાઈ. હો સંતો અલખ. ૧

હે નિજકર્તાના અંશ ! તું પોતે અલખ હોઈ, અક્ષરાતિત સર્વ તત્ત્વોના સાક્ષીરૂપે છે. બીજું જે લખવામાં આવે છે તે વ્યષ્ટિ સમષ્ટિના ઘાટોની આદ્યે આખું વિશ્વ અંતવાળું હોવાથી લય પામે છે. એ લય પામતાં પ્રણવરૂપી જે વિત્ત તે વ્યાપક બ્રહ્મમાં લીન થઈ જાય છે, ત્યારે શેષ ઉગરતી વસ્તુરૂપ તે તું પોતે કર્તાનો અંશ હોઈ તને ઉત્પત્તિ કે નાશ સંભવી શકતાં નથી. એવો તું અવિનાશી હોવાથી ચૈતન સ્વરૂપે સદા સદોદિત અખંડ રહે છે.

વિતપન વેશ વસ્તુ જે વેશાતિત, તે લક્ષ દે ગુરુ સાંઈ;
માટે ગુરુ શિર સામ્રથ સ્થાપો, દે નિજપદ ઓળખાઈ. હો સંતો અલખ. ૨

જે પ્રણવરૂપ વિત્તથી વેશ રૂપ પંચતત્ત્વના પંચ દેહ જીવન ભોગવતાં હતાં, તે વેશ સહિત પ્રણવ રૂપ વિત્તથી પણ તું ન્યારો છે. તે તારા મૂળ સ્વરૂપે થવાનો લક્ષ જે કરૂણાના દાતા સદ્‌ગુરુ સ્વામી બક્ષિસ આપે છે; માટે હે સંતજનો ! તે મહાન સમર્થ સદ્‌ગુરુને શિર પર ધારણ કરી રાખશો તો, તે તમારા સ્વજાતિ સકર્તાપતિને ઓળખાવી તેમની સાથે સંબંધ જોડાવી આપશે.

બિન ગુરુ અલખ લહે નહિ જુગધર, જે લહે ને વિલજાઈ;
આગ્યે શાખ અનંત હે ઉનકી, જબ દે ગુરુ બકસાઈ. હો સંતો. અલખ. ૩

સાચા સદ્‌ગુરુ વિના ધર કહેતાં સૃષ્ટિની આદ્યથી અત્યાર સુધી લેખ રહિત, અલખ સ્વરૂપને યથાર્થ કોઈ જાણી શક્યું નથી. ત્યારે આ બાજુ સદ્‌ગુરુના લક્ષ જ્ઞાન વિના બીજાઓએ જે કંઈ જાણીને, ઉપાસના કરી તે નામરૂપ ગુણવાળા જડ ઈષ્ટોની હોવાથી અંતે નાશ પામે છે. જ્યારે જે જે જનોને સદ્‌ગુરુ મળ્યા ત્યારે તે અધિકારી જનોને કૃપા કરીને અલખ લક્ષ બક્ષિસ આપ્યો છે. તેની સાખનું પ્રમાણ પૂર્વકાળમાં થઈ ગયેલા ઘણા

મહાપુરુષોની અનંત અનુભવવાણી દ્વારા જાણવા મળે છે.

ગુરુ પદવી સબ કે શિર સામ્રથ, જાહેર જુગકી માંહી;
દશ અવતાર ચાહે ગુરુ ચરણાં, રહે નિજ પદ સરસાઈ. હો સંતો. અલખ. ૪

સમસ્ત લોકના શિર પર જે પરમશ્રેષ્ઠ આદ્ય અનાદ્ય પરમગુરૂનું પદ અપાર કરૂણામય હોય, તેમની પ્રેરણાથી પ્રત્યેક ઘાટોને સજીવન ગતિ મળે છે. એ ગુરુપદ જગતભરમાં જાહેર હોવાથી, વિષ્ણુના દશ અવતારો પણ અહોનિશ ગુરુચરણની ચાહના કરે છે. સરસાઈ એટલે તે ગુરુપદ નિજ કૈવલપદની સરખામણીમાં સમતોલપણે અભિન્ન રહેલું છે.

ગુરુ કર્તા દ્વે નાંહી નિજ એકુ, અજબ કળા કળ પાઈ;
શ્રીમંત કુવેર કે ચરણકમલ પર, દાસ નારણ બલજાઈ. હો સંતો. અલખ. ૫

ન્યાય સહિત પરમગુરૂના અગાધ અનુભવના આધારે વિચાર કરી જોતાં નિશ્ચય થાય છે કે, ગુરુપદ અને નિજકર્તા એ દ્વૈત નથી. પરંતુ નિજ સ્વરૂપે અદ્વૈત છે. જેવી રીતે જાણ અને જાણનાર એમ નામ બે પડે છે. છતાં જાણનારથી જાણ અલગ રહી શકતી નથી. એ ન્યાયે ગુરુને કર્તા એકમેક હોઈ, એવી અજબ કળાની કળ એટલે ગુરુગમ પ્રાપ્ત થવાથી હું આશ્ચર્યચક્તિ થયો છું. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મારી ગતિ મતિનું બળ નહીં પહોંચી શકવાથી, સ્વામી શ્રીમંત કુવેરસાહેબના ચરણકમળમાં સમર્પણ થઈ રહ્યો છું.



## ગોડી પદ : ૩



સેવો ગુરુપદ સોઈ હો સંતો, સેવો ગુરુ પદ સોઈ;
જામે આવા ગવન નવ હોઈ, હો સંતો સેવો ગુરુપદ સોઈ. ટેક.

હે નિજપતિની આરતવાળા સંતો ! તન, મન અને વચનથી શુદ્ધ ભાવે સર્વ શિર, શ્રેષ્ઠ, ચૈતન, ચિદ્ ગુરુપદની સેવા કરો. તે ગુરુચરણોની સેવાના પ્રતાપથી તમારું જગતમાં આવવા-જવાનું જે (ભવબંધનનું) દુઃખ તે જન્મ અને મરણ સદાને માટે મટી જશે.

ગુરુ કામધેનુ કલ્પતરૂ તદ્દસમ, હે ચિંતામણિવત્ જોઈ;
પરસત પુરણ હોય મનોરથ, મન વાંચ્છિત ફલ હોઈ. હો સંતો. સેવો. ૧

મહાન સમર્થ સદ્દગુરુનું સ્વરૂપ કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણી સમાન હોઈ તેની સેવા કરવાથી મનવાંચ્છિત ફળ મળે છે. તેમજ ઓહંગ, સોહંગરૂપી સદ્દગુરુ ચરણના સ્પર્શપ્રતાપે, મનના મનોરથ પૂર્ણ થવાથી સહેજે પરમપદની પ્રાપ્તિ થાય છે.

ગુરુ મહિમા મોટા જન જાણે, માણે વિરલા જન કોઈ;
અશક ધરી રસ પ્યાલા પીવે, જન મતબાલા હોઈ. હો સંતો. સેવો. ૨

પરમગુરુનો અલૌકિક મહિમા વારપાર વિનાનો, અગમ ને અગાધ હોવાથી તેને અંતર પ્રદેશના હિમાયતી, મોટી ગતિના મહાપુરુષો યથાર્થ જાણીને માણી શકે છે. તેઓ પોતાના અંતરનો આશક ભાવ ધારણ કરીને પૂર્ણ પ્રેમથી, પરમાનંદ રસનો પ્યાલો પીને નિજાનંદની ખુમારીમાં મસ્ત બની જાય છે.

ભયા મતબાલા મસ્ત દિવાના, ત્રણાવત જગ જોઈ;
સામ્રથ ગુરુ શિર પર હી બિરાજે, તાતે ડરું નહિ કોઈ. હો સંતો સેવો. ૩

તે સ્વરૂપાનંદની ખુમારીમાં મસ્ત બનેલા ઉર્ધ્વ દૃષ્ટિવાળા સંત સજ્જનો, પરમગુરુ પતિના અસીમ સુખને અનુભવે છે. તેથી આશ્ચર્ય પામી પૂર્ણ દશામાં દિવાના બનેલા હોવાથી, તેઓની દૃષ્ટિમાં સમસ્ત જગત ઘાસના તરણા બરાબર દેખાય છે. એવા પરમ વિદેહી પુરુષોના શિર પર મહાન સમર્થ કૃપાના સાગર, શ્રી પરમગુરુ અખંડ બિરાજે છે. જેથી તે અંશગતિના સંત સજ્જનોને કાળ માયાના કર્મ કલેશનો કોઈ પણ ડર રહી શકતો નથી.

ભાગ્યા ડર ભર જનમ મરણકા, સુખ સાગર વિલસોઈ;
ઉત ઈત સભર સુધારસ સિંધુ, ઝિલંતાં જન મિન હોઈ. હો સંતો. સેવો. ૪

ઉપર કહી બતાવ્યા પ્રમાણે સર્વના શિર મહાન સજાણ જાણ સ્વરૂપે સદ્દગુરુ બિરાજે છે. તે અખંડ ગુરુપદને યથાર્થ ઓળખનાર સંત સજ્જનોનો, ભર એટલે ખરેખર જન્મ-મરણનો ભય ભાગી જવાથી મહાસુખનો સાગર ઉભરાવા લાગ્યો. ઉત ઈત કહેતાં

તે બાજુ અને આ બાજુ સમસ્ત લોકમાં સોહંગ બ્રહ્મરસનો અમૃતસાગર સભરાભર એટલે છલોછલ ભરાઈને રહેલો હોય, તેમાં જલ માછલીના ન્યાયે ગુરુમુખી જન અહોનિશ સ્નાન કરે છે.

**આનંદ કંદ કરુણામયે કાયમ, શ્રીમંત કુવેર સત સોઈ;**
**દાસ નારણ કહે જ્યૌ બલિહારી, ચરણ કમળ ચિત્ત પ્રોઈ. હો સંતો. સેવો. ૫**

સર્વ આનંદોનું આદિ કારણ પરમાનંદ હોઈ અખૂટ ભરેલો છે. કંદ એટલે તેનું મૂળકારણ, તે અપાર કરુણામય સર્વજ્ઞ ગતિએ સજાણ સ્વરૂપ, મહાન સમર્થ શ્રી પરમગુરુ હોય અંતરિક્ષ આસને અચળ બિરાજેલા સત્ય, સનાતન અને સ્વયં પુરુષ છે. તે સ્વામી શ્રીમંત કુવેર કાયમ કેવલ સ્વરૂપે હોવાથી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે તે પ્રભુની બલિહારી છે કે જેના ચરણકમળમાં મારું ચિત્ત એકાગ્ર કરીને કૃતાર્થ થયો છું.



## ગોડી પદ : ૪



ગુરુ ચરન કા ઉપાસી હો સંતો, ગુરુ ચરનકા ઉપાસી;
અવર ન ચિતમે આસી...હો સંતો ગુરુ ચરનકા ઉપાસી. હો સંતો. ગુરુ

પરમદયાળુ ભગવાન કરુણાસાગરના, કૃપાપાત્ર, પટ્ટ શિષ્ય, પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે સંતો પરમપદના અલૌકિક નિત્ય સુખને આપનાર, સર્વજ્ઞ પરમગુરુના ચરણની અનિન ભાવે અખંડ ઉપાસના કરું છું. તે સિવાય બીજી કોઈ મારા ચિત્તમાં આલોક કે સ્વર્ગલોકના અનિત્ય સુખની લેશમાત્ર ઈચ્છા નથી.

કોઈ તીર્થ વ્રત જપ તપ કરહી, કોઈ તજી અન્ન ઉપવાસી;
કોઈ કંદમૂળ દૂધ પીવે ફરાળી, યૌંજીત-તિત મતરાસી. હો સંતો. ૧

આ જગતના લોકો, શાસ્ત્ર પુરાણોને સત્ય માની તેના મતને અનુસરી કોઈ તીર્થ, વ્રત તેમજ જપ, તપ કરે છે તો કોઈ અન્ન-જળને તજી દઈ અપવાસી રહે છે. તથા મનની ઈચ્છા પ્રમાણે જેતે સાધન દ્વારા સિદ્ધિઓ પ્રાપ્ત કરવા દૂધ, કંદમૂળ કે ફળનો આહાર કરે છે. એવા અનેક મત આ વિશ્વમાં ઉપજાવી કાઢેલા હોવાથી જગતના લોકો સત્ય સમજના અભાવે જ્યાં ને ત્યાં નાશવંત ઈષ્ટોની ઉપાસનાઓમાં વિરામ પામ્યા છે.

**પૂજત પ્રેત પીર જજત પ્રિતકર, જન વશ કરનકી આસી;**
**મંત્ર જંત્ર વશીકરન વિધિ સબ, મારન મોહન કે તપાસી. હો સંતો. ગુરુ. ૨**

આસુરી ઉપાસના કરવાવાળા લોકો કોઈ ભૂતને પૂજે છે. તો કોઈ મનની પ્રીતિપૂર્વક પીરનું પૂજન કરે છે. તેઓના અંતઃકરણમાં પોતાની મતલબ સાધવા બીજા માણસોને વશ કરી રાખવાની આશાથી, મંત્ર, જંત્ર અને વશીકરણ વિધિપૂર્વક સિદ્ધ કરવા સાધના કરે છે. તે ઉપરાંત મારન અને મોહન નામની તાંત્રિક વિદ્યા કોઈ કોઈ મનુષ્ય ઉપર ચલાવવા માટે સમયનો યોગ જોઈને ઉપયોગ કરે છે.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ, કોઈ નર જ્યોત પૂજાસી,
દશ અવતાર અશક પતિ માને, નિજપતિ જોયા ન તપાસી. હો સંતો. ગુરુ. ૩

બીજા સગુણ ઈષ્ટોની ઉપાસના કરવાવાળા ઉપાસકો બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવની ઉપાસના જગતકર્તા માનીને એક નિષ્ઠાથી કરે છે. ત્યારે કેટલાક મનુષ્યો આદ્ય શક્તિ મહામાયાને વિશ્વના કારણ રૂપ સમજી ઉપાસના કરે છે. તેથી પણ વિશેષ ગતિની સમજણવાળા જોગી પુરુષો યોગના આઠે અંગોની સાધના સહિત સમાધિ દ્વારા જ્યોતિ નારાયણના દર્શન કરે છે. તે જ્યોતિ નારાયણના ધ્યાનમાં રાતદિવસ રહીને સિદ્ધિઓ પ્રાપ્ત કરી તેમની સેવાપૂજામાં ચિત્ત જોડી રાખે છે. ત્યારે બીજી બાજુ ઘણા લોકો દશ અવતારોને પોતાના ધણી માની તે અમારી સર્વ આશાઓ પૂર્ણ કરશે એમ સમજી તેઓનાં મન તેમની ભક્તિ કરવાના રંગમાં રંગાયા છે. પરંતુ સદ્‌ગુરુના લક્ષને ગ્રહણ કરી હું કોણ છું અને મારા સ્વજાતીય નિજકર્તા કોણ છે એની તપાસ કોઈએ ન્યાય સહિત કરી નથી.

નિગમ ચતુર ખટ શાસ્ત્ર વિલોકે, કુરાન પુરાણ મત ગ્રાસી.
બિન મુરસદ ગુરુ મુક્તિ ન કબહુ, અનંત પુરુષકી જ્યૌ બાસી. હો સંતો. ગુરુ. ૪

આ વિશ્વમાં ન્યાય સહિત અનુભવ દૃષ્ટિ જોતા નક્કી થાય છે કે ચાર વેદ તેમજ છ શાસ્ત્રોનું નિરીક્ષણ કરવાવાળા ધર્માચાર્યોના સિદ્ધાંતો જુદા જુદા છે. ચાર વેદ એક અદ્વૈત નિર્ગુણ બ્રહ્મનું પ્રતિપાદન કરી બતાવવાના સંબંધમાં ન્યારુ ન્યારુ બોલેલા છે. તેથી ખરું જોતાં ચારે વેદના ચાર સિદ્ધાંતોનો સમન્વય થઈ શકતો નથી. તેમજ છ શાસ્ત્રોના સિદ્ધાંતો પણ અલગ અલગ છે તથા કુરાન પુરાણોના મતને ગ્રહણ કરી અનુસરનાર હિંદુઓ અને

મુસલમાનો, ઋષિ-મુનિઓની આદ્ય લઈને પીર પયગંબરો વગેરે અનંત પુરુષો સાચા સદ્‌ગુરુની ઓળખાણ વિના કોઈ પરમ મોક્ષ પામી શક્યા નથી. પરંતુ અનંત પ્રકારની ઉપાસના દ્વારા જેની જેવી નિષ્ઠા તે પ્રમાણે કોઈ સગુણ ઈષ્ટોના ધામોમાં તો કોઈ નિર્ગુણ બ્રહ્મમાં વિરામ પામ્યા છે.

આદ્ય અંત ઓરુ મધ્ય ચરાચર, જબસે સૃષ્ટિ ઊપાસી;
યામે મોક્ષ મળે નહિ મુકરે, બિન ગુરુ બોધ સમાસી. હો સંતો. ગુરુ. ૫

જગત રચનાની આદ્ય મધ્ય કે અંતકાલ સુધી તપાસી જોતાં સ્થાવર જંગમના સામાન્ય કે વિશેષ સમસ્ત અંશો, જ્યારથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ ત્યારથી તે અત્યાર સુધી કોઈએ ગુરુ વિના જ્ઞાનબોધ ગ્રહણ કર્યો હશે તો પણ એવા જનોને મુકરે એટલે નક્કી કહું છું કે સદ્‌ગુરુ વિના મોક્ષ મળ્યો નથી એમ જાણવું.

તન મન ધન કદમ પે ધરના, મન ક્રમ વચનકી આસી;
શ્રીમંત કુવેર કે ચરણ કમલ પર, દાસ નારણ બલ જાસી. હો સંતો. ગુરુ. ૬

પરમગુરુના અંતરલક્ષની ઉપાસનાનો અધિકાર મેળવી મારા તન, મન, ધન પરમગુરુના સત્ ચરણમાં સમર્પણ કરી, મન, વચન અને કાયાથી જતમત રહી નિજ પરમપતિને પામવાની આશા રાખી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે મારા દેહોસ્મિના દાવાનું બળ ત્યજી દઈને સ્વામી શ્રીમંત કુવેર ભગવાન કરુણાસાગરના ચરણકમળમાં આધિન થઈ રહ્યો છું




શ્રીમંત કુવેર ગુરુ મેરા હો સંતો, શ્રીમંત કુવેર ગુરુ મેરા;
પાયો ચરણ કમલ સુખ શિરા, હો સંતો શ્રીમંત કુવેર ગુરુ મેરા. ટેક

મહાન સમર્થ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક ગુરુગમ ગતિના સંપૂર્ણ અધિકારી પૂજ્ય શ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે હે સંતો ! શ્રીમંત કુવેર સ્વામી મારા આદ્ય ગુરુ છે. તેમના ચરણકમળના સાચા સુખની અતિ શિતળ પરમ શાંતિને પામી હું નચિંત થયો છું.

જ્યૌં સુર તેજ સકલ પર સરખા, સમસ્ત દ્રિઘનપે નેરા;
અંધ આદિતકુ કીસ વિધિ જાણે, ખોલે લોચન સબહેરા.

હો સંતો. શ્રીમંત. ૧

દૃષ્ટાંતે જેમ બ્રહ્માંડમાં રહેલા સૂર્યનો વ્યાપક પ્રકાશ સર્વ દેહધારી પ્રાણીમાત્રની આંખો પર પડે છે પરંતુ જે કોઈ જન્મઅંધ હોય તે સૂર્યના પ્રકાશને દેખી શકતો નથી. કદાચ જો તેના અહોભાગ્યે આંખો ખૂલી જાય તો જેમ છે તેમ દેખી શકવાથી બહુ આનંદ પામે છે. સિદ્ધાંત : પરમગુરુરૂપી સૂર્યનો વ્યાપક ચૈતન જ્ઞાન પ્રકાશ સ્થાવર જંગમના સમસ્ત ઘાટોમાં વસેલા અંશોને સ્પર્શીને રહેલો છે. પરંતુ સર્વ અંશોની અધોદૃષ્ટિ થવાને કારણે, વિજાતીય જડ તત્ત્વોના સંગદોષે કરી અજ્ઞાન આવવાથી હું કોણ ? અને મારા કર્તા કોણ ? તે જાણને ભૂલી ગયા છે. છતાં કોઈ કોઈ અંશોનો પૂર્વના પુણ્યનો ઉદયથવાથી સંતસેવા અને ગુરુકૃપાનો યોગ અચાનક મળી આવે ત્યારે સદ્‌ગુરુના પ્રતાપથી તેનાં અંતરચક્ષુ ખુલી જાય છે. તેથી હું કોણ અને મારા કર્તા કોણ ? એ યથાર્થ જાણી પરમાનંદ પામે છે.

ગુરુ સુર મેં દ્રિઘન કહાવું; ચંદ્ર ગુરુ મેં ચકોરા;
ગુરુ અરણવ સલિતા મમ પદવી, ગુરુ ઘન સ્વાંત મમ સેરા.

હો સંતો શ્રીમંત. ૨

પરમગુરુ સજાણ સૂર્ય સ્વરૂપે હોઈ, હું તેમનો નેત્ર સમાન અંશ છું તેમજ મહાન સમર્થ પરમગુરુ ચંદ્રસ્વરૂપે હોઈ હું ચકોર પક્ષી રૂપે હોવાથી, મારી નિજ દૃષ્ટિએ તેમના સ્વરૂપનું અષ્ટ પહોર ધ્યાન ધરું છું તથા સદ્‌ગુરુનું સોહંગ સ્વરૂપ સમુદ્ર સમાન છે. હું નદી રૂપે તેમનો અંશ સમુદ્રમાં ભળવાની ચાહના રાખું છું. તેમજ ચૈતન ચિદ્ ગુરુ સઘનઘન સમાન હોઈ હું તેમનો અંશ ચાતક પક્ષીરૂપે હોવાથી અંતરિક્ષથી આવતી સઘનઘનની કરુણા અમીની સેરનું પાન કરી શાંતિ પામ્યો છું.

ગુરુ ચંદન મમ સરપ પુરાણા, નિશદિન જરત શરીરા;
અનંત કલપ કર્મ અનલ અંગમે, પ્રસત હરત વિખ હેર્યા.

હો સંતો. શ્રીમંત. ૩

હું ઘણા જૂના સમયનો સર્પસમાન અલ્પજ્ઞ અંશ હોવાથી મારા અંગમાં કાળ માયાનું ઝેર રોમેરોમ અને રગેરગમાં વ્યાપી ગયેલું છે. તદ્ઉપરાંત અનંત કલ્પોથી અશુભ કર્મનો અગ્નિ મારા અંગમાં સળગી રહેલો હોઈ તેમાંથી ઉગરવા અતિ શિતળ ચંદનવત નિજચૈતન ગુરુનો સ્પર્શ કરતાંની સાથે મને વ્યાપેલું કાળમાયાનું ઝેર ઊતરી ગયું, ત્યારે અશુભ કર્મનો અગ્નિ બુઝાઈ ગયો. તેથી મને પરમ શાંતિનું સુખ થયું.

શરદઋતુ ઘન ગુરુ છીપ મમ સોઈ, પ્રીતે પરમાનંદ પુરા;
વ્રેહવંત લગ્ન હુલાસ હંમેશ જીનું, નિપજે મુગત મહા નુરા.
હો સંતો શ્રીમંત. ૪

દૃષ્ટાંતે જેમ શરદઋતુમાં સ્વાંતિ નક્ષત્રની માણેકઠારી પૂનમનો યોગ મળતાં, ખારા સમુદ્રમાં રહેલી છીપો શરદપૂનમે વિરહાતુર બની ઉપર આવી આકાશમાં મીટ માંડી રહે છે. તે સમયે સઘનઘનમાંથી આવતું અમૃતબિંદુ. છીપ પોતાના મુખમાં ઝીલી લઈને મુખ બંધ કરી ખાનપાન ત્યજી ખારા સમુદ્રમાં જતમતપણે છ માસ સુધી રહે છે. ત્યારે અમુલ્ય મોતી પાકે છે.

સિદ્ધાંત : સંસારરૂપી ખારા સમુદ્રમાં છીપસમાન નિજપતિની અતિ આરતવાળા અતિ ઉજાગ્રત વૃત્તિના અધિકારી જન હોય તેને શરદપૂનમના સ્વાતિ નક્ષત્ર સમાન અંતરલક્ષના હિમાયતી પરમગુરુની એકતાવાળા સંતનો મેળાપ થાય છે, ત્યારે અંશીપદના પૂર્ણપરમાનંદને પામવાની પ્રીતિ જોડીને સ્થિર થાય છે. ત્યારે ચિદ્ઘનમાંથી આવતું લક્ષજ્ઞાનરૂપી બિંદુ, સુરતા દ્વારા ગ્રહણ કરીને પોતાના અંતરપટમાં ગુપ્ત રાખે છે. તે જગત જંજાળથી અતિ સાવધ રહી પરમ ગુરુના વચન અનુસાર જતમતપણે, નિજલક્ષનું સેવન કરતાં તે અંશ મહાન તેજસ્વી મોતીની જેમ પાકી ચકવે ગતિના મહારાજા પરમગુરુના ચરણને પ્રાપ્ત કરી અતિ શોભે છે.

સાકર ખોરૂ ખગ ગુરુ મમ શલ્યા, કરત સકર નવેરા;
રહે વિતરેક જમ તમહી અનાદુ, મિલત ના નિજપદ સેરા
હો સંતો શ્રીમંત.૫

પ્રકાશ બ્રહ્મરૂપી આકાશમાં મહદ્ સુજાણ-જાણ સદ્ગુરુ તે સાકરખોરૂ જેવા છે. હું સામાન્ય ગતિનો જીવ પ્રકૃતિ તત્ત્વોમાં જામી ગયેલ પથ્થરની શલ્યા જેવો છું. તે મહાદ સુજાણ જાણવાળા સદ્ગુરુએ મને અમી દૃષ્ટિના સ્પર્શથી, સાકર સમાન અંશ બનાવી શરણે લીધો. એ મહાન સમર્થ સદ્ગુરુથી જે જીવ વિતરેક એટલે વિયોગી રહ્યા છે. તેઓને જેમ છે તેમ અનાદિ-નિજપદને પામવાનો ગુરુગમ માર્ગ કદાપિ મળતો નથી.

ગુરુ હમાહુ છાંયા કરુણાકર, દિયા જ્ઞાન અમલ અનેરા;
શ્રીમંત કુવેર કૃપાનિધિ સ્વામી, દાસ નારણ જન તેરા.
હો સંતો શ્રીમંત ૯

જેમ આકાશમાં રહેલાં હમાહુ પક્ષીની છાયા કોઈ મહા ભાગ્યશાળી મનુષ્ય ઉપર પડે તો તે એક પલકમાં સમૃદ્ધિવાન પૃથ્વીપતિ રાજા થાય છે. એ દૃષ્ટાંતના ન્યાયે અનંત દયાળુ અંતરિક્ષ આસને બિરાજેલા પરમગુરુ દેવની કરુણાદૃષ્ટિ મારા ઉપર પડવાથી, અનેરા જ્ઞાનઅમલનો અધિકાર મને પ્રાપ્ત થયો છે. તેથી હું બ્રહ્મભૂમિકાના અખૂટ આનંદનું સુખ ભોગવું છું. પૂજ્યશ્રી નરવેદ સાગર મહારાજ કહે છે કે હું સ્વામી શ્રીમંત કુવેર ભગવાન કરુણાસાગરનો અનિનદાસ બની કાયમ તેમનો થઈ રહ્યો છું.

## ગોડીપદ : ૯

પ્રગટ પરમગુરુ ભાનું, જગતમેં પ્રગટ પરમગુરૂ ભાનુ;
જેની કિરણ જ્ઞાન પસરાનું, જગત મેં પ્રગટ. ટેક.

સકર્તા સત્ કૈવલની બાજવૃત્તિની એકતાથી જે સોહંગ સૂર્યનો ઉદય થયો, તે પરમગુરુનું પ્રગટ સ્વરૂપ હોય તેમના મહાદ્ ચૈતન પ્રકાશથી સમસ્ત જગતને પ્રકાશી રહેલા છે. તે સોહંગ સૂર્યમાંથી છુટતા જ્ઞાનકિરણો સર્વે અંશોની ઉપર પ્રસરી રહ્યા છે.

ગતિ પરકાશ અચરચર બુઝત, સુઝ પરે નિજ જ્ઞાનુ;
અંશી-અંશ સકલકે કર્તા, શરણાંગત સુખદાનું. જગત મેં.૧

ઉપર જણાવેલા જ્ઞાનકિરણોના ઓજસ વડે નિજલક્ષ દ્વારા તે અંશ વ્યાપક બ્રહ્મગતિના પ્રકાશથી સ્થાવર જંગમ સર્વ ઘાટોની થતી, અંતર-બાહ્ય ક્રિયાને યથાર્થ

સમજીને પોતાના નિજજાણ સ્વરૂપને જેમ છે તેમ જાણે છે. તેથી પરમગુરુ કૃપાવંત થઈને તેને વિશેષ ગતિ આપે છે તેના પ્રતાપે અનેક અંશોના અંશી પરમગુરુ પોતે સર્વેના કિરતાર છે એવો નિશ્ચય અનુભવ થવાથી તે અંશ પરમગુરૂનો શરણાંગત થઈ રહે છે. ત્યારે શરણાંગત અંશને દયા કરીને પરમગુરુ પરમસુખનું દાન આપે છે.

નિજ શરણાનું સુખ અપરબલ બળવંત ધણીનું બાનું;
મહાદમોજ પ્રિયે પતિકુ જો લાગે, શ્વસંવેદ વિદવાનું. જગત મેં. ૨

જે પરમગુરુના સજાણ નિજશરણનું નિત્ય સુખ અપર બલ એટલે ઊઁકાર પ્રણવની પાર આવેલું હોય તે અનુભવગતિનું બળ અમાપ છે. એ અપાર અનુભવના બળને ધારણ કરી રાખનાર પોતે સર્વજ્ઞ પરમગુરુ છે. તેમનું બાનુ કહેતા કૈવલલક્ષની દીક્ષા ગ્રહણ કરનાર અંશ શ્વસમવેદને યથાર્થ જાણી શકે છે. તે અંશ કરુણેશની સચ્ચિદાનંદ રૂપી મહાદ મોજને માણી શકતો હોવાથી પરમપતિને અતિ પ્યારો લાગે છે.

છુટે વિનતા, દીનતા પતિવશ, જશ જીનું જગ વિખરાનુ;
આલોક ઓરુ પરલોક પ્રિયે અતિ, ગતિ અનુભવ દે દાનુ. જગત મે. ૩

ઉપર દર્શાવ્યા પ્રમાણે જે અંશ પરમપતિને અતિપ્રિય છે તેને વિનતા એટલે કોઈની આગળ વિનંતી કે યાચના કરવાની રહેતી નથી. કારણ કે તેની દીનતા કહેતા જીવદશાની ગરીબી હંમેશને માટે દૂર થઈ છે. જેથી અહોનિશ પરમગુરૂ પતિ સાથે આધિન થઈ રહે છે. તેની પવિત્ર કીર્તિના જશ જાહેર જગતમાં પ્રસિદ્ધ થવાથી જ્યાંને ત્યાં ગવાય છે. તે અંશ આલોક તથા પરલોકમાં અતિપ્રિય લાગતો હોઈ એવા પરમપતિના લાયક અંશને પરમગુરૂ દેવ અનુભવ ગતિનું દાન આપે છે.

શ્રીમંત કુવેર શરણ સુખ જેતા, લહે શિષ ભયે તે સુજાણું;
નારણદાસ આશ પદ રજકી, તન મન ધન અરપાણું. જગત મેં. ૪

મહાન સમર્થ શ્રીમંત કુવેર સાહેબના સજાણ શરણમાં જેટલું અનુભવાનંદનું અખંડ સુખ છે તેને જ સાચો શિષ્ય થયો હોય એ ગુરુગમ દૃષ્ટિએ પ્રાપ્ત કરીને, સુજાણ ગતિવાળો થાય છે. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે પરમગુરુના ચરણ રજની અનિન આશા રાખી તન મન અને ધન સમર્પણ કરી સદાએ તેમનો થઈ રહ્યો છું.

## સાયંકાલ ઉપાસના




સ્તુતિ દિન અસ્ત કી, સુનહો શ્રી મહારાજ;
નારણદાસ શરણાંગત, સમય સુધારો કાજ. ૧

પરમ કૃપાનિધિ મહાન સમર્થ, પરમગુરુદેવના અનિનદાસ પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ પ્રાર્થના કરી કહે છે કે મને મળેલા મનુષ્ય દેહરૂપી દિવસનો અસ્ત થવા આવ્યો છે. જેથી જોઈને જાણી શકું એવી દયા કરીને નિજઘરની પ્રાપ્તિનો અગમ્ય રસ્તો જરાય સુજતો નથી. હે પરમ દયાળુ ચકવેગતિના મહારાજા ! મારી અરજ સાંભળી શરણાંગત થયેલા દાસના અંત સમયે આવી કાર્ય સુધારવા કૃપાવંત થશો.

ત્રાસ અતિ રજની તણો, અંધાધૂંધ અપાર;
નારણદાસ શરણાંગત, ગુરુપદ ઉરમાં ધાર. ૨

ઘોર અજ્ઞાનરૂપી રાત્રીના અતિ ત્રાસમાં મારી શુદ્ધબુદ્ધ ભૂલી જવાથી, અતિ અંધાધૂંધ પ્રકૃતિના અંધકારમાં મને દેશ કે દિશા સૂઝતી નથી. તે કારણને લઈને પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હે પરમ કૃપાનિધિ ! હું આપનો શરણાંગત થઈ આપનું જે સત્ય સોહંગ સ્વરૂપ તે નિજ ગુરુપદને હૃદયમાં ધારણ કરી રહ્યો છું.

ગુરુ સૂર જ્ઞાન પ્રકાશમે, રહે ક્યૌ તમ અજ્ઞાન;
શ્રીમંત કુવેર સર્વજ્ઞ હી, નારણદાસ સત માન. ૩

ઉપર પ્રમાણે વિનંતી ધ્યાનમાં લઈ મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કૈવલજ્ઞાનના સૂર્યરૂપે હોઈ, મારા હૃદયમાં વસી જ્ઞાનગતિનો પ્રકાશ પાડ્યો, તેથી અજ્ઞાનરૂપી અંધારૂં તત્કાળ નાશ પામ્યું. પૂજ્યશ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે આપ પરમદયાળુ શ્રીમંત કુવેર સ્વામી સર્વજ્ઞ ગતિના સજાણ પુરુષ છો એમ હું નિશ્ચયપૂર્વક સત્ય માનું છું.

સંધ્યા સ્મરણ આરતી, ભજન ભરોંસે દાસ;
મનસા વાચા કર્મણા, કર ગુરુ ચરણ નિવાસ. ૪

આપણા દેહ વિષે ઈંગલા પિંગલા અને સુષુમણા એમ મુખ્ય નાડીઓ ત્રણ છે. ડાબી ઈંગલા સ્ત્રી રૂપ ચંદ્ર તેમજ જમણી પિંગલા પુરુષ રૂપ સૂર્ય હોઈ એ બંને નાડીઓની ભ્રુકુટી સ્થાને સંધિ મળવાથી તેને સુષુમણા કહે છે. તે સંધિને યોગીજનો સંધ્યા કહે છે. સુષુમણાના સમયે આકાશ તત્ત્વ વર્તતું હોવાથી પ્રકૃતિના વિલાસનો કોઈ પણ સંકલ્પ ઊઠતો નથી. ત્યારે નચિંતપણું આવે છે. તે સમયે અંતરમાં આરતભરી સૂરત નૂરતની એકતાએ ગુરુમંત્રના જાપમાં એકરસ બની, સંધ્યાસ્મરણ કરવા અતિ સાવધ થવું. સંધ્યા કહેતા સમ થયેલા સુષુમણાના શ્વાસમાં પોતાની સુરતાને એકાગ્ર કરી પરમગુરુના લક્ષ ભજનમાં સંપૂર્ણ વિશ્વાસ લાવી, મન, વચન ને કાયાથી એકનિષ્ઠાએ સત્યતાપૂર્વક પરમગુરુના શરણમાં વસીને રહેવું.

ગુરુકી કીજે બંદગી, કોટી કોટી પ્રણામ;
કીટ ન જાને ભ્રંગ કો, સોહી કર લે આપ સમાન. ૫

સદ્‌ગુરુના શરણમાં રહીને તેમની કૃપા મેળવવા શ્રી પરમગુરુની બંદગી એટલે પ્રાર્થના અતિ વિનમ્ર ભાવે કરવી. વિનંતી સાથે આજીજીપૂર્વક પોતાનાથી થયેલા ગુનાઓની માફી માંગી, કોટીકોટી વાર નમસ્કાર કરવાથી, પરમ ગુરુદેવ કૃપાવંત થશે. (દષ્ટાંતે જેમ ભ્રમર, કીટ કહેતા કીડાને ચટકો લગાવી શબ્દનો ગુંજાર તેના કર્ણમાં સંભળાવી તેના દિલમાં ઉતારી દે છે ત્યારે તે કીડો શબ્દ ગુંજારમાં રંગાઈને તેના પ્રભાવથી દેહ પલટી ભ્રમર બની જાય છે.) એવી રીતે સદ્‌ગુરુ ભ્રમરરૂપે હોઈ કીટ રૂપી જિજ્ઞાસુ જનને શબ્દની ટકોર મારીને અમર મંત્રનો ગુંજાર સંભળાવી તેના ઉરમાં લક્ષ લખાવી દે છે, ત્યારે અંતરવૃત્તિ અનુરાગપૂર્વક અમરમંત્રના જાપમાં જોડાય છે. તે ગુપ્ત જાપના ધ્વનિમાં એકરૂપ થવાથી પરમગુરુ, કરુણાદષ્ટિએ દેહોસ્મિના અધ્યાસવાળી જીવદશા મટાડીને અંશને નિજસ્વરૂપે કરી અભયપદનું સુખ આપે છે. એવો પરમગુરુ કૃપાનો શ્રેષ્ઠ પ્રતાપ છે.

ગુરુ મૂરત મુખ ચંદ્રમાં, સેવક નેંન ચકોર;
અષ્ટ પહોર નિરખત રહે, સોહી ગુરુ મૂરત કી ઓટ. ૬

(દષ્ટાંતે જેમ ચકોર નામનું પક્ષી ચંદ્રના સ્વરૂપમાં સૂરતા જોડી એક ધ્યાન થાય છે, તે સમયે તે પક્ષી પોતાનું ભાન ભૂલી જાય છે. એવા ધ્યાનના પ્રતાપે ચંદ્રની શીતળ અમી ચકોરની સૂરતા દ્વારા તેના દેહમાં ઉતરવાથી અતિ શાંતિને પામે છે. જ્યારે

ધ્યાનમુક્ત થાય છે ત્યારે ચકોર સળગતી અગ્નિની જ્વાળાને જોઈ ચંદ્ર છે એમ જાણી જીવતા અંગારાનું ભક્ષણ કરે છે, છતાં તેને તે અગ્નિ બાળી શકતો નથી.) એવી રીતે ઉજાગ્રત વૃત્તિનો આરતવાન શિષ્ય ચંદ્રરૂપ સતગુરુના સત સોહંગસ્વરૂપમાં, સૂરતા જોડી એકતાર કરવાથી પરમગુરુની અતિ અમૃતમય અકળ ગતિનું પોષણ, સૂરતાના તારે તે અંશને મળતા પોતાના સ્વરૂપાનંદની પરમ શાંતિને પામે છે. એવા નિજ સ્વરૂપે થયેલા અંશને કાળમાયાના પ્રપંચનો ઉગ્ર તાપ તપાવી શકતો નથી. પરંતુ તેઓ સદ્‌ગુરુની શીતળ ગતિના પ્રતાપે કાળમાયાના અમલને મૂળ અંકુરમાં સમાવી જીવનમુક્ત થાય છે. એવું સદ્‌ગુરુનું લક્ષજ્ઞાન અદ્‌ભુત હોઈ જેને કોઈક વિરલા સંત જાણી શકે છે.

ચાર ચિન્હ હરિ ભક્તકે, પ્રગટ દેખાવન દેત;
દયા ક્ષમા ઓર દીનતા, પરદુઃખકો હર લેત. ૭

સકલ પાપોનું હરણ કરનાર સાક્ષાત હરિ સ્વરૂપ સદ્‌ગુરુની અતિ શુદ્ધ ભાવથી ભક્તિ કરનાર ભક્તજનમાં ચાર લક્ષણનાં ચિહ્નો જોતાં પ્રગટ દેખાય છે, તે કદાપિ છૂપાં રહી શકતાં નથી. પ્રથમ ભક્તજનના હૃદયમાં જીવમાત્ર ઉપર દયાદૃષ્ટિ રાખવી. જેના હૃદયમાં દયાનો ગુણ વસેલો છે એવો ભક્તજન કોઈનું દુઃખ જોઈ શકતો નથી. પરંતુ પરજીવની પીડા મટાડવા પ્રયત્નશીલ બની તન, મન, ધન અને વચનથી મદદરૂપ થાય છે. તેનું નામ દયા. હવે ક્ષમા એટલે ગુરુભક્તિના માર્ગે ચાલતા કોઈ પણ ધર્મસંકટ આવે તો હિંમત ન હારતા પોતાના મનમાં ધીરજ રાખી સહન કરી લેવું. વળી જગતના લોકો નંદન વંદન કે ભલીબૂરીવાત કરે તો પણ તે લક્ષમાં લેવું નહિ. તેમજ કોઈ ભક્તિના સંબંધમાં ખેદની દૃષ્ટિ કલંકિત કરવા કે દુઃખ દેવા ઈચ્છતો હોઈ, તેની ભૂલને નહિ ગણતાં ક્ષમા કરી ધન્યવાદ આપવો, એ ક્ષમાનું લક્ષણ છે. ત્રીજું દીનતા એટલે માયાના ભૌતિક પદાર્થોની ગરીબી, કોઈ સત્તાવાન કે સંપત્તિવાનના આગળ બતાવવાની નહિ, પરંતુ આ ગરીબી સમર્થ સદ્‌ગુરુના આગળ ધારણ કરી નિજસ્વરૂપે થવા, દિવ્ય સંપત્તિ તથા કર્તા સંબંધીના અલૌકિક જ્ઞાનની યાચના કરવાથી, પરમ જ્ઞાનદાતા શ્રી પરમગુરુ કૃપાવંત થઈ અનેક જન્મની જ્ઞાન હીણ જીવદશાની ગરીબીને દૂર કરી, લક્ષજ્ઞાન આપી સદ્ધર બનાવી દેશે. ચોથું પરદુઃખ કહેતા જગતભરમાં જીવમાત્રના શિર ઉપર મોટામાં મોટું જન્મ-મરણનું દુઃખ રહેલું છે. તે દુઃખથી છૂટવાનો ઉપાય કોઈપણ જીવ જાણતો નથી. એવા જીવો આ જગતમાં ચાર પ્રકારના છે. તેઓને મહાદુઃખથી મુક્ત કરવા, પમરગુરુશ્રીના

અલૌકિક વચનો વિશાળ દિવ્યજ્ઞાનથી ભરેલા હોઈ, તેનો બોધ જે જેના અધિકાર પ્રમાણે યુક્તિથી કરવો. પછી ધીમે ધીમે સત્સંગ, સેવાસ્મરણ કેઉપાસના કરતાં કરતાં પરમગુરુના સત્ય સ્વરૂપને જાણશે, ત્યારે જન્મમરણના ભયથી મુક્ત થઈ પરમપદને પામશે.

ધનવંતા જુગ મેં ઘણા, રૂપ રંગ મન મોટ;
કહેં કુવેર નેમી ઘણા, મન્ મેળુકી ખોટ; ૮

આ જગતના વિશે ધનસંપત્તિવાળા ઘણા લોકો છે. તેમજ રૂપરંગની સુંદરતાવાળા તથા માયાના વૈભવોની મોજને ભોગવવાવાંળા સંખ્યાબંધ જોવામાં આવે છે તેમજ જપ, તપ કે તીર્થ કરી મનની મિથ્યા મોટાઈઓ ધારણ કરી બેઠેલા ઘણા જ દેખાય છે. પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે નેમીજનો પણ નેમ પ્રમાણે સમય થતાં નહાવું, ધોવું, ધૂપ, દીપ, પૂજા, પાઠ, માળા ફેરવવી કે મંદિરમાં જવું એને નેમ કહે છે. એવા નેમી ગામોગામને ઘેરેઘેર ઘણા જોવા મળે છે. પરંતુ જે મન મેળાપી એટલે જ્યાંથી મન ઉત્પન્ન થયું છે તેને ઉર્ધ્વ દૃષ્ટિએ ગુરુગમ દ્વારા ત્યાં સમાવી નિજ સ્વરૂપનો મેળાપ કરાવવાવાળાઓની ઘણી ખોટ છે છતાં શોધવાથી કોઈક જ મળી આવે છે.

મન મેળુ જબહી મીલે, આતમ તત્ત્વ વિચાર;
તન મન સોંપી દીજીયે, વાકે ચરણ મોજાર. ૯

ઉપર દર્શાવ્યા પ્રમાણે જ્યારે નિજસ્વરૂપના મન મેળાપી સદ્દગુરુ મળે, ત્યારે આત્મતત્ત્વના વિચારનો જ્ઞાનલક્ષ બોધ કરે છે. એવી રીતે કે આત્મતત્ત્વ એટલે ઓહંગ પ્રણવ સોહંગમાથી ઉત્પન્ન થયેલો છે, તે ઓહંગ સોહંગ લક્ષ દ્વારા તું તારા નિજ સ્વરૂપને તથા પતિપદને યથાર્થ જાણી શકીશ. એવી શુદ્ધ સમજણ આપનાર સદ્દગુરુના ચરણમાં તારું તન, મન સોંપી તેમનો શરણાંગત થઈ રહેજે.

તન મન સોંપી શિષકું, રહો સદા લોલિન;
કહે કુવેર અંતર નહિ, જેસે જલમાં મીન. ૧૦

પરમગુરુ કહે છે કે જે અંશ તન મન અને શિષ અર્પણ કરીને મારા સોહંગરૂપ ચરણમાં શુદ્ધ પ્રેમથી અહો નિરંતર સદા લીન થઈ રહે છે તેનાથી પલમાત્ર હું જુદો રહી શકતો નથી (જેવી રીતે માછલી જળને તજી અલગ રહી શકતી નથી એમ જાણવું.)

જ્ઞાન મીનકા મચ્છકો, સંગ કરે જન કોય;
કહેં કુવેરા તો મીલે, પેર પીવનકી તોય. ૧૧

દૃષ્ટાંતે જેમ સમુદ્રના વિશે મોટો મચ્છ રહે છે તે પાણી પીવાની રીત સંપૂર્ણ જાણે છે. તે સિવાય બીજી અનેક માછલીઓ સમુદ્રમાં રહેવા છતાં પાણી પીવાની રીત જાણતી નથી. જ્યારે તેમાંથી કોઈ પણ મચ્છ તરસ્યું થાય ત્યારે જાણકાર મચ્છનો સંગ કરે છે. ત્યારે તેને જાણકાર મચ્છ પાણી પીવાની રીત શિખવાડે છે.

સિદ્ધાંત : વ્યાપક બ્રહ્મરૂપી મહાસાગરમાં સજાણ જાણ સદ્‌ગુરુ મીનવત રહેલા છે. બીજા સામાન્ય, વિશેષ અંશો બ્રહ્મના અંતરપટમાં રહેલા હોવા છતાં, બ્રહ્મરસ પીવાની રીત જાણતા નથી. પરંતુ તેઓમાંથી બ્રહ્મરસ પીવાની આતુરતાવાળો કોઈ જીજ્ઞાસુ જન જ્યારે સજાણ સદ્‌ગુરુનો સંગ કરે છે ત્યારે ભગવાન કરુણાસાગર કહે છે કે તેને બ્રહ્મરસ પીવાની રીત શિખવાડી શાંત કરે છે.

જ્ઞાન મીન યાંહા સત્‌ગુરુ, જો કોઈ શરણે જાય;
કહેં કુવેર કળ દેત હે, જીવ પરમપદ પાય. ૧૨

અહીં મીનરૂપે મહદ સજાણ જાણ સદ્‌ગુરુ, તે અપાર બ્રહ્મજળના મધ્યે, સ્વયં સ્વરૂપે, સર્વ અંશોના શિર પર તટસ્થપણે અખંડ રહેલા છે. જે કોઈ મુમુક્ષુજન નિજલક્ષ દ્વારા સત્‌ગુરુના શરણે જાય, તેને તે કૃપા કરીને ગુરુગમ કૂંચી આપે છે, ત્યારે તે અંશ સરળતાપણે બ્રહ્મથી પર રહેલા નિજપતિ-પદને પામી શકે છે.

શુદ્ધિ કો સમજે નહિ, કથે બહારલુ જ્ઞાન;
અલતો ચઢે ના અંગને, કુવેર તક્રને પાન. ૧૩

જગતભરના સર્વ ધર્મ આચાર્ય નિજસ્વરૂપ કે પતિપદના શુદ્ધ લક્ષજ્ઞાનને જાણતા નથી. તે કારણને લઈ જે કંઈ કથે છે, તે નામરૂપ ગુણવાળા નકલી ઈશ્વરોનું વર્ણન છે. ભગવાન કરુણાસાગર કહે છે કે છાશ પીવાથી શરીરમાં લોહી કે શક્તિ આવતી નથી એમ વૈખરી વાણીના વિલાસથી નિજ સ્વરૂપના અનુભવની ઐશ્વર્યતા કદાપિ પ્રાપ્ત થતી નથી.

સુરીનર મુનિજન દેવતા, બ્રહ્મા વિષ્ણુ મહેશ;
કહેં કુવેર ગૌ લોક લ્યો, જેઠી તક્ર આવેશ. ૧૪

ઉપર જણાવ્યા પ્રમાણે ન્યાય સહિત અનુભવ દૃષ્ટિએ નિર્ણય કરી જોતાં જણાય છે કે, દેવો, મનુષ્યો, ઋષિમુનિઓ તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશની આદ્ય લઈ ગૌલોકવાસી તેમજ તેમના ઈષ્ટ સહિત જેની ઉપાસના કરી રહેલા છે તે અવ્યાકૃત મહામાયા અને જ્યોતિરૂપ નિરંજનની હોઈ પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે આ બધું જ્ઞાન જાડી છાશ જેવું છે. તેથી તેના આવેશમાં મોટી વિભૂતિવાળા દેવો પણ ચકચૂરં થયેલા હોવાથી કોઈએ નિજ સકર્તાપતિની શોધ કરી નથી.

ખટ નવને દશ અષ્ટ લ્યૌ, ચારુ વેદ ચરાસ;
વ્યાસ વલોવન છાશનું, પીવત જકત ઉપાસ. ૧૫

છ શાસ્ત્રોના રચયિતા છ શાસ્ત્રોમાં પોતાની બુદ્ધિ અનુસાર જુદું જુદું વર્ણન કરી ગયા છે. જે નીચે પ્રમાણે છે. તે તપાસી જોતાં એકબીજાથી વિરુદ્ધ મત સ્થાપી જગતને ભરમાવી દીધું છે. (૧) વૈશેષીશાસ્ત્ર પાપકર્મથી અટકાવી પુન્ય કરવાનું કહે છે. (૨) ન્યાયશાસ્ત્ર ઈન્દ્રીઓને જતમત રાખી ન્યાયે ચાલવાનું બતાવે છે. (૩) પતાંજલિશાસ્ત્ર યોગસમાધિ કરી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાનું કહે છે. (૪) મિમાંસાશાસ્ત્ર મનને વશ કરવાથી શ્રેષ્ઠ સ્વર્ગના ભોગ ભોગવવા મળે છે એમ જણાવે છે. ત્યારે (૫) સાંખ્યશાસ્ત્ર તત્ત્વની સંખ્યાનો ભાગ ત્યાગ કરી આત્માને અલગ કરી બતાવે છે. તેમજ (૬) વેદાંતશાસ્ત્ર અકર્તા બ્રહ્મને સર્વના કારણરૂપ જણાવે છે.

આવી રીતે ન્યારૂ ન્યારૂ બોલી ગયેલા હોવાથી કોઈએ સર્જનહારનો નિર્ણય કર્યો નથી. વળી નવ વ્યાકરણોમાં નિહાળી જોતાં તોડ-જોડવાળી વાક્યરચના અને ભાષાની ભિન્નતાનો ભેદ તેમજ વાક્યરચનામાં વાક્ચાતુર્યથી કાનો, માત્ર, હ્રસ્વઈ કે દીર્ઘઈનો દોષ બતાવે છે. તે પણ એક વસ્તુની ઓળખાણ વિના વાણીનો વિલાસ જ છે. તે ઉપરાંત દશ અષ્ટ એટલે અઢાર પુરાણોમાં મહામુનિ વ્યાસજીએ અઢાર કર્તાઓનું વર્ણન કરી બતાવ્યું છે. વાસ્તવિક રીતે જોતાં મોટી જાળ બિછાવી જગતના જીવોને ફસાવી ગયા છે. વળી ચાર વેદમાં ખોજપૂવક જોતાં જણાય છે, કે ચારે વેદના સિદ્ધાંતો ચારદિશાએ બાર મહાકાવ્યોના જુદા જુદા સંકેત કરે છે. ચાર વેદનો નિચોડ તે બાર મહાવાક્યો હોઈ તેને સારરૂપી માની, સર્વમતના આગવાઓ વિરામ પામ્યા છે. ઉપર દર્શાવ્યા પ્રમાણે આખુંયે જગત સત્ય સમજના અભાવે કોઈ કંઈ તો કોઈ કંઈ એમ વ્યાસમુનિએ કરેલા વાણીના વિલાસરૂપ વલોણાની છાશને પીવામાં સંતોષ માન્યો છે.

રામચંદ્ર વશિષ્ટકુ, કરતા પણ ગુરુ કીન,
ચૌદ લોક ભાંગે ઘડે, ગુરુ આગે આધિન. ૧૬

ભારતભૂમિના લોકો શ્રી રામચંદ્રજીને ચૌદલોક સુધીના જગતને ઉત્પન્ન કરનાર, તેમજ સંહાર કરનાર કર્તા છે એમ નિશ્ચયાત્મક માની પ્રેમપૂર્વક ઉપાસના કરે છે. ત્યારે રામચંદ્રજી વશિષ્ટ મુનિને ગુરુ કરી આધિન શા માટે થયા ? તે વિચારવા જેવું છે.

કહો વશિષ્ટે ક્યા દીયા, કરતાકો ઉપદેશ;
એ અંદેશા સરવને, સુણો કહું સંદેશ. ૧૭

જગતના માનવા પ્રમાણે શ્રી રામચંદ્રજી કર્તા પોતે હતા, ત્યારે તેમને વશિષ્ટ મુનિએ ઉપદેશ આપતાં અધિક શું સમજાવ્યું તે કોઈ કહી શકે તેમ છે ? શું કહી શકે ? તેની કોઈને ખરી ખબર હોય ત્યારેને ! આ મહાન સંશય ગુચવણી ભરેલો હોવાથી એ સર્વની આગળ પડેલો છે,તેને કોઈ સમજી શક્યા નથી. પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે, હે ધર્મપ્રેમી મુમુક્ષુજનો ! તમો સાંભળવા સાવધ થઈ રહો. હું તેનો સંદેશો એટલે ખુલાસોકરી સત્ય જાણ જણાવું છું. તેથી સર્વને શંસય દૂર થઈ જશે.

પિતા બુંદ શિર ગર્ભ કે, જો ન લહે જન કોય;
કે રાજા કે રંક હી, ખરા અજાણ્યા દોય. ૧૮

(દ્દષ્ટાંતે જેમ પુરુષરૂપ પિતાનું બિન્દુ સ્ત્રીરૂપ માતાના ગર્ભમાં જામે છે તેમાંથી રાજા થશે કે રંક થશે તે ગુપ્ત આશયની જાણ જગતભરના સિર્ગુણ કે નિર્ગુણના કોઈપણ ઉપાસકો જાણતા નથી.) સિદ્ધાંત-વ્યાપક બ્રહ્મરૂપી માતાના શિર ઉપર સકર્તાપતિ પરમપિતા છે. તે પરમપિતાની અંતરબાજ વૃત્તિનું ભાવ હેતુ સંયુક્ત લક્ષબિંદુ બ્રહ્મરૂપ માતાના ગર્ભમાં પડ્યું છે. તેના જમાવથી સદ્દ્ચિદ્દ્ આનંદનો પસારો થયેલો છે. તે સદ્દ્ ચિદ્દ્ આનંદનો લક્ષ વશિષ્ટ મુનિએ રામચંદ્રને સમજાવ્યો હતો. પરંતુ સદ્દ્ ચિદ્દ્ આનંદ એટલે શું ? અને તેના કારણરૂપે કોણ છે ? તે અવિગત ગતિના મર્મને વિશેષ ગતિના અંશ તે રાજા તથા સામાન્ય ગતિના અંશ તે રંક હોય તે વાસ્તવિક નહીં સમજી શકવાના કારણે બે પ્રકારની કોટીના અંશો કાયમ બ્રહ્મના હિરણ્યગર્ભમાં રહેલા છે. છતાં કોઈ માતારૂપ બ્રહ્મને કે સ્વજાતીય પરમ પિતા કૈવલને યથાર્થ જાણી શક્યા નથી.

એસે કૈવલ અંશ કે, જીવ ઈશ્વર અવતાર;
કહેં કુવેર સદ્‌ગુરુ વિના, કોઈ લહત નહિ પાર. ૧૯

ઉપર જણાવ્યા પ્રમાણે કૈવલના અંશ સામાન્ય ગતિના જીવ, અને વિશેષ ગતિના ઈશ્વરો છે. આ બે પ્રકારની ગતિના અધિકારવાળા અંશો વારંવાર જગતમાં અવતાર લે છે. છતાં ભગવાન કરુણાસાગર કહે છે કે મહાન સમર્થ સર્વજ્ઞ સદ્‌ગુરુના સજાણ લક્ષ વિના, બ્રહ્મના હિરણ્યગર્ભનું નિરાકરણ કરી કોઈ પાર લાવી શક્યા નથી.

ચૌદ તબક જીનું શિર પર, ઔર ચૌદ ઉપ છાંડ;
મધ્ય મહેલ કૈવલ કુલ, સુગમ સભોમ સઘાડ. ૨૦

ચૌદ તબક જેના શિર પર હોઈ, ઉપ છાંડ એટલે ચૌદ તબક તેના નીચે આવેલા છે. એવા જે કૈવલપતિના સજાતીય પરમવિશેષ, પરમશ્રેષ્ઠ સુજાણ-જાણ સર્વજ્ઞ ગતિવાન મહાદ ચૈતન અંશ પિંડ, બ્રહ્માંડની મધ્યે અખંડ નિવાસ કરી રહેલા છે એ મહાદ ચૈતન્ય અંશ સુગમ એટલે સુજાણ-જાણ સહિત સભોમ કેતા અતિ દિવ્ય બ્રહ્મભૂમિકામાં બિરાજે છે. તે પરમ વિશેષ અંશની આસપાસ ચોતરફ સઘાડ એટલે ચૈતન્ય ગતિનું નૂર ઠસરસ ભરપુર ભરાઈને રહેલું છે. તે ચૈતન્ય બ્રહ્મ વારપાર વિનાનું હોઈ જેનું વર્ણન થઈ શકે તેમ નથી.

તે કૈવલ ખુદ ખાવન, અખિલ જીવન કિરતાર;
કહે કુવેર દરશાવહુ, જો જન હોય હમાર. ૨૧

તે કૈવલપતિ સર્વે અંશોના સ્વજાતીય નિજ કિરતાર હોઈ, અખિલ એટલે સમસ્ત જગતના જીવનદાતા છે. ભગવાન કરુણાસાગર કહે છે કે નિજપતિની આરતવાળો કોઈ અંશ હમારો થઈને મારા શરણે આવે ત્યારે વાર નહિ લગાડતા. તુરત જ દર્શાવીને નિજ લક્ષ દ્વારા સકર્તાપતિનો સાક્ષાત્કાર કરાવી આપું છું.

સત્‌ગુરુ દાતા મોક્ષ કા, જાહેર જુગમાં જાણ;
શરણ ગયે જે જે જન, પાયે પદ નિર્વાણ. ૨૨

મહાન સમર્થ સર્વ શિર શ્રેષ્ઠ સદ્‌ગુરુ, અપાર કરુણામય, સોહમ સ્વરૂપે

સર્વવ્યાપક હોઈ, અલગના અલગ અને સલંગના સલંગ છે. તે સદ્‌ગુરુ સર્વ જીવોનું કલ્યાણ કરવાના હેતુથી સ્વેચ્છાએ દિવ્ય મનુષ્યદેહ ધારણ કરી જગતમાં જાહેર નિજકર્તાની જાણને જણાવે છે. તેમનાં અલૌકિક વચનો ઓળખીને જે જે આરતવાન જિજ્ઞાસુ જન શરણે ગયા, તેઓને ગુરુગમ આપી વાણી રહિત નિર્વાણ કેવલપદે પહોંચાડ્યા છે.

બોધ અગાધ ટંકાર કરી, જુગસુ કહે જરૂર;
સત કુવેર ઉર જો લહે, તાસુ હરિ હજુર. ૨૩

તે પરમ દયાળુ, પરમ કૃપાનિધિ નિજકર્તાને ઓળખાવવાના હેતુથી જગતમાં પધારી, પોતાની દિવ્ય અનુભવવાણી દ્વારા ટહંકાર કરી સર્વને અગાધ લક્ષબોધ આગ્રહપૂર્વક જણાવે છે. ભગવાન કરુણાસાગર કહે છે કે જે કોઈ અધિકારી જન અંતરહંગમાં લખી એટલે યથાર્થ જાણીને ઓળખશે તેને સજાણ સકર્તાપતિનો પ્રત્યક્ષ અનુભવ થશે.

કાળ ડરપ કાયા લગે, નામ રૂપ ગુણ ગ્રાજ;
ઉબરે હમ ચૈતન ચિદ્દ, કુવેર કાળ શિરતાજ. ૨૪

કાળનો ભય પંચ તત્ત્વના શરીરો ઉપર રહેલો છે. તે નામ, રૂપ અને ગુણનો જ્યાં સુધી પ્રસારો થયેલો છે ત્યાં સુધી સર્વે કાળનો ગ્રાસ હોઈ તે ભયમાંથી કોઈ પણ બચી શકતા નથી. મહાન સમર્થ ભગવાન કરુણાસાગર કહે છે કે મારું ઉગરતું નિજ ચૈતન્ય સ્વરૂપ પંચતત્ત્વના શરીરોથી પર આવેલું હોવાથી કાળના શિર ઉપર હું છત્રરૂપે રહેલો છું, ત્યાં કાળની ગમગતિ પહોંચતી નથી.

હમ કાળન કે કાળ હે, અવ્યાકૃત શિર ઈશ;
કહેં કુવેર કૈવલ પદ, સો ગાજત મમ શિષ. ૨૫

હું નિરંજનરૂપ કાળનો પણ મહાકાળ હોઈ, અવ્યાકૃત એટલે કોઈ દશ્ય, આકૃતિ વિનાનું સમરૂપ સોહંગ પ્રણવનું વ્યાપક સ્વરૂપ, તેના શિર ઉપર હું સજાણ જાણ ઈષ્ટરૂપ કિરતાર છું. ભગવાન કરુણાસાગર કહે છેકે સકર્તા પતિનું છેલ્લું કૈવલ સ્વરૂપ મારા શિર ઉપર ગાજી રહેલું હોવાથી, તે અભય પદની મોજની મસ્ત દશામાં એકમેકપણે અખંડ રહું છું.

ચિતવન નીજ ચૈતનતણું, ગુણાતિત ગુલતાન;
લક્ષ મતે નિશદિન રહી, કરત કુવેર અવિલાન. ૨૬

ગુણ પ્રકૃતિથી પર મારું નિજ શુદ્ધ ચૈતન સ્વરૂપ ન્યારું રહેલું છે. તેનું તમો એકાગ્ર ચિત્તે ચિતવન કરવામાં દેહનું ભાન ભૂલી ગુલતાન થશો, ત્યારે તમોને રાતને દિવસ ગુરુલક્ષના મતમાં રહેવાની ગતિ પ્રાપ્ત થશે, ત્યારે ભગવાન કરુણાસગર કહે છે કે તે અધિકારી જન મારા નિત્ય સ્વરૂપનું નિરંતર અવલોકન કરી શકશે.

સ્થૂલ સૂક્ષ્મ કારણ કહીએ, મહાકારણ જે દેહ;
જીવન મુક્ત તે વરજીત, છતે પીંડ વિદેહ. ૨૭

ઉપર કહી બતાવ્યા પ્રમાણે સ્વરૂપાકારે થયેલો અધિકારી અંશ સ્થુલ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ સુધીના ચારે દેહોથી અલગ રહી, દેહ છતાં પરમ કારણ દેહમાં સ્થિતિ કરી જીવનમુક્ત દશા ભોગવે છે. તેથી તેને કાળમાયાના કર્મનો કોઈપણ દોષ લાગી શકતો નથી.



## સંધ્યા આરતી-૧



પહેલી આરતી પ્રેમ હુલાસા, અનંત કોટી જાંહા કરત વિલાસા;
આરતી કરત નિગમ હરિદાસા, હરિહરિ અગમ અગોચર અવિગત વાસા. આરતી. ૧

પ્રથમ મહાન સમર્થ સદ્‌ગુરુ ચરણની અતિ પ્રેમપૂર્વક, હુલાસ એટલે અનિન ભક્તિરસના આનંદમાં રહી, અનંત કરોડ વૈષ્ણવો કહેતા સાત્ત્વિક વૃત્તિના સંત-હરિજનો આરત કરે છે. તે શુદ્ધ સાત્ત્વિક ભાવે સદ્‌ગુરુની છત્રછાયા નીચે રહી, વિલાસ એટલે ગુરુ ઉપાસનાના આનંદનું સુખ ભોગવે છે. તે પરમ સુખદાતા સદ્‌ગુરુનું હરિસ્વરૂપ અગમ અને અગોચર હોય, ત્યાં ઈંદ્રિયોને અંતઃકરણની જાણ પહોંચી શકતી નથી. એવું અવિગત સદ્‌ગુરુનું અકળ સ્વરૂપ જેની વિગત વાણી દ્વારા કહી શકાતી નથી. એવા જે સર્વવ્યાપક ગુરુપદને જાણવાની આરત કરતા નિગમ એટલે વેદ પણ દાસ બની નેતિ નેતિ પોકારી હારી ગયા છે.

દુસરી આરતી દિરઘ મુરત કી, દેવ સકલ દિવ્ય મંગલ મુરતકી. આરતી. ૨

બીજા પ્રકારની દેવ કોટીના સર્વ દેવો મહાન કરુણામય ગુરુમૂર્તિની આરત કરે છે તે મૂર્તિ પરમ કલ્યાણકારી હોવાથી 'અતિ-દિવ્ય સોહંગ સ્વરૂપે સર્વવ્યાપક હોઈ તેના ચરણની આરત સર્વ કોઈ કરી રહ્યા છે.

તીસરી આરતી સકલ સુમત કી, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર પતકી. આરતી. ૩

ત્રીજા પ્રકારની આરત કરનાર સમસ્ત લોકમાં વસતા નાનીમોટી વિભૂતિવાળા સામાન્ય, વિશેષ, સર્વ અંશો સુમત ધારણ કરીને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ જેવા એક શ્રેષ્ઠ ગુરુપદની ઉપાસનામાં લાગી રહેલા છે. તેઓ શુદ્ધ બુદ્ધિથી સર્વાંગે સાવધ થઈ અતિ ઉજાગૃતપણે વિલાસી આકાંક્ષાઓને તજી દઈ અખંડ ગુરુપદને જાણવાની આરત કરી રહ્યા છે.

ચોથી આરતી સકલ ચરાચર, પ્રણવ પેચ જેહી રહત ભરાભર. આરતી. ૪

ચોથા પ્રકારની આરત કરનાર ચોથી ભૂમિકાના અધિકારીજન જે પ્રણવની કળ, સ્થાવર જંગમના સર્વ ઘાટોમાં સભરાભર ભરાઈને રહેલી છે. તે પ્રણવના વિષે સ્થિર થઈ પ્રણવનો પ્રેરક કોઈ છે એ આશયને અંતરમાં રાખી તેને સદ્‌ગુરુ લક્ષ દ્વારા જાણવાની આરત કરી રહ્યા છે.

પંચમી આરતી પરમ પુરુષકી, સકલ સાજ કળ કરન દુરસકી. આરતી. ૫

પાંચમા પ્રકારની આરત પાંચમી ભૂમિકાના અધિકારીજન પરમ પુરુષકી એટલે ભવની ઉત્પત્તિના મૂળ કારણરૂપ પ્રથમ નિરંજન પુરુષ હોઈ તેમની આરત કરી રહ્યા છે. ઉપર કહી બતાવેલા સર્વ ઉપાસકો નિરંજનની આરત કરવામાં અટકી ગયેલા હોવાથી, તે નિરંજનના પદની આગળ કોઈક જ વિરલા જઈ શક્યા છે. સકલ સાજ કહેતાં ચર અચર સર્વ ઘાટોના તત્ત્વોની સામગ્રીના કારણરૂપ જ્યોતિ સ્વરૂપ નિરંજન છે. તે પરમ કારણની ભૂમિકામાં જે ધ્યાની પુરુષો ધ્યાન ધરે છે એ ધ્યાની પુરુષો સર્વતત્ત્વોના જીવનરૂપ જે પ્રણવની કળ તે કળના વિષે અંતર દૃષ્ટિએ સ્થિર થઈ દુરસ્તપણે સમસ્ત જગતને જાણી શકે છે.

**ષષ્ટમી આરતી સગુન મુરતકી, મચ્છ કચ્છ વ્યાઘ્ર વેરાહ સુમતકી. આરતી. ૬**

ઉપર જણાવેલા નિરંજન પુરુષને નિજકર્તાએ સ્થાપી જગત અમલના પ્રથમ અમલીરૂપે નિર્માણ કરેલા છે. તેમને નિજકર્તાથી મળેલા અમલના અધિકાર પ્રમાણે જગતને નિયમિતપણે વર્તાવવા જ્યારે જ્યારે જેવા જેવા કાર્યની જરૂર દેખાય, ત્યારે ત્યારે પોતાની નુર ભૂમિકામાંથી હુકમ કરીને વિશેષ અંશોને મોકલે છે. તે અંશો સગુણરૂપ ધારણ કરીને મચ્છ, કચ્છ, વ્યાઘ્ર કહેતાં નરસિંહ તથા વરાહરૂપે પ્રગટ થઈ, સગુણની આરતવાળા ઉપાસક જનોનું રક્ષણ કરે છે. તે દસ અવતારો સહિત સર્વ ઉપાસકોનો સુમત સગુણ નિર્ગુણના મિશ્રવત્ ભાવવાળો હોય પોતાના અંતરમાં શ્રેષ્ઠ ગુરુપદની આરત કરી રહેલા છે.

**સપ્તમી આરતી સરલ શક્ત કી, વ્યાપક વિત્ત ચર અચર જક્ત કી. આરતી. ૭**

હવે સાતમા પ્રકારની આરત કરનાર નિર્ગુણ મતના જ્ઞાનીદર્શી અને તત્ત્વવેત્તા પુરુષો, વ્યાપક બ્રહ્મના અંતરપટમાં હું એક બ્રહ્મ છું એમ માની સ્થિર થયા છે. તે સર્જનહારની સરળ શક્તિ જે ચૈતન બ્રહ્મ સત્તા સ્થાવર જંગમની આદ્ય લઈ સમસ્ત સૃષ્ટિમાં વ્યાપક છે. તે વ્યાપક વિત્તમાં પોતાના અંતરની આરત અર્પણ કરી જ્ઞાનીદર્શી અને બ્રહ્મવેત્તાઓ વિરામ પામ્યાં હોવાથી કોઈ નિજકર્તાને જાણી શક્યા નથી.

**અષ્ટમી આરતી અંજન અરસકી, પરમ પુરુષ અવિકાસ કરશકી. આરતી. ૮**

આઠમા પ્રકારની આરત કરનાર સમર્થ સદ્‌ગુરુના કૃપાપાત્ર થયેલ અંશગતિના દિવ્ય દૃષ્ટિવાળા કોઈક જ વિરલા સંત હરિજન પરમપુરુષની આરત કરે છે. તે પરમપુરુષ સ્વયં સર્વજ્ઞ પરમગુરુ હોઈ, વ્યક્ત અવ્યક્ત માયાના અંજનથી રહીત, અંતરિક્ષમાં પોતે કાયમ અખંડ બિરાજે છે. અવિકાસ એટલે તેમનું સજાણ સ્વરૂપ વધવા ઘટવાના ધર્મથી રહિત યથાર્થ જેમ છે તેમ મૂળ સ્વરૂપે રહે છે. તે પરમ કરુણામય શરણે આવેલા અધિકારી અંશોને કરશકી કહેતા કરુણારસ પાઈને નિજસ્વરૂપે કરે છે.

**નવમી આરતી નવનિધ સિધકી, સકલ સૃષ્ટરધ પુરીત સનિધકી. આરતી. ૯**

નવમા પ્રકારની આરત કરનાર નિજદેશના વતની કોઈ કોઈ સંતહરિજન પરમ ભાગ્યશાળી હોઈ જેની અખંડ આરત કરી રહ્યા છે એ પરમપદના દાતા ભગવાન

કરુણાસાગરે પોતાની પાસે નવ નિદ્ધિ તેમજ સર્વ સિદ્ધિઓની આદ્ય લઈ સમસ્ત સૃષ્ટિની સમૃદ્ધિ સ્વાધિન રાખી છે. તે જગતભરમાં સામાન્ય-વિશેષ સર્વ અંશોને ઘાટોની રચના પ્રમાણે ખાનપાન વિગેરે સર્વે વ્યવસ્થા પૂરી પાડે છે.

દશમી આરતી આદ્ય પુરુષકી, છેક છેવટપતિ પરમ ઉરસકી. આરતી. ૧૦

દશમા પ્રકારની આરત સર્વ અંશોના સ્વજાતીય અનાદિ પુરુષ સકર્તાપતિની કરવાની છે, તે સનાતનપતિ સગુણ-નિર્ગુણથી પર છેવટે અદ્વૈત સ્વરૂપે રહેલા છે. તે પ્રથમ પુરાતન સ્વયં સ્વતંત્ર હોઈ, તેમના નિજપદને પામવાની આરત અરસકી એટલે ઉર્ધ્વ દષ્ટિના કોઈક જ અંશ કરી શકે છે.

જાહી પરંતુ અંત નહિ કોઉ કીત, નિજ કૈવલકારન બિનુ ઉતઈત. આરતી. ૧૧

ઉપર જે કૈવલકર્તાનું નિરૂપણ કરી બતાવ્યું તે નિજકર્તાની "પરંતુ" એટલે પર તેમની અનંતગતિની સીમાનો અંત લાવી શકે એવો કોઈ છે જ નહિ. જે કૈવલ સામાન્ય વિશેષ સર્વ અંશોના મૂળ કારણરૂપે હોઈ તે નિજ કૈવલ કારણ બિનુ એટલે સજાતીય કર્તાને તજી દઈને સર્વે અંશો ઉતઈત કહેતા આ બાજુ અને તે બાજુ સગુણ નિર્ગુણની અનેક ઉપાસનાઓમાં વિરામ પામ્યા છે. તેથી કોઈ કૈવલકર્તાને ઓળખી પ્રાપ્ત કરી શક્યા નથી.

જીનકે શુદ્ધ સંકલ્પ સલપમે, અખિલ લોક ઉપજાયે પલકમે. આરતી. ૧૨

પ્રથમ નિજકૈવલપતિએ શુદ્ધ સંકલ્પ કરી, તે સંકલ્પ દ્વારા એક સલપ એટલે ક્ષણમાત્રમાં દ્વૈતરચનાના અંકુરો ઉત્પન્ન કરી તેમાં સંકલ્પનો વેગ સમાય ત્યાં સુધી ખૂટે નહિ એવી અખુટ સમૃદ્ધિ ભરીને એક પલકમાં અનંત લોકને ઉપજાવી ખલકના ખેલની રચના કરી છે.

કહેં કુવેર અનેર આરતકી, ભવ ઉત્પન્ન અબ લગન સારત કી. આરતી. ૧૩

મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામી ભગવાન કરુણાસાગર કહે છે કે અનેર આરતકી એટલે કોઈ જુદા જ પ્રકારની અગમ અલૌકિક પરમપતિની અદ્વૈતભાવે આરત કરી તેમની સાથે નિરંતર એકમેક રહું છું. તે સકર્તાપતિએ જ્યારે સત્ સંકલ્પ દ્વારા ભવ ઉત્પન્ન કર્યો ત્યારથી અબ એટલે અત્યાર સુધી, મારી અંતર આરત નિજપતિના સ્વરૂપમાં સમર્પણ કરીને અખંડ લગની લગાવી પરમાનંદ અનુભવું છું.

## સંધ્યા આરતી-૨

પહેલી આરતી પ્રેમ હુલાસા, સુરીનર મુનિજન કરત વિલાસા-ટેક.

પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે સુરીનર એટલે દેવ અને દેવોના રાજા ઈન્દ્ર તથા સગુણ મતના ઉપાસક ઋષિમુનિઓ પોતાના અંતઃકરણમાં સગુણ ઈષ્ટ પરત્વે પુર્ણ વિશ્વાસ લાવી, પ્રેમપૂર્વક ઉપાસના દ્વારા સત્વગુણની વિશેષ વિભૂતિવાળા વિષ્ણુદેવની પ્રથમ આરત કરી રહ્યા છે. ઉલ્લાસ એટલે ઉપાસનાના આનંદમાં રહી એકનિષ્ઠાપણે જેને જે સ્વરૂપે માનેલા હોઈ તે સગુણ ઈષ્ટના લક્ષમાં રહી વિલાસ કહેતા ભજનાનંદનો આનંદ ભોગવે છે.

આરતી કરત નિગમ હરિદાસા, હરિહરિ અગમ અગોચર અવિગત વાસા. આરતી. ૧

નિગમ એટલે વેદ, હરિ હરિ કહેતા સોહમ બ્રહ્મના દાસ બનીને તેમના અવિનાશી પદને જાણવાની આરત કરી રહ્યા છે. છતાં વેદોની ગમ નહિ પહોંચી શકવાથી નેતિ નેતિ પોકારીને કહે છે કે તે હરિનું સ્વરૂપ અગમ અગોચર હોઈ ત્યાં ઈન્દ્રિયો અને અંતઃકરણની જાણ પહોંચી શકતી નથી. તે મહાન સમર્થ સદ્‌ગુરુનો અવિગત શૂન્યમાં અખંડ નિવાસ છે. તેનું વિગતવાર વાણી દ્વારા વર્ણન થઈ શકે તેમ નથી એમ કહીને વેદ વિરામ પામ્યા છે.

દુસરી આરતી દિરઘ મુરતકી, વૈષ્ણવ કોટ અનંત સુરત કી. આરતી. ૨

દુસરી એટલે બીજા પ્રકારની આરત દિરઘ કહેતા મહાન વિશાળ સગુણ મૂર્તિ હોઈ જેનો અમલ ચૌદલોકમાં સર્વોપરી છે એવા જે પ્રકૃતિના પતિ નિરંજન જ્યોતિ નારાયણ છે, તેમને નિજકર્તા માનીને તેમની આરત અનંત કોટી વૈષ્ણવો એટલે સાત્વિકવૃત્તિના સંત હરિજનો, અનિન ભક્તિભાવથી સુરતા જોડીને કરી રહ્યા છે.

ત્રીસરી આરતી ત્રંબક તોડે, પરશુરામ આઈ કર જોડે. આરતી. ૩

ત્રીજા પ્રકારની આરતનો ખુલાસો નીચે પ્રમાણે કરીએ છીએ. (દૃષ્ટાંત જેમ જનકરાજાને ત્યાં સીતાના સ્વયંવરમાં શ્રી રામચંદ્રજીએ ધનુષ્ય તોડ્યું. તેનો ટહંકાર પરશુરામે સાંભળ્યો, તેથી વિચારવા લાગ્યા કે હું અવતાર તરીકે પ્રગટ છું ત્યારે આ ધનુષ્યને તોડનાર બીજો કોણ આવ્યો ? એમ જાણી જોવાને માટે જનકને ત્યાં ગયા, ત્યારે

રામચંદ્રજીની ચૌદ કળાનો પ્રભાવ તેમના ઉપર પડતાંની સાથે તેમનામાં રહેલી બે કળાઓ હણાઈ જવાથી, હાથ જોડીને રામચંદ્રજીને આધિન થયા) સિદ્ધાંત–પરશુરામ તે નિરંજન પુરુષ હોઈ ઓમકાર દ્વારા બ્રહ્માજીને પ્રેરણા કરી ચાર વેદના વિષે ત્રિગુણી ઉપાસનારૂપી કર્મકાંડનું ધનુષ્ય કર્યું તેને સંશયરૂપી શિવજીએ જુક્તિ રૂપી જનકને ત્યાં મૂક્યું. તે ધનુષ્યના ત્રિગુણી વજનના બંધનમાંથી સર્વ જીવોને મુક્ત કરવા માટે રામચંદ્રજી રૂપે શ્રી પરમગુરુએ અંતરિક્ષમાંથી કરુણા કરીને સદ્‌ગુરુ સ્વરૂપે પ્રગટ થઈ અગમ ગતિનો ટહંકાર કરી ત્રિગુણનું ત્રંબક એટલે ધનુષ્ય તોડી નાખ્યું. ત્યારે પરશુરામરૂપી નિરંજનમાં રહેલી નાદબુંદની બે કલાઓ હણાઈ ગઈ. તેથી હાથ જોડી સમર્થ સદ્‌ગુરુના શરણે આધિન થયા.

ચોથી આરતી સકલ ચરાચર, ઝલમલ જ્યોત અખંડ પરાપર. આરતી. ૪

ચોથા પ્રકારની આરત કરનાર ત્રિગુણાતીત ચોથી ભૂમિકાના અધિકારી જન જેની આરત કરે છે, તે સ્થાવર જંગમના સર્વ ઘાટોમાં વ્યાપી રહેલો એક આત્મા, ઓહંગ પ્રણવ પરાઆદિ ચારે વાણીના કારણરૂપ જે અક્ષર બ્રહ્મ, પરાપાર જ્યોત સ્વરૂપે છે. તેના ઉપર અંશની ચૈતનવૃત્તિનો ભાસ પડવાથી અખંડ ઝગમગી રહેલો હોઈ, તેની આરત કરે છે.

પંચમી આરતી પ્રગટ પ્રસિત, નિરમલ રૂપં નિરંતર દરશીત. આરતી. ૫

જે નિર્ગુણ બ્રહ્મ પ્રગટ હોઈ સર્વને સ્પર્શીને રહેલું છે, તેમાં પાંચમી ભૂમિકાના જ્ઞાનીદર્શી તત્ત્વવેત્તાઓ, તત્ત્વાતિત નિર્ગુણ બ્રહ્મના વિષે સ્થિર થયા છે. તે નિર્ગુણ સોહમ બ્રહ્મ સર્વવ્યાપક સભરાભર અપરમપાર છે. તે અતિ વિશુદ્ધ નિર્મળ સોહમ્ બ્રહ્મમાં માયાની દ્વૈત ઉપાધિ લેશમાત્ર નથી. તે ભૂમિકાના જ્ઞાની પુરુષો નિરંતર બ્રહ્મ સ્વરૂપના દર્શી થઈને પોતાની આરત અર્પણ કરી બ્રહ્મમાં વિરામ પામ્યા છે.

સતજુગ ત્રેતા દ્વાપર કલજુગ, નિર્ગુણ રૂપ ધર્યો હરિ શીર ગુણ. આરતી. ૬

સતજુગ, ત્રેતા દ્વાપર, કળિયુગ આ ચારે યુગના વિષે સગુણના ઉપાસક સંત હરિજનોને જ્યારે ધર્મનીતિના રાહે ચાલતાં અસુર દુઃખ દે છે, ત્યારે તે જીવો એકનિષ્ઠાએ સગુણ ઈષ્ટની પ્રાર્થના કરે છે. તે પ્રાર્થનાને ધ્યાનમાં લઈ વિશેષ અંશો નિર્ગુણ બ્રહ્મમાંથી નિજકર્તાના હુકમ પ્રમાણે સગુણ હરિરૂપ ધારણ કરીને, અસુરોને હણી લઈ સંત સજ્જનોનું રક્ષણ કરે છે. તે સર્વે સંત હરિજનો સગુણ ઈશ્વરોની આરત કરી રહ્યા છે.

જુગ જુગમાં હરિ ધરત શરીરા, શ્રીમંત કુવેર સંતન સુખ શીરા. આરતી. ૭

ઉપર દર્શાવ્યા મુજબ જુગો જુગના વિષે હરિરૂપ વિશેષ અંશો શરીર ધારણ કરીને ભાવિક સંત ભક્તજનોને ધર્મ સંકટમાંથી મુક્ત કરે છે. એ કારણથી જગતના જીવો તેમના ગુણ જશ ગાઈને અહોનિશ આરત કરે છે. પરંતુ મહાન સમર્થ શ્રીમંત કુવેર સ્વામી કહે છે કે સંતન સુખ શીરા એટલે પરમ પદની પરમ શાંતિનું અતિ શીતળ સુખ સંતોને આપનાર, ભગવાન કરુણાસાગરને મળવાની કોઈ આરત કરતાં નથી.



## સંધ્યા સ્તુતિ



સસ્વયંગ સદ્પદંગ, સર્વ મોક્ષ દાયકમ્,
અદ્વૈતંગ અનુસુતંગ, ભવ વિતંગ ઈશ્વરે. ૧

પરમ વિશેષ, પરમ શ્રેષ્ઠ, પરમ કૃપાનિધિ, પરમગુરૂના સજાણ સ્વરૂપનું સાચું શરણ, સર્વ અંશોને કૈવલ મોક્ષ આપવાવાળું છે. તે પરમગુરુ અદ્વૈત નિજસકર્તા સ્વામીની સાથે અનુસ્યુત એટલે અખંડ એકમેક રહ્યા છે. તેથી પરમકૃપા નિધિ અનેક વિભૂતિઓની ઐશ્વર્યતાવાળા હોવાથી ભવનું આદિ વિત્ત જે ચૈતનબ્રહ્મ તેને પણ ધારણ કરી રાખનાર છે.

તત્ત્વ વેત્તાય તદ્વતંગ, સામ્રથાય સાક્ષી અંગ;
મંગલાય મહાદ ગતંગ, અહંગ નમામિ પ્રાણપતે. ૨

તત્ત્વ વેત્તાય એટલે વ્યષ્ટિ સમષ્ટિ તત્ત્વોના સંપૂર્ણ જાણકાર હોય, પોતે નિજાનંદના આનંદમાં તદ્વત કહેતા તદાકાર રહે છે. એવા જે પરમ અનંત અનુભવની સામર્થ્યતાવાળા સર્વ અંશોના સાક્ષી છે તે પરમગુરુ જીવ માત્રના મંગલાય એટલે પરમ કલ્યાણકારી મહાદગતિના પુરુષ હોઈ એ જીવનદાતા પ્રાણપતિને મારા અંતર હંગના શુદ્ધ અહંગ ભાવથી નમસ્કાર કરું છું.

દેવાધિયંગ ચૈતનંગ, યદલોકંગ સહિતયમ;
વ્યાપીતંગ વિશ્વયંગ, અકલે દંગ અનુરણે. ૩

હે પરમ દયાળુ પરમપદના દાતા ! આપ દેવાધિદેવ હોઈ, સર્વોપરી પરમશ્રેષ્ઠ છો. આપનું સુજાણ નિજચૈતન સ્વરૂપ સમસ્ત લોકના આદિ કારણરૂપે હોવાથી, આપની શુદ્ધચૈતન સહિર ગતિમાં પરમ વિતનો અંતર આશય સંપૂર્ણ સમાઈને રહેલો છે. તે અદ્યાપી પર્યંત યથાર્થ એમનો એમ એકસરખા પ્રમાણમાં છે. આપનું અદ્વૈત સોહંગ સ્વરૂપ વિશ્વભરમાં સર્વવ્યાપક હોઈ તે અનંત બ્રહ્માંડની આદ્ય લઈ અણુરણુમાં સભરાભર ભરાઈને રહેલું છે. તે અકળ સ્વરૂપનું રહસ્ય લક્ષ દ્વારા સમજતાની સાથે આશ્ચર્યચકિત થઈ જવાય છે. તેથી કંઈ પણ ઉચ્ચાર થઈ શકતો નથી.

નભ ગતંગ અનુભવે, ન વારપાર અંતયંગ;
સર્વજ્ઞે સ્વછંદ નંગ, જય જયેતી શ્રી કુવેર કૈવલં. ૪

હે પરમ પુરાતન પરમગુરુ ! આપનો અમાપ અનુભવ નભ ગતંગ એટલે આકાશની જેમ વારપાર વિનાનો આદ્યઅંતથી રહિત હોઈ કોઈ અંત લાવી શકે તેમ નથી. આપના સ્વયં સ્વરૂપની સર્વજ્ઞ ગતિને ઓળખાવનાર આપના સ્વમુખે ઉચ્ચારેલા અંતર હંગના શબ્દો આ છંદના વિશે વર્ણવેલા છે. તે અમૂલ્ય અગાધ બોધથી ભરેલા હોઈ, તેનો વિચાર કરતાં અંશ આપની પરમ ગતિને પામી શકે છે. મહાન સમર્થ સ્વામી શ્રીમંત કુવેર સાહેબ કહે છેકે આ બાજુને તે બાજુ જે જયવિધિ મનાય છે તે સર્વ હદમાપક હોઈ, તે સર્વના દિગ્વિજયરૂપે એક જ સકર્તા સત કૈવલ છે. તેમને હું નમસ્કાર કરું છું.

**નરવેદસાગર રચિત**




પોઢે સુખ સેજ શ્રીમહારાજ, કરુણાસાગર રાજ. પોઢે...ટેક.

પરમવિશેષ પરમશ્રેષ્ઠ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક સંપૂર્ણ જ્ઞાનગતિના અધિકારી પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે, હે પરમ દયાળુ ! પરમગુરુ દેવ ! આપ દેવાધિદેવ સર્વ અંશોના શિર અધિપતિ હોઈ, આપની મહાન અલૌકિક ચૈતન સત્તા સર્વવ્યાપક રહેલી છે. એવા ચૈતન અમલના અમલી સકર્તા સ્વરૂપ મહારાજાધિરાજ છો. આપના સ્વરૂપાનંદની વિજ્ઞાન દશામાં કતની અનંત ઉપાધિથી

અલગ રહી, અવિગત શૂન્યની સુખસેજમાં નચિંતપણે અખંડ બિરાજો છો. છતાં આપ અનેક કરૂણાના સાગર હોવાથી જ્યાં જ્યાં જેવી કરૂણાનું કાર્ય આપની વ્યાપક કરુણાના આધારે થયે જાય છે. પરંતુ આપના મૂળ સ્વરૂપની સ્થિતિમાંથી જરા પણ ચલિત થતા નથી એ જ આપનો અનેરો આનંદ છે.

સંતનકે સુખદાયક લાયક, નાયક સજ્જન સ્વેરાજ;
શોભા સુંદિર અતિ અનોપમ, ષોડશ ચિન્હ ધરે સાજ...પોઢે. ૧

હે પરમકૃપાનિધિ ! આપ નિજલક્ષના લાયક અધિકારી સર્વ સંત સજ્જનોના શિરછત્ર, સ્વયં જ્ઞાનગતિના ચક્રવત્તિ રાજા હોઈ, નિજપતિના પરમાનંદનું સુખ આપવા નાયક એટલે આગેવાન થયા છો. હે પરમગુરુ ! આપના મહાન તેજસ્વી પ્રગટ દેહની અતિ સુંદર, મનોહર શોભા અતિ અનુપમ હોઈ, કોઈ પણ ઉપમા આપી શકાય તેમ નથી. એવો આપનો અકળ દેહ પરમ પ્રભુતાવાળો હોઈ, સોળ ચિહ્ન સંજુક્ત સર્વ સાજ ધારણ કરીને પધાર્યા છો.

કલા ખટદશ વિભૂતિ પૂરણ, પરમગુરુ જગ કાજ;
લાયે લક્ષ અલૌકિક અનુભવ, સુરગતિ નાહી સમાજ...પોઢે. ૨

અહો હે પ્રભુ ! અંતરજામી પરમગુરુ ! આપ સોળ કળા સહિત અતિ સંપૂર્ણ વ્યાપક વિભૂતિની અનંત ઐશ્વર્યતા સાથે લઈને, જગતના જનોનું પરમ કલ્યાણ કરવા આપ નિજકર્તા હોઈ પોતે પ્રગટ થયા છો. તેમજ કૈવલલક્ષનો અલૌકિક અનુભવ લાવીને મુમુક્ષુજનોને દર્શાવી અંશ અંશી પદની એકતા કરાવો છો. તે અલૌકિક કૈવલપદ દેવગતિના દેવોની સમજણથી ન્યારું રહેલું છે. તેથી દેવલોકો પણ જાણી શકતા નથી.

નવઘન શ્યામ સ્વરૂપ સ્વામી, દામી કહત દલ દાઝ;
તેજ પુંજ પ્રકાશ પાવન, કરત રહત જન લાજ...પોઢે. ૩

હે મહાન સમર્થ પ્રભુ ! આપ અસંખ્ય લોકના સ્વામી હોઈ આપનું સ્વરૂપ નવ કહેતાં નવાઈ ઉપજાવીને આશ્ચર્યચકિત કરી નાખે એવું તેમજ ઘન એટલે અતિ ઘેહરું અને ગંભીર વારપાર વિનાનું અપાર હોવાથી, અત્યાર સુધી કોઈ યથાર્થ જાણીને મન બુદ્ધિ કે વાણી દ્વારા વર્ણન કરી શક્યા નથી. એવા આપ સર્વાતિત સર્વેશ્વર પ્રભુના પરમ પ્રતાપને

અવિવેકી જન નહિ સમજી શકવાથી, દામી એટલે કોઈ આપને દેવલોકોના સમાન ગણીને તેમના બરોબર કહે છે. તેવું જાણીને મારું દિલ બહુ દાઝે છે. (અહો ક્યાં સૂર્ય ! અને ક્યાં તારા !) એ પ્રમાણે મહાન ફરક હોવા છતાં અભાગીજનો ઓળખી શક્યા નથી. મહાતેજના અંબાર રૂપ આપના નિજ સ્વરૂપના નિર્મળ પ્રકાશને જોઈ ભાગ્યશાળી જનો પાપ રહિત પવિત્ર થાય છે અને ફરી ફરી આપને નિહાળતાં નિરૂપમ નહિ કરી શકવાથી અંજાઈને લજ્જા પામી મૌન સેવે છે. તેથી આપના પરમ પ્રભાવનું વર્ણન કરી શકતા નથી.

ચંદન સેજ જડીત્ર સુવર્ણ, પોપપિછોડી બિછાજ;
અત્તર અરગ કી લપટ લગાવત, સુગંધ કેશર તાજ...પોઢે. ૪

ચૈતન બ્રહ્મરૂપ સોનાથી જડાવેલા ચંદનરૂપ સહેજ શૂન્યના પલંગ ઉપર પરમાનંદના પુષ્પોની પિછોડી એટલે ચાદર બિછાવી છે. તેના ઉપર પરમપતિના પંચ વિશેષણ સહિત સર્વોત્તમ સુગંધીમય અવિગત ઉપાસનારૂપ અત્તરને પલંગમાં છાંટી, પરમદયાળુ ભગવાન કરુણાસાગર અદ્વૈત ભાવરૂપ આરામ કરે છે. તેમજ નિજકર્તાના હેજરૂપ કલેદના કેસરની સુગંધ ત્યાં પ્રસરી રહી છે. તે સુખની પ્રશંસા કોઈ પણ પ્રકારે થઈ શકે તેમ નથી.

સેવા કરન સબ સુર આયે, સંત સજ્જન કો સમાજ;
આનંદ કો અતિ હોત કુલાહલ, હરખે ગરીબ નિવાજ...પોઢે. ૫

કરુણાસિંધુ પમરગુરુએ દિવ્યદેહ ધારણ કરેલો હોવા છતાં, ચંદ્ર પ્રતિબિંબના ન્યાયે અહીંના અહીં ને ત્યાંના ત્યાં નિજ સ્વરૂપે રહે છે. શ્રી પરમગુરુ દેવના પ્રગટ સ્વરૂપની સેવા કરવા સર્વે દેવો અદશ્યરૂપે સાથે આવેલા છે. તેમજ સંત હરિજનોનો સર્વ સમાજ સમર્થ સદ્‌ગુરુના ચરણકમળની સેવાનો પરમલાભ લેવા અતિ ઉમંગ લાવી, પરસ્પર અનિન ભક્તિરસમાં રંગાઈને શ્રી પરમગુરુના ગુણ ગાતાં ગાતાં કોલાહલ એટલે ધૂન મચાવી રહ્યા છે. તેથી પરમકૃપા નિધિ પ્રભુ હરખીને પ્રસન્ન મુખે નિજજ્ઞાન રહિત ગરીબ જનો પર દયા લાવી મનના મનોરથ પૂર્ણ કરે છે.

શ્રીમંત કુવેર સબ દાસકો દલ, દેખી ઉચરે અવાજ;
નારણદાસ આશ પદરજકી, પુરે પુરણ કાજ...પોઢે. ૬

મહાન સમર્થ કરુણાના દાતા સ્વામી શ્રીમંત કુવેર સાહેબ ભગવાન કરુણાસાગર,

પોતાની પાસે આવેલા સર્વે દાસજનોના હૃદયનો શુદ્ધ ભાવ જાણી, કૃપા દૃષ્ટિએ અમૃતમય દિવ્ય વાણીનો ટહંકાર કરીને કૈવલ લક્ષજ્ઞાન ઉપાસના સમજાવે છે. પૂજ્ય શ્રી નરવેદસાગર મહારાજ કહે છે કે હું એક પરમગુરુના ચરણરજની અનિન આશા રાખી રહ્યો છું. તે ચરણરજના સ્પર્શપ્રતાપથી કૈવલમોક્ષ પામવાનું કાર્ય પૂર્ણ થયું છે. તેથી મારે બીજું કોઈ પણ સાધન કરવાનું બાકી રહેતું નથી.

**પૂજ્ય સંત શ્રી અચરતબા વિરચિત**



## શયન આરતી

કરીએ સેન સુખની ઘેન, સમ્રત ગુણગ્રામી;
પશુ પંખી કીટ મનુષ્ય, વેલ વન વિરામી. કરીએ. ૧

પરમ કૃપાનિધિ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક શ્રી પરમગુરુ દેવના પરમપ્રિય પૂજ્ય સંત શ્રી અચરતબા કહે છે કે, દૃષ્ટાંતે જેમ દિવસ અસ્ત થતાં પશુ, પંખી, કીટ, મનુષ્ય, વનવેલી અને વૃક્ષલતાઓ સાંજ પડતાં બાહ્ય પ્રવૃત્તિનો ત્યાગ કરી પોતે પોતાનાં સ્થાનમાં વિરામ લે છે એ ન્યાયે હે મહાન સમર્થ પ્રભુ ! આપ પરમજ્ઞાન ગુણવાન અનેક દિવ્ય ગુણોના સાગર સમસ્ત લોકની રચના કરવા છતાં અનંત જગતની ઉપાધિથી ન્યારા રહી નિજાનંદના પરમસુખની સહેજ દશામાં હંમેશાં નચિંત રહો છો. તે સ્વ સ્વરૂપની સ્થિતિના અખંડ અનુભવના જ્ઞાન ઘેનમાં શયન કરો છો. માટે હે પરમ દયાળુ ! ગુણગ્રામ કહેતાં હું આપના અહોનિશ ગુણ ગાઉં છું.

ભવકે ભરમ તાપ હરમ, થાયે સરમ સ્વામી;
ભરીત નેંદ મુજત નૈન, બેન શુદ્ધ ન સામી. કરીએ. ૨

અહો હે કૃપાસિંધુ ! આપના સાચા લક્ષજ્ઞાન વિના જગત જીવોના માથે નકલી ધણી થઈ બેઠેલા, વેદવેદાંત મતપંથના સર્વ ધર્મ આચાર્યોએ ભવના જીવોને ભરમ યા સંશોયોને મટાડવા તેમજ ત્રિવિધ તાપને હણી લેવા જપ તપ આદિ કર્મકાંડની જડ ઉપાસનાનો બહુ શ્રમ કરાવ્યો, છતાં જીવોની અંતર દૃષ્ટિમાંથી અજ્ઞાનરૂપી નિંદ્રા દૂર થઈ નથી. તે કારણને લઈ અત્યાર સુધી જીવોની અંતરચક્ષુ મીંચાયેલી હોવાથી, તેઓના નિજ

સ્વરૂપને ઓળખાવી કોઈ પણ ધર્મગુરુ, સકર્તાપતિના સનમુખ દષ્ટિ કરાવીને, શુદ્ધ સત્ય વચન બોલી કોઈને સમજાવી શક્યા નથી.

અજભવ અવતાર આધ્ય, ભયે બ્રહ્મ ભ્રામી;
નિજપતિ કે સરજ સેજ, કુનહવે અભિરામી. કરીએ.૩

અજ કહેતાં બ્રહ્મા અને ભવ કહેતા શિવજી તથા દશ અવતારોની આદ્ય લઈ મોટી ગતિના કહેવાતા સર્વ મહાપુરુષો, અંશ સ્વરૂપ અને નિજપતિપદને નહિ જાણી શકવાથી વ્યાપક અકર્તા બ્રહ્મમાં ગરક બની ભ્રમિત થયા છે. તેથી પ્રત્યક્ષ જગત દેખાવા છતાં જગત છે જ નહિ એમ કહી ગયેલા છે. માટે કર્તાના કૃતને પણ જેમ છે તેમ જાણી શક્યા હોય એમ સાબિત થતું નથી. તો પછી નિજકર્તાને ક્યાંથી ઓળખી શકે ? તેથી ન્યાયદષ્ટિએ તપાસી જોતા સર્જનહારના સંકલ્પથી સર્જાયેલા એટલે ઉત્પન્ન થયેલા, નામ, રૂપ, ગુણવાળા દેહધારી સામાન્ય હોય કે વિશેષ સહેજાસહેજ નિજપતિના મનોહર પરમાનંદના સુખને યથાર્થ કોઈ જાણીને પ્રાપ્ત કરી પરમ શાંતિનો વિરામ લઈ શક્યા નથી.

તબતે તાય કોઉન પાય, સતપદ શરણામી;
જુગમે જેત હવીત વેત, કરતકે સકામી. કરીએ. ૪

ઉપર દર્શાવ્યા પ્રમાણે ન્યાય સહિત વિચાર કરી જોતા, સૃષ્ટિ રચાઈ ત્યારથી અત્યાર સુધી કોઈ જ્ઞાની મહાપુરુષ, તે સકર્તાપતિના સત્યપદના સાચા સજાણ શરણને પામી શક્યા હોય તેનું પ્રમાણ મળતું નથી. તે તેમની જ વાણીના ગ્રંથો તપાસી જોતાં નિશ્ચય થાય છે કે, આ જગતમાં સુગણ-નિર્ગુણના ઉપાસકો જેટલા જાણકાર થયા છે, તે બધા "કરતકે સકામી" એટલે સગુણ કૃતના ઈષ્ટોની ઉપાસના કરીને તેના વિલાસની કામનાવાળા થઈ ગયા છે.

ઉત ઈત સબ ફરત જુથ, ધૂરત પંથ જામી;
નિજપતિ બિનુ પરમ મોક્ષ, હોય ગયે તન પામી. કરીએ. ૫

ઉત ઈત એટલે આબાજુના મનુષ્યલોકથી લઈ તે બાજુના દેવલોક સહિત, સર્વ જુથ પરમ કલ્યાણની આશાએ જ્યાં ને ત્યાં જામેલા ધૂર્ત પંથોમાં ફરે છે. પરંતુ ધૂર્ત પંથના ધર્મ ઉપદેશકો નિજપતિના પરમમોક્ષની સત્ય જાણ વિના, નકલી ઈશ્વરો થઈ બેઠેલા હોઈ

પોતાને ભજાવી જીવોને અસ્ત વ્યસ્ત કરી દીધા છે.

જુગ વિલાસ માઈક પાસ, પરેપરા સ્વામી;
સૂયે ન કોઈ ભવ ભરોય, નિજ પદે નિદામી. કરીએ. ૬

જગતભરમાં ચૌદલોક સુધીનો જેટલો વિલાસ છે તે સર્વ માયાની પાસજાળથી વીંટળાયેલો છે. તેમાં નાનીમોટી ગતિના સર્વ જીવો પરંપરાથી બંધાયેલા છે. તે સ્વામી થઈ બેઠેલી માયાની ઉપાસના કરે છે. તેથી જગતભરમાં કોઈ સૂયે ન એટલે બાહ્ય ઉપાધિમાંથી નિવૃત્ત થઈ પોતાની વૃત્તિઓને સ્વરૂપમાં સમાવી, પરમગુરુના શરણાંગત થઈ નિજપતિને કોઈ પામી શક્યા નથી એમ નિશ્ચયપૂર્વક કહું છું.

યૌં સબેઈ ફરે આમેઈ, જડ જમાત જામી;
નિજકી પણ ખોજ નહિ, પરકી કયૌં પરામી. કરીએ. ૭

યૌં સબેઈ એટલે એવી રીતે સર્વ લોક ધર્મના નામે નિશ્ચયાત્મક નિજકર્તાના લક્ષજ્ઞાન વિના, જેને જેવું સમજાયું તેમાં સંતોષ માની અમો પોતે અહમ્ બ્રહ્મ છીએ, એવું અભિમાન ધારણ કરી જગતમાં ફરે છે તથા તેમની અક્રિય ઉપાસનાની જડ જમાત એટલે સર્વ જુથ જડ ભાવનામાં જામી ગયેલું હોઈ, તેમના અંતઃકરણની વૃત્તિઓ જડ થઈ જવાથી નિજ સ્વરૂપની ખોજ કરી શક્યા નથી. માટે નિજ સ્વરૂપની સૂઝ વિના, સર્વોપરી રહેલા પરમપતિ સાથે પરામી કહેતાં પ્રીતિ કે પ્રેમ જોડી શક્યા નહીં.

તબતે સોજ રહી પરોજ, કરન ખોજ સ્વામી;
ભવમે આપ ગયે ભુલાય, કોય ન પાય ઠામી. કરીએ. ૮

નિજ સકર્તા પતિએ પોતાના સ્વજાતિ અંશોને દિવ્ય વિભૂતી બક્ષિસ કરીને, નિજપતિની સાથે એકતા રાખી શકે એવા હેતુથી, મોક્ષના દ્વાર રૂપ અમુલ્ય મનુષ્યદેહ આપ્યો હતો. પરંતુ તત્ત્વોની દેહોસ્મિવાળા થવાથી બક્ષિસ કરેલી વિભૂતિ ખર્ચીને પરવારી ગયા, તેથી નિજનો લક્ષ છૂટી ગયો, અને પરાધિન થયા. ત્યારે તે અંશો સોજ એટલે લાગણીપૂર્વક નિજની શોધ વિના સર્વ વિજાતિ તત્ત્વોથી પર રહી કરુણેશ પતિની ખોજ કરવાની હતી તે કરી શક્યા નહિ. તે કારણને લઈ નિજપતિના અંશો ભવમાં આવીને ભવના ભોગોની ભૂલમાં પડવાથી, પોતાના સ્વરૂપને વિસરી ગયા, ત્યારે

અંશોને નિજની જાણ નહિ રહેવાથી કોઈ પરમપતિના મૂળ મુકામ કૈવલ ધામને પ્રાપ્ત કરી શક્યા નથી.

જુગમે જાર ગુન પસાર, ભજત હે અધગામી;
નહિ ન નિત્ય તીનુ જજીત, નિજપતિ બદલામી. કરીએ. ૯

નિજકર્તાથી વિમુખ થયેલા સર્વ અંશો જગતમાં નિરંજનથી પાદુર્ભાવ પામેલી પ્રકૃતિની પાસ જાળમાં ફસાયા તેથી પ્રકૃતિના ત્રિગુણી પસારામાં વહેવા લાગ્યા. ત્યારે તે અંશોની વૃત્તિ ગુણમય થઈ જવાથી ત્રણ ગુણને વસ પડી, અજ્ઞાને અંધ થઈને ભજન પૂજન આદિ અંતવાળા અનિત્ય દેહધારીઓનું કરવા લાગ્યા. ત્યારથી નિજપતિ સાથેનો કરેલો કોલ કરારભંગ કરી બેવચની થઈને, ધણીના હુકમ પ્રમાણે નહિ રહી શકવાથી, નિજપતિનું અપમાન કરી મહા ગુનેગાર થયા છે.

એહી પરકાર નિજ કિરતાર, કોઈ ભરે ન હામી;
રહે અપાર નિજ ન ધાર, અકલ પદ અધામી. કરીએ. ૧૦

ઉપર જણાવ્યા પ્રમાણે એવા અનેક પ્રકારે સર્વ અંશો મૂળ ઘરનો રસ્તો ભૂલી જવાથી, નિજકર્તાને મળવાની સાચી હિંમત કોઈ ભીડી શક્યા નહિ. તેકારણને લઈ નિજ ચૈતન લક્ષ અંતરદષ્ટિમાં ધારણ નહિ કરી શકવાથી, અપાર બ્રહ્મના વિશે અટકી રહ્યા છે. જે અકર્તા બ્રહ્મપદ અંશોનું વિજાતી અને જડ હોવાથી, અંશના અંતર હૃદયનો હેતુ પુરો કોણ કરી શકે ? (જેમ ધણી વિનાનું ધામ હોય ત્યાં કોઈ જાય તો ધામ સનમાન કરી શકતું નથી, તેથી નારાજ થઈ આપોઆપ પાછું ફરવું પડે છે) એવી રીતે ચેતન અંશને અકર્તા બ્રહ્મના સંબંધમાં સમજવું. અધામી એટલે તે અકર્તાપદ અંશોનું સ્વધામ નહિ હોવાથી અંશોને સ્વજાતીય પરમપદનું સાચું સુખ મળી શકતું નથી.

તાઈકુ ચીન હવે નચિંન, ભવે ન ભિન્ન ભામી;
સૂયે નચિંન તેહી તબીન, ઓર નહિ ઠર ઠામી. કરીએ. ૧૧

પૂર્વકાળમાં થઈ ગયેલા કોઈ કોઈ જ્ઞાનીદર્શી જવરલા સંત અને ઋષિમુનિઓએ ઘણી ખોજના અંતે તે બ્રહ્મને ઓળખીને નચિંત થયા. તે નચિંતપણાની દશા ચાર અંતઃકરણથી પર પરમકારણ દેહના વિશે આવેલી છે. ત્યાં પ્રકૃતિનો અંત આવી જતો હોવાથી કોઈ પણ પ્રકારનું ચિતવન થતું નથી તે પરમ કારણદેહ બ્રહ્મના અંતરપટમાં રહેલો

હોવા છતાં, તે પરમકારણદેહને બ્રહ્મદર્શીઓ પારખી શક્યા નથી. જેથી આદિ ભવ રૂપ બ્રહ્મમાં અમો ભળી ગયા છીએ, માટે હમારે બ્રહ્મથી જુદા પડવાનું રહેતું નથી, એવું સમજી નચિંતપણાના ઘેનમાં રહે છે અને બ્રહ્મની દૃઢ માન્યતાના કારણે "તેહી તબીન" એટલે તે જુક્તિ યા રીત ખરી છે એમ કહે છે. તદ્નુસાર બ્રહ્મથી બીજું ઠરવાનું ઠામ કે ઠેકાણું છે જ નહિ એવો સંતોષ માની અક્રિય બ્રહ્મમાં સ્થિર થયા છે.

તાહી અકેલ જઈ સકેલ, આપ ઉરધ હામી;
અચરત કહે કરુણાસાગર, તુમ હો અંતરજામિ. કરીએ. ૧૨

સકર્તાપતિની આરતવાળા હે અંશ ! તાહી કહેતાં તે અક્રિય બ્રહ્મથી તું એકલો અલગ થઈ કૈવલપતિના સાનિધ્યમાં જઈ શકે તેમ છે. પરંતુ તેના માટે તારી સંપૂર્ણ તૈયારી હોવી જોઈએ, જે અંકુરની વિભૂતીઓમાં વિજાતીનો ભાવ બંધાયેલો છે તે વિજાતીય ભાવને તજી દઈને તે વિભૂતીઓને મૂળ અંકુર સ્વરૂપે કરીશ, ત્યારે ઊર્ધ્વ દૃષ્ટિએ બ્રહ્મથી પર અંતરિક્ષમાં રહેલા નિજપતિનો મેળાપ કરવાની હિંમત ભીડી શકીશ. શ્રી પરમગુરુ દેવના અનિન ઉપાસક પૂજ્ય સંત શ્રી અચરતબા કહે છે કે, હે મહાન સમર્થ પરમપદ દાતા ભગવાન કરુણાસાગર તમો સર્વેના અંતરને જાણનાર અંતરજામી છો. આપને પામવાની શુદ્ધ આરતવાળા અંશ ઉપર તમારી કરુણાદૃષ્ટિ પડે તો જ આપને મળી શકે એમ છે.

શયન આરતી સમાપ્ત

પરમગુરુ કરતા નિજ, એ દૃઢ નેમ અદાગ;
જુગલ ચરન પંકજ સદા, મમ ચિત્ત અલિ અનુરાગ.

ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક

સંતશ્રી છોટમ મહારાજ રચિત




આરતી કરું ગુરુ પરમ કુવેર, ટાળ્યા ભવ ફેર, અજ્ઞાન અંધેર
પરમગુરુની આરતી...૧ ટેક.

પરમ દયાળુ ભગવાન કરુણાસાગરના અખંડ ઉપાસક પૂજ્ય સંત શ્રી છોટમ

મહારાજ કહે છે કે હે મહાન સમર્થ પ્રભુ ! આપ સમસ્ત જગતના આદ્ય અવિનાશી પરમગુરુ હોઈ આપ શ્રીમંત કુવેરસ્વરૂપની અંતર આરત કરવાથી મારા નિજસ્વરૂપના અજ્ઞાન અંધકારનો નાશ થયો અને જન્મ-મરણના ફેરા ફરવાનું ભવદુઃખ હંમેશને માટે મટી ગયું, ત્યારે અંશ સ્વરૂપે અતિ ઉજાગ્રત રહી, અહોનિશ પરમગુરુની અચૂક આરત કરું છું.

આરતી કરતાં સુખ અતિ ઘણું રે, પ્રગટે આનંદ ઉર અપાર રે;
નેત્રભરી રૂપ નિરખતાં રે, ટળે તન મન કોટી વિકાર.
પરમગુરુની આરતી...૨

પરમગુરુના લક્ષમાં ઊર્ધ્વ દૃષ્ટિએ એકાગ્ર થઈ, આરત કરતાં સર્વશ્રેષ્ઠ પરમસુખ મળે છે. તેનો અપાર આનંદ હૃદયમાં પ્રગટ થવાથી મારા નેત્રમાં પૂર્ણ પ્રેમ ભરીને પરમગુરુના નિત્ય સ્વરૂપને પળેપળ નિહાળું છું. તેથી મારા તનમનમાં રહેલા કરોડો વિકાર પરમગુરુના દર્શન કરતાં દૂર થઈ ગયા છે. માટે પરમગુરુની આરત કરું છું.

સુંદિર વદન બિરાજતું રે, માનું શિતળ કોટી મયંક રે;
સજ્જન વદન સૌ કમોદની રે, સિંચે અમૃત દૃષ્ટે નિઃશંક.
પરમગુરુની આરતી...૩

પરમગુરુના દિવ્ય પ્રગટ સ્વરૂપના અતિ સુંદર મુખ ઉપર મયંક એટલે ચંદ્ર બિરાજતો હોવાથી, તેમના અતિ શિતળ કિરણોનો પરમ પ્રકાશ જનસમાજ પર પડતાં, કરોડો ઉપાસકોના મનની શાંતિ કરે છે. તે ઉપરાંત કમોદની કહેતા ચંદ્રમુખી પોયણીના ન્યાયે સહુ સંત હરિજનોના મુખ પરમગુરુના દર્શનથી પ્રેમ ઉમંગમાં ખીલેલાં હોઈ, તેમને પરમ દયાળુ કરુણાદૃષ્ટિએ જ્ઞાન અમૃતનું પોષણ આપી શંકા રહિત કરે છે. એવા પરમગુરુની આરત કરું છું.

સાગર સરખા અગાધ સામ્રથ, જ્ઞાન રત્નનું ધામ રે;
લક્ષપતિ કરે લહેરમા રે, પરિ પુરણ કરે મન કામ.
પરમગુરુની આરતી...૪

પરમદયાળુ, પરમગુરુદેવ સાગર સમાન અપાર સામર્થ્યતાવાળા છે. (દૃષ્ટાંતે જેમ આકાશમાં રહેલા ચંદ્રની કળાના આકર્ષણથી અતિ વેગવાન ભરતીનાં મોજાની લહેરો જુસ્સાબંધ દરિયાકિનારે આવતી હોઈ, તે લહેરના વેગમાં સમુદ્રની અંદર રહેલા રત્નો પણ દરિયાકિનારે આવે છે, તે કોઈ ભાગ્યશાળીને મળતાં તેનું દરિદ્ર રહી શકતું નથી.) એ ન્યાયે સોહંગ બ્રહ્મની પાર રહેલા મહદ સજાણ જાણ સદ્‌ગુરુની ચૈતન કળાના ઓજસે કરી સોહંગ બ્રહ્મ સમુદ્રમાં કરુણારૂપી મોજાની અનેક લહેરો ઉદ્‌ભવે છે. તે લહેરના સાથે ગુરુજ્ઞાનગતિના રત્નો આવે છે. તેભૂમિકા પર પહોંચેલો સદ્‌ગુરુનો શુદ્ધ ઉપાસક એ રત્નોને ગ્રહણ કરી શકે છે. તેના મનની સઘળી કામનાઓ પરિપૂર્ણ થાય છે. જેથી બીજો કોઈ પુરુષાર્થ કરવાનો રહેતો નથી. એવા જે લક્ષના પતિ પરમગુરુની આરત કરું છું.

દિનકર સરખા દયાળ છો રે, કરે અનુભવ અંબુજ વિકાસ રે;
નેત્ર ઉઘાડે નિજગમ તણાં રે, હોય મોહ માયા તમ નાશ.
પરમગુરુની આરતી...૫

(દિનકર કહેતા સૂર્યના ઉદયથી સૂર્યમુખી કમળો ખીલે છે.) તેમ મહાન પરમ દયાળુ સદ્‌ગુરુ સૂર્યના જ્ઞાનપ્રકાશથી અનેક અનુભવના કમળોનો વિકાસ થાય છે તે ઉપરાંત જ્ઞાનગતિના પ્રકાશે કરી અંશની નિજજાણના નેત્રો ખુલી જવાથી મોહમાયારૂપી અજ્ઞાન અંધકાર સદાને માટે નાશ પામે છે. એવા પરમગુરુની આરત કરું છું.

મેઘ સરખા મહારાજ છે રે, ટાળે ત્રિવિધિ તનના તાપ રે;
રસબસ કરે હરિરસ વિષે રે, એ તો ઓળખાવે નિજ આપ.
પરમગુરુની આરતી...૬

(જેમ પૃથ્વીભરના સર્વ રાજાઓ કરતાં મેઘ મોટો રાજા છે. તેના વરસાદથી પૃથ્વી પર વસતાં સ્થાવર જંગમ સર્વ ઘાટોને એકસરખું સુખ મળે છે.) એ દૃષ્ટાંતના ન્યાયે મહાન સમર્થ પરમગુરુ અનંત બ્રહ્માંડોમાં રહેલા ઈશ્વરોની આદ્ય લઈ, સર્વવ્યાપક ગતિના મહાન ચક્રવૃતિ મહારાજા છે. તેઓ પોતે કરુણાના સાગર હોઈ કરુણાની દૃષ્ટિએ ઉપાસક જનોના શરીરોની આધિ, વ્યાધિ ને ઉપાધિના ત્રિવિધ તાપ મટાડી પરમ શાંતિ કરે છે. તેમજ

કરુણાનો રસ પાઈને સર્વ પાપોનું હરણ કરનાર હરિરૂપ સોહંગ સ્વરૂપમાં રસબસ કરી આપનપુ અને પોતાનું અવિનાશી નિત્ય સ્વરૂપ ઓળખાવે છે. એવા પરમગુરુની આરત કરું છું.

કલ્પવૃક્ષ કૃપાળ કળીમાં, આતુર જીવ નિવાસ રે;
મનવાંછિત ફળ મળે સહેજમાં રે, શરણે વસીયા જે દઢ વિશ્વાસ.
પરમગુરુની આરતી...૭

(દૃષ્ટાંતે જેમ કલ્પવૃક્ષની છાયામાં કોઈ પુણ્યવાન જન નિવાસ કરે તો તેની ઈચ્છા પ્રમાણે મનવાંછિત ફળ મળે છે.) એ ન્યાયે કૃપાનિધિ પરમગુરુ ભગવાન કરુણાસાગર મહાન કઠિન કળીકાળમાં કલ્પવૃક્ષ સમાન હોઈ, તેમના શરણની છાયામાં જે જન દઢ વિશ્વાસથી વસે છે તેને સહેલાઈથી કૈવલમોક્ષ ફળ પ્રાપ્ત થાય છે. એવા પરમગુરુની આરત કરું છું.

અતિ અગાધ છો સતગુરુ કહીએ, અલ્પ ઉપમા સોઈ રે;
જન છોટમ આ જગતમાં રે, નહિ મળે કુવેર સમોવડ કોઈ.
પરમગુરુની આરતી...૮

સો એટલે તે મહાન સમર્થ સદ્દ્ગુરુની સજાણગતિ અગાધ કહેતાં અતિ ગહેરી અને ગંભીર હોઈ અથાહ છે. તેથી કોઈપણ પ્રકારની ઉપમા આપી શકાય તેમ નથી. અથ થી ઈતિ સુધી જે જે ઉપમાઓ કહી તે સર્વ અલ્પ હોઈ જિજ્ઞાસુજનોને સમજાવવા માટે પ્રમાણ આપ્યાં છે; પરમદયાળુ ભગવાન કરુણાસાગરના અનિન ઉપાસક પૂજ્ય શ્રી છોટમ મહારાજ કહે છે કે સ્વામી શ્રીમંત કુવેર સાહેબ સમાન બરોબરી કરી શકે એવો જગતભરમાં કોઈ છે જ નહિ. એવા પરમગુરુની આરત કરું છું.

 ## ઉપવિત વિધિ : 

સબ ઘટવ્યાપક બ્રહ્મ હે, બ્રાહ્મણ કો અધિકાર;
જો નહિ જાણે જકતમાં, સો નર પશુ ગમાર. ૧

મહાન સમર્થ પરમવિશેષ પરમશ્રેષ્ઠ, પરમ દયાળુ ભગવાન કરુણાસાગર કહે છે કે, સ્થાવર જંગમ સર્વ ઘાટોના વિશે ઘટો ઘટમાં અદ્વૈત બ્રહ્મ વ્યાપક છે તે સકર્તાપતિનો પરમ પ્રકાશ હોઈ તેને જાણનાર અધિકારી જન સાંખ્ય સિદ્ધાંતના ન્યાયે જડચેતનની વિભક્તી કરી, અંતરલક્ષમાં સ્થિર થનાર જ બ્રહ્મને યથાર્થ જાણી શકે છે. તે સર્વવ્યાપક બ્રહ્મને જગતમાં નહિ જાણવા છતાં બ્રાહ્મણ તરીકે દાવો રાખી કર્મકાંડનો બોજો વહન કરનાર પશુ ગમાર એટલે ગધેડા સમાન છે.

એક તારકે છન્નવ કીયે, એસે મીલાયે તીન તીન;
ફેરી ચાલીસ ચીત ચેતકે, ગ્રહો લક્ષ પરવીન. ૨

જેમ જનોઈનો એક તાર છન્નુ તસુનો હોય. તેને ઉલટસુલટ મેળવીને ત્રણ તાર કરવામાં આવે છે. તે ઘટોઘટના વિશે રેચક, પોરક અને કુંભક એ ત્રણ જનોઈના તાર હોઈ તેના આધારે સર્વ શરીરોનું સંચાલન ચાલી રહેલું છે, તેને યથાર્થ સમજીને અંતરદશામાં રહેવા માટે ફરીથી ચિત્તમાં ચેતવાની સમજ જણાવી છે. તે પ્રમાણે આચરણ કરવું. તે ચાલીસની ગણતરી નીચે પ્રમાણે બતાવું છું. પૃથ્વી તત્ત્વનો પ્રણવ બાર આંગળ, જળ તત્ત્વનો સોળ આંગળ, અગ્નિતત્ત્વનો ચાર આંગળ અને વાયુતત્ત્વનો આઠ આંગળ આમ ચારે તત્ત્વોના પ્રણવની ગણતરી ચાલીસની થાય છે. તેને ઓળખી અતિ સાવધ થઈને પાંચમા આકાશતત્ત્વની અઢી આંગળની ગતિમાં પ્રવિણ બનીને નિજલક્ષને ગ્રહણ કરવો.

તે બ્રાહ્મણ નિશ્ચય હવા, સાંખ્ય યોગ વિચાર;
નહિ તો ગાફલ જાયગા, કહેં કુવેર પોકાર. ૩

ઉપર દર્શાવ્યા પ્રમાણે તત્ત્વ સાંખ્યનો યોગ્ય વિચાર કરીને, ભાગ ત્યાગની લક્ષણાએ ઉગરતી વસ્તુ જે પ્રણવ છે તેમાં સ્થિતિ કરીને રહી શકે તેને જ બ્રાહ્મણ કહેવામાં આવે છે. ભગવાન કરુણાસાગર પોકાર કરીને કહે છે કે તે દશાને નહિ જાણનાર બ્રાહ્મણ ગાફલ એટલે અસાવધ રહેલા ગફલતમાં ખપી જાય છે.

બાવન આંગુલ શ્વાસહી, મહાવાયક દ્વાદશ જાણ;
ચાર વેદ વાણી ચતુર, પ્રાણ દશ પરમાણ. ૪

જંગમ જાતિના સર્વ મનુષ્યના શરીરમાં બાવન આંગળનો શ્વાસ રહેલો છે.

તેમાંથી બ્રહ્માજીએ બહુ ખોજ કરીને સારરૂપે ચાર વાણીના ચાર વેદ દ્વારા બાર મહાવાક્યો નક્કી કર્યાં છે. તદ્ઉપરાંત સર્વ શરીરોમાં અધો અને અરધ દશ પ્રકારના પ્રાણ અલગ અલગ ઉલટસુલટ ક્રિયા કરી રહેલા હોઈ નીચે પ્રમાણે જનોઈના તારની ગણતરી બતાવું છું, બાવન આંગળનો શ્વાસ અને બાર મહાવાક્યો અને ચાર વાણી તેમજ ચાર વેદ તથા દસ પ્રકારના પ્રાણ મળી બ્યાસી (૮૨) તસુ થાય છે.

નવ વ્યાકરણ પંચ માત્રીકા, કીયે છન્નવ એહી તાર;
બાહેર ભીતર સમજ કે, ભયે બ્રાહ્મણ ભવપાર. ૫

ઉપર ગણી બતાવેલા બ્યાંસી તસુ અને નવ વ્યાકરણ તેમજ પંચ માત્રા મળીને છન્નુ તસુનો એકતાર થાય છે. તે પ્રણવ તારને યથાર્થ જાણી અંતર અને બહાર એટલે પિંડ બ્રહ્માંડની એકતાનો પ્રત્યક્ષ અનુભવ કરી, પ્રણવલક્ષમાં રહેનાર બ્રાહ્મણ સહેજે ભવપાર થઈ શકે છે.

પુરુષ, પ્રકૃતિ, ગુણાતીનુ, સૂક્ષ્મ દેહ તનું કીન;
પંચ માત્રા અંતઃકરણ, મિલિત ભયે નવ ચીન. ૬

પરમકારણ દેહનું અધિષ્ઠાન પુરુષ એટલે નિરંજન, મહાકારણ દેહનું અધિષ્ઠાન પ્રકૃતિ, કારણ દેહનું અધિષ્ઠાન તમોગુણ એટલે મહેશ્વર, સૂક્ષ્મદેહનું અધિષ્ઠાન સત્વગુણ એટલે વિષ્ણુ. તેમજ સ્થૂલ દેહનું અધિષ્ઠાન રજોગુણ એટલે બ્રહ્માનું એમ ઉપર જણાવેલા પુરુષ-પ્રકૃતિ અને ત્રણ ગુણ એ પાંચ પ્રધાનો, પંચતત્ત્વના સ્થાવર-જંગમ સર્વ ઘાટોમાં અધિપતિ તરીકે અમલ ચલાવી રહ્યા છે. જે-જે દેહમાં જે-જે તત્ત્વોના વિશેષ ભાગ રહેલા છે તે તે પ્રમાણે ત્યાં તેનો વિશેષ અમલ દેખાય છે. સુક્ષ્મદેહ પંચમાત્રા તેમજ ચાર અંતઃકરણથી રચાયેલો હોઈ તેની સુક્ષ્મક્રિયા સુક્ષ્મદેહમાં સુક્ષ્મપણે અહોનિશ થાય છે. તેને અંતરદશાના અનુભવી હોય તે જ જાણી શકે છે.

ફેરી ત્રિયે ભાગ મેલાયકે, દશ ઈંદ્રી પંચભૂત;
ઈંગલા પીંગલા દશ દેવતા, ભયે સ્થૂલ મજબૂત. ૭

નિજકર્તાએ ફરીથી ક્રિયાવૃત્તિ દ્વારા સમસ્ત ઘાટોની રચના ત્રણ ત્રણ ભાગ એટલે રજોગુણની દશ ઇન્દ્રિયો, તમોગુણના પાંચ તત્ત્વ અને સત્ત્વગુણના દશ દેવો તેની સાથે

ઈંગલા પીંગલા મેળવીને સ્થુલ શરીરનું મજબૂત બંધારણ કર્યું છે. તે શરીરોને ચલાવવા માટે શ્વાસોશ્વાસની સજીવન ગતિરૂપ જનોઈ સર્વે અંશોને બક્ષિસ કરી છે. તેથી સ્થાવર જંગમની આદ્ય લઈ સર્વ ઘાટો શ્વાસો શ્વાસ રૂપી જનોઈના આધારે જીવતા રહે છે.

એસે સત્તા વીસ તત્ત્વ કો, દેહ દરસત તનુ માન,
તાકુ શઠ જાણે નહી, કહા ભયે પઢી પુરાન. ૮

ભગવાન કરુણાસાગર કહે છે કે એસે એટલે એવી રીતે ઉપર બતાવ્યા પ્રમાણે દશ ઈન્દ્રિ, દશ દેવો અને પાંચ તત્ત્વ તેમજ ઈંગલા પીંગલા મળીને સ્થુલદેહ બનેલો હોઈ તે પ્રત્યક્ષ દેખાય છે. છતાં દેહરચનાની ખરી હકીકતને જે નથી જાણી શકતા તો પછી શઠ બુદ્ધિના મૂર્ખજનો પુરાણો ભણીને અભિમાન રાખે તેથી શું થયું ?

કુંભક પોરક રેચક, મિલિત ભયે ત્રિયેસાર;
તા પર ગ્રંથી વૃત્તિદીયે, ભયે યજ્ઞો અનુસાર. ૯

નિજકર્તાએ સર્વ શરીરોના વિશે રેચક, પોરક અને કુંભક એમ ત્રણ પ્રકારે પ્રણવની ગતિ અલૌકિક રીતે ગોઠવેલી હોઈ તેના આધારે પ્રાણીમાત્ર જીવતા જાગતા રહે છે. શરીરમાં લેવાતા શ્વાસને પોરક તેમજ મુકાતા શ્વાસને રેચક કહે છે. તે લેવાતા અને મુકાતા શ્વાસની મધ્યે સહેજ સ્વભાવે સ્થંભન પામે છે. તે કુંભક હોઈ સર્વ તત્ત્વના દૈવતરૂપે રહેલો છે. એના ઉપર કોઈ સાધક પોતાની વૃત્તિનું લક્ષ નિશાન અચળપણે જોડીને સ્થિર કરે ત્યારે ત્યાં બ્રહ્મ અગ્નિ પ્રગટ થાય છે, તેને ખરો યજ્ઞ કહેવામાં આવે છે.

એસે જાણે સો બ્રાહ્મણ, તજી ભવ આળપંપાળ;
કરમઘેન સબ વામકે, ગ્રહી ગુરુગમ વિશાળ. ૧૦

સંસારભરના સર્વે ભોગ સ્વપ્ન સમાન આળપંપાળ જાણીને તેને તજી દઈ, ઉપર દર્શાવેલા પ્રણવલક્ષમાં નિરંતર રહી શકે તેને ખરો બ્રાહ્મણ એટલે બ્રહ્મદર્શી કહી શકાય છે. તે બ્રહ્મલક્ષના અનુભવથી અનેક પ્રકારના કર્મનું ઘેન એટલે અભિમાન વામકે કહેતા સંદતર મટી જાય છે. ત્યારે સર્વ ઉપાધિથી મુક્ત થયેલો બ્રહ્મજ્ઞાની વિશાળ ગુરુગમને ગ્રહણ કરી શકે છે.

વ્યાસ સુપત નારદાદિક, વાલ્મીક વશિષ્ઠ;
વિશ્વામિત્ર પારાસર, સબશિર ભયે બલિષ્ઠ. ૧૧

તે ગુરુગમને ગ્રહણ કરી બ્રહ્માનંદનું સાચું સુખ ભોગવનાર પૂર્વકાળમાં થઈ ગયેલા જ્ઞાની મહાપુરુષો, મહામુનિ વ્યાસજી સુપતઋષિ તેમજ વાલ્મીક ઋષિ અને નારદમુનિ તથા વશિષ્ઠમુનિ અને પરાસરઋષિ આ બધા બ્રહ્મદર્શી પુરુષો જગતમાં સર્વે જનોના શિર પર શ્રેષ્ઠ અનુભવના મહા બળવાન હોઈ તેમની ઉજવળ ખ્યાતિ અત્યાર સુધી જગતમાં ઝગમગી રહી છે.

બ્રહ્મા કબીર શંકરધર, એ સબ પુરુષ તત્વવેત;
કમળના બ્રહ્મા ભયે, કબીર કરબીર તેત. ૧૨

બ્રહ્માજી, કબીર સાહેબ, શંકરધર એટલે શંકરાચાર્ય. એ સર્વ મહાપુરુષો તત્ત્વવેત્તા હોઈ, તેઓની ઉત્પત્તિ બ્રાહ્મણ કુળમાં થઈ ન હતી. પરંતુ બ્રહ્માજી રજોગુણી કમળમાંથી ઉત્પન્ન થએલા છે. તેમજ કબીરસાહેબ કમળના ફુલમાંથી પ્રગટ થયા હતા, એમ મનાય છે. છતાં બ્રહ્મજ્ઞાને કરીને આ પુરુષો જગતમાં મહાશ્રેષ્ઠ ગણાયા છે.

વરણશંકર શંકર, ઋષભદેવ ક્ષત્રી બાલ;
ઈન આદ્ય સર્વ શુદ્ર, ભવીતવ પરમ વિશાલ. ૧૩

આદી શંકરાચાર્ય વરણશંકર હોવા છતાં બ્રહ્મજ્ઞાનના પ્રતાપે જગતમાં શ્રેષ્ઠ ગણાયા છે. તેમજ ઋષભદેવ ક્ષત્રિયબાળ હોઈ તેમના સિવાય બીજા બહુ જ્ઞાનીપુરુષો શુદ્ર જાતિમાં જન્મેલા હતા. પરંતુ તેઓ ભવીતવ એટલે ભવ ઉત્પત્તિનું અતિ વિશાળ પરમવિત, વ્યાપક બ્રહ્મને જાણી મુક્ત થયા છે.

જન્મે જબ શુદ્ર, સંસ્કાર ભયે જબ દ્વિજ,
વેદ વિચાર વિપ્ર ભયે, બ્રહ્મલક્ષ બ્રાહ્મણ નિજ. ૧૪

ચારે વર્ણની આદ્ય લઈ કોઈ પણ વર્ણમાં જન્મ પામેલો બાળક શુદ્ર ગણાય છે. એવી રીતે બ્રાહ્મણ કુળમાં જન્મેલો બાળક શુદ્ર હોઈ સાત, નવ કે અગિયાર વર્ષનો થાય ત્યારે વેદના નિયમ અનુસાર તેને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપી ઉપવીતનો સંસ્કારવિધિ

કરવામાં આવે છે. તેથી દ્વિજ અધિકાર પામી બ્રહ્મચર્ય આશ્રમ ધારણ કરી માતાપિતા સહિત સર્વ શરીરના સંબંધીઓને ત્યાગી, વેદ ભણવા ગુરુકુળમાં ચાલ્યો જાય છે. પછી ગુરુ પાસે રહીને ક્રમ પ્રમાણે ચારવેદનો અભ્યાસ કરી, નિપૂણ થાય છે તેને વિપ્ર કહેવામાં આવે છે. તે વિપ્રનું કર્તવ્ય ત્રિકાળ સંધ્યા અને ખટકર્મ કરતાં કરતાં જ્યારે બ્રહ્મદર્શી થાય છે ત્યારે તેને ખરો બ્રાહ્મણ જાણવો.

સદ્‌ગુરુ કિરપા, જીનકુ ભઈ, તીનુપાયે એહી ભેદ;
શાસ્ત્ર પઠન નહીં જાણત. નેતિ કહત જીનુ વેદ. ૧૫

જેના ઉપર મહાન સમર્થ સદ્‌ગુરુની પૂરણ કૃપા થઈ હોય તે ઉપર જણાવેલા બ્રહ્મલક્ષનો ભેદ જાણી બ્રહ્મદર્શી થઈ શકે છે. તે સિવાયના બીજા શાસ્ત્રોના ભણવાવાળા વાણીવિલાસના વક્તાઓ લેશમાત્ર જાણી શકતા નથી. કારણ કે વ્યાપક બ્રહ્મનું નિરૂપણ કરતા વેદ નેતિ પોકારી અટકી ગયા છે. તો પછી શાસ્ત્રવક્તાઓ કેમ કરી જાણી શકે ?

વેદ વિગત જુક્તિ કરી, ભયે ભરમ ભંભેર;
સતગુરુ ખોજ પાયે બિના, બ્રહ્મ લક્ષ હોત ન નવેર. ૧૬

વેદે બ્રહ્મનું પ્રતિપાદન કરવા સંબંધમાં વિગત કહેતા વ્યાપક અદ્વૈત બ્રહ્મનો ચોક્કસ ખુલાસો કરી બતાવ્યો નથી, તે કારણને લઈ આત્મા પરમાત્મા યા બ્રહ્મ એક જ છે એમ જણાવે છે. છતાં ખરી હકીકત શું છે ? તે સમજના અભાવે અનુમાન પ્રમાણની યુક્તિ પરયુક્તિ દ્વારા જગતને ભંભેરી અસ્તવ્યસ્ત કરી દીધું છે, પરંતુ ખોજપૂર્વક સમર્થ સતગુરુને પ્રાપ્ત કર્યા વિના, બ્રહ્મલક્ષનું યથાર્થ નિરાકરણ થઈ શકતું નથી.

તાતે તુમકુ કહત હું, ગ્રહો ગુરુગમ તતસાર;
કહેં કુવેર પદ પાયકે, ભયે બ્રાહ્મણ બ્રહ્મચાર. ૧૭

તે માટે હે જીજ્ઞાસુ અને મુમુક્ષુજનો ! તમો સર્વ તત્ત્વોના સાર રૂપ ગુરુગમ એટલે પિંડમાત્રમાં વારક પ્રેરક જે વસ્તુ છે, તેને ગ્રહણ કરવા ત્રણ અંતઃકરણથી પર ચોથી ભૂમિકામાં સ્થિર થશો, ત્યારે મહાન સમર્થ શ્રીમંત કુવેરસ્વામી ભગવાન કરુણાસાગાર કહે છે કે બ્રહ્મપદને પ્રાપ્ત કરી ખરા બ્રહ્મદર્શી થઈ શકશો.

નોંધ :– આ સિવાયની જે સ્વાચાર પત્રિકા હોય, તેને નકલ સમજી રદબાતલ ગણવી.

# સ્વાચાર પત્રિકા

"કાયમસમાજ ધર્મના સાધુ અને સંત મહંતો તેમજ હરિજનો સર્વને પાળવા અને નિયમે વર્તવા તેમજ સંપ્રદાયને નિમિત્તપણે રાખવા ભગવાન શ્રીમંત કરૂણાસાગર સ્વમુખે કહે છે."

## – વચનામૃતો –

### અંગ પહેલું

મારા સંપ્રદાયના કોઈપણ સાધુએ પૈસા ટકા વિગેરેની આદ્ય લઈને કોઈ પણ માયાવી પદાર્થ હાથે લેવો નહિ. તેમજ રસ્તે ચાલતાં સોના મહોર અગર રૂપા મહોરનો કોઈપણ દાગીનો રસ્તે પડ્યો હોય તો તેને મૃતીકા સમજી દ્દષ્ટી પણ નાખવી નહિ. કારણ સંગ્રહ કરવાથી ગુરૂ તેમજ ગુરૂ ભાઈથી અંતર કરાવનાર છે. અને ચોર વૃત્તિ ધન પદાર્થોથી થાય છે. જેથી ઘણા દિવસના પ્રસંગોએ આખુ શરીર રોમેરોમ અને રગેરગ ચોર રૂપ થઈ જાય છે. જેમ હરી હરી કરતાં હરી રૂપ થવાય તેમ ચોરીમાં વૃત્તી રાખવાથી અગર ધન સંચય કરવાથી ધનરૂપ અગર ચોરીરૂપ થવાય છે. વળી ધનમાં વૃત્તી રાખતાં નિજ કર્તાનુ ધ્યાન ધરવામાં ચુક પડે છે. વળી જે ગુરૂ પરમ પદ આપે તેઓથી પણ અંતરાય રહે છે. ગુરૂ અને પરમ પદ વચ્ચે જ્યારે આવો ભેદ રહે ત્યારે તમો શા માટે દામના અનુરાગી થાવ. જે કલ્યાણ કરવા સાધુ થઈ મ્હારે શરણે આવે તેણે ધન કદી પણ લેવું નહિ. હવે નિજ કર્તાના ન્યાયનો બોધ કરવા સારૂ અને ભજન કરવા દેહરખા માટે વસ્ત્રાદીક ગ્રહણ કરવું અને ખપ લાગે તેટલાં વસ્ત્રો રજોગુણ વિનાનાં હોય તેટલાં લેવાં. એ સિવાય મારા સંત મહંતે કદી પણ કોઈપણ ચીજ જે માયાવી હોય તે ગ્રહણ કરવી નહિ. નહિ તો મારા મત વિરૂદ્ધ છે એમ જાણવું.




एही विधी रेणी करणीके, वैरागीन के वेस;
तीनकु लागी शके नीज, परम गुरु उपदेश. ॥ १ ॥

ઉપર જણાવ્યા પ્રમાણે વૈરાગનો ભેખ ધારણ કરી, જે રહેણી-કરણીમાં રહે તેને જ પરમગુરૂનો સ્વસ્વરૂપનો ઉપદેશ લાગી શકે.

परम गुरु उपदेशकी, अतही उग्रगति महाद;
परम पुनीत गति पावही, जीनु तनमन होय स्वाध्य. ॥ २ ॥

જેને પરમગુરૂના શુદ્ધ અગાધ બોધનો પટ લાગ્યો હોય તેને અતિ ઉગ્ર ઉત્તમ પ્રકારની ગતિ થાય છે. અને જેના તન, મન, ગુરૂને આધિન થઈ વર્તતા હોય તેની જ શ્રેષ્ઠ પ્રકારની ગતિ થાય છે.

स्वाध्य विना तनमन जन, रहे न उर गुरु बोध;
ज्यौ ते उदक ऊंधे घटे, भराय नहि करी रोध. ॥ ३ ॥

જે ભગવતિ જનનાં તન મન ગુરૂને આધીન થતાં નથી તેમને ગુરૂનો શુદ્ધ અગાધ બોધ ટકતો નથી. જેમ ઊંધા ઘડાથી પાણી ભરવાનો પ્રયત્ન કરીએ તો પણ પાણી ભરાતું નથી તેવી જ રીતે આવા મનુષ્યોને ગમે તેટલો ઉત્તમ બોધ કરવામાં આવે તોપણ તેમના અંતરમાં આ અગાધ બોધની કંઈજ અસર થતી નથી.

तब ते रेंणी करनीसे, हरदे ऊरध घट होय;
गुरुमुख बीनुं सबजड, कुवेर ऊरमां रहे सकोय. ॥ ४ ॥

તો જેમ ઘડાને સીધો (ચત્તો) કરવાથી અંદર પાણી ભરી શકાય છે તેમ મનુષ્યોએ પોતાની રહેણી કરણીને શુભ બનાવીને અંતરવૃત્તિઓને ઉર્ધ્વગામી કરવાથી ગુરૂના સ્વમુખેથી ઉચ્ચાર થતા શબ્દોના એક સરખા પ્રવાહને હૃદયમાં ઝીલી ટકાવી શકે છે.

## અંગ-રજું

મારા નિયમ પ્રમાણે ચાલનારા સાધુઓને તેમજ કદાચ સુરદાસ (આંખ વગરનો) હોય તો પણ સ્ત્રી સાથે બોલવું અગર ભાષણ કરવું નહિ તેમજ કોઈપણ પ્રકારનો વહેવાર રાખવો નહિ. કારણ કે ગયા પ્રકરણમાં ધન સંચય અગર હાથે ન પકડવું એ વિષય કહી ગયા છીએ, અને આ પ્રકરણમાં સ્ત્રીના સંબંધમાં **ત્યાગ બતલાવવામાં આવે છે. પણ ધન કરતાં હજારો ઘણું સ્ત્રીમાં લુબ્ધપણું રહ્યું છે જેથી સ્ત્રીનો અંતઃકરણપૂર્વક ત્યાગ કરવો.** કારણ ધન સામું બોલતું નથી જેથી તેને એક અંગી પ્રીત ગણાય છે, અને આપણે જ્યારે ધારીએ છીએ ત્યારે ધનને છોડી શકીએ છીએ. અને **બેઅંગી પ્રીત છુટી શકતી નથી.** કારણ બન્નેવ જીવતાં છે. કદાચ એક છુટવાનું કહે તો બીજો છુટવા દે નહિ. માટે **જીવે જીવનો સંગ છોડવો** ઘણું જ કઠણ છે. પણ મહા ત્યાગી ગુરૂના વચન પર જો કોઈ શિષ્ય શુરવીર હોય તો છોડી શકે. અને બીજા અનંત પદાર્થો જીવ વિનાના છોડી શકે. અને જીવવાળુ પદાર્થ જે સ્ત્રી એતો છુટી શકેજ નહિ. તેનું દૃષ્ટાંત કોઈ એક પુરુષને રસ્તે ચાલતાં જડ ખેડાણમાંથી દ્રવ્યનો ચરૂ જડ્યો તેનાથી એકલો હોવાને લઈ ઉઠાવી શક્યો નહિ. જેથી તે ચરૂ ગબડાવતો ગબડાવતો જતો હતો તેમ કરતાં ગઉ એકને છેટે ગામ રહી ગયું અને રાત્રી પડી; જંગલના ભયંકર મામલામાં વાઘ, વરૂ વીગેરેના અવાજો થવા લાગ્યા જેથી પેલો ભલો માણસ વિચાર કરવા લાગ્યો કે મને આ વાઘ મારી ખાય તો આ માલ કોણ વાપરશે અને કોણ ખાશે. એવું સમજી ઉપરનો ચરૂ મુકી દઈ નજીકના ગામમાં નાસી ગયો. જેથી તે માણસ જીવતો રહ્યો. પણ પુરુષને વાઘ પકડે તો નાસી કેમ જવા દે. એથી સિદ્ધ થયું કે માલ જીવ વગરનો હતો તે મુકીને જવાયું પણ વાઘ તો જીવતો હતો તે કેમ નાસી જવા દે. **માટે સ્ત્રી પણ વાઘણરૂપી જીવતું પદાર્થ છે. તે વટેમાર્ગુરૂપી પુરૂષને કેમ નાસી જવા દે.**

વળી કોઈ સંસારી હોય તેને તો પરણત સ્ત્રી એકજ હોય છે. કદાચ તેને બગાડ થાય તો છાનોમાનો પણ નાસી જાય, પરંતુ વૈરાગી થઈ જો સ્ત્રી સાથે સ્નેહ રાખે તો તેને સંસારમાંથી ઘણી જ સ્ત્રીઓ મળે છે. કારણ કે તે વૈરાગીને કયાં ખાનપાન અન્નવસ્ત્રાદીક પોષવાં પડે છે. જેથી તેને બગાડ થવો સંભવ નથી ? તો તેમાંથી મન છોડી શા માટે પરમેશ્વરમાં મન લગાડે. કદાચ બગાડ થાય તો એકાદની સાથે થાય. એ પ્રકારે રજોગુણી

વૈરાગીનું મન સંસારમાંથી નીકળીને નિજ કર્તાને ઓળખી શકે નહિ. અને જો વૈરાગીનું ચીત્ત ગુરૂ અને નિજ કર્તાની સાથે ના લાગે તો વૈરાગ શા માટે લઈએ ? સંસારમાંજ રહીએ નહિ. **એવો બાદલો વૈરાગ લઈ ગુરૂ ગોવીંદ અને સંસારને શું ઠગી ખાવું છે.** એવું ક્યા ચાલે કે **જેના ગુરૂ આંધળા અને હૈયા ફુટા હોય તો તેની સાથે ઠગાઈ ચાલી શકે પણ રોમેરોમ અને રગેરગને જાણનારની આગળ ઠગાઈ ચાલી શકે તેમ નથી.** કારણ કે ચાર લક્ષ જ્યોતિષનો જાણનાર તે પણ અમારા આગળ આંધળો છે. કારણ કે તેનાજ ઘરની સ્ત્રી કોઈ વાણોતર સાથે લાગેલી હોય તે કાંઈ જ્યોતિષમાં જણાય નહિ અને અમે તો જ્યોતિષ વિના દીઠે માત્ર ન્યાયે કરીને જાણી લઈએ જે ન્યાયે અમારાથી છાનું રહે નહિ.

જે શિષ્યને મુલકમાં (પ્રદેશમાં) જવું હોય ત્યારે અમારી પાસે રજા માગવા આવે ત્યારે અમે ના કહીએ છતાં બીજી વખતે રજા માગવા આવે તો અમે જાણીએ કે અમારી સેવાઅર્થે ટકા પૈસાની લાલચે રજા માગે છે. તો પણ અમો ના કહીએ છતાં ત્રીજી વખતે રજા માગવા આવે તો અમે જાણીશું કે સેવકનું મન રાખવા તેમજ અમારી સેવાઅર્થે રજા માગે છે. કદાચ ચોથા વખતે આવે તો કોઈ પણ સ્ત્રી સાથે સ્નેહસંબંધ છે. એમ જાણી ચોખ્ખી ના પાડી દઈએ. છતાં પાંચમે વખત રજા માગવા આવે તો સ્ત્રી, ધન, અને સેવક એ ત્રણેમાં લુબ્ધ જાણી અમો નાજ કહીશું. કદાચ છઠી વખત રજા માગવા આવે તો તેને તદ્દન વહીતલ, વીંટડી જાણી રજા આપવામાં આવશે નહિ. તેમ છતાં સાતમી વખત આવશે તો નાના પ્રકારની થોડીક આજ્ઞા માગીને પોતાનીજ મતલબે છાનો જઈ આવે જે અમારી રજા સિવાય, તો તેનું મુખ જોવું નહિ. છતાં કદાચીત જોવું પડે તો નાક, કાન, આંખ અને હોઠ વિનાનું જાણવું. જેથી મુખ જોયાનો દોષાપત્તિ ધર્મ લાગતો નથી દાખલા તરીકે –

એક શાહુકારની સ્ત્રી પતિવૃતા હતી. તે શાહુકારને કારણસર પરદેશ જવાનું થવાથી સ્ત્રીને પતિવૃત ધર્મ સાચવવાની ખાતર તેણીએ સ્વામી પાસેથી વૃત સાચવવાની ખાતર નિયમ માગ્યો જે એક વચન તમારા મુખનું મને પાળવા આપો. ત્યારે **પુતળાની આદ્ય લઈ કોઈ પણ પુરુષનું મુખ જોવું નહિ.** એજ અમારું વચન છે. તે મુજબ શેઠાણી વૃત પાળવા લાગી, બાદ શેઠે દરવાજા પાસે એક પુતળુ મુક્યું પણ નાક, કાન, આંખ અને મુખ વગરનું હતું. પછી મહોલ્લાના લોકો જતાઆવતા જોઈને વાત કરવા લાગ્યા કે આ શું છે. એ વાતની ગરબડ સાંભળી શેઠાણી પણ જોવા ગયાં ત્યારે શેઠે કહ્યું કે તમે મારી

પાસેથી લીધેલા વચનનો ભંગ કર્યો, અને પરમુખ ના જોવું એવું વચન લીધેલું છતાં શા માટે ખંડન કર્યું. શેઠાણીએ કહ્યું હું વચન ચુકી નથી. કારણ મેં જે જોયું તે નાક, કાન, આંખ અને મુખ વગરનું હતું. એ પ્રકારે અમો પણ વૈતલવીટંડીનું મુખ પેલી શેઠાણીના જેવું જ જોઈએ છીએ. હવે જે જેના અવગુણ હોય તે મુખે ના કહીએ પણ તેની ખુનસ અંતરમાં રહી જાય છે. તેજ કોઈ દિવસે બે તરફી થઈ જાય. અને બે તરફી થાય તો તેને મજુર સરખો જ જાણ વો. તેને નિજપદ પ્રાપ્તી ના મળે છતાં તમો એમ જાણતા હશો કે બીજાઓ છાના ગુન્હા કરે છે જેથી અમે કરીએ છીએ તે મહારાજ શું જાણવાના છે. એમ તમારા દીલમાં હોય તો **અમો રોમેરોમ અને રેગરગની જાણીએ છીએ.** નિજ કૈવલ કર્તા કોઈનો ગુન્હો મુખે કરીને કહેતા નથી, પણ તમામના ગુન્હાઓ ભુક્તમાન કરાવે છે. **પણ અમો તો તેઓના કરેલા ગુન્હાઓ હરેક પ્રકારે મુક્ત કરાવીને પ્રભુપદ પ્રાપ્ત કરાવીએ છીએ. જેથી નિજ કર્તાથી પરમગુરૂ પરોપકારી જાણવા. કારણ એજ કે દુનીયાનો માલિક સમદૃષ્ટીવાળો છે.** અને સર્વના હેતુ પ્રમાણે જેનાં જેવાં કર્મ તેને તેવું ફળ આપી સંસારનું **મહીમંડ ઇંડ** ચલાવે છે. પણ અમો તો **સમસ્ત સંસારના જીવોને નિયમમાં રાખી સંસારના ભવદુઃખોમાંથી છોડાવવા યાને સર્વ બંધનોથી મુક્ત કરાવા ખુદ માલિકને ત્યાંથી મુખત્યારી લાવ્યા છીએ.** જેથી જે જે જીવ અમારે શરણે આવે તેને તમામ પ્રકારની કુટીલતાઓ છોડાવી નિજપદે પહોંચાડીએ એજ હમારી મુખ્યત્યારી છે.

જેમ કોઈ રાજાના એક દેશમાં બે કેદીઓ નાસી જઈ લુંટફાટ અને ચોરી કરવા લાગ્યા ત્યારે મુલકમાંથી ઘણા ચોરો પકડી લાવીને રાજાની આગળ ફાંસીએ ચડાવવા ઠરાવ કર્યો ત્યારે રાજાએ કહ્યું કે આતો અન્યાય થાય છે. એવું વિચારીને રાજાએ પસંદ કરી એક મુખત્યાર કામદાર નીમ્યો. પછી રૈયતનો બંદોબસ્ત કરી તેણે ચોરો મટાડી દીધા જેથી ફાંસીએ ચઢવાનું કોઈને રહ્યું નહિ. એજ પ્રકારે અનંત બ્રહ્માંડાધીશ કૈવલ કર્તાના અમો કુલમુખત્યાર છીએ. જેથી, જે જે જીવ અમારા શરણે આવે તેને જતમત રાખી નિયમમાં વર્તાવી પ્રભુપદે પહોંચાડીએ. કદાચ આ ભવમાં જીવોને જતમત રાખનારા ઘણા આચાર્યો થયા હશે. થશે અને હશે પણ ખરા પણ જીવોની દૃષ્ટી પ્રમાણે નિજપદ નથી પમાયું. કારણ તેઓએ તે પદ જાણ્યું જ નથી. તો તેમના આશ્રીત **મજુર**ને ક્યાંથી મળે. કારણ કે ધર્મ, કર્મ બતલાવી સંકટ દઈ દામ-ચામ અને ગુણ ઈંદ્રિયોના પતિનેજ મેળવે છે. પણ જીવની મજુરી પ્રમાણે આચાર્યોએ મોક્ષપદનું ફળ આપ્યું નથી, તો પછી જીવનું

કલ્યાણ શાનું હોય. દાખલા તરીકે પાંચ પચીસ આદમી જંગલ ઝાડીના રસ્તામાં જતાં મેણાં વૃક્ષોનાં ફળ પાકી રહેલાં જોઈ પેલા વટેમાર્ગુઓએ તોડી ખોળાઓ ભરી લીધા, કેટલાકોએ ઓટીમાં ઘાલ્યાં અને તેમ કરવાથી ફેર ચડવાલાગ્યા. જે આગળ જતાં કોઈ એક ગામ આવ્યું ત્યાં એક ડાહ્યા પુરષને પૂછ્યું કે આ અમોને થરથરાટ શાનો આવે છે. ત્યારે તે ડાહ્યા માણસે કહ્યું કે તમારી ઓટી તથા ખોળામાં શું છે. ત્યારે તેમણે જે ફળ દેખાડ્યાં તે નાખી દેવાને સુચના આપી પછી તે ફળના વૃક્ષનાં મુળ ચુસવા કહ્યું. જેથી તેમ તેમણે કર્યું. હવે ભાઈઓ વિચારો કે તે મૂળ ચુસવાથી મેણો ઘણો ચડશે કે ઉતરશે ? ઉતરે નહિ પણ ચડેજ. હવે મેણાં ઝાડનાં મૂળ તે કયા છે. તો તે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ગૌલૌકિનાથ અને પુરુષ પ્રકૃતિ તે જ મેણા વૃક્ષના મૂળ જાણવાં, અને ફળ તે દામ, ચામ, અને ગુણ ઈંદ્રીયો જાણવી. જે વટેમાર્ગુઓએ પોતાના ખોળામાં લીધાં હતાં, અને જે ડાહ્યા માણસે નાખી દેવરાવ્યાં તે આચાર્યો જાણવા. તેજ આચાર્યોએ ઉપરનાં ફળ નાખી દેવરાવીને તેને તે દેવરૂપી વૃક્ષનાં મૂળ જે ચરણાવિંદે વળગાડ્યાં છે. જેથી જીવોને સંસારરૂપી ઝેર ક્યાંથી ઉતરશે ને શાન્તી થઈ નિજપદ ક્યાંથી પામશે. કારણ કે ઉપર જણાવેલા મહેશ્વરોનાં તપબળે યા કર્મબળે જે પ્રાપ્ત કરીએ છીએ તેજ ફળે. સંસારમાં ધનબળ, સ્ત્રીબળ અને પુત્રબળ વિગેરે સુખો પ્રાપ્ત હોઈ સુખી જીંદગીનાં સુખી સાધનો ભુક્તમાન કરીએ છીએ. તો જેને મોક્ષ કહેવામા ંઆવે તે સ્થાનેય ક્યાં છે. પણ અમો તો જીવોનાં ફળ નાખી દેવરાવી જતમત રાખી નિયમમાં વર્તાવી અનંત ઘણું નિજકર્તાનું પરમપદ પમાડીશું, જેમ ટકાની મજુરી કરાવી પારસ આપી દે એજ પ્રમાણે અમારા જતમતપણાનું ફળ છે. જેથી તમે નિજકર્તા કેવલના અંશ હોઈ જો કેવલ કર્તા મેળવી કલ્યાણ કરવું હોય તો ચોરી, હેરી અને પ્રપંચનો ત્યાગ કરી અમારી પાસે રહો, અને ત્યાગી ન થવાય તો જ્યાંથી તમે આવ્યા ત્યાં સીધા સંસારમાંજ ચાલ્યા જાવ, અને નહિ જાવ તો અમો તમોને રાખીશું જ નહિ. કારણ કે મહાન જ્ઞાનમય સંપ્રદાયનો સદ્‌માર્ગ કાંઈ અસત્ કરી નાખવો નથી. માટે હે બાપ ! અમારો પરમ ગુરૂનો ખપ કરો તો રોમેરોમ અને રગેરગના સાચા થઈ જશો તો જ તમો મારી પાસે રહી અને અમોને અંગીકાર થઈ કર્તાને પણ અંગીકાર કરાવીશું.

**કોઈ ઇષ્ટદેવને વસ્તુ અર્પણ કરવી હોય તો આપણે પહેલી નાણી જોઈએ છીએ, કારણ અર્પણ કરતા પહેલાં સારી નરસી જોવાની જરૂર પડે છે. તેજ પ્રમાણે**

**જીવોને અમો પહેલાં સાચા જોઈને કર્તાને અર્પણ કરીએ છીએ.** જેથી હે જીવો ! હું તમને કહું છું કે હોંશીયાર થઈને સાવધપણામાં સાચા રહો. કારણ ખટ દર્શનની આદ્ય લઈ બાર પંથ અને બાવન દ્વારા, ચાર સંપ્રદાય, ચાર વેદ અને છ શાસ્ત્ર એટલાં સિદ્ધાંત જોઈને સર્વની ઉપર નિજ કર્તા ન્યાયનું પક્ષાપક્ષ રહીત **આપણું સિદ્ધાંત નિર્ણય કરેલું છે.** જેથી આપણું હલનચલન તેમજ ન્યાયનીતિ ઘણા જ પ્રકારે ઊંચી હોવી જ જોઈએ.

હે જગતના જીવો તમોને તો પુરાણના મત રૂપી રાબડી પીતા દેખીને નિજ કર્તાના જ્ઞાન રૂપી પકવાન તૈયાર કરી આપ્યાં છે. અને રાબ પીવાની ચોકખી મનાઈ કરેલી છે. અને તેની પરેજી પાળી કર્તારૂપી પકવાન ખાવા કહેલું છે. અને તેમ કરશો તોજ નિજ કર્તાના પરમપદની પ્રાપ્તી થશે. પણ મને લાગે છે કે તે પકવાન બાંધી રાખી માત્ર રાબની રાબજ ચાટો છો. તો, મેં ઘણા શ્રમ વેઠી ગ્રંથો કર્યા તે તમારા શા અર્થે આવ્યા, જે તમોએ જરાએ ચાખ્યા નહિ, વળી કોઈએ ચાખ્યા હોય, તો તેઓએ પરેજી પાળી નહિ હોય, અને પરેજી ના પાળે તો ઐશ્વર્યરૂપી તાકાત શાની આવે. મારા ખુદ ધર્મગ્રંથની અંદર સ્ત્રી ધનથી અલગ રહી ખાસ મારા ગ્રંથનું અવલોકન કરશે તોજ મહા અદ્‌ભુત ઐશ્વર્યવાળા થશો. જેથી સમસ્ત સંપ્રદાયના સંત, મહંતે દામ ચામની પરેજી પાળ્યા વિનાજ રહેલા છે. જેથી કરી જન્મ મરણ અને ચોરાસી આદી દુઃખો ભુક્તમાન કર્યાજ જાય છે, અને વળી **તેજ ખાતામાં શરીરે અશક્ત હોય કે ખાનપાનથી દુઃખી થયો હોય કીંવા સ્ત્રી પુરુષને બનતું ના હોય કે કોઈ સાધુના સંગથી દેખાદેખી ભુલથી અઠવાડીયું, છ માસ કે વરસ દિવસ તેના માત પિતા કુટુંબથી કોઈ સમયે દ્વેષ ઉપજી જાય ત્યારે સાધુ થવાના વિચારો ઘડે છે.** આવા પ્રકારના સંસાર ત્યજીને ગુરૂના શરણે આવે છે. જેથી તે જીવને ગુરૂ જતમત કબજે કરીને ના રાખે તો તે જીવ નિયમમાં રહી શકતા જ નથી. કારણ પદાર્થોના દુઃખી થઈને જ ગુરૂ શરણે આવે છે, અને શરણે આવ્યા પછી પદાર્થો મળે છે, અને મળેલા પદાર્થ ગ્રહણ કરી પાછા સંસાર કરતાં ઘણા જ વીભળ થઈ જાય છે, કારણ સંસારમાં ખાન-પાન થોડું મળે છે અને મશાગત ઘણી જ કરવી પડે છે. જેથી સંસારમાં કામકાજે લાગેલી વૃત્તિઓના કારણે ઈંદ્રિયોને ફાલતુ વખત ઓછો મળે છે. અને **વૈરાગીને તો ગુરૂ શરણે ખાનપાન અને મીષ્ટાન ઘણાંજ મળે છે,** અને ધંધો જરાએ નહિ. જેથી જતમત અને નિયમ વિના પાછા સંસારને બગાડે ને ગુરૂના શરણે આવેલા વૈરાગીનાં ચિહ્ન ખોટાં દેખીને સંસારમાં રહેલા જીવો ગુરુ શરણે આવે નહિ; અને તેનું પણ રાખે નહિ. કદાચ તેમ છતાં સંસારના જીવો આવે, તો તે પણ વીભળ થએલા જાણવા.

પણ સાચા તો નજ આવે અને જો કોઈ કપટ વિના ભોળે ભાવે આવી ચઢે તો તે પણ સત્તા પામી દેખાદેખી સંગે કરીને વીભળ થઈ જાય. માટે જતમત અને કાયદા વિનાના પંથ પક્ષમાં અનેક જીવોનું કલ્યાણ થાય જ નહિ. જેથી નિયમમાં વર્તવાની જરૂર છે અને ખાનપાન આદી પદાર્થોની લાલચવડે **ઇંદ્રિયો હાથ પર નહિ રહેતાં પ્રભુ પદે વિયોગ કરાવે છે.** કદાચ તે જીવોનો પ્રભુપદે જ વિયોગ થયો તો ઘણા પ્રકારનો શ્રમ વેઠી કહાડેલા પંથનો આશય શું રહે. અને જીવોને કર્તાને ત્યાંની મોજ પણ ક્યાંથી મળે તેમજ કર્તાની રહેમ દૃષ્ટિ ક્યાંથી લાવે, તેમજ **સંકટ વેઠી પક્ષ કહાડ્યો હોય તો તેનું ફળ શું મળે ?** જેથી હે જીવો એકાએક વૃત્તિમાં રહીને નિયમમાં વર્તીને ચીત્તવૃત્તિ એકાગ્રહ કરીને, શુદ્ધ ચૈતન્ય વૃત્તીમાં ચીત પરોવીને, તેમજ સંસારની સઘળી વૃત્તીઓને દૂર કરીને, નિત્ય નિયંતા કેવલ કર્તામાં ચીત્ત પરોવીને રહો. તોજ મારા મત પંથ ગ્રંથનો હેતુ સચવાશે. અત્યાર સુધી હું જીવોના વિશ્વાસે રહ્યો પણ આગળ મુજબ આજ જીવો આ નીયમમાં રહેશે નહિ. જેથી જતમત બાંધવાની જરૂર પડી છે. જે દિવસથી સૃષ્ટિ રચી, તે આજદીન સુધી કોઈ પણ આચાર્યે ન્યાયસહીત નિજ કર્તાને વર્ણવ્યા નથી. જેથી મારે ખાસ ન્યાય બતાવવાની જરૂર પડી છે. પ્રભુ પદ પામવાના સરળ ઉપાયો જાણી વળગી રહેશે. તો પછી **ચીંતામણી મુકીને કોડી ઉપર ભાવ કેમ ધરશે.** એમ જાણી મેં આગળથી જ પક્ષ કહાડ્યો હતો અને તેજ પ્રમાણે મારા સંત હજી મરજાદ મુકીને વીટંડી થયા નથી. તોપણ મને વીચાર થાય છે કે આજ સુધી તો મારા સાધુ સાચાજ રહ્યા છે. પણ ધર્મની રૂઢિ ન બાંધુ તો આગળ જતાં વીટંડી થવાનો સંભવ છે. જેથી રૂઢી બાંધવાની ખાસ જરૂર મને પડી છે. ખુદ માલિકની મહેરબાની હોવાથી તેમણે મારા હૃદયના વિષે જે પ્રમાણે જતમત ઉપજાવ્યો તે પ્રમાણેજ મેં કહ્યો છે. કારણ કે તમો મનુષ્ય હોઈ મનુષ્યોજ મારા શરણમાં આવ્યા છે. જેથી જતમત વિના સાચા રહ્યા છો **પણ ધારું છું કે હવે પછી સંપ્રદાયમાં પશુઓ જેવા આવશે.** તે જતમત બાંધ્યા વિના નિયમમાં કેમ રહી શકસે જેથી જતમત પહેલેથી જ બાંધવાની જરૂર પડી; અને તે રૂઢી પરંપરા ચલાવવી. કારણ કે જ્યારે જ્ઞાન સર્વ કરતાં શ્રેષ્ટ છે, ત્યારે રહેણી કરણી પણ શ્રેષ્ટજ હોવી જોઈએ. તોજ જ્ઞાનની મહત્તા વધે. અને સાધુઓ પણ કીલ્મીસ રહીત નીર્દોષ થાય. અને તેમ થતાં સાધુ અર્ધુ વચન કહે પણ જગત આખુ કરીને માને. તો પછી ધન તથા સ્ત્રીથી જ્યારે મારા સાધુ બેવપરવાઈ દેખાડશે અને ન્યાય સહીત વર્તશે અને નિજકર્તાનું જ્ઞાન મેળવશે તો શ્રમ કર્યા વિના અનેક જીવ શરણાંગત થઈ મોક્ષ પદે પહોંચશે.



ज्यौ नरपत तस्करनकु खने लोहने ताय;

तीनकु काढी सके न कोऊ, काढे तो भग जाय. ।। १ ।।

જેમ કોઈ રાજા ચોરને લોઢાની બેડી પહેરાવી જેલમાં રાખે છે છતાં જો કોઈ ચોરને નાસી છૂટવું હોય તો તે લોઢાની બેડીને તોડી નાસી છુટે છે.

पण जीते नरदसन के, पकरे घाटक हेत;

ते क्युं भागी सके जन, उभये संच सचेत ।। २ ।।

જો કોઈ જીવતા પુરુષને વાઘે પકડ્યો હોય તો તેના પંજામાંથી મનુષ્ય કેવી રીતે છટકી શકે ? કારણ કે બન્ને જીવો સચેતન છે.

त्यौं इंद्री दश नारकी, तेही पुरुष वत संच;

इत नर वृत्ती तस्कर सम, पकर रहे मोह मंच. ।। ३ ।।

ઉપરના દૃષ્ટાંત પ્રમાણે સ્ત્રીનામાં રહેલી દશ ઈંદ્રિયો તે પુરૂષને વશ કરવાના સંચા સમાન છે. અને તેથીજ પુરૂષની વૃત્તિઓ ચોરની માફક તેમાં પકડ પામી મોહવશ થઈ રહે છે.

तब ते नार सनेह के, पंथे पावन देह,

कुवेरा तो तीनसे क्यौं, हीलमीली जीनके फसीये वेह. ।। ४ ।।

તો સ્ત્રીની સાથે પ્રેમ જોડાવાથી પવિત્ર દેહ વિકારવાળો બને છે. તો સ્ત્રી સાથે હરહંમેશ ભાવ ભરી રહેવાથી જીવ ફસાઈ રહે છે.



જ્યારે સાધુઓને કે કોઈ પણ હરીજનને ગામ જવું, તો તે પહેલા એકાંત જોઈ બહાર ઉતરવું, પછી તે ગામથી એક હરીજન બોલાવી લેવો ને તેને આપણો નીતિધર્મ સમજાવી દેવો. વસ્તીમાં લઈ જવાની હરીજનની ઈચ્છા હોય તો માર્ગે જતાં કોઈ પણ

સ્ત્રી નમસ્કાર કરે તો હાથે કરીને નમસ્કાર અંગીકાર કરવો પણ મુખે કરીને બોલવું નહિ. પછી સ્ત્રિ વિનાના એકાન્ત સ્થાનમાં ઉતરવું. કથા પણ પુરૂષ આગળજ કરવી. કદાચ સ્ત્રીઓને સાંભળવાનો ભાવ હોય, તો વક્તાની પાછળ બેસીને સાંભળે. પ્રથમ ત્યાગનીતિનો બોધ આપી યોગ્ય હરીજનોની આગળ જેવો અધીકારી હોય તેવી કથા કરવી. પણ જડ બુદ્ધિના જડ મનુષ્યોની આગળ તો માત્ર ત્યાગની કથા કરવી. બાદ નિજ કર્તા સંબંધી જ્ઞાન આપવું. કદાચ સંસારી હરીજન પુછે કે અમારે કેમ વર્તવું ત્યારે કહેવું, જે આપણા પરમગુરૂ શ્રીમંત કરૂણાસાગર તેમનો એવો હુકમ છે કે, જે પુરૂષને કલ્યાણ કરવું હોય તેણે કપટ, દંભ, દુષ્ટતા, ભક્ષ્યાભક્ષ કદી પણ ન કરવું. તેમજ સ્ત્રીને પણ કલ્યાણ કરવું હોય તો ચોરી, હેરી કપટ, દંભ, દુષ્ટતા વીગેરે લક્ષણોની ત્યાગી થાય તો બંનેવનું કલ્યાણ થાય. એમ શ્રીમંત પરમગુરૂ કરૂણાસાગરનું વચન છે.

સ્ત્રી પુરુષ બન્નેનું કલ્યાણ તો અમારે જ હાથ છે. પણ તમારે તો નિજ કર્તાનું જ્ઞાન તેમના હૃદયમાંજ પોષવું. અને તેજ જ્ઞાનથી પુરુષ સમજશે અને વર્તશે તોજ તેમનું કલ્યાણ છે. અને તે સંસારી હોવા છતાં સાધુ જેવાં જાણવાં. એમ સાંભળી કદાચ તમો સાધુઓ એમ કહેશો જે એવું એવું સંસારમાં કોણ પાળશે. **કહીશ કે તેની તમારે શું જરૂર છે. તમારે જે ગરજ જીવોને બાદલા રાખવાની તથા ટકા પૈસા લીધાની છે તે તો હું ખાસ કહું છું કે તમારે હાથમાં પણ ઝાલવો નહિ.** છતાં શા માટે જીવોને બાદલા રાખી બોધ આપવો. માયાની લાલચે બાદલા બોધે કાંઈ જીવનું કલ્યાણ થાય નહિ. **તો પછી આપણો પક્ષ આજીવીકા ચલાવવા પુરતોજ ઠરે.** તો તારણ તરણ પરમગુરૂનું જ્ઞાનમય સંપ્રદાયનું મહાત્મ્ય અધીક શું. તે માટે બાપ પરમગુરૂને તો જીવોને તારવાનીજ મતલબ છે. નહિ કે આજીવીકા ચલાવવાની. ગુરૂની મતલબ શરીરે સંકટ વેઠીને પણ સિદ્ધ કરવી. માત્ર દેહરખા ધર્મ જેટલું જ ખાનપાન કરવાને છુટ આપું છું. જ્યારે મ્હારા કહેલા પ્રમાણે વર્તતાં સ્ત્રી અને ધનથી દુર રહેશો તો પછી તમોને સંકટ શાનું છે. **જ્યારે જીવોને પરોપકારી બોધ કરતાં ટકા પૈસાનું સંકટ પડશે તો. છો પડતું તે અમો વેઠીશું પણ તમારી સાધુની આશા નહિ કરીએ.** કારણ અમારો નિજ માલીક નીયંતાની સાથે દૃઢ વીશ્વાસનો કરાર છે તે હરેક પ્રકારે સાધુ વગર કોઈના પણ હૃદયમાં પ્રેરક થઈને અમારૂ ચલાવી લેશે. માટે બાપ તે વાતથી નિર્ભય થઈને માત્ર જીવોનું જ કલ્યાણ કરો એજ અમારી શીખ છે.

## साखी

मेरी अण आसे कही, तुमसें दरबल हान;
तेसेही तुम नहि परसीयो, क्यौंकी पइन पोण्य. ॥ १ ॥

જેમ મેં કોઈના દ્રવ્યની આશા કરી નથી તે પ્રમાણે તમો સર્વે સંત પણ કોઈના દ્રવ્યનો સ્પર્શ કરશો નહિ.

तबते तुम निर्भय थका, फरो फरफ भवसेत;
त्यौं कसणाकी कसणसे, पाकरी सफल सखेत. ॥ २ ॥

ઉપર પ્રમાણે વર્તન કરવાથી તમે ભય રહીત થઈ આખા જગતમાં શાન્તિ પૂર્વક વીચરશો. જેમ ખેડુતની ઉત્તમ પ્રકારની મહેનતથી ખેતરમાં સારો પાક પાકે છે તે પ્રમાણે તમે પણ ફાવશો.

त्यौं करखीवत तुमजन, कसण तुमेरी रहेन;
पके खेत मनुषातन, कणनीज पद नीरवेण. ॥ ३ ॥

ખેડુતના જેવી રહેણી કરણીને શુભ નીતિ રાખી વૈરાગ આદરશો તો મનુષ્ય શરીર ધન્યતાને પાત્ર નીવડશે ને સ્વ સ્વરૂપનો અનુભવ મેળવી વાણી રહીત જે પદ છે તેને પ્રાપ્ત કરશો.

जेही कारण तुमही भगे, छोड सकल संसार;
तेही कारणकी कहो तुम, कीन कुन नीरधार. ॥ ४ ॥

જે પદને માટે તમે વૈરાગ ધારણ કરી ત્યાગી થયા છો અને સંસારના સઘળા પદાર્થોને છોડ્યા છે તો તે ક્યા પદને માટે છોડ્યા છે. તે જણાવો (કયા પદનો નિર્ધાર કરી રાખ્યો છે તે જણાવો.)

तेही नीरधारण करनके, परमगुरु जीनुवेत;
तीनु बचन पथ पालहो, तो पद परम लहेत. ॥ ५ ॥

તો ઉપરનું પદ નક્કી કરી આપનાર પરમ ગુરૂ પોતેજ છે. માટે તેમણે કહ્યા મુજબ પરેજી પાળશો (રહેણીમાં રહેશો) તો પરમપદને પ્રાપ્ત કરી શકશો.

## અંગ ૪થું

મારા કોઈ સાધુને હરીજન વિનાના ગામમાં જવું પડે તો બહાર એકાંત જગ્યા જોઈને બેસવું બાદ નગરમાંથી કોઈ પુરૂષ યા હરીજન આવી મળે તો જ્ઞાન કરવું. કદાચ તે ભક્તને વસ્તીમાં લઈ જવાની ઈચ્છા થાય તો જવું પણ સ્ત્રી વિનાનું એકાંત સ્થળ હોય ત્યાં બેસી જ્ઞાન કરવું. કદાચ પુછવા લાગે તો તમારા પક્ષની રહેણીકરણી અને ભજનભાવના કેમ અને કેવીરીતે છે તો તે બતાવવું અને મંત્ર પુછે તો **"ૐ આદ્ય સક્ત સ્વરાજ કરૂણેશ કૈવલ નમામી."** એ મહામંત્ર સક્ત સિદ્ધાંતને સંપૂર્ણ સમજાવવો. પણ યોગ્ય અધીકારી પ્રત્યે  જ કહેવો.

**સાધુને જવા આવવા વિષે નિતિ :–**

દીશાએ એટલે ડોલડાલ બે સાધુ વગર જવું નહિ. અને પરદેશ ગમન ઘણા સાધુઓ વગર જવું નહિ, તેમજ રસ્તે ચાલતાં સ્ત્રી સંઘાત કરવો નહિ. અચાનક સ્ત્રી સહેવાસ થાય, તો વીસ ડગલાં દૂર ચાલવું. પણ સાથે ચાલવું નહિ. કદાચ તુરત જ જઈને પાછું આવવું હોય તો પણ બે વગર જવું નહિ. અનેએકલો જાય તો **મંદીરમાં પાછો પેસવા દેવો નહિ**. પણ તે કેસ પંચને સોંપવો. તે પંચએક ગુન્હો બક્ષીસ કરશે તો હું પંચનું કહ્યું માનીને બક્ષીસ કરીશ. કારણ આટલા દિવસે તમારી મતલબે મારી પાસે આજ્ઞા માગીને જતા હતા ત્યારે હું જાણતો હતો કે મારી સેવા અર્થે મુલકમાંજાય છે. તે કારણે એક ગુન્હો માફ કરીશ.

### साखी

मात पीता भगनी भल, जो नीज तनकी होय;
तीनसे बंधन अतनही, जो पडे बोलावाय. ॥ १ ॥

જો પોતાની જનેતા, બહેન કે પુત્રી હોય તો તેમની સાથે ક્વચિત્ જરૂર પડે તો બોલવાની છુટ હોય છે.

नहितो कुण कारण, त्रीया नाम सनेह;
अरजै नहि अनुचीत, तेहुनके वैरागी न केवेत. ॥ २ ॥

અંતરના સંબંધવાળા પ્રકારની સ્ત્રીઓ સાથે કયા કારણથી સંબંધ રાખો છો ? કારણ કે વૈરાગવાળા ત્યાગીઓનો સ્ત્રીઓ સાથેનો સંબંધ એમને કલંકરૂપ છે.

त्याग लीये तन तपनसे, छटकी कुन सोहाग;
खानपान उर वस्तर, ओर रहनकी जाग्य. ॥ ३ ॥

જો તમારા શરીરે વૈરાગરૂપી તાપ ન તપે તો તમારે સોહાગ ભરેલો સંસારી પહેરવેશ બદલવાનું શું પ્રયોજન છે ? (ભેખ લઈ કપડાં બદલવાથી માત્ર બાહ્ય દેખાવ કરવાથી શો ફાયદો ?), તેમજ ભેખ લીધા પછી સુંદર ખાનપાન તથા મનગમતાં વસ્ત્રો તથા રહેવાને સુંદર છુટવાળી જગ્યાઓની શી જરૂર છે ?

तजे न तुम एतनेभर, ए सब जगके जोस;
तन धर चलेन कोहु कीनु, जीनके नहीन दोष. ॥ ४ ॥

જે પથ્ય (રહેણી કરણી) પાળવાની દર્શાવી છે તે જગતના જોસવાળી છે, જેથી શરીર રહે ત્યાં સુધી રહે તેવી નથી, જેમાં તેનો દોષ નથી.

तो वैरागन के जेही, ऊगरे अंग अनुप.
त्रीया दाम नहि परसही, एही जुग त्याग जनुप. ॥ ५ ॥

જો વૈરાગને ધારણ કરી રહો તો ઉપમા ન આપી શકાય એવું તમારું અંગ શોભે. સ્ત્રી સંગનો ત્યાગ અને પદાર્થનો પણ ત્યાગ કરે તો તેવાનો ત્યાગ આ જગતમાં જાહેર ગણાય.




અમારી વંશવૃતીનું કોઈપણ ગામે મંદીર હોય અને તેમાં પણ અમારો સાધુ રહેતો હોય તો **તેમાં સ્ત્રીને પેસવા દેવી નહીં** તેનું કારણ એ છે કે સ્ત્રીને તથા સાધુને એકાંત

મળી રહેવું નહિ. તેમજ કોઈ સ્ત્રી અજાણે ઠાકોરજીનું દર્શન કરવા આવે તો દર્શન કરીને જાય પણ બોલવું નહિ. કારણ કે શહેર તથા ગામડામાં જેટલી નટખટ વાળી સ્ત્રીઓ આવીને હરેક પ્રકારે સાધુઓને દુઃખમય સંસારને છોડવાના હેતુને તોડી નાંખી, છળભેદ કરી પાછા પાડી નાંખે છે, **માટે સ્ત્રીને સાધુએ મંદરીમાં પેસવા દેવી નહિ,** કારણ કે સાધુ તથા સ્ત્રી પુરુષનું કલ્યાણ તો અમારાજ હાથે રહેલું છે. તો પછી મંદિરમાં શા માટે જવું પડે. અને સાધુએ સ્ત્રીને મંદિરમાં શા માટે પેસવા દેવી જોઈએ. કદાચ કોઈ સ્ત્રીને અમારી ઉપાસના તથા નિયમ પાળવો હોય તો પોતાના ઘરમાં અમારી મૂર્તિ કીંવા ચરણપાદુકાઓ રાખીને તેનું દર્શન કરે. કદાચ અમો મંદીરમાં કોઈ સમયે આવીએ ત્યારે જ સ્ત્રીને મંદીરમાં દર્શન કરવાની છુટી છે. સાધુઓ મને પુછે છે કે **આવી રીતે મંદરીમાં ન રહેવાય ? તો હું કહીશ કે તમોને જોરાવરથી કોણ રાખે છે. અને આજ સુધી રહ્યા તે શું પારકો જ માલ ખાવાને અને પારકી સ્ત્રીઓની દોસ્તીથી રહેતા હતા કે શું. જે આજ ના જ કહો છો.** માટે કોઈ પરગામના મંદરીમાં કોઈપણ સ્ત્રીએ બોલચાલનો કોઈ પણ વહેવાર રાખવો નહિ. આ નિયમથી વર્તતો સાધુ પરગામના મંદીરમાં જ રહી શકે. નહિ તો તે સાધુઓ અમારી પાસે રહી સત્સંગ કરે. પણ સ્ત્રી સાથે તો બોલવાનો વહેવાર કરી શકે જ નહિ. મારા સાધુઓ વસ્તીમાં લોટ માગવા જાય તો પણ બે સિવાય જવું જ નહિ. અને **ટકા પૈસા હાથમાં ઝાલવાજ નહિ.** કદાચ કોઈ આપે તો અધિકારી પાસે લેવરાવવો અને તે ઉપરાંત રકમ જોઈતી હોય તો અધિકારી પાસે મંગાવી લેવી. એ પ્રકારે ચલાય તો સાધુએ પરગામના મંદીરમાં રહેવું, નહિ તો કોઈ આદમી અમારી નજરમાં આવશે તેમને મુકી દઈશું. બહારગામનાં મારાં તમામ મંદીરોમાં મંદીરના સાધુઓ મારા સતવૃતના વચનો માને નહિ તેમજ પાળે નહિ અથવા મારી બાંધેલી રૂઢી અનુસાર વર્તે નહિ, તેમને **આપણા પક્ષથી વેગળા મુકવા** અને વૃત પાળનારા સંતોએ તેમની સાથે પાણી પીવાનો વહેવાર નહિ રાખવો. અને તે ગામમાં આપણા મેળાપી હરીજનો હોય ત્યાં જવું પડે તો જવું પણ પેલા સાધુ અમારા વચનથી વિમુખી છે. તો તે સાધુના મંદીર માંહે જવું નહિ. અને તે સાધુના મળતીયા હરીજનોને ત્યાંથી વછોડી, સમજાવી, છોડાવી પરમગુરુને શરણે વાળવા, કદાચ ન સમજે તો તે હરીજન પણ વૈતલવીટંડી થઈ ગયા છે એમ જાણી તે વિમુખી સાથે પણ મેળાપ રાખવો નહિ. તેમ તેના ઘેર પણ જવું નહિ. અને ઉપલા જતમત પાળવાનાં વચન જાણવાં તથા તે સત્ય કરી માનવા

જે કારણ એક દૃષ્ટાંત એવું કહું છું કે –

એક રબારી હતો. તે ઘણી જ ગાયો રાખતો. તેમાંથી થોડીક ગાયો નાસી ગઈ અને પાંજરાપોળમાં પેસી ગઈ. તે શાહુકારે સરકાર સાથે એવો બંદોબસ્ત કર્યો હતો કે અમારી પાંજરાપોળમાં જે ગાય પેસી જાય તેની ફરીયાદી સરકારમાં ચાલે નહિ. જેથી રબારીનું કાંઈ ચાલ્યું નહિ અને ગાયો જતી મૂકી. તેમાંનો એક શાહુકાર ગાયોને બાંધી રાખી ઘાસપાણી નીરે અને તે ગાયો સબુરી રાખી બેઠી બેઠી વાગોલ કર્યા કરે. જેથી કોઈ ખેડૂતના ખેતરમાં અનાડ થાય નહિ. તેનું કારણ એ જ કે પોતાના બંદોબસ્તથી ખોટો અનાડ થઈ શકતો નથી. તેવો જ બીજો શાહુકાર ઘણો જ ધનાઢ્ય હોઈ જેણે ગાયોને પકવાન કરી કરીને મુક્યાં અને ગાયોને છુટી રાખી તે એમ સમજ્યો કે આવું પકવાન મુકીને વાલ અને દીવેલા શા માટે ખાય. એમ ભરોસો આણી ગાયોને છુટી મુકવાનું યોગ્ય સમજ્યો. પણ જે ગાયોને પકવાનનો સ્વાદ લાગ્યો તે તો પકવાન ખાઈને બેસી રહીયો. અને બીજી ગાયો પકવાનને ત્યાંનું ત્યાં મુકી લોકોનાં ખેતરોનું કરસણ ખાઈ આવવા લાગી. પણ તે શાહુકાર રાજાનો માનીતો હોવાને લીધે કોઈએ મ્હોંડે ચડીને ઠપકો દીધો નહિ પણ પુઠ પછવાડે છાની બગદોઈ કરવા લાગ્યા. તે કાંઈ શાહુકાર જાણે નહિ. પેલા ઘાસ ખવડાવનાર શાહુકારની ગાયોને ખાનપાન ઘણું મળવા લાગ્યું અને પકવાન વાળીઓને તો શાહુકારની સાથે ઓળખાણવાળા હતા તેટલા જ કોઈ દિવસ દાણખાન આપવા લાગ્યા. તે માટે તે શાહુકારની ગાયોને તાણીતુસીને દિન કહાડવાનો વખત આવ્યો. પકવાન તો ખાય અને લોકોના ખેતરોનો લીલારોપણ પુરતો મળે નહિ. પછી તે ગાયોની તૃપ્તી શાની થાય ? ત્યારે શાહુકારે વિચાર્યું કે ખુદ સરકારનો હું માનીતો હોવા છતાં મારી ગાયો ઉપર દિનતા કેમ દેખાય છે. તે શાહુકાર એક દિવસે અંધાર પીછોડો ઓઢી પોતાની કીર્તિ સાંભળવા બજારમાં ગયો અને ત્યાં ગાયો વિષેની ઘણી જ ખોટી કીર્તિ સાંભળી જે મ્હારે મ્હોંઢે કોઈ કહેતું નથી પણ પાછળ ઘણી જ નિંદા થાય છે. જેથી મારી ગાયોને ખાનપાન ઝાઝું આવતું નથી. ત્યાર પછી તે શાહુકારે પોતાની ગાયો કબજે રાખવાનું કર્યું અને તે કબજ વિના મારી ગાયો જતમતનો બંદોબસ્ત અને મારી રૂઢી મારી હયાતીમાં જ ચાલવી જોઈએ. એમ જાણી તે શાહુકારે પાંજરાપોળની સખત રૂઢી બાંધી. ઉપરના દૃષ્ટાંતનું સિદ્ધાંત એવું છે કે રબારી તે કાળ જાણવો અને ગાયો તે સર્વ ભેખ જાણવી અને પાંજરાપોળ તે આચાર્ય, સંતના અખાડા જાણવા અને તે શાહુકાર એ આચાર્ય સંત જાણવા અને આચાર્યે ગાયને

કબજે રાખી ઘાસ ખવરાવ્યું તે વૈરાગ્ય જાણવું અને તે વૈરાગ્યના અધિકારી સનકાદીક, શુકદેવ, નવજોગી, દત્ત, અજગર, ગોપીચંદ, ભરથરી આદી જાણવા અને બીજા વૈરાગી હોય તો તે પણ ખરા. સંતરૂપી ગાયોને જે આચાર્યે પકવાન કરીને મુક્યાં હતાં તેને જ્ઞાન જાણવું. તે જ્ઞાનરૂપી પકવાન આપનારા અમો છીએ. પકવાન ખાનારી અધિકારી ગાયો પછવાડેથી ના નીપજે. કદાચ લોકોના ખેતરોમાંનો લીલારો ખાઈ આવે તે દામચામ આદિ વિષય જાણવો. જેથી જતમત રાખીને વૈરાગ્યરૂપી ઘાસ ના નાખ્યું અને જતમત રાખવાનો વિચાર કર્યો પણ તે ઘાસરૂપી વૈરાગ્યને જે અંગીકાર થશે તે જ પાકા થઈને જ્ઞાનરૂપી સ્વરૂપને ન્યાય સહિત કર્તા સ્વજાતીને જાણશે. તે જ જ્ઞાની સત્ય છે. બીજું અસત્યનું શુષ્ક જ્ઞાન મિથ્યા જાણવું. હવે તે સત્ય જ્ઞાન જાણનારા સંતોની અંતર રહેણી તથા જતમત કહીએ. જેના પ્રતાપે જગતના તરણતારણ થઈ જવાય. હિંસા, ઈર્ષા, કામ, ક્રોધ, લોભ અને મોહ એ છ સાધુએ પરહરવાં તથા શીલ, સંતોષ, દયા, ધર્મ, જપ અને નિયમ એ છનો સંગ્રહ કરવો. દંભ, કપટ, છળ, છીદ્ર, પ્રપંચ અને જૂઠ એ છ સાધુએ ન રાખવાં. સરળ-સ્વભાવ, પ્રીત્ય-પ્રેમ આરજવ સત્ય અને અભેદપણું એ છ હેતુ તો સંતોએ સામાસામી રાખવા. ઉદાર, અકળ, અજીત, અભય, સંગ, ધોખ રહીત અને સમદમ એ છ પ્રકારે સર્વ સંતોને રહેવું; હસવું, બોલવું, ચંચળતા, આહાર, નિંદ્રા અને આળસ એ સાધનવાળા સંતોએ આ છનો ત્યાગ કરવો. શાન્તી, શિતળતા, ક્ષમા, ધીરજ, દ્રઢતા અને ધ્યાન એ છ લક્ષણ સાધુએ આભુષણ તરીકે રાખવાં. ઉપર મુજબનાં વૃતાંત વચનો તે શ્રી મહારાજ કરુણાસાગરના મુખનાં જ જાણવાં. બાકી અવશેષ રહેલાં કર્મ સંત મહંતોએ પોતાની મેળે પાળવાં. જે જળ ગાળવાની આદ્ય લઈને હાલતા જીવને પણ ના હણવા. સામાસામી સંતોથી પણ ચોરી ના કરવી. આ મુજબ વર્તનાર તથા પાળનાર સંતોને જ કેવલ ધામ વાસ થવા લાયક જ જાણવા. સિવાય બીજા અનુભવીયો વાલ્મીકી, વ્યાસ, તુલસીદાસની આદ્ય લઈને ઘણા મહાપુરુષો સંતપુરુષો વર્ણન કરી ગયા છે તો પણ આ સત્ય નિયમને પાળનાર ઘણા જ અધિક જાણવા –

હવે સંસારી હરીજનોએ સત્ય નિયમ વૃત પાળવું. વિધવા સ્ત્રીએ પોતાના સગા ભાઈ વિના કોઈને અડકવું નહીં. કદાચ અજાણે અડી જવાય તો તુરત સ્નાન કરી નાખવું. ત્યારબાદ અન્નજળ લેવું અને સંસારી હરીજનને સત્ય નિયમ વૃત પાળવું હોય તો પોતાના ભાઈ, દીકરા, સ્વામી વિના ઉપલે શરીરે પણ સ્પર્શ ના કરવો અને વૃત વિના હરિજન

હોય તો તેને કલ્યાણ કરવું હોય તો અંતરમાં સાચ રાખવું. સંસારી પુરુષને સત્યનિયમ વૃત પાળવું હોય તો પોતાની મા, દીકરી, બેન વિના અડકવું નહિ. અને તેમાંનું કોઈ ના હોય તો અંતરમાં સાચ રાખવું અને દારૂ માંસાદીક ઉત્તમ સંસારી નથી કરતો તો હરીજનથી તો થાય જ કેમ. માટે તે ના કરવું. વળી સંતોને અંતર રહેસ (રહેણી) બતાવી હતી તે કામ, ક્રોધ અને મોહાદીકની આદ્ય લઈને શીલ, સંતોષ, દયા, ધર્મ અને દાસાતન એ સંસારી હરીજને એટલું પાળવું. તે થોડે જન્મે કર્તાના પદને પામે અને ખાસ સાચા જ છે તો એક જન્મે એ પદ મેળવી શકે છે. **જેમ કોઈ સારો માણસ પકવાન ખાતો હોય તેમાંથી ગરીબ જમે તો અવગુણ કરતો નથી તે પ્રમાણે હરીજન સારી રહેણીએ રહેશે તો ઘણું જ સારું છે. જેમ કોઈ ખેડુતે** ખેતરમાં કરસણ નીંદવા મજુર કર્યાં હોય તો તેમને કરસણ અને ઘાસ ઓળખાવવું પડે અને જાણવાળા મજુરને કરસણ રાખવું અને ખડ ખોદી નાખવું એ સિવાય કાંઈ કહેવું પડે નહિ. એ પ્રકારે સંત તથા હરીજનો સાર-અસારના જાણનારા જાણવા. તેમને એટલું જ કહેવું પડે કે બાપ સકર્તા સંબંધી જ્ઞાનરૂપી કરસણ રાખવું અને અકર્તા સંબંધી અજ્ઞાન અધર્મરૂપી ખડ ખોદી નાંખવું. તે તમોને બહુ સમજણ છે. છતાં જાણી જોઈને કુચાલે ચાલે તેને કહાડી મુકવો. પછી કોઈપણ વખતે મંદિરમાં પેસવા દેવો નહિ. ચોરી અને હેરી એ બે ગુન્હાઓમાંથી એકે ગુન્હો ન છોડે તો તરત જ કહાડી મુકવો અને બીજા ગુન્હાઓ તો પંચ કહે તો એક યા તો બેની બક્ષીસ કરવી અને બે ગુન્હાઓમાં ચોરીનો થોડો ગુન્હો હોય તો પંચના કહેવાથી માફી આપવી. પણ ચોરીનો ગુન્હો મ્હોટો હોય તો કહાડી મુકવો. પણ હેરીવાળો ગુન્હો હોય તો કદી પણ માફી નહિ આપતાં તુરત જ કહાડી મુકવો. કારણ કે હેરીમાં બધાંએ તત્ત્વો હેરાઈ જાય છે. તે કયા. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, ગુણ, ગણ અને સુરત નુરતની આદ્ય લઈને દશ ઈંદ્રિયો, પંચભુત, પંચ માત્રા, અંતરવૃત્તી સમેત એટલા બધાંએ હેરાઈમાં હેરાઈ જાય છે કારણ કે, બધાંએ તત્ત્વ સ્ત્રીસંયમ થતી વખતે હેરાઈ બાલક થાય છે. જો ના હેરાય તો બધાંએ તત્ત્વો તેના વિષે ક્યાંથી જાય. માટે હેરીના ગુન્હામાં એક પણ તત્ત્વ સાબીત રહેતું નથી. વળી વૈરાગ દૃઢ કરવાનું પણ તત્ત્વ રહેતું નથી. જેથી વૈરાગીને હેરીનો ગુન્હો હોય તો કદી પણ બક્ષીસ કરવો નહિ. કદાચ તમે સાધુઓ એમ કહેશો કે ચોરી હેરીના ગુન્હાઓ કરીને સંસારમાંથી તમારે શરણે આવ્યા તો તે ગુન્હાની બક્ષીસ તો તમે ના કહો છો. પછી તમારા શરણનો પ્રતાપ શું ? જે બાપ હું કહું તે સાંભળ. સંસારના સઘળા ગુન્હાઓ આજ સુધી બક્ષીસ છે, પણ જ્યારથી મારે શરણે આવ્યા પછી નવા ગુન્હા થાય તેને માટે બક્ષીસ

નથી. માટે આજ પછીથી સત્યથી ચાલજો અને તે જ રસ્તે ચાલનારાઓને વૈરાગ્ય પદની મોટી આબરૂ મળે છે. અને તેને જ કર્તાપદની પ્રાપ્તી થાય છે. છતાં તમે મારાથી છાના ગુન્હા કરશો તો તમે જ અમારૂ વચન ઓળંગીને વર્તશો તો નિજ કર્તાપદની પ્રાપ્તીની આશા છોડી દેવીપડશે અને પરમગુરુના ગુન્હેગાર થશો. **સંસારના સમસ્ત ગુન્હા ગુરૂ નીર્વાણ કરી શકશે એમ નથી. અને અમારી પાસેથી હંમેશના માટે કહાડી મુકવામાં આવશે. માટે બાપ વિષય ભોગના ચોરાસી લક્ષ દેહ ધારણ કરવા પડે છે. તેમાં મનુષ્યદેહે કરી ઈશ્વર ઓળખાય છે અને તે હાર્યા તે અસંખ્ય કાળ પર્યંતની ખેપ હાર્યા તેમ જાણજો. માટે બાપ હમારે હાથે કર્તાને મળવું એ ફરીફરી આવો દાવ નહિ આવે એ તમો સત્ય કરીને જાણજો. હું ધારું છું કે હવે આ શીખામણને માની ફરી ગુન્હેગાર નહિ થાય.** સર્વ પ્રકારના ગુન્હેગારીઓમાં ચાર ગુન્હા મુખ્ય છે. ચોરી, હિંસા, સ્ત્રી અને દામ. હિંસાનો બદલો હિંસાથી આપવો પડે છે અને ચોરીનો બદલો હજારો ગણો આપવો પડે છે. તો એથી શું ફાયદો ? વળી સ્ત્રી અને દ્રવ્ય કર્તા અને ગુરૂ વચ્ચે આક્ષેપ કરનાર છે. જેનું વ્યાખ્યાન અમોએ કરી દેખાડેલું છે. ચતુષ્ટ ગુન્હાઓનું સ્ત્રી ગુન્હો સર્વ ગુન્હાઓનો રાજા જાણવો. અમો નિજકર્તાના પરમ વિશેષ અંશ હોઈ અનંત બ્રહ્માંડની વીભુ ધરીને અવની ઉપર આવ્યા તે કઈ કઈ તે હું કહું –

**(૧) સકર્તા સંબંધી જ્ઞાન વિભુતી**

**(૨) ન્યાય સહીત નિજ કર્તાનો અનુભવ કરવાની વિભુતી**

જેનો તમને સર્વને ખુલાશો (અર્થ) માલમ જ છે.

**(૩) અને ધીરજ વિભુતી.**

દેશોદેશમાં ફરતાં ઘણા જ ખટદર્શનની આદ્ય લઈને નટખટીઆ લઢ્યા જાય છે. પણ હમારૂં ધૈર્યપણું ડગતું નથી.

**(૪) સહન શક્તિ વિભુતી.**

બાર પંથ અને બાવન દ્વારા અને વિપ્ર સંન્યાસીની આદ્ય લઈને મનમાં દ્વેષ રાખી અમારા મૂખે ચઢીને મનમાં આવે તેવું બોલી ગયા તો પણ અમોએ ક્રોધવાન થઈને કોઈની સાથે વેર કર્યું નથી અને તેના તે જ અમારે શરણે થયા.

**(૫) સભાજીત શક્તિ વિભુતી**

જે ન્યાય સહિત સકર્તા સંબંધી મોટી મોટી સભાઓને વિષે કોઈ પણ જગ્યાએ અમારૂ હારવું બન્યું નથી.

**(૬) અભય શક્તિરૂપી વિભુતી.**

આપણા સકર્તા સંબંધી જ્ઞાન પ્રવર્તાવતાં સર્વ કોઈ અમારૂ વૈરી થઈ ચૂક્યું હતું. પણ તેની એકે આંચનો ભય અમોને ઉત્પન્ન થયો નથી.

**(૭) યોગકલા વિભુતી –**

ૐ પ્રાણાયામ અને સપ્ત ચક્રની આદ્ય લઈને રોમેરોમ અને રગેરગની ગુપ્ત કળકુંચી તમોને સર્વને ગ્રંથના વિષે દેખાડી દીધી છે. તે યોગ્ય કલાએ શરીરનું સોધન કરીને દેખાડી છે.

**(૮) આક્રાંત શક્તિ વિભુતી :**

જે હમારૂં શુર અને કરડાઈપણું તે અનેક વિઘ્ન આવી પડે તોપણ જરાએ નહિ ડગતાં નીર્માલ તેમજ કાયપણું આવ્યું નથી. જે કોટી કોટી વિઘ્ન હોવા છતાં સદા કાળ આકૃતીવાન જ રહું છું.

**(૯) સહામ શક્તિ વિભુતી :**

જે કોઈના સિદ્ધાંતનો આશ્રય લઈને અમો નથી વર્ત્યા. સહામ એટલે શહાં જે પોતાની જ હામ (હિંમતે) સકર્તા સિદ્ધાંતનું નિર્ણય કર્યું છે.

**(૧૦) નરવેદ વિભુતી :**

જે નરવેદ તે વૈરાગ્યને હમારા વિષે કેમ જાણશો. જે નરવેદ તે વૈરાગ્યને હમારા વિષે કેમ જાણશો જે નરવેદ વૈરાગ્યને અમે નિજકર્તાને ત્યાંથી આ ભવભવાટીના વિષે ઉતર્યા છીએ તે દિવસનો સાથે જ લાવ્યા છીએ. તે નરવેદને ન લાવીયે તો ભવાટી (વિશ્વ) છોડીને નિજ કર્તાને ત્યાં વહેલું જઈ શકાય નહિ. માટે નરવેદ તેજ દિવસથી ચોરીઓ તાવ અને ધુંધવાળા (ધુંધરેલો) સરખો અમારી પાસે ગુપ્ત રહે છે. **જ્યાં જેવું શરીર પ્રગટ ધરૂં ત્યાં તેવો વૈરાગ્ય પ્રકટ કરું છું. પણ આ શરીરે સાત વર્ષની ઉંમરમાં તે વૈરાગ્યને પ્રકટ કર્યો હતો. તે દિનથી લઈ આજ સુધીમાં લાખો રૂપિયાનાં દ્રવ્ય અમારી પાસે આવ્યાં હશે. પણ અમોએ એક કોડી પણ હાથે ઝાલી હોય તો દેખાડો. અને અનેક સ્ત્રીઓને બોધ કરી સમજાવીઓ હશે પણ તેમાં નિજકર્તાની જાણ અને કલ્યાણની શક્તિ ના દેખી તો તરત જ તેમનો અમે ત્યાગ કરી દીધો હશે. પણ તેના ટકા પૈસા અને માનના વિષે અમારું ચિત્ત આસક્ત થયું હોય તો અમારા દિવ્ય અનુભવનો ચાલતો પ્રભાવ**

**તે દિવસે દિવસે વિશેષ વૃદ્ધિ પામતો નાજ રહે.** માટે બાપ દ્રવ્ય અને સ્ત્રીની આદ્ય લઈને મહેલ-જરૂખા, આભુષણ અને વસ્ત્ર વિગેરે જેટલો પદાર્થ હોય ને અમારા વિષે લેપ થયો હોય એમ કદી પણ સમજશો નહિ અને તોજ તમારૂં કલ્યાણ છે. કોઈ એક નાવડીના વિષે આપણે બેઠા હોઈએ અને તે જ નાવડી ચોટેલી દેખીએ તો આપણે પેલી પાર કેમ ઉતરીશું એ પ્રકારે અમો રૂપી નાવ, તેના વિષે તમો બેઠા છતાં અમોને પદાર્થ વિષે લપટાએલા દેખશો તો તમોને પદાર્થ છોડાવી પેલી પાર કર્તાના પદને કોણ પહોંચાડશે. જેથી હું પદાર્થમાં નથી અને પદાર્થ મારૂં પણ નથી એ જ અમારા અનુભવાનંદ શ્રૃતિનું દૃઢ વચન માનજો.

**(૧૧) એકાદશમી પ્રભાવ પ્રકાશ વિભુતી :**

અમે જ્યાં જ્યાં ઉચ્ચાર કરીએ છીએ ત્યાં ત્યાં ગંગાના પ્રભાવ જેવી ધારા બાંધીએ છીએ. અને તેના વિષે પ્રભાવ ન્યાય સહિત અર્થ ભાસવાન થતો જાય છે. તે પ્રકાશ જાણવો.

**(૧૨) સમૃતી વિભુતી :**

અનંત ગ્રંથોના વિષે ન્યારાં ન્યારાં અંગની વિભુતી ઘણે પ્રકારે દેખાડી છે અને સમૃતી એટલે એક વિભક્તિમાં બીજી વિભક્તિ એટલે પુનઃ વિભક્તિ આવે નહિ.

**(૧૩) પ્રારબ્ધ વિભુતી :**

અમારી આટલી ઉંમરે કોઈના આગળ હાથ ધર્યો નથી. અને કંગાલ થઈ કોઈની યાચના સ્વીકારી નથી અને સહજ સ્વભાવે અમારો દરબારી ખરચ ચાલ્યો જાય છે.

**(૧૪) નીરલેપ મહદ વિભુતી :**

અમોને અમારી જિંદગીમાં અનેક પ્રકારના વૈભોગ મળે પણ નિજકર્તાને છોડીને લેશમાત્ર લલચાયા નથી.

**(૧૫) દ્રઢરૂપી વિભુતી :**

નિજ કર્તાને દૃઢ કરવાને અનેક સિદ્ધાંતો અવલોકીને સર્વની ઉપરાંત ન્યાય સહિત નિર્ણય કરી સિદ્ધાંત વર્ણવ્યું છે.

**(૧૬) અર્ઘ-પાદ-પુંજા નીરાજન કરવાની ઐશ્વર્ય વિભુતી :**

ખટદર્શન, ચાર સંપ્રદાય, દ્વાદશ પંથની આદ્ય લઈ બાવન દ્વારા જે તેની મધ્યે

સર્વના દેખતાં જાહેર નિજકર્તાનું સર્વોપરી પદ જણાવ્યું છે. પણ તેનો કોઈએ અર્થ અમોને પૂછ્યો નથી અને ન કોઈ અમોને અટકાવી શક્યું. માટે નીરાજન ઐશ્વર્ય વિભુતી જાણવી. એટલા પ્રકારની વિભુતી સહ વર્તમાન પ્રગટ ધરીને જગતના વિષે બોધ કર્યો તે પ્રગટ ઉઘાડો હોવા છતાં કોઈથી અટકાવી શકાયો નહિ. પણ એ બોધ કોઈ વીરલા સંત હરીજનોએ જ ગ્રહણ કર્યો છે.

## साखी

अब मेरे एही वचनकु, करीतव सकल वीलोक;
तो तुमही नीरभे थकी, फरो चतुरदस लोक. ।।१।।

મારાં વચનોનું બારીકાઈથી અવલોકન કરશો (મનનપૂર્વક વિચારશો) તો તમે ભયરહીત બની ચૌદે લોકમાં ફરી શકશો.

वेर वरग तुमसे कीनु, रहे न ए भवमांय;
सदासुखनकी खांण हे, झुलो तनभर त्यांय. ।।२।।

તમારે આ જગતમાં કોઈ સાથે વેરઝેર રહે નહિ. હરહંમેશ અખંડ સુખના ઝુલે શરીરો સહ સુખ ભોગવો (માણો).

पीछे नीज पती शरण मे, वीखरे छेक शरीर;
रखे जहां जीनकु जबी, जावही बीन तकसीर. ।।३।।

તો પછી પોતાના નિજસ્વરૂપના પતિની હજુરમાં શરીર છુટતી વખતે જે પોતાની સુરતા જ્યાં રાખશે ત્યાં તે વગર તકલીફે પહોંચશે.

तब जीतने तन धरनके, दुक्रीत दोष सबेह;
गुरु वचन चीत चालतां, रहे न एक तबेह ।।४।।

જેણે મનુષ્ય શરીર ધારણ કરીને દુષ્કૃત્યો કર્યાં છે અને જે જે તેમના ગુન્હા થયા હોય તે સઘળા પરમ ગુરુનાં કલ્યાણકારી વચનો ચિત્તમાં ધારણ કરી રાખવાથી નષ્ટ થાય છે (ગુન્હા માફ થાય છે.)

एही परकार रही तुम, जो तज हो तनताय;
आ लोक ओरु परलोकमां, तुमकु सकल सहाय ।।५।।

જો ઉપર પ્રમાણે મારા કહ્યા મુજબ શરીરનો ત્યાગ થતાં સુધી રહેશો તો આ લોકમાં ને પરલોકમાં તમારાં વખાણ થશે.

जब तुम एहीनरवेदसे, रहीत भये गुन्हेगार;
परम पुरुषकी मोजको, होवे नीज अधीकार ।।६।।

જ્યારે તમે આ પ્રમાણે વૈરાગનું પાલન કરશો ત્યારે સઘળા ગુન્હાઓ રહીત થઈ જશો અને પરમપુરુષની મોજ ભોગવવાનો અધિકાર પ્રાપ્ત થશે.

मेरे वचन उपर कोहु, वारही तनमन प्राण;
कुवेरा संसयनां कछु, पावही पद नीरवाण. ।।७।।

આ પ્રમાણે મારાં વચનો ઉપર જે કોઈ ભગવતીજન પોતાનાં તન, મન અને પ્રાણ અર્પણ કરશે તો તે કોઈ પણ પ્રકારના સંશય વગર નિર્વાણપદને પ્રાપ્ત કરશે.




સ્ત્રીઓમાં કોઈને સાચો બોધ લાગી ન શક્યો. તેમજ પ્રેમ ભાવે અમારી ઉપાસના રાખી ન શક્યાં તો પછી અલ્પજ્ઞ જીવ સાધુઓની ઉપાસનાઓ કેવી રાખતી હશે. જ્ઞાન વિનાની જેટલી સ્ત્રીઓ સાધુને વળગી રહી હોય તેટલી બધીઓ વ્યભીચારણીઓ જાણવી. કેમકે તેમને જ્ઞાન અને સાચપણું જરાયે નથી. તો પછી વ્યભીચાર વિના કેમ વળગી રહે. અને સાધુ પણ ગુરૂ ગોવિંદથી વંઠી ગએલા નરાધમ વિષયી જાણવા. માટે વારંવાર ખુનસ રાખીને કહું છું. વળી તમો કૃષ્ણ ગોપીનું કહેશો તો તે બાબતમાં અમો તેમની દૈવ્ય વિભુતી જાણીને ખરૂં કે ખોટું કાંઈ પણ કહી શકતા નથી. તેમજ ઐશ્વર્ય વિભુતીનું ચીહ્ન જોઈને તમારે બહેકાવું નહિ. કારણ તે તો વિશેષ અંશ હતા અને આપણ તો સાધુ છીએ. માટે સાધુએ સ્ત્રી સાથે ભાષણ ન કરવું. એથી હું વિશેષ શું કહું. તેમજ જનક, કૃષ્ણ, વસિષ્ઠ અને દુર્વાસા તેમણે તો બ્રહ્મજ્ઞાનના સિદ્ધાંત સ્થાપન કર્યા છે. જેથી

નિજ કેવલકર્તાના સિદ્ધાંતદર્શી તેઓ ન હતા. તેઓનું સિદ્ધાંત વ્યાપક વિભુતીનું છે. સ્થાવર, જંગમ, કીટ, પશુ, પક્ષી, પતંગની આદ્ય લઈને આતમ પ્રતિબીંબવત નીરાળુ બ્રહ્મ નિશ્ચયે કર્યું છે. પછી બ્રહ્મલક્ષ પોતામાં પણ વિચાર કરીને જોતાં પશુ પંખીના વિષે ક્રીયા કર્તા બ્રહ્મને કંઈ અડ્યું નહિ તો આપણા મનુષ્યને કરતાં શું અડે છે. તેમજ બ્રહ્મ છે. તેમાં આ પણ એક સાડાત્રણ હાથનો કડકો ત્યાગી રહી જાય તો તેનું શું થનારૂં છે એમ જાણીને કેટલાક જ્ઞાન વૈતલવીંટડી થઈ ગયા છે. જેમ સંસારના વિષે વારંગના વૈતલ હોય તેવા શુષ્ક બ્રહ્મજ્ઞાની અનાદી સિદ્ધ હોય તો શિવ સનકાદીક નવજોગીની આદ્ય લઈને આખા બ્રહ્માંડોનાં રાજ્ય છોડીને મહાન કષ્ટ ભરેલાં યોગનાં સાધનો શા માટે કરે. માટે બાપ પાછી પાની કેમ કહાડીયે. જેથી શુરવીર થઈને રહેણી રાખવી અને જે બધી રહેણી કરણીનું મૂળ દામ સ્ત્રી જ છે અને તે બન્નેવની અંદર નિજ કર્તાને રીઝવવા હોય તો સ્ત્રીધનનો ઘણો જ ત્યાગ કરો. કારણ અનંત બ્રહ્માંડના પદાર્થોનું મૂળ પુરૂષ પ્રકૃતી છે અને તે જ પુરૂષે પ્રકૃતીનો ત્યાગ કરીને તે મહાશુન્યમાં જઈને તપ આરંભ્યું ત્યારે જ તેમની ઉપર નિજકર્તાએ રીઝીને પોતાના ધામમાં અટલ વસાવ્યા છે. પછી તે નીરંજને પ્રકૃતિનો ત્યાગ કર્યો જેથી પુરૂષ પર રીઝ કરી હતી. અને તે જ રીઝ હજી પણ માલિક રાખી રહ્યા છે. જેથી આ ભાવના વિષે પ્રકૃતિનો ત્યાગ કરે તેને નિજ કર્તાની રીઝ મળી શકે છે. તેવી જ રીતે કદાચ સંસારમાંથી વીરલ સ્ત્રીઓ નીકળે તો જરૂરથી તે સ્ત્રીઓએ પુરૂષનો ત્યાગ કરવો. જેટલી હાની સ્ત્રીથી પુરૂષને થાય છે એટલી જ હાની પુરૂષથી સ્ત્રીની છે. જેથી બાપ તમારે તો મોટામાં મોટી બડાઈ સ્ત્રી અને દામનો ત્યાગ કરવામાં છે.

આપણા ધામના વિષે સ્ત્રીઓ મધ્યે એક અચરતબાઈ સાથે સાધુને બોલવાની છુટ છે. તે શા માટે જે તમારા સાધુઓમાં કોઈ રહેણીકરણીવાળા સંત હશે તેવાં જ તેમને પણ સંતરૂપ જ જાણવાં. જેના અંતરના વિષે કામ, ક્રોધ, લોભ અને મોહ ભેદી શકતાં જ નથી. તમો સંતજન થઈને જગતમાં પૈસા ટકા લાવીને જેવી રીતે અમોને અર્પણ કરો છો તેવી જ રીતે એ પણ સંચય કરીને આપણને જ આપી દે છે. કદાચ સંચય કરતાં હોય તો પણ નાનાં છોકરાંની રમત કીંકર જેવા જ સંચે છે અને હૃદયમાં જરા પણ સાચાઈ માનતાં નથી. તેની તો અમોને એકલાને જ ખબર છે. કદાચ એમના વિષે સ્ત્રીપણું હોય તો જે જે મંદિરોમાં સ્ત્રી રહી હશે તે તે મંદિરોમાં સાધુઓમાં સાચા-જુઠાં કરીને ખાલી કરી નાખ્યાં હશે પણ તેમણે તેમ નહિ કરતાં આપણું ધામ વસ્તી રાખ્યું છે. કોઈ સાધુનો

થોડોક વાંક હોય અને હું કહાડી મુકવાનું કરું તો મને સમજાવીને તેમ ન કરવા દે. જેથી એમના વડે વસ્તી જાણવી અને તેને મોહ કહેવામાં આવે. મારા નિજ સ્વરૂપને જાણીને ચૌદ લોક તુચ્છ કરી નાખ્યાં છે તેને બીજો મોહ શાનો હોય. વળી એમનામાં ક્રોધ હોય તો એમના મોટા અધિકાર મુજબ ચઢતાં દીઠો છે. કદાચ થોડો ઘણો જો ફુંફાડો ન રાખે તો પાસેના માણસ કેદમાં કેમ રહે. પણ શીખામણ જેવો ક્રોધ તે કેવો જાણવો. જેમ વાંકા વાંસને અગ્નીથી તપાવીને સીધો કરવામાં આવે છે. તેમાં વાંસને સીધો કરનારને અગ્નીની આંચ લાગતી નથી. એ પ્રકારે કામ, ક્રોધ, લોભ અને મોહથી અચરતસાગર રહીત છે. જેથી તેઓ સાથે સંત પુરૂષોને બોલવાની છુટી છે. તેઓ સાથે બોલતાં શુદ્ધબુદ્ધિ ઉપજે અને કુબુદ્ધિ જાય. **તેથી બોલવાનો હુકમ આપું છું.** જેને શીક્ષાપત્રીનું સત્ય નિયમ વૃત જોઈએ તે પૂર્વેથી જ પાળે છે. તે દીનથી આજ સુધી રતી પુરે ચુક્યાં નથી અને તેવું વૃત સંત પુરુષ રાખે તેમાં શું આશ્ચર્ય ? છતાં રાખે પણ પ્રકૃતિના ચોળે રાખવું તે તો મુશ્કેલ છે. જેથી તેમને આઠે ગાંઠે કુમેદ દેખીને તમને એમની સાથે બોલવાના હુકમની આજ્ઞા કરી છે. બીજી અન્ય સ્ત્રીઓને પ્રાણ ગયા જેવું સંકટ આવી પડે ત્યારે ગમે તે જાતી હોય તો પણ અડકીને અથવા બોલીને તેની સહાય કરવી તેનો તમોને જરાકે દોષ નથી. વળી સંસારી હરીજનોમાં કોઈ સંત નિયમવૃત પાળે તો તેને પણ એ પ્રકારે જીવની રક્ષા કરતાં દોષ નથી એમ જાણવું. શીક્ષાપત્રીના નિયમ પ્રમાણે વર્તનારે તીર્થ, વૃત, જપ, તપ, સાધન કરવું ના પડે. કારણ કે તે મોટા પુરૂષોનાં વચનોએ તીર્થો સ્થાપેલાં છે તો પણ તેમાં કોઈ બોલતું ચાલતું નથી તો પછી મોટાં પુરૂષનાં વચનો પાળવાં એ જ સત્ય છે. વળી ગત કાળમાં થઈ ગએલાં અને અમો હાલ હજુ પ્રગટ છીએ. જો તે વચન પાળશો તો અનંત ઘણો લાભ છે. જેમ રાજા વિના કોઈ તલવાર મારે અને જીતે તેને ઈનામ કોણ આપે. પણ રાજા હાજર હોય ને તલવાર મારે તો તેને રાજા નજરે જોઈને ઈનામ આપે. એ પ્રકારે અમો માથા ઉપર છીએ અને વચન પાળવા રૂપી તલવાર મારે તો અમે પરમપદ રૂપી ઈનામ આપીએ. જેથી બાપ ગુરૂનું વચન પાળશો તો જ બધું સાધન માંહી આવી જશે. વળી **આપણા સાધુના મંડળમાં જે મોટા અને જ્ઞાનના સમજણા હોય અને અમારાં વચન સાર ધાર પાળતા હોય એ ત્રણ પ્રકારના મોટા હોય તેના જ વચનમાં સર્વ સાધુઓએ રહેવું. અને ગુરૂ સમાન તેમનો અધિકાર માનવો એ જ અમારું વચન છે.** મારા સાધુઓએ પલંગ ઉપર સૂવું નહિ અને અંગરખાં પહેરવાં નહિ. માત્ર બલખા (કફની)ની છુટ છે અને હીરકોરી વસ્ત્ર ન રાખવાં તેમજ અંગીકાર પણ ન કરવા અને પૃથ્વી ઉપર

ગમે તેટલું બીછાનું ઊંચું કરો પણ પલંગમાં તો સૂવું જ નહિ. કદાચ મોટા સાધુઓ પાઘડી બાંધતા હોય તો ઝરીના તલાનો કસબ હોય તો રાખવો નહિ. પણ સાદી પાઘડી બાંધવી એ અમારો હુકમ છે. પણ અમારો વિમૂખ કરેલો સાધુ એકલો ફરતો હોય તેનો સંગ ન કરવો અને કદાચ સંગ રાખે તો રાખનારને પણ વિમૂખ જાણવો. એ પ્રમાણે અમારો નિયમ તમારે પાળવો. રહેણીકરણી અને ભજન સ્મરણ વીગેરે કરવું અને વિશેષ હકીકત અગાધ બોધમાં કહી ગયા છીએ. ચઢતા ઉતરતા સંત હરીજન સમેત જોઈને ભજન કરજો અને અમારાં વચનો એ જ અમારી ખરી ઉપાસના છે. છતાં કેટલાક અવલોકીક વૃત હોય તો તે કરવાને અમારો અટકાવ નથી. કારણ કે તે અનાદીનાં નથી પણ મહાન પુરૂષોની પાછળ થએલાં છે અને તે તેમના સિદ્ધાંતે સાચાં છે પણ આપણા સિદ્ધાંતોએ તે કામ લાગે નહિ. તે શા માટે તે સાંભળો :

એક માળનો દાદર તે સાત માળની હવેલીએ ના પહોંચાડે. ડાકોર જવાની ખરચીએ જગન્નાથજી ના જવાય. શાકભાજી લેવાને પૈસે હીરો ના મળે. જેથી જે જેના સિદ્ધાંતને પામવાનાં કર્મ હોય તે જ કર્મે તેજ સિદ્ધાંતને પોંમાય. તો પછી આપણ અને તેમના વૃતાંતને શું લાગે છે. કોઈ કહેશે જે આગળના સંપ્રદાયના આચાર્યો અન્નજળ ખાઈને રહે છે તે માટે તે ફરક પાડવા સારૂ આપણે કાંઈ ઘાસ અને ધૂળ ખાઈને રહેવાય ? જેથી જેટલાં કર્મ વ્યસન સ્ત્રી વિનાનાં વ્યાપ્તી હોય તે તો સર્વે એક જ કરવાં પડે. આપણ શરીર વિષે એક મૂખ અને રસના, ગુદા અને ઈંદ્રીય (ઉપસ્થ) એ ચાર ઈંદ્રીઓની ક્રિયા કીટ પતંગ મનુષ્ય વિગેરેની આદ્ય લઈને સર્વને સરખી કરવી પડે છે. બીજી ઈંદ્રીયો તો નિયમમાં રાખીએ તો ચાલે. નેત્રથી જોઈએ નહિ પણ મીચી રાખીએ તો ચાલે. કરણે દાટા મારીને બેસી રહીએ તો ચાલે. કર બગલમાં ઘાલી બેસી રહીએ તો ચાલે. ત્વચાએ વસ્ત્ર ન પહેરીએ તો ચાલે. ચરણે ચાલીએ નહિ તો ચાલે. પણ ચાર ઈંદ્રીયોનાં જે કામ વિષય રહીત ખાનપાન-લઘુશંકા અને મલ વિર્સજન સદાકાળ કોઈને પણ ન ચાલે. કદાચ સમાધીવાળો યોગી જેમણે ભોગ ભ્રમ રંધ્રમાં ઘાલ્યો છે જેથી તેમને ખાનપાન બંધ હોય પણ આ તો છતા ભોગીએ ચાલતા વહીવટવાળાને ચાર ક્રીયાઓ વગર ચાલે નહિ માટે બાપ જે કૃત્ય ચકવે છે. તે તો કર્યા વિના ચાલશે જ નહિ; પણ અવતારાદિકની આદ્ય લઈને રજ, તમ, સાત્વીક અને પુરૂષ પ્રકૃતી દેવોને જ પામવાનાં કર્મ છે. જેથી તે કર્મે આદ્ય સકર્તા કરૂણેશ કૈવલને પમાય નહિ. કારણ લઘુ કર્મનાં ફળ કર્મ કરનારને મળે છે. પણ નિજ કૈવલ કર્તાને

મળતાં નથી. તે શા માટે જે પુરૂષ પ્રકૃતીની આદ્ય લઈને રજ, તમ, સાત્વીક અવતાર લગી સર્વે નિજ કર્તાનો શુદ્ધ સંકલ્પનો દેહ ઈંદ્રીઓથી ભીન્ન છે. કદાચ કોઈ કહેશે કે સંકલ્પ તો મન ઈંદ્રીઓથી થાય છે. પણ મન થકી તો એકલો વીકલ્પ જ ઉઠે છે અને સંકલ્પ તો શુદ્ધ સ્વરૂપથી જ થાય છે. હું શું કહું તેની ગમ તો મોટા મોટા વેદાંતીઓને પણ નથી. કારણ આપણા શરીરનો સાક્ષી સ્વપ્ન સ્ફુરે છે. તે પણ મન અંતઃકરણ વિના એકલા સાક્ષીથી જ સ્ફુરે છે. માટે સ્વપ્નના ઘાટ સાક્ષીને સંકલ્પે પરીપૂર્ણ કરી રહ્યા પછી મન અંતઃકરણને દર્શમાન થાય છે. પણ જે જગ્યાએ રહીને સાક્ષીએ સ્વપ્નું રચ્યું છે તે નિજ કર્તાની ઈંદ્રીયોને કર્મ વિના પોતાના શુદ્ધ સંકલ્પે જે વિશ્વ રચ્યું છે તે પણ દેહ ઈંદ્રીયોના કર્મે નથી રચ્યું. પણ દેવ જે પુરૂષ પ્રકૃતીની આદ્ય લઈને નિજ કર્તાના સંકલ્પથી થયા પછી પ્રજા ઉત્પન્ન થઈ તે મન ઈંદ્રીયોના કર્મ થકી ઉત્પન્ન થઈ છે. માટે તેમને કર્મ કરતા કહીએ છીએ પણ પ્રથમ તો નિજ કર્તાના સંકલ્પથી થયા હતા તે થયા પછી પોતે કર્મી થયા. જેમ આપણા શરીરના સાક્ષી સ્વપ્ન રચે છે તે કયા અંતઃકરણ અને કઈ ઈંદ્રીયે રચે છે તેમજ સર્વને કર્મ કરતાં દેખીએ છીએ. ઘોડો દોડતાં દેખાય છે. હાથી ચાલતો દેખાય છે તેમજ સર્વ ઈન્દ્રિયો કર્મ કરતા દેખીએ છીએ. એ પ્રકારે નિજકર્તાના સંકલ્પથી રચ્યાપચ્યા પછી સર્વ ઈંદ્રિયોના કર્મ કરવા લાગ્યા માટે તેમને કર્મી કર્તા કહીએ છીએ અને તેજ કર્મી કર્તાને પામવા જગતે કર્મ તેવાં જ સ્થાપન કર્યાં છે. પણ આપણે તો નિજ કર્તાને પામવા શા અર્થ આવે. જેથી તેમના કર્મને અને આપણા જ્ઞાનને શું લાગે છે અને ત્યાગ તથા વૈરાગ્ય તે તો સૃષ્ટિની આદ્યનો છે જે પ્રકૃતીનો ત્યાગ કરીને નીરંજન પુરૂષ મહા શૂન્યમાં તપ કરીને નિજ કર્તાને પામ્યા છે. જેથી ત્યાગ તથા વૈરાગ્ય કાંઈ સૃષ્ટિના મનુષ્યોએ સ્થાપન કરેલા નથી. પણ તે તો અનાદી સીદ્ધ જ છે. જેથી અનાદી કાળનો વૈરાગ નિજ કર્તાને પામવાંનો છે અને આ સૃષ્ટિના આચાર્યોનો વૈરાગ્ય સ્થાપન કરેલો છે તે પ્રકૃતિ પુરૂષ સંયુક્ત કર્મી કર્તાને પામવાનો છે. માટે બાપ મેં ઘણી જ છાંણ કરીને નિજ કર્તાને પામવાનો નિજ વૈરાગ્ય શોધી કહાડીને તમને કહ્યો છે. જેને હું આદ્ય વૈરાગ્ય કહું છું તે પ્રથમ નીરંજન પુરૂષે ધારણ કર્યો હતો. ત્યાર બાદ બ્રહ્માના પુત્ર સનકાદીકે ધારણ કર્યો અને ત્યાર પછી રૂષભદેવના પુત્રો જે નવયોગી તેમણે ધારણ કર્યો અને છેવટે રૂષભદેવે પણ ધારણ કર્યો, પણ તેઓએ સપ્ત ભુમિકાનું જ્ઞાન પ્રાપ્ત કરી દેહ દગ્ધ કરી દીધો પણ અંતરમાં વૈરાગ્ય ખરો હતો. કદાચ વૈરાગ્ય ના હોય તો રાજપાટ અને સ્ત્રીઓના વૈભવ ઉપર અભાવ શાનો હોય ? તે વૈરાગ્ય ગુણની આદ્ય લઈને અવતારાદીક પરમેશ્વરને પામવાનો આદ્ય વૈરાગ્ય જાણવો. એ પ્રકારે

જે પદ પામવાનાં અનુકરણ ન્યારાં ન્યારાં છે તે એક બીજાને અર્થ ન આવે માટે તમોને વિભક્તિ કરી દેખાડી. જેથી અમારો પ્રેમ પ્રકાશીક હુકમનાં વચનો પાળશે તે જ હમારા મુડીત શિષ્ય ગણાશે. એ જ અમારી છેલ્લી સંધીનાં વચનો છે. કદાચ ઉપરના વચનો ન પળાય તો કંઠી, ટીકો અને પુસ્તક જે છે તે અમોને સોંપીને મનમાં આવે ત્યાં જાવ અને જો કંઠી, ટીકો સાથે લઈ જશો તો તમારે શા કામ આવશે ? જેમ કોઈ રાજ દરબારમાંથી હેડબેડી અને શુળીની ચોરી કરીને પરદેશ જતો રહે પણ હુકમ તો રાજાની પાસે રહી ગયો છે તો પેલાં ત્રણે સાધન શા અર્થે આવે. એ પ્રકારે કંઠી, ટીકો અને પુસ્તક અમારા વચન પાળ હુકમ વિના તેને શા કામ આવશે ? માટે સોંપીને જશો તો અડધા ચોર ગણાશો અને લઈ જશો તો આખા ચોર કહેવાશો. સૂર્ય પૃથ્વી ઉપર તપે ત્યાં સુધી વિમુખ થવું હોય તો તમારું મન માને તેમ કરજો. અને જો વચન પાળીને દ્રઢ રહેશો તો મારી ઐશ્વર્ય વિભુતી સર્વ તેની જ છે અને તે ભોગવશે.

## साखी

एही वीधी वचन पाळक, हुकम सहीत समेर;
तब तीनकु पोहि चावन, धरी ज्ञान  समशेर. ।।१।।

ઉપર પ્રમાણે મારાં હુકમી વચનોનું પાલન કરનાર આ જગતમાં સમેર એટલે શ્રેષ્ઠ ગતિનો ગણાશે અને મારા જ્ઞાનની ગતિએ કરીને તેને પરમ પદમાં પહોંચાડીશ.

नेम वचन संत प्रती, तीए राखन  दृढ  विश्वास;
तो तेही केम अटकी शके, राखे निज पद आस. ।।२।।

મારા સંતો અને ભગવતીજનો વિશ્વાસપૂર્વક મારાં દ્રઢાત્મક વચનોનું પાલન કરશે તો તેઓ આ બાજુ અટકી શકશે નહિ અને પોતાના આશય પ્રમાણે તેમને પરમ પદની પ્રાપ્તિ થશે.

पण  प्रथम  सतसंगकरी, वीचरत  वचन प्रमाण;
अनेक विघन अधकोटीक, पलक निवारण जाण्य. ।।३।।

પ્રથમ મારા ગ્રંથોનો અભ્યાસ કરીને અને મારાં વચન પ્રમાણે રહેણીકરણી

પાળવાથી અનેક વિઘ્નો અને અનંત પાપો એક જ પળમાં નિવારણ થાય છે.

मम शरणन या वीधसे, धरो टेक तनतास;

देव सहीत वीघन करे, पण राखे नीज अध्यास. ।।४।।

આ પ્રમાણે મારા શરણમાં આવીને નિયમોનું શરીર રહે ત્યાં સુધી જે કોઈ જન પાલન કરશે અને પોતાના ચૈતન સ્વરૂપમાં સ્થીર થશે તો વિઘ્નો અને બીજાં દુઃખો દૂર થશે.

देह. सहीत दुःख्र तीक्ष्णण, रोम रोम रगताय;

श्रवण नेन द्रष्टा मुख्र, कष्ट सकळ सहाय. ।।५।।

આ સ્વાચાર પત્રિકાના નિયમોને અનુસરીને ચાલવાથી દેહનાં અસહ્ય દુઃખો દૂર થાય છે. આ પત્રિકાનાં વચનો શ્રવણ કરવાથી તથા મુખે કરીને તેનો પાઠ કરવાથી રોમે રોમની ગતિ પ્રાપ્તિ થાય છે.

पण वचन प्रतीती नीज, कारण करमसहीत प्रतीपाद;

अनंत कोटी लख्र चोरासी, भगवी न रहे स्वाध्य. ।।६।।

મારાં વચનો પર વિશ્વાસ રાખી નિજ સ્વરૂપના કારણ સ્વરૂપે અને લક્ષાર્થ કર્મ કરવાથી અને તેનું પ્રતિપાદન કરવાથી તેવી ગતિ પ્રાપ્ત થાય છે. જેથી લક્ષ ચોર્યાસીના અનંત ઘાટ ભોગવવાના રહેતા નથી.

आश नही हमेश जीननको, छेवट पद परसन.

परम लाभ दुजो न कों, फरी नहि ग्रभ वसंत. ।।७।।

જેના અંતરમાં બીજા કોઈ પ્રકારની આશાઓ હર હમેશ ઉદ્ભવતી નથી ને સર્વથી પર જે છેવટના સત્ય પદને સ્પર્શ કરી રહેનારને આથી બીજો શ્રેષ્ઠ લાભ નથી અને તેને ફરી વારંવાર ગર્ભવાસમાં આવવું પડતું નથી.

कैवल परम प्रशावहु, जो नीतीसें रहाय

सदपद साध मीलायन, जानत कुवेर सबकाय. ।।८।।

જે જે ભગવતીજનો અને સંતો નીતિને અનુસરીને લક્ષાર્થ કરે તો તેને કૈવલ પતિનો સ્પર્શ કરાવું, સદસ્વરૂપની સીધી પ્રાપ્તિ કરાવનાર શ્રી કુવેર સ્વામીજી પોતે જ છે કારણ કે તેઓ શ્રી સર્વજ્ઞ ગતિવાન છે.

# સ્વાચાર પત્રિકા સંપૂર્ણ

## પરમ કૈવલ મોક્ષ પ્રાપ્ત કરવા માટે ગુપ્ત મહામંત્ર વિષેનું

## નિરૂપણ

શ્રીમંત કુવેર કરૂણેશર, ઉપદેશક અવતાર;
સર્વોત્તમ સિદ્ધાંત જે, કો હમ કો કિરતાર. ૧

અદ્વૈત સકર્તાપતિનું જે સર્વજ્ઞ સજાણ જાણ દ્વૈત સ્વરૂપ તે જ પરમગુરુ હોઈ, તેઓ પોતે કાયમ કૈવલમય સ્વરૂપે અલગના અલગ અને ગતિએ સલંગ છે. તેથી સામાન્ય વિશેષ અંશો ઉપર અપાર કરૂણા કરીને જે સર્વોત્તમ સિદ્ધાંત એટલે સગુણ કત અને નિર્ગુણ અકર્તા બ્રહ્મથી પર હું કોણ ? અને મારો નિજકર્તા કોણ ? એ સજાતિની એકતાનો પરમ ઉપદેશ આપવા સ્વઈચ્છાથી દિવ્ય મનુષ્યદેહ ધારણ કરીને ભગવાન કરૂણાસાગર સ્વામી શ્રીમંત કુવેર સ્વરૂપે પૃથ્વી ઉપર પધાર્યા છે.

નરણે કરતા ન્યાયથી, ખોજી પિંડ બ્રહ્માંડ;
જડ ચૈતન્ય ન્યારું કરી, આપે જ્ઞાન અખંડ. ૨

જે સર્વજ્ઞ ગતિના મહાન સમર્થ પરમગુરુ ચકવે જ્ઞાન ગતિના મહારાજા છે. તેઓ ન્યાયસહિત અલૌકિક વચનોથી જડ ચૈતનની વિભક્તિનો નિશ્ચય કરાવે છે. તે ખોજપૂર્વક પંચમ સ્વસમવેદમાં પિંડ બ્રહ્માંડની રચનાના તત્ત્વોને પંચીકરણ દ્વારા ભિન્ન ભિન્ન ઓળખાવીને નિરાકરણ કરી સમજાવે છે. જે ચૈતન બ્રહ્મ તે જડ તત્ત્વોમાં વ્યાપક હોવા છતાં ન્યારું છે તેની યથાર્થ જાણને જણાવી અંશ અંશીપદનું અખંડ લક્ષ જ્ઞાન આપે છે.

તત્વ તત્વમાં મેળવે, જે જેનું તે ત્યાંય;
આત્મગતિએ અંશને, અર્પે અંશી માંહાય. ૩

પુરુષ પ્રકૃતિની આદ્ય લઈ ગુણ ગણ વિગેરે સર્વે તત્વોનો ઉદય જેમાંથી થયો છે, તે તત્ત્વો તેમાં મેળવતાં તત્ત્વોની ઉપાધિથી મુક્ત થવાય છે. ત્યારે આત્મા એટલે ઓહંગ પ્રણવ ઉપર અંશની બાહ્ય દૃષ્ટિનો ભાસ પડેલો છે, તેના વિશે અંતરની શુદ્ધ આરતપૂર્વક વિરહાતુર થઈને, દૃષ્ટિને સુલટ કરી સોહંગ પ્રણવમાં સ્થિર કરવામાં આવે તો નિજ જાણ સ્વરૂપ અંશ સર્વજ્ઞ મહદ્ સજાણ સ્વરૂપ અંશી પદને પામી શકે છે.

ગ્રહણ ત્યાગની લક્ષણા, અજહદ જહદા ખોઈ;
જહદા જહદની લક્ષણા, આપે જનમતિ જોઈ. ૪

હવે ગુરુગમ દૃષ્ટિએ સારાસારનો વિવેક કરી વેદની ત્રણ લક્ષણાઓનો હેતુ દર્શાવવામાં આવે છે. પંચભુતની આદ્ય લઈ ગુણ, ગણ અને પ્રકૃતિ, પુરુષ સુધીનાં અનિત્ય તત્ત્વોને આત્મા માનવો; તેને અજહદ લક્ષણા કહે છે. તેમજ સમસ્ત તત્ત્વોના કારણરૂપ ૐકાર પ્રણવ હોઈ સર્વે તત્ત્વોના આધારરૂપે એ જ છે. એવો નિશ્ચય થવો તેને જહદ લક્ષણા જાણવી. એ જહદ્, અજહદ્ બન્નેનો ત્યાગ કરી જહદા જહદ કહેતાં ઓહમ્ પ્રણવને ચૈતન કરનાર તું નિજકર્તાનો અંશ હોઈ ન્યારો છે. એવો નિજ સ્વરૂપનો લક્ષ ગ્રહણ કરી શકે એવા શુદ્ધ બુદ્ધિનાં અધિકારી જનને જોઈ મહાન સમર્થ પરમ ગુરુ ગતિ બક્ષિસ આપે છે.

અધો અર્ધને ઉર્ધ્વનું, તોડી આવરણ સર્વ;
પ્રણવ પાંખથી ઉડવા, ભરતા વેગ અપૂર્વ. ૫

અધો એટલે ત્રણ ગુણ સંયુક્ત સ્થૂળ, સુક્ષ્મ અને કારણ દેહ સુધી અધોદૃષ્ટિની અધોગતિનું આવરણ રહેલું છે. તેમજ અર્ધ કહેતાં અર્ધ માત્રા પ્રકૃતિરૂપ મહાકારણ દેહ હોઈ, ઓમકાર પ્રણવનાં વિશે હિરણ્ય ગર્ભિત હોવાથી સર્વ તત્ત્વોનાં આવરણની પક્કડ તેમાં રહેલી છે અને ઉર્ધ્વ એટલે જ્યોતિરૂપ નિરંજન પરમકારણ દેહ સર્વે તત્ત્વોનાં પ્રથમ કારણરૂપ છે. તેથી મૂળ વાસનાનો જન્મ ત્યાંથી જ થએલો છે. તે વાસનાનું દિવ્યરૂપ હોવાથી ભલભલા મહાપુરુષો પરમકારણ દેહની દશા ભોગવનાર એ વાસનાની પાછળ તણાઈ ગયા છે. પરંતુ મહાન સમર્થ પરમગુરુની કૃપાથી જેને અંશ અંશીપદની એકતાનો

આશય પ્રાપ્ત થયો છે તે જન વાસનાના આવરણને ભેદી સુલટ દૃષ્ટિએ નિહંગ પ્રણવની પાંખથી ઊડીને અતિ વેગ પૂર્વક નિજપતિ પદની એકતા કરી શકે છે.

અહો ધંન્ય આ શરણને, ધન્ય શરણાંગત જેહ;
અગણિત જ્ઞાન ભંડારના, ગુણ ગાવા મુજ દેહ. ૬

ઉપર દર્શાવ્યા મુજબ મહાન સમર્થ પરમગુરુનું સજાણ શરણ અહો કહેતાં આશ્ચર્ય ચકિત કરી નાખે તેવું છે. તેમની ચકવે ગતિનાં અતિ ઉગ્ર અમાપ અનુભવાનંદનું વર્ણન થઈ શકે તેમ નથી. એ શરણના મહિમાને અનેક વાર ધન્ય હો, તેમજ તે શરણાંગત થનાર ઉપાસક જનને પણ ધન્ય છે કે અગણિત જ્ઞાનના ભંડાર તથા અગણિત કરુણાઓના સાગર, પરમગુરુના સર્વવ્યાપક સ્વરૂપનાં ગુણ ગાવા અહોભાગ્યે મને આ દેહ પ્રાપ્ત થયો છે.

આવો દેશી ઉર્ધ્વના, ગાઈએ ગુરુ ગુણ ગુપ્ત;
મહિમા જે ગુરુ મંત્રનો, એ અતિ રચના યુક્ત. ૭

જે ગુરુમંત્રનો મહિમા અપરંપાર છે. એ ગુપ્ત મંત્રનું બંધારણ વ્યષ્ટિ સમષ્ટિની આદ્ય લઈ નિજકર્તાએ અંતર બાજ હેતુથી અતિ રચના સંયુક્ત કરેલું છે. તેને પરમગુરુ વિના સમજાવવા કોઈ સમર્થ નથી. માટે હે નિજદેશના જિજ્ઞાસુ જનો ! તમે પરમગુરુએ જણાવેલા ગુપ્ત મંત્રના આશયને સદ્‌ગુરુ દ્વારા યથાર્થ સમજી, ભવબંધનથી મુક્ત થવા ઊર્ધ્વ એટલે સોહમ્ પ્રણવની અંતર દશામાં સ્થિર થઈને અતિ આરતપૂર્વક ગુપ્ત અજાપ જાપ જપી સર્વજ્ઞ સજાણ જાણ પરમગુરુનાં ગુણ નિરંતર ગાઈને ગતિ લેવાની છે.

મહા મર્યાદા મંત્રની, રાખી કરવી વાત;
દેશી વિના અન્યને, ઘટતી કહેવી ખ્યાત. ૮

સર્વ શિરછત્ર, મહાન સમર્થ, પરમગુરુ, વ્યાપક જ્ઞાનગતિના ચકવેપતિ છે. તેથી સામાન્ય, વિશેષ અંશો પર કૃપા કરીને જન્મ, મરણનાં દુઃખથી ફારગત થવા, અલૌકિક અમર મંત્ર બક્ષિસ આપ્યો છે. તે મંત્ર દ્વારા અંતર ઉપાસના કરવાથી અનેક પ્રકારના કર્મના ખજાનારૂપ મૂળ વાસના નષ્ટ થઈ જાય છે. ત્યારે અંશ નિજસ્વરૂપે થઈ સકર્તાપતિને ઓળખી શકે છે. એવા જે ગુપ્ત ગુરુ-મંત્રની વાત કદાપિ જો કોઈને કરવી પડે તો મંત્રની મહામર્યાદા રાખીને વાત કરવી. કારણ કે બીજા જે કોઈ જન નિજદેશના દેશી નથી તેઓના

અધિકાર પ્રમાણે લાયકાત જોઈને ગુરુ મંત્ર સંબંધી ઘટતી વાત કહેવી, જેથી ગુરુ ધર્મની આમન્યાનો લોપ થાય નહિ અને લોપ થાય તો ગુરૂ દ્રોહી ગણાશે.

કારણ મૂળ કાર્ય જે, જગ તારણ ગુરુજ્ઞાન;
નિજ ગમ નૌકા ફેરવે, મંત્ર સુણાવી કાન. ૯

સ્થાવર જંગમ સહિત પુરુષ પ્રકૃતિ સુધી સમસ્ત લોકના ઘાટો કાર્યરૂપ ક્રત છે. તેની ઉત્પત્તિનું મૂળ કારણ નિર્ગુણ બ્રહ્મ છે. તેના મધ્યે પરમ વિશેષ સર્વજ્ઞ મહાદ અંશનો ચેતન ભાસ પડવાથી ચિદ્-બ્રહ્મનો ઉદય થયો. તે ચૈતન-ચિદ્ પરમગુરુનાં નિત્ય સ્વરૂપનું લક્ષ જ્ઞાન જગતભરનાં અંશોને તારવાવાળું છે. તે જ્ઞાન-ગતિ દ્વારા પરમગુરુ કૃપાદષ્ટિ કરીને જિજ્ઞાસુજનોને અવિગત મંત્રનો નાદ શ્રવણ કરાવી અંતરલક્ષમાં જાગ્રત કરે છે. તેમજ ગુરુગમ રૂપી નિજનાવના પોતે ખેવટીયા હોવાથી આરતવંત અંશોને તેમાં બેસાડી, વ્યાપક બ્રહ્મ જળની પાર નિજપતિના ધામમાં પહોંચાડે છે.

કેવી તારક બુદ્ધિએ, મંત્ર કર્યો પરમ ગુરુદેવ;
આત્માને અંગીક્રત, પુન રૂપી કૈવલ ભેવ. ૧૦

મહાન સમર્થ પરમગુરૂ દેવાધિદેવ હોઈ પોતાની નવ બુદ્ધિઓ પૈકી તારક બુદ્ધિ વડે સર્વશ્રેષ્ઠ મંત્રની રચના કરી છે. તે મંત્રના આધારે સ્થાવર જંગમના સર્વે ઘાટો વિચરણ કરે છે. તે જીવનરૂપ સજીવન મંત્રમાં અંશ અંશીપદના સંબંધની ગુરૂગમ કુંચીની જુકતીનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે ઓહંગ પ્રણવરૂપ આત્માને અંગીક્રત હોવાથી, એ આશયને સમજવા પરમગુરૂને હૃદયમાં રાખી જે ઉપાસક જન, પુનરૂપી એટલે વારંવાર મનન કરે તો કેવલપતિને પામવાનો અલૌકિક લક્ષ ભેદ યથાર્થ જાણી સકશે.

શ્રીમંત કુવેર કરુણાનીધિ, કરીને તત્વ વિચાર;
મહા મંત્રના તંત્રમાં, સમાવ્યો સૌ સાર. ૧૧

ભગવાન શ્રીમંત કુવેર, કરૂણાના સાગર હોવાથી જેમાં અનેક કરુણાઓ સમાઈને રહેલી છે તે કરૂણાસાગર પ્રભુએ કરુણાદષ્ટિ કરીને સ્વજાતિ અંશોનું પરમ કલ્યાણ સહેલાઈથી થઈ શકે એવા હેતુથી, મૂળ પરમ તત્ત્વને વિચારી સુગમ ઉપાય બતાવ્યો છે. તે વિત્ત પ્રણવ હોઈ પ્રણવ રૂપી તંત્રના તંત્રી મહાન સમર્થ પરમગુરૂ છે. તેથી મહાન તારક

મંત્રના તંત્રમાં આપનપુ ને પતિપદની એકતાનો સત્ય-સાર સમાવેલો છે. તેને અનુલક્ષી જે કોઈ જન પરમગુરૂની શુદ્ધ ઉપાસના કરશે તો સદેહે જીવન-મુક્ત થઈ શકશે.

તે સંક્ષેપ જણાવવા, મુજ તન મન આતુર;
ટીકા કરું તે ન્યાયથી, રહી ચરણે હજૂર. ૧૨

ઉપર દર્શાવ્યા મુજબ જેમ છે તેમ તે તારક મંત્રના આશયને પ્રકાશમાં લાવવા માટે, પૂજ્ય શ્રી બાલકૃષ્ણ મહારાજ કહે છે કે મારા તન-મનમાં અતિ આરત ઉત્પન્ન થઈ છે. જેથી પરમગુરૂના સોહમ્ ચરણમાં રહીને તેમની પરમ પ્રેરણાથી ન્યાય સહિત તારક મંત્રનો ગુપ્ત ભાવ, મારી બુદ્ધિ અનુસાર સંક્ષેપમાં જણાવું છું.

તત્વ તોલ તપાસીઓ, નહીં રહેવાનું કોઈ;
પાખંડ સૌ પરલે જશે, અખંડ આપ પતિ જોય. ૧૩

પંચમ શ્વસંવેદના ન્યાયે વ્યક્ત-અવ્યક્ત સર્વે તત્વોનો તોલ એટલે જે જેની હદ પ્રમાણે માપ કાઢીને વિવેકદષ્ટિએ તપાસી નિર્ણય કરી જોયું, ત્યારે જણાયું કે નામ રૂપ ગુણની આદ્યે સર્વે અનિત્ય હોવાથી નિત્ય રહી શકતાં નથી. કારણ કે તે સર્વે ઉત્પન્ન થએલા હોઈ અનેક દેવી દેવતાઓ અને દસ અવતારો તેમજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, શક્તિ અને નિરંજન વિગેરેના ધર્માચાર્યોએ જે પંથો કાઢેલા છે તેને પાખંડ કહેવામાં આવે છે. જેથી મત પંથના પંથીઓ અને તેમના ઈષ્ટો સહિત અવધિકાળે નાશ પામે છે. પરંતુ ચૈતન્ય અંશો અને તેમના સજાતિ અંશી કૈવલપતિ હોઈ આદ્ય અંતથી રહિત કાયમ અખંડ રહે છે.

પાખંડને પડતું કરી, કથે અખંડનું જ્ઞાન;
ગુપ્ત ધ્વની ઓમકારથી, રચી મંત્રની છાણ્ય. ૧૪

પરમ વિશેષ પરમદયાળુ ભગવાન કરુણાસાગરે સજાતિ સકર્તાપતિ વિના બીજા પાખંડોને પડતા મૂકી, સર્વે સિદ્ધાંતોનો જે સાર ચૈતન બ્રહ્મ છે, તેના પ્રકાશક સર્વોપરી અદ્વૈત કૈવલપતિ છે. તેમની શુદ્ધ સત્ય ઉપાસના સમજાવવાના મતલબથી નિજપતિનું અખંડ જ્ઞાન કથીને જિજ્ઞાસુ જનોને જણાવે છે. પરંતુ અંશોને સ્વરૂપ સ્થિતિનું જ્ઞાન થાય નહીં ત્યાં સુધી પરમ પતિને મળવાનો પ્રેમ જાગૃત થતો નથી. તે પ્રેમ, ભક્તિ, વૈરાગ સહિત જ્ઞાન પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન ઓમકાર પ્રણવ હોઈ, પરમગુરુએ અતિ સુક્ષ્મ દૃષ્ટિએ

ગુપ્ત ધ્વનિ ઓમકારથી સજીવન અમર મંત્રની રચના કરી છે. તે ઉલટ ઓહંગ અંશ સ્વરૂપને પહોંચતો હોઈ સુલટ સોહંગ નિજપતિને અંગીકૃત થાય છે.

મંત્ર તણો મહિમા અતિ, ચૈતન સત્તા તન;
પ્રભાવ પિંડ બ્રહ્માંડમાં, આપ પતિ સ્વતંત. ૧૫

જે ગુરુમંત્રનો મહિમા અતિ એટલે અનંત અને અપાર છે તેના વિષે કરૂણેશપતિએ પોતાની પ્રકાશ બ્રહ્મવૃત્તિનો ચૈતન અમલ પ્રેરક કરેલો છે. તેનો પ્રભાવ બ્રહ્માંડ સહિત સમસ્ત સ્થાવર જંગમનાં શરીરોમાં પ્રસરી રહ્યો છે. પ્રકાશ બ્રહ્મ વૃત્તિના શિર ઉપર કરૂણેશપતિની કરૂણા કટાક્ષ દૃષ્ટિ પડેલી છે. જેથી આપનપુ અંશ સ્વરૂપ અને નિજપતિની એકતાનો સ્વતંત્ર એટલે સળંગ સુત્રવત સ્વતંત્ર તાર જોડાએલો છે. એ ઘટના દ્વારા અંશ નિજકર્તાને મળી શકે છે.

આપ કહ્યો તે અંશને, પતિ કેવલ શીરદાર;
ઓહંગ સોહંગ જાપથી, જુગલ સ્વરૂપ એકતાર. ૧૬

જે આપ કહ્યો તે અંશ હોઈ તેનું અલ્પજ્ઞ હંગ ઓહંગ પર આવેલું છે. એ અંશના શિર ઉપર સ્વજાતિ સર્વ સત્તાધીશ સકર્તાપતિ બિરાજે છે. તેમનું સર્વજ્ઞ હંગ સોહંગ શિર છત્રમણિ રૂપે રહેલું હોવાથી સર્વ અંશોને એકસરખું જીવન પોષે છે. પરંતુ જ્યારે અંશને નિજપતિને મળવાની આરત ઉત્પન્ન થાય ત્યારે સદ્‌ગુરુને ચરણે જઈ, કૈવલ લક્ષ બોધ ગ્રહણ કરે અને અંતર ઉપાસના દ્વારા ઓહંગ સોહંગના અજાપ જાપને જાણી, પોતાના અલ્પજ્ઞ હંગને સોહમ પ્રણવમાં સ્થિર કરે તો પતિના સર્વજ્ઞ હંગ સાથે એકતા થઈ શકે છે.

ઓહંગ ભૂજ છે અંશનો, સોહંગ હરિનો હાથ;
હસ્તો હસ્ત મેલાયક, થતો સ્વામી સાથ. ૧૭

ઉપર જણાવ્યા પ્રમાણે ઓહંગ પ્રણવ તે અંશનો હાથ હોઈ સોહંગ પ્રણવ સકર્તાપતિનો હાથ છે. તે હસ્તો હસ્તનો મેળાપ કરવાને માટે પતિએ અંશને આપેલી સજાતીય શુદ્ધ સમૃધ્ધિ, અકલ, આરત ને સૂરત, નૂરતથી સજ્જ થઈ ઓહંગ પ્રણવને સોહંગ પ્રણવમાં લીન કરે તો સકર્તા સ્વામીની સાથે અખંડ મેળાપ થઈ શકે છે.

કૈવલ રબની કિરણો, છૂટે સોહંગ શૂન્ય;
કૈવલ અંશથી ઉદ્દ્ભવે, ઓહંગ પ્રણવ ધૂન્ય. ૧૮

દૃષ્ટાંતે જેમ સૂર્યરૂપી કૈવલપતિ હોઈ, તેમની બાજ પ્રકાશ બ્રહ્મ વૃત્તિના મધ્યે હેતુ સંયુક્ત મહદ સજાણ જાણ અંતરવૃત્તિનું ચૈતન કિરણ પડતાં સમસ્ત લોકના કારણરૂપ સોહમ બ્રહ્મનો ઉદય થયો. એ સોહમ-તારે નિજકર્તાએ અંતર વૃત્તિના અંશોને પ્રેરક કર્યા. તે સમરૂપ સોહમ નિધિમાંથી અંશોની ચૈતન વૃત્તિના યોગે ઓહંગ પ્રણવ ધ્વનિ ઉત્પન્ન થયો છે. એનો અમલ વિશ્વભરના સર્વ શરીરોમાં વ્યાપી રહ્યો છે. તે ઓહંગ આત્માનું જીવન સોહંગ પરમાત્મા હોઈ એ ઘટના દ્વારા સમસ્ત જગતનો ખેલ ચાલી રહ્યો છે.

અંશ અંશીની એકતા, કરતો તારક મંત્ર;
ટેલીગ્રાફના યંત્રવત, ઓહંગ સોહંગનો તંત્ર. ૧૯

દૃષ્ટાંતે જેમ કોઈ વ્યક્તિ તેના મતલબની વાત ટેલીફોન યંત્ર દ્વારા પોતાના સંબંધી સાથે કરે છે ત્યારે રૂબરૂ પ્રત્યક્ષ મળ્યા હોય તે પ્રમાણેનું કાર્ય સિદ્ધ થાય છે. એવી રીતે પ્રત્યેક શરીરોમાં ટેલીફોનના ન્યાયે ઓહંગ સોહંગનો તાર રહેલો છે. તે તાર આ બાજુ અંશોને સ્પર્શી રહેલો હોઈ તે બાજુ નિજપતિની સાથે જોડાએલો છે. તેના દ્વારા અંશ પોતાના હંગમાં નિજપતિને મળવાનો ભાવ ભરીને સમર્પણ કરે તો અંશીપદની એકતા થતાં વાર લાગતી નથી.

વૃત્તિ વિદ્યુત વેગની, પ્રણવ યંત્ર પર જાય;
તો પહોંચે સોહંગ સાક્ષીને, એવી તત્વ કળાય. ૨૦

અંશ પોતાના ઉરમાં અતિઉમંગ ધારણ કરીને, મહાન તીવ્ર વૈરાગરૂપી વિજળીના વેગપૂર્વક અંતરવૃત્તિને, સોહંગ પ્રણવના યંત્ર પર લઈ જઈને સ્થિર કરે તો સોહંગના શિર પર રહેલા સર્વ અંશોના સાક્ષી (સર્વજ્ઞ પરમ ગુરુ)ને પહોંચી શકે છે. એવી પરમ તત્ત્વની અકળ કળા નિજપતિએ પ્રથમથી કરેલી છે.

ઓ નાભીથી ઉઠતો, હું ઊર્ધ્વે ચઢનાર;
અકાર જઈ ગગને સમે, ઓહંગ સોહંગાકાર. ૨૧

અંશની વૃત્તિ બ્રહ્મ રંધ્રમાં પડવાથી જે લહેર ઊઠી એને સોહમ-પ્રણવ કહેવામાં આવે છે. તે સોહંગની દૃષ્ટિ આજ્ઞા ચક્ર ઉપર પડતાં જે ધ્વનિ ઉઠ્યો તે ઓમકાર હોઈ, એનું સ્થાન નાભિમાં છે. તે જ નાભિમાંથી ઓ પ્રણવ ધ્વનિ હરદમ ઉઠતો હોઈ, તેની સાથે મ ધ્વનિ ઉર્ધ્વ ચડીને માયાનો સ્વજાતિ હોવાથી ભ્રુકુટીમાં આવીને અવ્યાક્તમાં લીન થઈ જાય છે. ત્યારે માયાના આવરણથી મુક્ત થએલો શુદ્ધ અકાર પ્રણવ ધ્વનિ ગગન એટલે ચિદ્-બ્રહ્મ આકાશમાં જઈને સમાઈ જાય છે. તે સમયે અંશનું અલ્પજ્ઞ હંગ સો ઉપર આવેલા સકર્તાપતિના મહદ સર્વજ્ઞ હંગ સાથે એકતા કરી શકે છે.

ઓ ને સોની મધ્યનું, આવરણ હરશે હંગ;
ગુરૂભાગ મૂક્યો અહીં, તે ગુરૂથી કરવો ભંગ. ૨૨

સર્વે દેહના વિષે ઓ નો અમલ નાભિથી લઈ ભ્રુકુટી અને બ્રહ્મરંધ્ર સુધી વ્યાપક રહેલો છે. તે બ્રહ્મરંધ્ર ભૂમિકા ઓને સોની વચ્ચેનું મધ્ય સ્થળ ગણાતું હોઈ, ભ્રુકુટીમાં અવ્યાક્ત મહામાયાનું સ્થાન તેમજ બ્રહ્મરંધ્રમાં જ્યોતિ સ્વરૂપ આવેલું છે. તે અવ્યાક્ત અને જ્યોતિનું આવરણ હોવાથી ઓ પ્રણવ ધ્વનિ સો પ્રણવમાં મળી શકતો નથી. તે આવરણને સોહમના શિર પર રહેલું સર્વજ્ઞ હંગ જ હણી શકે છે. પરંતુ અહીં ગુરુભાગની જુક્તિ રહેલી હોઈ, પરમગુરુની કરુણા દૃષ્ટિ પડે તો જ યથાર્થ સમજી શકાય તેમ છે.

હંગે હંગની વારતા, સત્‌ગુરૂ કહેશે સરવ;
તન મન અરપી પ્રાણને, ત્યજો અંતરથી ગર્વ. ૨૩

સર્વે તત્વોના કારણરૂપ ઓમકાર પ્રણવ છે. તે પ્રણવની પર તેને સક્રિય કરનાર અંશનું અલ્પજ્ઞ હંગ રહેલું છે. એવી જ રીતે સોહમ્ પ્રણવ ઉપર સકર્તાપતિનું સર્વજ્ઞ હંગ આવેલું હોઈ, ઉભય હંગના સંબંધનું અલૌકિક વર્ણન કરીને પરમગુરુ જ સમજાવી શકે છે. તે એવી રીતે કે અંશના અલ્પજ્ઞ હંગમાં અહંગ આવેલું છે. તે સર્વ પ્રકારની અસ્મિને ધારણ કરવાવાળું હોઈ અનેક પ્રકારનું મમત્વ કરે છે. તે ઉપાધિથી નિવૃત્ત થવા માટે પોતાનું તન, મન અને પ્રાણ પરમગુરુના ચરણમાં સમર્પણ કરીને તેમનો થઈ રહે તો નિજ અંતરમાંથી તત્વ અસ્મિના અનિત્ય ગર્વ છૂટી જાય છે. તેથી નિજકર્તાને મળવાનો અલ્પજ્ઞ હંગમાં અતિ ઉમંગ પ્રગટ થાય છે. ત્યારે નિજવૃત્તિનું નિશાન સર્વજ્ઞ હંગમાં લાગી શકે છે.

વાચક શબ્દ ઓમ છે, ભજને સોહંગ જાપ;
અકાર ગગને પહોંચતો, જ્યાં નિજ આપનું આપ. ૨૪

હવે ચાર વાણીનું ભુષણ ઓમકાર પ્રણવ હોઈ જેમાં બાવન અક્ષર અવ્યક્તપણે સમાઈને રહેલા છે. તે અંશવૃત્તિની સત્તાએ મન, સ્વર, સંયુક્ત અક્ષરો નીકળે છે. તે બાવન અક્ષરો વડે જ્યાં જેવો હેતુ ત્યાં તેવા ભાવવાળા શબ્દોનો ઉચ્ચાર થાય છે. તે સર્વે શબ્દોના મૂળ કારણરૂપ ઓમકાર પ્રણવ છે. તેને કોઈ અધિકારીજન સદ્‌ગુરુ દ્વારા યથાર્થ જાણીને ઉપર દર્શાવેલા મન, વાણી અને અક્ષરના આવરણથી રહિત કરે તો શુદ્ધ થએલો અકાર પ્રણવ ધ્વનિ ગગને એટલે ચિદાકાશમાં પ્રવેશ કરે છે. જ્યાં નિજ આપનું આપ અંશ સ્વરૂપ હોઈ ત્યાં નિજવૃત્તિમાં અતિ ઉજાગ્રત રહી સોહમ્ જાપ લક્ષ દ્વારા સકર્તાપતિનું ભજન થઈ શકે છે.

માટે જરૂર અકારની, મકાર કરીને બાદ;
ભેદ નહીં સિદ્ધાંતમાં, વ્યાકરણનો એ વાદ. ૨૫

ઉપર જણાવ્યા મુજબ નિજકર્તાનું ભજન કરવા માટે અકાર પ્રણવ ધ્વનિની જરૂર છે. જેની સાથે મકાર એટલે માયાના આવરણનો સંબંધ નથી. તે શુદ્ધ થએલા ઓમકાર પ્રણવથી ભજન થઈ શકે છે. એ ઘટોઘટના વિષે નાભિથી લઈ બ્રહ્મરંધ્ર સુધી સળંગ સુત્રવત છે. પરંતુ પાંચે દેહની રચનાનું બંધારણ જ્યાં જેવા તત્વો છે, ત્યાં તેવા રૂપે દેખાય છે. છતાં પાંચે દેહનું કારણ વસ્તુરૂપ ઓમકાર પ્રણવ હોઈ, સિદ્ધાંતમાં કંઈ જ ભિન્ન-ભેદ નથી. તે જ પ્રણવના વિષે પ્રકૃતિ સંયુક્ત તત્વો સમાએલા હોવાથી કાર્યના ભેદે વ્યાકરણની માન્યતાએ વર્ગ પાડી જણાવ્યા છે.

નહિ દાંભિક આ વારતા, નહિ પાખંડ કે પક્ષ;
અનુભવ સિદ્ધ પ્રમાણથી, પરખો તત્વ પ્રત્યક્ષ. ૨૬

જે ઓમકાર પ્રણવનો સત્ય નિર્ણય કરી બતાવ્યો તેમાં કોઈ પ્રકારનો દંભ કે પાખંડ છે જ નહીં. તેમજ પ્રકૃતિના સંબંધવાળો કોઈ પણ પક્ષ નથી. પરંતુ મહાન સમર્થ પરમગુરૂના લક્ષ દ્વારા અંતરદષ્ટિએ નિહાળીને, અનુભવ પ્રમાણથી સિદ્ધ કરી નિરૂપણ કરી બતાવ્યું છે. તે શુદ્ધ ઓમકાર પ્રણવ તત્વને કોઈ ગુરૂમુખીજન પ્રત્યક્ષ પારખી શકશે.

ઓ સ્થિતિ આ લોકમાં, હમ્ સ્થિતિ સુરલોક;
અકાર સ્થિતિ જ્યોતમાં, એ વિધિ સમજે કોક. ૨૭

ઓ કહેતાં આ બાજુ અધોમુખી, સામાન્ય તત્વોના આવરણથી અવરાએલા અશુદ્ધ ઓમની ઉપાસના જે કોઈ જન અંતઃકરણથી ઈંદ્રિઓ દ્વારા ઉચ્ચારથી કરે છે. એવા જનોની ગતિ આ મૃત્યુલોકમાં થાય છે. તેથી આગળ જતાં અર્ધમાત્રા રૂપ શુદ્ધ માયા સંયુક્તની જે ઉપાસના કરે છે એવા જનોનો વાસ દેવલોકમાં થાય છે. ઉપર જણાવેલા અશુદ્ધ શુદ્ધ બંને માયાના આવરણોથી પર રહેલા વિશુદ્ધ ઓમકારની જે ઉપાસક ઉર્ધ્વ દૃષ્ટિએ ઉપાસના કરે છે, તેનો અકાર પ્રણવ ધ્વનિ જ્યોતિ સ્વરૂપમાં લીન થતો હોઈ, એ ઉપાસકની સ્થિતિ પણ ત્યાં જ થાય છે. આ અંતર પ્રદેશની અદશ્ય વિગતને કોઈક જ વિરલા સંત સજ્જન જાણી શકે છે.

પુરુષ પ્રકૃતિ આદ્યમાં, રમતા રામ ઓહંગ;
તન માત્રાદિ તત્વો પર, સૂલટ રામ સોહંગ. ૨૮

નિરંજન પુરુષ અને આદ્ય શક્તિથી લઈ આ બાજુ રહેલા જગતભરના સર્વે ચરઅચર ઘાટોમાં ઓહંગ પ્રણવ રમણ કરે છે. તેમજ પાંચ દેહ પાંચે તત્વોના હોવાથી, તે તત્વો પર પંચમાત્રાઓ રહેલી છે. તે તત્વોની આદ્યે માત્રાઓની પાર વિકાસરૂપ સુલટ ગતિનો સોહમ્-પ્રણવ અખંડ ભાવનાએ સહેજ શૂન્યમાં સમ થાય છે.

ઈંગલા પિંગલા સૂક્ષમણા, સૂક્ષ્મ વહે સમીર;
હદ બાંધી બેહદ વિષે, રહેવું ધારણ ધીર. ૨૯

હવે નિજસ્વરૂપે થવાની જિજ્ઞાસાવાળા અધિકારી હોય તેને નિજવૃત્તિની એકાગ્રતા કરવી, તેથી ઈંગલા અને પિંગલા નાડીઓના વિષે ચાલતા બન્ને સ્વરો ભ્રુકુટીમાં સમાતાં સુક્ષ્મણા થાય છે. તે સુક્ષ્મણાનો નિહંગ પ્રણવ અતિ સુક્ષ્મપણે વહન કરે છે. જ્યાંથી સુક્ષ્મણા ચાલુ થઈ તે હદને બાંધી, સોહંગ પ્રણવની બેહદના વિષે અતિ ધીરજ ધરીને રહેવું.

આરોહ અવરોહ પ્રાણથી, સહેજ સમાધી યોગ;
અણી અગ્રે દર્શતાં, ત્યાગે તત્વ સંયોગ. ૩૦

હવે સમ, દમ, ઉપપ્રતિતિ, તિતિક્ષણા અને શ્રદ્ધા સહિત નિજસ્વરૂપનું સમાધાન કરવા માટે પરમ દયાળુ, પરમગુરુના ઉપદેશ અનુસાર અંતર લક્ષમાં ઉજાગ્રત રહીને સાધન કરવું. આરોહ એટલે ઊંચે ચઢતો શ્વાસ, અવરોહ કહેતાં નીચે ઉતરતો શ્વાસ, તેને વિષે નિજ દષ્ટિને રાખી સ્થિર કરવાથી શ્વાસની ક્રિયા સમ થતી હોઈ, તેના યોગે સહેજ સમાધિ થાય છે. ત્યારે સર્વ તત્વોનો સંબંધ છૂટી જતો હોવાથી ભાલતિલકવત્ દિવ્ય પ્રણવનું અણીઅગ્ર સ્વરૂપ ઉપાસકની નિર્મળ દષ્ટિમાં દેખાય છે.

ગંભીર ગગને સ્થિર રહી, વૃત્તિ ત્યાં વિલમાય;
તો આગળ ગમ આપવા, શ્રી સતગુરૂ રીઝાય. ૩૧

ગગન એટલે ચિદ્ આકાશ અતિ ઘહેરું અને ગંભીર છે. ત્યાં સ્થિર રહીને વૃત્તિને લીન કરી, અંતર હંગમાં આશય સંયુક્ત નિજકર્તાને મળવાનો હેતુ રાખવો. જેથી અનંત દયાળુ પરમગુરુ દેવ રીઝીને, ચિદ્-બ્રહ્મની પાર સકર્તા પતિને પામવાની ગુરુગમ ગતિ બક્ષિસ આપશે.

નહિ જોવા નહિ ઝાલવા, અગમ અગોચર વસ્ત;
પણ ગુરૂ ગતિએ પામશો, વસ્તુ હસ્તો હસ્ત. ૩૨

જે સકર્તાપતિનું અતિ અવિગત સ્વરૂપ ચર્મ દષ્ટિ એ જોઈને પકડી શકાય તેવું નથી, ત્યાં સગુણ નિર્ગુણની ગમ નહીં પહોંચી શકવાના કારણે, ઉગરતી વસ્તુરૂપ કૈવલપતિ જેમ છે તેમ, સ્વરૂપ સ્થિતિએ યથાર્થ અદ્વૈત રહેલા છે. તેમને પરમ ગુરુની ગમગતિ દ્વારા હસ્તો હસ્તના ન્યાયે પ્રત્યક્ષ પામી શકાય છે.

નિત્ય સ્વરૂપ નિહાળવા, અન્યનો થાય અભાવ;
મન વૈરાગી હોય તો, સિદ્ધ સંયમનો દાવ. ૩૩

જ્યાં સુધી માયાનો પસારો છે, ત્યાં સુધીના ભોગોનો સંપૂર્ણ અભાવ થાય, તેને પોતાના મનમાં અતિ તીવ્ર વૈરાગ આવે છે. એવો અધિકારીજન ઈંદ્રિઓ અને અંતઃકરણ

વગેરે સર્વે તત્ત્વોને સિદ્ધ સંયમમાં રાખી શકે છે. ત્યારે નિત્ય સ્વરૂપને નિહાળવાની દિવ્ય દૃષ્ટિનો દાવ, પરમગુરુની કૃપાથી મળે છે.

એ રહેણી એ શ્રેણીએ, પ્રથમ ઓળખી આપ;
કૈવલ પરમ સિદ્ધાંતનું, ત્યારે નીકળે માપ. ૩૪

અત્યાર સુધી જેનું વર્ણન કરી જણાવ્યું તે દેહાતિત વસ્તુરૂપ ઓહંગ પ્રણવ છે. તેને સદ્‌ગુરુ દ્વારા યથાર્થ જાણીને અંતર દૃષ્ટિએ અજંપા રહેણીમાં રહેવું તે રહેણીમાં રહેવાથી, શ્રેણી એટલે સુલટ ક્રમની શુદ્ધ સમજ પડશે. તેને અનુસરી ખોજપૂર્વક તપાસી જોતાં જણાશે કે તત્વોનું કારણ ઓહંગ પ્રણવ અને ઓહંગ પ્રણવનું કારણ તે સોહંગ પ્રણવ, સકર્તાપતિની બાજપ્રકાશ બ્રહ્મવૃત્તિમાંથી ઉત્પન્ન થએલો હોઈ તેને પરમ સિદ્ધાંત કહેવામાં આવે છે. તે પરમ સિદ્ધાંતનું માપ જાણવા માટે જે કોઈ અંશ પોતાના સ્વરૂપને ઓળખી, સર્વજ્ઞ ગતિવાન મહાન સમર્થ પરમગુરૂનો શરણાંગત થઈ રહે તે જ પાર પામી શકશે.

કાઢી માપ અમાપનું, શ્રીમંત કુવેર ગતિરાજ;
શરણાંગત જોઈ પાત્રને, દેતા લક્ષ ધિરાજ. ૩૫

ઉપર દર્શાવ્યા મુજબ સર્વ શિરશ્રેષ્ઠ પરમ દયાળુ ભગવાન કરૂણાસાગર, અપાર અનુભવ ગતિના ચકવેપતિ મહારાજા છે. જેથી અમાપ નિર્ગુણ બ્રહ્મનું માપ કાઢીને તેના કારણરૂપ સકર્તાપતિને તારવી બતાવ્યા છે. તે સકર્તાપતિના પદને પામવાની સંપૂર્ણ આરતવાળા શરણાંગત થયેલા અધિકારીજનના યોગ્ય પાત્રને જોઈ, મહાધિરાજ સ્વામી શ્રીમંત કુવેર સાહેબ કૈવલ લક્ષ બક્ષિસ આપે છે.

યોગમુદ્રા કે સંપત્તિ, દિવ્ય સાધનમાં આદ્ય;
પ્રણવ અજંપા જાપથી, પામે પદવી મહાદ. ૩૬

અત્યાર સુધી થઈ ગએલા સગુણ નિર્ગુણના સર્વે મહાપુરુષોએ મોક્ષ માટે અષ્ટાંગ યોગ, પંચમુદ્રા અને ખટસંપત્તિ એ અતિ કષ્ટ સાધ્ય દિવ્ય સાધનો પ્રથમ બતાવેલા છે. પરંતુ ભગવાન કરૂણાસાગરે સર્વ અંશોને નિજ સ્વરૂપે થવા માટે સુગમ ઉપાય બતાવ્યો છે. તે મૂળ પ્રણવ અજંપા જાપ હોઈ, જેમાં નિજ દૃષ્ટિને એકાગ્ર કરવાથી પોતાના સ્વરૂપને ઓળખી મહાદ પરમ કૈવલ પદને પામી શકે છે.

અનુક્રમે ક્રમ સાધવા, પ્રણવ કલ્પતરૂ મંત્ર;
એ વિધી અર્થ વિચારતા, બાલકૃષ્ણ ધન્યતંત્ર. ૩૭

ઉપરોક્ત વિધિ પ્રમાણે અનુક્રમ એટલે સકર્તા સર્જનહારની પ્રકાશબ્રહ્મ વૃત્તિના ત્રણ મહાતત્વો ઉપર અંશની વૃત્તિ પડી. તેથી ત્રણ મહાતત્વો સચેતન થયા. જેના વડે સંજમભોગ વૃત્તિના ત્રણ ચક્ષસત્વ તેમજ ઈચ્છા વૃત્તિના બોતેર તત્વો ચૈતન થયા. આ પ્રમાણે અંશની વૃત્તિ છેક નીચે ઊતરી આવેલી છે. તેને ક્રમવાર સુલટાવીને નિજસ્વરૂપે થવા ભગવાન કરૂણાસાગરે સર્વ શ્રેષ્ઠ સાધન બતાવ્યું છે. તે મહામંત્ર રૂપ પ્રણવ કલ્પતરૂ હોઈ, એના વિષે વૃત્તિને રાખી પ્રણવ સાધનને સાધવામાં આવે તો અંશ નિજ સ્વરૂપે થઈ શકે છે. મહાન સમર્થ પરમગુરૂના કૃપાપાત્ર પૂજ્યશ્રી બાલકૃષ્ણ મહારાજ કહે છે કે એ પ્રણવયંત્રને ધન્ય છે કે જેના દ્વારા અંશ સરળતાથી પ્રત્યક્ષ પતિપદને પ્રાપ્ત કરી અખંડ પરમ સુખને ભોગવી શકે છે.

**ઈતિશ્રી બાલકૃષ્ણ રચિત કૈવલ મોક્ષ લક્ષ નિરૂપણ સમાપ્ત.**

**સંપૂર્ણ**

સંત શ્રી તુકારામની જય હો

# સત્ કૈવલ સાહેબ




**મહંત શ્રી સરજ્યુદાસજી ગુરુશ્રી મોહનદાસજી**

કુંભાલ પાટીયા, સુરત